શ્રી

# અધ્યાત્મરામાયણ.

મૂળ ઉપરથી ગુજરાતી

ભાષાંતર.

છપાવી પ્રસિદ્ધ કરનાર

વિશ્વનાથ વિ. ગોવિંદજી

રહેવાશી જામનગર.

મુંબઈઃ

ગુજરાતી પ્રિંટિંગ પ્રેસમાં છાપ્યું.

સંવત્ ૧૯૪૬. ઇસ્વી ૧૮૮૯.

કિંમત રૂ ૨-૮-૦

# સૂચના.

પુસ્તક મળવાનાં ઠેકાણાં નિચે મુજબ:-

મુંબઈમાં "ગુજરાતી પ્રેસ".

બારકોટ કાળકા દેવીના રસ્તા ઉપર પંડિત જેષ્ઠારામ મુકુંદજીની દુકાનેથી મળશે.

જામનગરમાં પ્રસિદ્ધ કર્તાને ત્યાંથી મળશે.

રાજકોટમાં વ્યાસ કૃપાશંકર જાદવજીને ત્યાંથી મળશે.

કચ્છ માંડવીમાં દવે જીવરામ હરીશંકરને ત્યાંથી મળશે.

ભાવનગરમાં વોરા અબદુલ હુસેન બુકસેલરને ત્યાંથી મળશે.

જુનાગઢમાં શા. ભગવાનદાસ નથુની દુકાનેથી મળશે.

**આજમ મેહેરબાન**

# રા. રા. હરીપ્રસાદ સંતોકરામ દેસાઈ,

જસ્ટીસ ઓફ ધી પીસ.

**સાહેબ,**

આપની ઉદાર બુદ્ધિથી અનેક શુભ કાર્યો તનમન ધનથી કરી સ્વદેશીઓનું કલ્યાણ કરો છો, નીતિનાં અને ધર્મનાં કામમાં અત્યંત પ્રીતિ ધરાવી દેશીઓને સંતુષ્ટ કરો છો, ઉત્તમ રાજનીતિજ્ઞ છો, એટલુંજ નહીં પણ વેદાંતના ઘણા ગ્રંથોનું અવલોકન કરી તેનું સંપૂર્ણ જ્ઞાન મેળવી આવાં ઉત્તમ પુસ્તકો બહાર પડતાં જોઇ તેમને અતિ આદરથી આશ્રય આપતા આવ્યા છો ને આપો છો, એ સર્વથી મોહિત થઇ આ વેદાંતમય અધ્યાત્મરામાયણનો ગ્રંથ, હું, આપ વેદાંતના ગુણગ્રાહકને પ્રેમપૂર્વક સમર્પણ કરૂં છું તે આપ ઉદાર ચિત્તથી સ્વીકારશો.

તમારો આજ્ઞાંકિત,

**વિશ્વનાથ ગોવિંદજી,**

જામનગરવાળા.

છપાઈ બહાર પડેલ છે.

# વલ્લભદિગ્વિજય.

અને

## વૈષ્ણવોના નિત્ય નિયમના બાવિશ ગ્રંથોનું

## મૂળ સહિત ભાષાંતર.

સર્વ વૈષ્ણવોને વિનંતિ પૂર્વક સૂચના કરવામાં આવે છે કે, ગોસ્વામી શ્રી વિઠ્ઠલેશજી મહારાજની સહાયતાથી ઉપર લખ્યું પુસ્તક હાલ બહાર પડેલ છે. જેમાં શ્રી મહાપ્રભુજીએ કરેલો દિગ્વજય અને તેના પ્રાગટયથી આરંભી તે આજ દીન લગીની તમામ હકીકત એટલે વૈષ્ણવોનું શું કર્તવ્ય છે વિગેરે બાબતો તથા શ્રી મહાપ્રભુજી અને તેઓના સાત ગાદીના બાળકોની છબીઓ અને શ્રી મહા પ્રભુજીથી તે આજ લગીના પ્રગટેલ બાળકોનું સાલ વાર કલ્પવૃક્ષ તથા બીજા બાળકોની છબીઓ પણ છે; તે પુસ્તક વૈષ્ણવોને ઘણું ઉત્તમ અને લેવા લાયક છે તેનું નોછાવર રૂ. ૧।। અને દેશાવરવાળાને ટપાલ ખરચના આના (૨) બે વધારે પડશે માટે જેને લેવા મરજી હોય તેણે ગુજરાતી પ્રેસમાં અગર પંડિત જેષ્ઠારામ મુકુંદજીને ત્યાં કાળકાદેવીના રસ્તાપર અગર વૈદ્ય લક્ષ્મીદાસ લાલજીને ત્યાં વડની ગાદી અને જામનગરમાં પ્રસિદ્ધ કર્તા પાસેથી મળશે.

**વિશ્વનાથ ગોવિંદજી.**

# પ્રસ્તાવના.

શ્રી આદિ કવિ વાલ્મીકિ મુનીએ શ્રીરામચરીત્રરૂપ મહારામાયણ કરી તે વિષે સર્વાધિષ્ઠાન બ્રહ્મરૂપ શ્રી રામચંદ્રજીનાં નિજ સ્વરૂપની સ્તુતિ આદિના પ્રસંગમાં ઘણી ગુપ્ત કથા વર્ણવેલી છે અને એ કથા શ્રી સદાશિવે પાર્વતીને બ્રહ્મવિદ્યાનો બોધ થવા માટે કહી છે, તેનો ખુલ્લેખુલ્લો અર્થ પરમદયાળુ શ્રી વેદવ્યાસજીએ બ્રહ્માંડ પુરાણની અંતર્ગત શ્રી અધ્યાત્મ રામાયણ રચી છે; જે આ લોકમાં તથા પરલોકમાં કલ્યાણ આપનારી છે. તેથી આ ગ્રંથનું ભાષાન્તર સુજ્ઞ લોકોની સેવામાં મૂકવા રજા લઉં છું.

આ અધ્યાત્મ રામાયણના બાલકાંડ, અયોધ્યાકાંડ, અરણ્યકાંડ, કિષ્કિંધાકાંડ, સુંદરકાંડ, યુદ્ધકાંડ અને ઉત્તરકાંડ એ પ્રમાણે સાત કાંડો છે; તેઓમાં બાલકાંડમાં શ્રીરામચંદ્રજીના જન્મથી તે સીતાજીના વિવાહપર્યંત કથા વર્ણવેલી છે. અયોધ્યાકાંડમાં શ્રીરામચંદ્રજીના રાજ્યાભિષેકમાં વિઘ્ન પડયાથી તે છેક દંડકારણ્યમાં પધાર્યા સુધીની કથા વર્ણવેલી છે. અરણ્યકાંડમાં વિરાધના વધનું તથા મહામુનીઓના દર્શન આદિનું વર્ણન કરીને સીતાજીનું હરણ થયાથી તે છેક રામચંદ્રજી શબરીના આશ્રમે ગયા ત્યાં સુધીની કથા વર્ણવેલી છે. કિષ્કિંધાકાંડમાં ઋષ્યમૂક પર્વતમાં હનુમાનજી તથા સુગ્રીવ આદિનો સમાગમ તથા વાળીના વધ પૂર્વક સુગ્રીવને રાજ્યાભિષેક કર્યો ત્યાંથી માંડીને સીતાજીની શોધ કરવાને વાસ્તે સુગ્રીવે હનુમાનજી વગેરે વાનરાઓને મોકલ્યાની અને તેઓને સીતાજી લંકામાં હોવાની ખબર મળ્યા સુધીની કથા વર્ણવેલી છે. સુંદરકાંડમાં હનુમાનજીએ સમુદ્રનું ઉલ્લંઘન કરી લંકામાં જઈ સીતાજીની સાથે

ભાષણ કર્યાની, અક્ષકુમાર આદિને મારી લંકાનો દાહ કર્યાની અને ત્યાંથી પાછા રામચંદ્રજીની પાસે આવીને સીતાજીની ખબર આપ્યા સુધીની કથા વર્ણવેલી છે. યુદ્ધકાંડમાં રામચંદ્રજી સૈન્ય સહિત સમુદ્રના તીરમાં પધાર્યાની, લંકામાંથી વિભીષણનો આવવાની, રામેશ્વરના સ્થાપનની, સેતુબાંધ્યાની અને યુદ્ધમાં રાવણને મારી સીતાને લઇ પુષ્પક વિમાનમાં બેસી અયોધ્યામાં પધારીને રાજ્યાસને બીરાજ્યા સુધીની કથા વર્ણવેલી છે. ઉત્તરકાંડમાં રામચંદ્રજીની પાસે મુનીઓ આવવાની, રાવણના જન્મ ચરિત્રની, વાળી તથા સુગ્રીવના જન્મની, લોકાપવાદના ભયથી સીતાજીનો ત્યાગ કર્યાની, વનમાં સીતાજીને બે કુંવરો જન્મ્યાની, રામચંદ્રજીએ લક્ષ્મણજીને આત્મબોધ આપ્યાની, ભરત તથા શત્રુઘ્નને નોખનોખાં રાજ્યો આપ્યાની, અશ્વમેધ કર્યાની, લક્ષ્મણજીનો ત્યાગ કર્યાની અને છેવટે સઘળી પ્રજા સહિત સ્વધામમાં પધારવા વગેરે કથાઓનું સવિસ્તર વર્ણન કરેલું છે.

આ પ્રસંગે કેહેવાનું એટલુંજ કે, અધ્યાત્મ રામાયણ ભાષાન્તરમાં વેદાંતના વિષયની કથાઓ છે જેથી તે ભાષાંતરને મૂળ સાથે શબ્દેશબ્દ ન વળગી રહેતાં ગુજરાતી ભાષાને વધારે અનુકૂળ થાય તેવો પ્રયત્ન કર્યો છે; છતાં તેમાં કાંઇ ભૂલ ચૂક રહી હોય તો તે સુજ્ઞ વાંચનાર સાહેબોએ સુધારી વાંચતાં રહેલી ખામી માટે ક્ષમા કરવી. હું કાંઇ વિદ્વાન્ નથી તેમ ગ્રંથ કર્તા નથી પણ આવા કામમાં અતિ ઉત્સુક છું.

વિ. વિ. ગો.

પ્રસિદ્ધ કર્તા.



श्री

# અધ્યાત્મરામાયણ.

## ( महात्म्य. )

अप्रमे यत्र यातीत निर्मल ज्ञानमूर्त्तये ।
मनो गिरांविदूराय दक्षिणामूर्त्तये नमः ॥

### सूत उवाच.

कदाचिन्नारदोयोगी परानुग्रहवांच्छया ।
पर्यटन्सकलाँल्लोकान्सत्यलोकमुपागमत् ॥

માયા, જીવ અને ઇશ્વર એ ત્રણ અપ્રમેયથી અળગા, નિર્મળ, જ્ઞાનમય મૂર્તિરૂપી અને મન વચનથી જેમનું સ્વરૂપ અગોચર છે, અર્થાત્ અચિંત્ય છે એવા દક્ષિણા મૂર્તિને નમસ્કાર હો.

સૂતપૌરાણિક કહેછે–કોઈ સમયે યોગી એવા નારદ બીજા લોકોનો અનુગ્રહ કરવાની ઇચ્છાથી સકલ લોકો પ્રત્યે ફરતા ફરતા સત્ય લોકમાં આવ્યા. ત્યાં મૂર્તિમાન્, વેદોથી વીંટાયેલા, ઉદય પામતા સૂર્યના સરખી પ્રભાથી સભાના મંદિરને સારી રીતે પ્રકાશ કરનાર, માર્કંડેય આદિ મુનિઓ જેની વારંવાર સ્તુતિ કરી રહ્યા છે એવા, ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાન કાળરૂપ, સર્વ પદાર્થના જ્ઞાન યુક્ત, સર્વ અર્થના જ્ઞાન સ્વરૂપ, સરસ્વતી નામની પોતાની શક્તિથી યુક્ત, ચાર મુખવાળા અને ભક્તોને ઇચ્છિત ફળ આપનાર જગતના નાથ બ્રહ્માને ભક્તિથી દંડવત્ પ્રણામ કરીને મુનિઓમાં શ્રેષ્ઠ નારદજી સ્તુતિ કરવા લાગ્યા. નારદની સ્તુતિથી પ્રસન્ન થએલા બ્રહ્મા, વૈષ્ણવોમાં ઉત્તમ એવા નારદજીને, નીચે પ્રમાણે કહેવા લાગ્યા–હે

મુને! તમ રે શું જાણવાની ઇચ્છા છે કે તે હું તમને કહું. એ પ્રમાણે બ્રહ્માનાં વચન સાંભળી નારદમુનિ બ્રહ્માને કહેવા લાગ્યા કે, આપની પાસેથી મેં પૂર્વે શુભ અશુભ, અર્થાત્ વિધિનિષેધ વિગેરે સર્વ સાંભળ્યું છે, પરંતુ હે દેવતાઓમાં શ્રેષ્ઠ! હમણાં તો એજ સાંભળવું છે કે, પુણ્યહીન લોકોને પરલોક પામવાનો ઉપાય શું? જો કે આ રહસ્ય છે, તો પણ મારા ઉપર આપને અનુગ્રહ કરવો હોય તો કહો. ભયંકર કલિયુગ પ્રાપ્ત થવાથી સર્વ મનુષ્યો પુણ્ય વગરના, દુરાચારમાં પ્રીતિવાળા, સત્ય વાર્ત્તાથી વિમુખ, પરાપવાદમાં પ્રીતિવાળા, પરદ્રવ્યમાં અભિલાષાવાળા, પરસ્ત્રીઓમાં આસક્ત મનવાળા, પરની હિંસા કરવામાં તત્પર, દેહને વિષે આત્મદૃષ્ટિ રાખનારા, મૂઢ, નાસ્તિક, પશુ સરખી બુદ્ધિવાળા, અર્થાત્ આહાર વિહારમાં માત્ર તત્પર પરંતુ વિધિનિષેધને નહિ જાણનારા, માતા પિતાનો દ્વેષ કરનારા, સ્ત્રીજીત્, કામ્ય કર્મને કરનારા બ્રાહ્મણો લોભરૂપિ પાશથી બંધાયેલા, વેદનો વિક્રય કરીને જીવનારા, ધન સંપાદનને અર્થે અભ્યાસ કરેલી વિદ્યાના મદથી મોહ પામેલા, અર્થાત્ પારકી અવજ્ઞા કરવાના સ્વભાવવાળા, પોતાના જાતિ કર્મનો ત્યાગ કરનારા, ઘણું કરીને પરને છેતરવાને માટેજ ધર્મનું આચરણ કરનારા, અને ક્ષત્રિયો અને વૈશ્યો પણ પોતાના ધર્મનો ત્યાગ કરનારા, તેમજ કેટલાક શૂદ્રો બ્રાહ્મણ સરખો આચાર પાળવામાં તત્પર અને સ્ત્રીઓ પણ ઘણું કરીને ભ્રષ્ટ, સ્વામિની અવજ્ઞા કરવામાં નિર્ભય, અને સાસુ સસરાનો દ્વેષ કરનારી થશે, તેમાં કાંઇ સંશય નથી. એ નષ્ટ બુદ્ધિવાળા લોકોને પરલોક કેમ મળશે તેની ચિંતાથી હમેશાં મારૂં ચિત્ત વ્યાકુળ થઇ રહે છે માટે એ લોકોને જે સેહેલા ઉપાયથી પરલોકની પ્રાપ્તિ થાય તે સર્વ ઉપાય તમે જાણો છો માટે તે સવિસ્તર કહો. એવાં નારદ ઋષિનાં વાક્ય સાંભળી બ્રહ્મા કહેવા લાગ્યા—હે સાધો! તમે બહુ સારૂં પૂછ્યું. તેનો ઉત્તર કહુંછું તે આદરથી સાંભળો. પૂર્વે ત્રિપુરાસુરને હણનારા શિવજીને શ્રીરામ તત્વનાં જીજ્ઞાસુ ભકતવત્સલ પાર્વતીએ વિનયસહિત પૂછ્યું હતું, ત્યારે મહાદેવજીએ પાર્વતીને ગુપ્ત એવું અધ્યાત્મ રામાયણ નામનું ઉત્તમ પુરાણ કહી સંભળાવ્યું હતું. તે અધ્યાત્મ

રામાયણ, કે જેમાં અખંડ અધ્યાત્મ જ્ઞાન ભરપૂર રહેલું છે તેવું, ચિત્તને વિષે અંતર્યામિપણાથી વર્તનારા અર્થાત્ રમનારા યોગિઓને ચિત્તની શુદ્ધિ દ્વારાએ પરમપદને પ્રાપ્ત કરાવનાર અને જ્ઞાન, જ્ઞેય ને જ્ઞાતા સ્વરૂપ રામને વિષે યોગેશ્વરો રમી રહ્યા છે તે ઇશ્વરના સ્વરૂપને પ્રાપ્ત કરાવનાર આ અધ્યાત્મ રામાયણને જગતનાં માતા પાર્વતી રાત્રિ દિવસ પૂજા કરીને આલોચન (વિચાર) કરતાં, અદ્યાપિ તે સ્વાનંદ સ્વરૂપમાં મગ્ન રહે છે. સારાંશ એ કે. એ અધ્યાત્મ રામાયણના પાઠ પરિચિંતનથી સ્વસ્વરૂપમાં આનંદવાળા જગતના અંતર્યામિનું સારી રીતે જ્ઞાન થવાથી આનંદ ભાસમાન થાય છે એવું આ પુરાણ જ્યારે પ્રાણિઓનાં અદૃષ્ટ વશેથી લોકની અંદર પ્રચાર પામશે ત્યારે તે અધ્યાત્મ રામાયણના અધ્યયન માત્રથી લોકો સદ્ગતિને પામશે. જ્યાં સુધી જગતને વિષે અધ્યાત્મ રામાયણ ઉદય પામશે નહી ત્યાં સુધી બ્રહ્મહત્યાદિક પાપ પણ રહેશે. વળી જ્યાં સુધી જગતમાં અધ્યાત્મ રામાયણ ઉદય નહીં પામે ત્યાં સુધી કલીયુગનો મહોત્સાહ નિશંકપણે. સારી તરેહથી વરતશે. જ્યાં સુધી અધ્યાત્મ રામાયણ જગતમાં ઉદયને નહિ પામે ત્યાં સુધી યમદુતો પણ નિર્ભય થઇ સંચાર કરશે. જ્યાં સુધી જગતને વિષે અધ્યાત્મ રામાયણ ઉદય પામશે નહિ ત્યાં સુધી સર્વ શાસ્ત્રો પણ પરસ્પર વિવાદકર્યા કરશે અને રામનું સ્વરૂપ પણ મોટા પુરૂષોને ત્યાં સુધી જાણવું અશકય છે. હે મુનિઓમાં શ્રેષ્ઠ ! અધ્યાત્મ રામાયણનાં કીર્તન અને શ્રવણનું સમગ્ર ફલ હું પણ કહી શકતો નથી તો પણ હે અનઘ! નિષ્પાપ ! તે અધ્યાત્મ રામાયણનું મહાત્મ્ય પૂર્વે જે મને શંકરે કહ્યુંછે તે યત્કિંચિત્ તમને કહીશ, તે ચિત્તને સાવધાન કરીને સાંભળો. અધ્યાત્મ રામાયણના શ્લોકનો અથવા અર્ધા શ્લોકનો જે મનુષ્ય ભકિત યુકત થઇ પાઠ કરે તે ક્ષણમાત્રમાં પાપથી મુકત થાય છે. વળી અનન્ય બુદ્ધિવાળો જે મનુષ્ય પ્રતિ દિવસે યથાશકિત. ભકિતથી અધ્યાત્મ રામાયણનું વ્યાખ્યાન કરે તે જીવન્મુકત થાયછે. હે મુનો આળસ રહિત જે મનુષ્ય ભકિતથી અધ્યાત્મ રામાયણનું પૂજન કરે છે તેને દિવસે દિવસે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે.

જે માણસ દૈવેચ્છાએ એટલે અકસ્માત્ આદર વગર પુરાણ શ્રવણ કરવાના વિધિ વિના પણ અધ્યાત્મ રામાયણનું બીજા પાસેથી શ્રવણ કરે તે પણ પાપથી મુક્ત થાય છે. જે માણસ, પાસે આવીને અધ્યાત્મ રામાયણને નમસ્કાર કરે છે તે સર્વ દેવતાના પૂજન કરવાના ફળને પામે છે. જે અધ્યાત્મ રામાયણનું પુસ્તક પૂર્ણ રીતે લખી વા લખાવીને રામ ભક્તોને આપે તેના પુણ્યનું ફળ કહું તે સાંભળ. ચારે વેદો ભણવાથી તથા શાસ્ત્રો વાંચવાથી જે ફળ લોકને વિષે દુર્લભ છે તે ફળ પુસ્તકનું દાન કરતાને મળે છે. એકાદશીને દિવસે ઉપવાસ કરીને જે નરમાં ઉત્તમ રામ ભક્ત, સભામાં અધ્યાત્મ રામાયણનું વર્ણન કરે છે તેના પુણ્યનું ફળ કહું છું તે, હે વૈભવોમાં શ્રેષ્ઠ નારદ, સાંભળ. પ્રત્યેક અક્ષરે વર્ણન કરનારને ગાયત્રીના પુરશ્ચરણનું ફળ થાય છે. વળી અનન્ય મતિવાળો જે માણસ શ્રી રામનવમીને દિવસે ઉપવાસનું વ્રત કરીને રાત્રિએ જાગરણ કરી અધ્યાત્મ રામાયણનો પાઠ કરે અથવા શ્રવણ કરે તેનું પુણ્ય કહું છું તે સાંભળ. કુરૂક્ષેત્ર વિગેરે સર્વ પવિત્ર તીર્થોને વિષે સૂર્ય ગ્રહણ સમયે જળમાં રહીને પોતાને અતિ પ્રિય એવી વસ્તુઓ વ્યાસજી સરખા બ્રાહ્મણોને દાન આપીને જે ફળ ભોગવે તે ફળ પાઠ કરનાર અને સાંભળનારને થાશે એ સત્ય કહું છું તેમાં સંશય નથી. જે માણસ હર્ષથી રાત્રિ દિવસે અધ્યાત્મરામાયણને ગાય છે તેની આજ્ઞાની ઇંદ્રાદિ દેવતાઓ વાટ જુવે છે. તેમજ જે મનુષ્ય તત્પર થઇ પ્રતિ દિવસ અધ્યાત્મ રામાયણનો પાઠ કરતાં જે જે કર્મ કરે તેથી કોટી ( કરોડ ) ગણું ફળ થાય છે; તેમાં પણ જે સ્થિર ચિત્ત થઇ શ્રી રામ હૃદયનો પાઠ કરે તે બ્રહ્મઘાતી હોય તોપણ ત્રણ દિવસમાં પવિત્ર થાય છે. વળી જે હનુમાનની મૂર્ત્તિ પાસે પ્રતિ દિવસ મૌન રહિને ત્રણ વાર શ્રી રામ હૃદયનો પાઠ કરે તે સર્વ ઇચ્છીત પદાર્થ ભોગવનાર થાય છે. જો તુલસી અને પીપલાની પાસે શ્રી રામ હૃદયનો પાઠ કરતાં પ્રદક્ષિણા ફરે તો તેના દરેક અક્ષરનો ઉચ્ચાર પોતાના અને સાંભળનરાના બ્રહ્મહત્યાના પાપનું નીવારણ

કરશે. હે મુને, રામગીતાનુ સઘળું મહાત્મ્ય શંકર જાણે છે; તેનું અર્ધ પાર્વતી જાણે છે; તેનું અર્ધ હું જાણું છું, તે સમગ્ર કહી શકાતું નથી માટે તમને કિંચિત્ માત્ર કહું છું. જે જાણીને તરતજ લોકોના ચિત્તની શુદ્ધિ થાય. હે નારદ! શ્રી રામગીતા જે પાપનો નાશ કરતી નથી તે પાપ કોઇ લોકમાં કે તીર્થાદિકમાં કોઇ પણ વખતે નાશ પામતું નથી. હમેશાં લોકમાં શોધ કરૂં છું તોપણ તે રામગીતા જે પાપનો નાશ ન કરે તેનો કોઈ નાશ કરે એવું હું જોતો નથી. શ્રી રામચંદ્રજીએ હર્ષથી ઉપનિષદ્‌રૂપી સાગરનું મંથન કરીને આ શ્રી રામગીતા રૂપ અમૃતને ઉત્પન્ન કરી લક્ષ્મણને આપેલું છે તે રામગીતામૃતનું પાન કરવાથી પુરૂષ અમર થાય છે. પૂર્વે પરશુરામ સહસ્ત્રાંર્જુનના વધની ઇચ્છાથી શંકરની પાસે ધનુર્વિદ્યાનો અભ્યાસ કરવાને માટે રહ્યા હતા, ત્યારે પાર્વતીએ પ્રયત્નથી ભણવા માંડેલી રામગીતાને સાંભળી ગ્રહણ કરીને ભણવાથી પરશુરામ તત્કાળ નારાયણ સ્વરૂપને પામ્યા; માટે જો કોઈ માણસ બ્રહ્મહત્યા વિગેરે પાપોનું નિવારણ કરવા ઇચ્છતો હોય તે માત્ર એક માસ સુધી રામગીતાનો પાઠ કરવાથી પાપથી મૂકાય છે. દુષ્ટ પ્રતિગ્રહ, તિલધેનું (અમુક પ્રમાણમાં તિલ આપવા તે તિલધેનું કેહવાય છે) હાથી, ઘોડો, મરેલાનું અન્ન, મૃગ ચર્મ, મણી, વિયાયેલી ગાય એ સાત દુષ્ટ પ્રતિગ્રહ છે. દુષ્ટ ભોજન, જુઠું બોલવા વગેરેથી થએલું જે પાપ તે રામગીતા કીર્તનથી નાશ થાય છે. જે માણસ સાલિગ્રામ પાસે, તુલસી અથવા પીપળાની પાસે, તેમજ યતી (ત્યાગી સંન્યાસીઓ)ની પાસે રામગીતાનો પાઠ કરે છે તેને જે ફળ થાય છે તે ફળ વાણીથી કહી શકાતું નથી. ભક્તિથી રામગીતાનો પાઠ કરતાં જે માણસ શ્રાદ્ધને વિષે બ્રાહ્મણોને જમાડે તેના સર્વે પિતૃઓ વિષ્ણુના પરમ પદને પામે છે. વળી એકાદશીને દિવસે નિરાહાર રહી બારસને દિવસે નિયમિત થઇ અગથ્યાના ઝાડનાં મૂળ પાસે રામગીતાનો જે પાઠ કરે તેજ સાક્ષાત રામચંદ્ર જેવો સમજવો ને તે સર્વે દેવતાઓમાં પૂજાય છે. દાન વિના, ધ્યાન વિના, તેમજ તીર્થના સ્નાન વિના પણ મનુષ્ય રામ

ગીતાનું અધ્યયન કરીને તેના અનંત ફળને પામે છે. હે નારદ! આ બાબત વધારે કેવાથી શું ? પણ સાર માત્ર સાંભળવાનો એછે કે શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઇતિહાસ અને સેંકડો શાસ્ત્રો અધ્યાત્મ રામાયણના અધ્યયનની સોલમી કળાને પણ પુણ્ય ફળથી બરાબરી કરી શકતાં નથી. એ રીતે અધ્યાત્મરામાયણનું મહાત્મ્ય બ્રહ્માએ મુનિઓમાં શ્રેષ્ઠ એવા નારદને કહ્યું તેનો જે મનુષ્ય શ્રદ્ધાથી પાઠ કરે અથવા સાંભળે તે દેવતાઓથી પૂજાતો વિષ્ણુની પદવીને પામેછે.

अध्यात्मरामचरितस्य मुनीश्वरायमाहात्म्यमेतदुदितंकमलाशनेन
यःश्रद्धयापठतिवाशृणुयात्समर्त्यः प्राप्नोतिविष्णुपदवींसुरपूज्यमानः

**ઇતિશ્રી બ્રહ્માંડપુરાણના ઉત્તર ખંડને વિષે અધ્યાત્મ રામાયણનું મહાત્મ્ય સંપૂર્ણ.**



# શ્રી અધ્યાત્મરામાયણ

## बालकांड: प्रारंभ:

### સર્ગ ૧લો.

यःपृथ्वीभरवारणायदिविजैः संप्रार्थितश्चिन्मयः
संजातःपृथिवीतलेरविकुले माया मनुष्योऽव्ययः।
निश्चक्रंहतराक्षसः पुनरगाद् ब्रह्मत्वमाद्यांस्थिरां
कीर्तिं पापहरां विधाय जगतां तं जानकीशं भजे ॥

પૃથ્વીનો ભારં ઉતારવા સારૂ દુષ્ટ રાક્ષસાદિકથી પીડા પામેલા દેવતાઓએ પ્રાર્થના કરવાથી જે ચિન્મય, અર્થાત્ ચિદ્રૂપ, અવિનાશી ઈશ્વર છતાં પૃથ્વી ઉપર સૂર્યના કુળમાં માયાએ કરી મનુષ્ય રૂપે પ્રગટ્યા પછી અવશેષ ન રહે, તેમ સર્વ રાક્ષસોને હણીને જગતના પાપને હરનારી સ્થિર કીર્ત્તિને રાખીને પોતાના આદ્ય બ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થયા એવા તે જાનકીજીના ઈશ્વર રામચંદ્રને હું ભજું છું. (તે રામચંદ્રજીનું બ્રહ્મપણું લક્ષણથી દૃઢ કરે છે.) વળી જે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય વિગેરેને વિષે એક કારણ રૂપ માયાનો આશ્રય કરનાર છતાં નિર્માયિક અર્થાત, માયાથી રહિત અચિંત્ય, મુર્તિ, આનંદઘન, નિર્મળ, નિજબોધરૂપ, સર્વ તત્વને જાણનાર સીતાપતિ રામચંદ્રને હું નમું છું. જેઓ નિત્ય એકાગ્રચિત્ત થઈને કલ્યાણકારી, સર્વ પુરાણોમાં મનાએલા અધ્યાત્મરામાયણનો પાઠ કરે છે અથવા શ્રવણ કરે છે

તેઓ નિષ્પાપ થઇને પ્રભુનેજ, અર્થાત્ સાયુજ્ય મુક્તિને પામે છે. જો નિરંતર ભવબંધનથી મુક્તિ મળે એવી ઇચ્છા હોય તો નિત્ય અધ્યાત્મ રામાયણનો પાઠ કરવો. જે નિત્ય અધ્યાત્મ રામાયણનું શ્રવણ કરે તેને ગાયોના કોટીગણાં દાનનું ફળ મળે છે. ત્રિપુરારિરૂપ પર્વતમાંથી ઉત્પન્ન થએલી અને શ્રી રામચંદ્ર રૂપ મહા સમુદ્રને મળેલી આ અધ્યાત્મરામાયણ રૂપ ગંગા, ત્રણ ભુવનને પાવન કરે છે.

કોઇ એક સમયે સેંકડો સૂર્ય સરખા પ્રકાશિત, ત્રણ લોકને વિષે ઉજ્વળ કૈલાસ પર્વતના મંદિરમાં રત્નજડિત સિંહાસનપર બેઠેલા, સિદ્ધના સંઘ, અર્થાત્ સમૂહથી સેવાયેલા, નિર્ભય, સકળ પાપને હરનાર, ત્રીલોચન અને ધ્યાનનિષ્ઠ મહાદેવના વામ ઉત્સંગમાં બિરાજેલાં, ઉત્તમ ભક્તિથી નમ્ર, ગિરિ હિમાલયનાં પુત્રી પાર્વતી આ પ્રમાણે આનંદકારી વાક્ય કહેવા લાગ્યાં.

પાર્વતીજી કહે છે—જગતના નિવાસ રૂપ હે મહાદેવ! તમને હું નમસ્કાર કરૂં છું. તમે સર્વના અંતઃકરણના દ્રષ્ટારૂપે પરમેશ્વર છો માટે પુરૂષોત્તમ ભગવાનના સનાતન તત્વને પૂછું છું, કારણ કે તમે પણ સનાતન છો. જે તત્વને અત્યંત ગુપ્ત અને અનન્ય વાચ્ય એટલે અન્ય અભક્તને કહેવાને અયોગ્ય હોય તે મોહોટા મહિમાવાળા ભક્તોને કહે છે. માટે હે દેવ, હું આપની ભક્ત છું. માટે મેં જે પૂછ્યું છે તે કૃપા કરી કહો. આપ મારા પ્રિય સ્વામી છો માટે મુને "જે જ્ઞાનથી લોકો તરી જાય છે અને જન્મ મરણ પામતાં નથી" તે વિજ્ઞાન સહિત, અર્થાત્ નિદિધ્યાસના પરીપાકથી થએલા અપરોક્ષ જ્ઞાન સહીત કહો. જ્ઞાન, અર્થાત્ શ્રવણ મનનથી થએલું પરોક્ષ જ્ઞાન, કે જે હું બ્રહ્મ સ્વરૂપ છું અને સર્વ જગત્ બ્રહ્મસ્વરૂપ છે તે, તથા ભક્તિ વૈરાગ્યયુક્ત નિયમિત શબ્દની પેરે પ્રકાશિત જ્ઞાનને, હું સ્ત્રી જાતિ પણ આપનું કહેલું જેમ સમજું તેમ કહો. હે કમળ સરખા નેત્રવાળા મહાદેવ, બીજું પરમ રહસ્ય પૂછું છું તે એ કે, ભવસાગર તારનાર પ્રસિદ્ધ વહાણ રૂપી તે રામચંદ્રનો મહિમા કહો. સંસારથી મુક્ત કરવાને માટે પ્રસિદ્ધ ભક્તિ એજ મુખ્ય સાધન છે, તેથી બીજું કાંઇપણ સાધન નથી, તોપણ મારા

હૃદયમાં રહેલા રામ અનીશ્વર છે, એવા સંશયના બંધનને તમે નિર્મળ ઉપદેશમય ઉક્તિઓએ કરી તોડી નાંખવાને યોગ્ય છો. કેટલાએક રામને પર, એક, આદ્ય, અને માયાના ગુણોથી થયેલા અને રાગ દ્વેષાદિ પ્રવાહનો જેણે ત્યાગ કર્યો છે એવા કહે છે, અને કેટલાક સાવધાન લોકો, અર્થાત્ જ્ઞાનીઓ, અહોરાત્ર તેનું ભજન કરે છે તેથી સિદ્ધ થઇ પરમ પદ, અર્થાત્ મોક્ષને પામે છે. તેમ કેટલાક કહે છે કે પરમ સમર્થ છતાં પણ રામ પોતાની અવિદ્યા (માયા)થી વીંટાએલા પોતાના આત્મસંજ્ઞક બ્રહ્મ સ્વરૂપને જાણતા નહોતા એટલા માટે તેમને બ્રહ્માએ બોધ કર્યો ત્યારે પરમાત્મા રામે પોતાના ઇશ્વર સ્વરૂપને જાણ્યું, અર્થાત્ જાણવા લાગ્યા. જો કદિ પહેલાંથી પોતે સ્વરૂપને જાણતા હતે તો એ પરમાત્મા સીતાને વાસ્તે વિલાપ શા માટે કરત? જો જાણતા નહતા એમ કહિયે તો સર્વ જીવ વર્ગ સરખા રામને કોણે સેવવા ? આના ઉત્તરમાં આપે શું વિચાર્યું ? તે મારા સંદેહને ભેદનારૂં, અર્થાત્ દૂર કરનારૂં વાક્ય મને કહો.

શ્રી મહાદેવજી કહે છે—હે દેવિ! તુંને ધન્ય છે. તું પરમાત્માની ભક્તાણી છો; કારણ કે રામ તત્વને જાણવાને તમારી ઇચ્છા થાય છે. પૂર્વે કોઇએ પણ આવું પરમ ગૂઢ રહસ્ય કહેવા સારૂ મને પ્રેરણા કરી નહતી. આજ તેં મને ભક્તિએ કરીને પ્રેરણા કરી તેથી રઘુકુળમાં ઉત્તમ રામચંદ્રને પ્રણામ કરીને તમારા પ્રશ્નનો ઉત્તર કહું છું તે સાંભળો. રામ પરમાત્મા, (બ્રહ્મ) પ્રકૃતિ-(માયા)થી પર, અનાદિ, આનંદરૂપ, એક પુરૂષોત્તમ, અર્થાત્ સર્વ જીવોથી ઉત્તમ અને સર્વ લોકોમાં સુપ્રસિદ્ધ છે. આ વિષયમાં કોઇ આશંકા કરે જે એવા અખંડ ઈશ્વરને મનુષ્ય દેહ ધારણ કરવાનું કારણ શું ? તેનો એજ ઉત્તર જે, ઇશ્વર અઘટિત, એટલે ન ઘટાવી શકાય તેવાં કાર્યોને ઘટાવવા શક્તિરૂપી શ્રુતિ સિદ્ધ પોતાની માયાએ કરીને આ સમસ્ત દૃશ્ય જગતને સ્રજીને આકાશની પેરે અંદર ને બહાર રહેલા છે. વળી સર્વની અંદર અર્થાત્ હૃદય અથવા અંતઃકરણ વિગેરેમાં રહ્યા છે તોપણ અત્યંત ગૂઢ, ન જણાય તેવા, ગુપ્ત રહેલા અંતરાત્મા પોતાની માયાથી સ્રજેલા આ જગતને પ્રકાશયુક્ત કરે છે. જેની સમીપ રહેવાથી જગતવાસિ સર્વ પ્રાણિઓ-

નાં અંતઃકરણો "જેમ ક્રિયા વગરનો લોહચુંબકનો પત્થર, લોખંડને પોતાની વિશેષ શક્તિને લીધે માત્ર પાસે ધરવાથી ચલાયમાન કરે છે તેમ" ચૈતન્યવાન અને નિષ્ક્રિયાવાળાં છે તોપણ પોતાની માયાના વિચિત્રપણાથી નીત્ય પોતપોતાની ચેષ્ટા (કાર્ય) કરે છે. એ માયાના ગુણથી અસ્પષ્ટ આદિક સ્વરૂપવાળા રામસ્વરૂપને જેઓ (જે જીવો) પોતાની અવિદ્યાએ કરી વીટાયેલા મનવાળા અને મૂઢ ચિત્તવાળા છે તેઓ જાણતા નથી. એટલા માટે જે (જીવો) શુદ્ર, અર્થાત્ માયાના દોષથી રહિત, જ્ઞાન સ્વરૂપ, માયાનો ત્યાગ કરનાર અથવા પોતાના જ્ઞાનવાળાની માયાના દોષને મટાડનાર, શ્રી રામચંદ્ર ઉપર પણ માયાનો આરોપ મૂકે છે તે પોતે અજ્ઞાની હોવાંથી શ્રીરામને અજ્ઞાની જાણે છે. પુત્રાદિમાં આસક્ત થઇ ઘણા કર્મયુક્ત થતાં સંસારને એટલે જન્મ મરણને નિશ્ચેજ પામે છે. જેમ અજ્ઞાની લોકો કંઠમાં રહેલા સોનાના અલંકારને જાણતા નથી તેમજ મૂઢ લોકો પોતાના હૃદયને વિષે રહેલા શ્રી રામને જાણતા નથી. જેમ જ્યોતિઃસ્વરૂપ સૂર્યને વિષે અંધારૂં સંભવે નહીં તેમ વિશુદ્ધ, વિજ્ઞાન, ઘન, શ્રેષ્ઠથી શ્રેષ્ઠ, રઘુકુળમાં ઉત્તમ પરમેશ્વર રામને વિષે અવિદ્યા, અર્થાત્ અજ્ઞાન કેમ હોય? જેમ વિકારયુક્ત દૃષ્ટિવાળાને ઘર વિગેરે ભમતાં (ગોળ ચકર ફરતાં) તેની આંખોએ જણાય છે, જેમ દેહ ઈંદ્રિયાદિકના કર્ત્તાને અંતઃકરણનો, અર્થાત્ અહંકારનો આરોપ પ્રાપ્ત થાય છે, તેમ. રામ પરમાત્માને વિષે અધ્યાસ કરી જીવ મોહ પામે છે. વળી રામને વિષે પોતાથી જ્ઞાન અજ્ઞાન સંભવતું નથી એ વાતને ફરીને દૃઢ કરવા વાસ્તે પ્રકાશરૂપ વ્યભિચારથી વિચારતાં સૂર્યને જેમ રાત્રિ દિવસ કયાંય પણ ન થાય તેમ શુદ્ધ ચૈતન્ય ઘન એવા શ્રી રામને વિષે જ્ઞાન તથા અજ્ઞાન એ બે કેમ રહી શકે? તે કારણ માટે પરમ, આનંદમય, વિજ્ઞાનરૂપ અર્થાત્ નિર્વિકલ્પ જ્ઞાનરૂપ રામચંદ્રને વિષે અજ્ઞાન ઘટતું નથી. કેમકે અજ્ઞાનના સાક્ષી એટલે માયાના અધિષ્ટાતા રૂપ, કમળ સરખાં નેત્રવાળા રામને માયાનો આશ્રય કરવાથી માયાકૃત મોહનું કારણ સંભવે નહીં. આ પ્રસંગે મોક્ષના સાધનરૂપ સીતા, રામ અને હનુમાનનો

સંવાદ, રહસ્ય અને દુર્લભ છે તોપણ તમને કહીશ. પૂર્વે રામાયણને પ્રવર્ત્તાવનાર, રામા અવતારના કાળને વિષે રણસંગ્રામમાં વખાણવા લાયક રામ, સેના અને વાહન સુધાં દેવનો દ્રોહ કરનાર રાવણને હણીને સીતાજી સહિત સુગ્રીવ અને લક્ષ્મણ સાથે હનુમાન વિગેરે મહા યોદ્ધાઓથી વીટાએલા શ્રી રામચંદ્ર અયોધ્યામાં પધાર્યા. વસિષ્ઠ આદિ મહાત્માઓ સહિત સિંહાસન ઉપર બેઠેલા તથા કોટી સૂર્ય સરખી પ્રભાવાળા રામને સિતા સહિત અભિષેક કર્યો, તે સમયે હાથ જોડીને પાસે ઉભા રહેલા, સર્વ કામ જેણે કરેલાં છે એવા, ધન વગેરેની આકાંક્ષાથી રહીત, માત્ર જ્ઞાનની અપેક્ષાવાળા મહા મતિવાન્ હનુમાનને જોઇ રામે સીતાને કહ્યું કે, હનુમાનને તત્વ અર્થાત્ મારા સ્વરૂપનું જ્ઞાન કહો. આપણી બંનેની નિત્ય ભક્તિ કરનાર આ નિષ્પાપ જ્ઞાનના અધિકારી હનુમાન જ્ઞાન દેવાને પાત્ર છે. એવાં રામનાં વચન સાંભળી 'બહુ સારૂ" એમ કહીને લોકોને મોહ કરનારાં સીતાજીએ શરણે આવેલા હનુમાનને, સાંભળનારને નિશ્ચય થાય તેવી રીતે રામ તત્વનો નિચે પ્રમાણે ઉપદેશ કર્યો.

સીતાજી કહે છે—હે હનુમન્! પરબ્રહ્મરૂપ, સદ્,ચિદ્ ને આનંદમય, અદ્વિતીય,સર્વ ઉપાધિથી નિર્મુક્ત, સત્તામાત્ર, અને અગોચર, અર્થાત્ મન વચનથી અપ્રાપ્ય એવા રામને જાણો તથા આનંદરૂપ,નિર્મળ,શાંત, નિર્વિકાર, અર્થાત્ છ વિકારથી રહિત, નિરંજન એટલે અવિદ્યા અને અવિદ્યાના કાર્યથી મુક્ત, સર્વ વ્યાપક, સર્વાંતર્યામી, સ્વપ્રકાશ, નિર્દોષ એવા રામને જાણો. જો રામ એવા હોય તો જગતના કારણપણાનો તેના વિષે અસંભવ ગણાય, તેથી જગતની ઉત્પત્તિ કોનાથી થઇ જાણવી? મુને જગતની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરનારી મૂળ પ્રકૃતિ એટલે સર્વ જગતના ઉપાદાન કારણ રૂપ (માયા) જાણ. તે ઇશ્વરના સંનિધિ માત્રે કરી આળસ રહિત હું આ જગતને સૃજુ છું. રામ જાતા નથી, ઉભા રહેતા નથી, શોક કરતા નથી,તેમ ઇચ્છા કે ત્યાગ કરતા નથી અને કાંઇ પણ કરતા નથી, માત્ર આનંદ મૂર્ત્તિ, અચળ અને પરિણામ રહીત, અર્થાત્ તે ઇશ્વરની સાન્નિધ્યે કરી આ જગતને મેં સ્રજ્યું છે તેનો અજ્ઞાની લોકો તે

ઇશ્વરને વિષે આરોપ મૂકે છે. એટલે દૃઢ કરવાને માટે પોતાનાં કરેલાં ચારિત્રોને દર્શાવે છે. અયોધ્યા નગરને વિષે અતિ નિર્મળ રઘુવંશમાં જન્મ–વિશ્વામિત્રને સહાય–યજ્ઞનું રક્ષણ–અહલ્યાના શ્રાપનું નિરાકરણ–શંકરના ધનુષનો ભંગ–મારૂં પાણિગ્રહણ–પરશુરામના મદનો નાશ–અયોધ્યાને વિષે નિવાસ–મને સાથે લઇ બાર વરસ સુધી દંડક વનમાં જવું–વિરાધનો વધ–સુવર્ણના મૃગનું રૂપ લેનાર માયાવી મરીચનું મરણ–માયારૂપી સીતાનું હરણ–જટાયુને તથા કબંધ રાક્ષસને મોક્ષની પ્રાપ્તિ–ભીલડીનો સત્કાર–સુગ્રીવની સાથે સમાગમ–વાલીનો વધ–પછે સીતાજીની શોધ–સમુદ્રને વિશે પાજ બાંધવી–લંકાને ઘેરી લેવી–તથા યુદ્ધને વિશે પુત્ર સહીત દુષ્ટ અંતઃકરણવાળા રાવણનો વધ–વિભિષણને રાજ્ય આપવું–મારી સાથે પુષ્પક વૈમાનમાં બેસી અયોધ્યામાં આવવું, અને તે પછી ગાદી ઉપર શ્રી રામનો અભિષેક–એ આદી સર્વ કર્મો મારાજ આચરણ કરેલાં છે, છતાં લોકો અખિલ બ્રહ્માંડના આત્મારૂપ આ નિર્વિકાર રામને વિષે આરોપ મૂકે છે. માયાએ સૃજેલા પદાર્થોને અનુગત થઇ તેવા અધિષ્ઠાનપણાએ કરી રહ્યા હોય તેવા ભાસે છે, અર્થાત્ સૃષ્ટિ રૂપ જણાય છે.

શ્રી મહાદેવ કહે છે–ત્યાર પછી શ્રી રામચંદ્રજી પોતે પાસે ઉભેલા હનુમાનને કહેવા લાગ્યા કે, આત્મા, (ઇશ્વર) અનાત્મા (ચિદાભાસ જીવ) અને પરમાત્મા (શુદ્ધ ચૈતન્ય) એ ત્રણે તત્વ કહું છું તે. સાંભળો. એક આકાશના ત્રણ ભેદ દેખાય છે. મહાકાશ, જલાશયાવચ્છિન્ન આકાશ, અને પ્રતિબિંબાકાશ, એ રીતે ત્રણ પ્રકારના ભેદવાળું આકાશ જણાય છે. સર્વ બુદ્ધિના સાક્ષીપણાએ કરી બુદ્ધિને વિષે ઉપહિત રહેલું ચૈતન્ય પૂર્ણ એમ કહેવાય છે. ઉપાધિ મંડળના વિભુપણાથી વિભુ, સકળ બુદ્ધિની સમષ્ટિ તે માયાથી અવિચ્છિન્ન એવું ચૈતન્ય તે ઇશ્વર, અને બીજો આભાસ તે બુદ્ધિના પ્રતિબિંબ રૂપ થયેલો. જીવ, એ રીતે એક ચૈતન્ય ત્રણ પ્રકારનું થાય છે. બુદ્ધિ અવચ્છિન્ન ચૈતન્ય તે ઇશ્વર, બીજું પૂર્ણ એટલે શુદ્ધ આભાસ રૂપ અને ત્રીજું બિંબભૂત એટલે જીવ રૂપ છે. એ રીતે ચૈતન્ય ત્રણ પ્રકારનું છે. વિશ્વ શબ્દે કરીને આત્મા જાગ્રત્

અવસ્થાનો અભિમાની જીવ જાણવો. આભાસે કરી સહિત અ-
ર્થાત્ ચૈતન્ય પ્રતિબિંબ યુક્ત જાણવો. બુદ્ધિનું એટલે અંતઃકરણને અંત-
રગત કર્તાપણું અજ્ઞાનીઓએ અપરિચ્છિન્ન અવિકારી સાક્ષી (આત્મા)ને
વિષે આરોપ કરેલું છે. તેમજ અજ્ઞાનીઓએ સાક્ષીને વિષે ભ્રાંતિએ
કરી જીવપણાનો આરોપ કરેલો છે. વળી મિથ્યા બુદ્ધિ એવો આ-
ભાસ અવિદ્યાનું કાર્ય કહેવાય છે તથા ભેદ રહિત તે બ્રહ્મ છે અને
પરસ્પર જીવોનો ભેદ પણ માત્ર વિકલ્પથી અર્થાત્ અધ્યાસથી
કરેલો છે. આધ્યાસિક ભેદવાળા આભાસ સહિત અહંતત્વને "તત્વ-
મસિ" ઇત્યાદિ મહા વાક્યોએ કરીને પૂર્ણની (ઈશ્વરની) સાથે
એકતા કરાયછે. જ્યારે મહાવાક્યોએ કરીને આત્મા (જીવ ઇશ્વર)
નું ઐક્ય જ્ઞાન એટલે અહં બ્રહ્મ એ રીતનું જ્ઞાન ઉત્પન્ન થાય છે
ત્યારે સ્વરૂપની અજ્ઞાન રૂપ અવિદ્યા પોતાના કાર્ય પ્રપંચાદિક
સહિત નાશ પામે છે એમાં સંશય નથી. એ રીતે મારો ભક્ત
જ્ઞાનને જાણવાથી મારા સ્વરૂપને પામે છે. મારી ભક્તિથી વિ-
મુખ એવા ક્રિયા કર્મના ખાડામાં પડી મોહ પામતા પુરૂષોને સો
જન્મે કરીને પણ એ જ્ઞાન કે મોક્ષ થાય નહીં. હે પાપરહિત હનૂ-
મન્! આ મારૂં હૃદય, કે જે મારા ચૈતન્ય સ્વરૂપનું રહસ્ય છે તે
સાક્ષાત્ મેંજ તમને કહ્યું છે, તે ઇંદ્રના રાજ્ય કરતાં પણ અધિક
તત્વ જ્ઞાનવાળું તમારે મારી ભક્તિ વગરના શઠને દેવું નહિ.

શ્રી મહાદેવ કહે છે—હે દેવિ! પાપને નાશ કરનારૂં, પવિત્ર,
મનોહર તથા અતિ ગુપ્તતર શ્રી રામ હૃદય મેં તમને કહ્યું. જે કોઇ
મનુષ્ય ભક્તિથી સાક્ષાત્ શ્રી રામે કહેલા સર્વ વેદાંત શાસ્ત્રોનાં
સંગ્રહ રૂપ આ શ્રી રામ હૃદયનો નિરંતર પાઠ કરે છે તે સર્વ
પાપથી મુક્ત થાય છે એમાં સંશય નથી. આ શ્રી રામ હૃદય-
ના પાઠથી ઘણા જન્મથી ભેળાં થયેલાં બ્રહ્મહત્યાદિક પાપો પણ
નાશ પામે છે એમ શ્રી રામનાં વચન છે એમાં સંદેહ નથી. જે
અતિ ભ્રષ્ટ હોય, અતિ પાપી હોય, પરધન અને પરસ્ત્રીમાં નિરંતર
પ્રીતિવાળો, ચોરી કરનારો, બ્રહ્મઘાતી, માતાપિતાના વધમાં પ્રીતિ
વાળો, યોગીઓના સમૂહનો અપકાર અર્થાત્ તિરસ્કાર કરનાર
મહા પાપી મનુષ્ય પણ જો ભક્તિ વડે આનંદ રૂપ શ્રી રામની

પૂજા કરીને તેની સામે શ્રી રામ હૃદયનો પાઠ કરે તો તે આ લોકમાં સર્વ દેવતાને પૂજવા લાયક અને યોગેશ્વરોને પણ અતિ દુર્લભ એવા પદને અર્થાત્ બ્રહ્મ લોકને પામે છે.

योऽतिभ्रष्टोऽतिपापी परधनपरदारेषु नित्योद्यतोवा
स्तेयी ब्रह्मघ्नमातापितृवधनिरतो योगिवृंदापकारी ।
यःसंपूज्याभिरामं पठति च हृदयं रामचंद्रस्य भक्त्या
योगींद्रैरप्यलभ्यं पदमिह लभते सर्वदेवैः सपूज्यम् ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મરામાયણના બાલકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો પહેલો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨ જો.

### पार्वत्युवाच.

धन्याऽस्म्यनुगृहीताऽस्मिकृतार्थाऽस्मिजगत्प्रभो ।
विच्छिनोमेऽतिसंदेहग्रंथिर्भवदनुग्रहात् ॥

પાર્વતી કહે છે—હે જગત પ્રભુ! તને, ધન્ય છે. આપે મારી ઉપર અનુગ્રહ કર્યો તેથી હું કૃતાર્થ થઇ છું. તમારા અનુગ્રહથી મારા સંદેહની ગાંઠ કપાઇ ગઇ છે. જો રામ પરબ્રહ્મ હોય તો તેને શોક વગેરે કેમ હોય? અને શોકાદિકના કારણથી જીવ ગણીએ તો તેની ઉપાસના કેમ થાય? હે દેવ, તમારા મુખમાંથી પડતું, ભવને મટાડનાર રામતત્વામૃતરૂપ રસાયણનું પાન કરતાં છતાં પણ મારૂં મન તૃપ્ત થતું નથી. તમારી પાસેથી શ્રીરામની કથા સંક્ષેપથી મે સાંભળી છે પણ હવે સ્પષ્ટ રીતે વિસ્તારથી સાંભળવાને ઇચ્છું છું માટે કૃપા કરી કહો.

શ્રી મહાદેવ કહે—હે દેવિ, પૂર્વની જે ત્રણ તાપને હણનારી અધ્યાત્મ રામચરિત્રની મહા ગુપ્તમાં ગુપ્ત વાત છે તે કહું છું તે સાંભળો. જે સાંભળવા વડે કરીને પ્રાણી અજ્ઞાનથી ઉત્પન્ન

બચેલા મહા ભયથી અર્થાત્ જન્મ મરણથી મૂકાય છે તથા લાંબુ આયુષ્ય, પુત્ર, પૌત્રાદિ સંતતિ અને પરમ સમૃધ્ધિને પામે છે.

પૂર્વે રાવણાદિ રાક્ષસોના ભારથી પીડાએલી પૃથ્વી ગાયનું રૂપ લઇ દેવતાઓ અને મુનિઓને બ્રહ્મ લોકને વિષે સાથે લઇને બ્રહ્મા પાસે ગઇ. પછી રડતાં રડતાં પોતાને આવી પડેલું સર્વ દુઃખ બ્રહ્માને કહ્યું. તે સાંભળી બ્રહ્માએ એક મુહૂર્ત ધ્યાન ધરીને સર્વ દુઃખના કારણને અને તેના નિવારણના કારણને જાણી સર્વ જગતના શ્રષ્ટા છતાં પણ બ્રહ્મ લોકમાંથી ચાલી સર્વે દેવતા, મુનિ અને પૃથ્વી સુધ્ધાં બ્રહ્મા ક્ષીર સાગરને તીરે જઇને અખિલ લોકના હૃદયમાં રહેલા, અજર, અને સર્વજ્ઞ ઇશ્વરરૂપ હરિની શ્રુતિ સિદ્ધ નિર્મળ પદ ( મંત્રો )થી યુકત અને પૂરાણના સ્તોત્રોથી ભકિત પૂર્વક ગદગદ વાણીએ કરી અતિ નિર્મળ આનંદનાં આંસુ યુકત નેત્રથી તે સર્વેએ મળીને સ્તુતિ કરી. એટલામાં સ્ફુરણાયમાન હજારો સૂર્ય સરખી કાન્તિવાળા વિષ્ણુ સર્વ દિશાઓનાં અંધારાને દૂર કરીને પૂર્વ દિશામાં પ્રકટ થયા. ઇંદ્ર નીલમણી સરખી કાંન્તિવાળા, મંદ હાસ્ય યુકત મુખવાળા, કમળના સરખાં નેત્રવાળા, મુકુટ, હાર, બાજુબંધ કુંડળ, અને કડાં વિગેરેથી શોભાયમાન, શ્રીવત્સ અર્થાત્ ભૃગુલાંછન અને કૌસ્તુભ મણીની કાંતિથી યુકત, સ્તુતિ કરાતા એવા, સનક વિગેરે પારષદોથી વીંટાયલા, શંખ, ચક્ર, ગદા, પદ્મ, માળા અને સોનાના જનોઇવાળા અને સોના સરખાં પ્રકાશિત વર્ણવાળા, પીતાંબરથી શોભાયમાન અને શોભાની પૃથ્વી રૂપ ગરૂડ ઉપર લક્ષ્મી સહિત બિરાજેલા શ્રીવિષ્ણુને જોઇ હર્ષ યુકત બ્રહ્મા ગદગદ વાણીએ કરી સ્તુતિ કરવા લાગ્યા.

બ્રહ્મા સ્તુતિ કરે છે—હે દેવ, તમારા ચરણ કમળને હું પ્રણામ કરૂછું, કે જે ચરણ કમળનું • કાર્યના પાસથી નિત્ય મુકત થવાની ઇચ્છા રાખનારા મુનિઓ પ્રાણ, બુદ્ધિ, ઇન્દ્રિ અને મનથો હૃદયને વિષે ચિંતવન કરે છે. સત્વ, રજ અને તમોગુણ યુકત માયાએ કરીને તમે જગતને સ્રજો છો, પાળો છો અને સંહાર કરોછો, પણ તે સ્રષ્ટાપણાએ કરીને આનંદ અને અનુભવ સ્વરૂપ એવા આપ

છો તેથી અભિમાન થવું સંભવતું નથી. વળી જે રીતે સદા તમારા પાસને વિષે ભક્તિવાળા પુરૂષોનુ ચિત્ત શુદ્ધ થાય તેવી રીતે દુષ્ટ પુરૂષોનું એટલે મલિન અંતઃકરણવાળાનું અંતઃકરણ દાન અને અધ્યન વિગેરે કર્મથી પણ શુદ્ધ થતું નથી: એટલા કારણ માટેજ મુનિઓ ને ભક્તો સહિત સદા હૃદયમાં ધારણ કરેલા તમારા ચરણ કમળનું ચિત્તના દોષને મટાડવા સારૂ દર્શન કરીએ છીએ. હું વિગેરે જ્ઞાનિઓ પોતાના કર્તવ્યરૂપ સૃષ્ટિ આદિની સિદ્ધિ અર્થે અને પ્રત્યક્ષ સાક્ષાત્કારને અર્થે તમારા ચરણ કમળની હૃદયને વિષે ભાવના કરીએ છીએ. હે વિભો! લક્ષ્મી, હૃદયકમળમાં નિવાસને પામીને પણ તમારા ચરણની પૂજાનાં નિર્માલ્યરૂપ તુલસીની માળા સાથે શોકની પેઠે સ્પર્દ્ધા કરે છે. અને એજ કારણથી તમારી ભક્તિ, તમારા ચરણના ભક્તોને લક્ષ્મીથી પણ અધિક વહાલી છે માટે સારને જાણનારા તમારા ભક્તો તમારી ભક્તિનીજ ઇચ્છા કરે છે. એ કારણ માટે તમારા ચરણકમળને વિષે સદા મારી ભક્તિ રહો, કેમજે સંસારરૂપ રોગથી તપી ગયેલાઓને આપની ભક્તિ એજ પરમ ઔષધરૂપ છે.

ભગવાન્ વિષ્ણુ કહેછે—હે બ્રહ્મન્! તમારૂં શું કાર્ય મને કરવાને કહો છો? એવાં શ્રી હરિનાં વચન સાંભળી અતિ હર્ષ પામેલા બ્રહ્મા ભગવાનને કહેવા લાગ્યા કે, હે ભગવન્! રાક્ષસોનો અધિપતિ પૌલસ્ત્યનો પૌત્ર રાવણ મહા દુષ્ટ છે. ને મારા આપેલાં વરદાનથી છકેલો છે. હે કલ્યાણ સ્વરૂપ! ત્રૈલોક્ય અને લોકપાળને પીડા કરનાર, સર્વ જગતને દુઃખ દેનાર તે રાવણનું મૃત્યુ મેં મનુષ્યથી થાય એવી રીતેજ વરદાન વિગેરેથી કરી રાખેલું છે; હે પ્રભુ! એ કારણથી તમે મનુષ્યરૂપે અવતરીને તે દેવતાના દ્રોહ કરનાર રાવણને હણો.

શ્રી ભગવાન્ કહે છે—હે બ્રહ્મન્! પૂર્વે મને કશ્યપે જ્યારે તપથી પ્રસન્ન કર્યો હતો ત્યારે મેં કશ્યપને વરદાન દેવાનું કહ્યું હતું. કશ્યપે પુત્ર થવાને માટે પ્રાર્થના કરી હતી તે મેં સત્ય કરી અંગીકાર કરેલી છે. હાલ તેજ કશ્યપ પૃથ્વીને વિષે દશરથ રાજા થએલા છે માટે તે દશરથની સ્ત્રી કૌસલ્યાને વિષે શુભ દિવસે જન્મીને મારા એકજ સ્વરૂપને સુમિત્રા તથા કૈકેયીને વિષે ચાર પ્રકારે ગ્રહીશ.

વળી મારી યોગ માયા સીતા પણ તે સમયને વિષે જનકને મંદીરે સીતા એ નામથી ઉત્પન્ન થશે તેથી હું સર્વ કાર્યનું સંપાદન કરીશ, એમ કહી વિષ્ણુ અંતરધ્યાન થયા; ત્યારપછી બ્રહ્મા નિચે પ્રમાણે દેવતાઓને કહેવા લાગ્યા.

બ્રહ્મા કહે છે–વિષ્ણુ મનુષ્યરૂપે કરી રઘુના કુળને વિષે અવતાર લેશે ત્યાં સુધી તમે સર્વ અંશે કરી વાંનર યોનિમાં અવતરી વિષ્ણુ જ્યાં સુધી પૃથ્વીપર રહે ત્યાં સુધી તેને સહાય કરો. એ રીતે દેવતાઓને આજ્ઞા કરી તથા પૃથ્વીને ધારણા આપીને તાપથી મુકત થએલા અને સુખં પામેલા બ્રહ્મા પોતાના ધામમાં ગયા. ત્યાર પછી સર્વ દેવતાઓ વાંદરાઓના રૂપને ધારણ કરી પૃથ્વીને વિષે ભગવાનને સહાય કરવા સારૂ યોતરૂપ કરવા લાગ્યા તથા મહા બળીઆ અને પર્વત વૃક્ષોથી યુદ્ધ કરી શકે તેવા તે વાંદરો ઇશ્વર એવા રામચંદ્ર ભગવાનની વાટ જોઇ વનમાં વિચરતા હતા.

देवाश्च सर्वे हरिरूपधारिणः स्थिताः सहायार्थमितस्ततो हरेः।
महाबलाः पर्वत वृक्ष योधिनः प्रतीक्षमाणा भगवंतमीश्वरम् ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના બાલકાંડનો ઉમામાહેશ્વરનાં સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

### श्रीमहादेव उवाच.

अथ राजा दशरथः श्रीमान् सत्यपरायणः ।
अयोध्याधिपतिर्वीरः सर्व लोकेषु विश्रुतः ॥

શ્રી મહાદેવ કહે છે–સત્યમાં પરાયણ, સર્વ લોકમાં વિખ્યાત, અતિ શૂરવીર એવા અયોધ્યા પુરીના અધિપતી મહારાજા દશરથ એક દિવસે સંતતી ન હોવાને લીધે દુઃખથી પીડાયલા તે

પોતાના આચાર્ય વસિષ્ઠ મુનિને અભિવંદન કરી કહેવા લાગ્યા. હે સ્વામિન, સર્વ શ્રેષ્ઠ લક્ષણથી યુક્ત પુત્ર કયા ઉપાય કરવાથી મને પ્રાપ્ત થાય? કેમ કે પુત્ર વગરનો જે હું તેને સર્વ રાજ્ય દુઃખ રૂપ દેખાય છે. દશરથનાં વચન સાંભળી વસિષ્ઠ કહેવા લાગ્યા જે હે રાજન, સત્વ ગુણ યુક્ત સર્વ લક્ષણ સંપન્ન બીજા લોકપાળ સરખા મહા બળવાન ચાર પુત્ર તારે થશે. શાન્તાના સ્વામિ, તપ રૂપ ધનવાળા, મહા મુનિ રૂષ્ય શૃંગને અહિં બોલાવી અમારી પાસે તું પુત્ર વાસ્તે કાર્ય ઇષ્ટિનો તત્કાળ આરંભ કર. એ રીતે વસિષ્ઠના કહેવાથી દશરથ રાજાએ મંત્રીને મોકલી રૂષિ શૃંગને તથા પાપ રહિત બીજા મુનિયોને બોલાવી યજ્ઞના કર્મનો આરંભ કર્યો. એ રીતે શ્રદ્ધાથી અગ્નિનો હોમ થતાં તપાવેલા સોના સરખી કાન્તીવાળા અગ્ની દેવ સોનાના પાત્રમાં રહેલું પાયસ ચરુને લઇ કહેવા લાગ્યાઃ—હે રાજન્, દેવતાનું નિરમિત એવું પુત્રને દેનારૂં આ દિવ્ય પાયસ તું લે, જેથી કરી પરમાત્મા તારા પુત્ર થશે એમાં સંશય નથી. એ રીતે કહી દશરથ રાજાને યજ્ઞ ચરૂ આપી અગ્ની દેવ અંતરધ્યાન થયા. તે પછી જેનો મનોરથ પ્રાપ્ત થયો છે એવા દશરથે રૂષિ શૃંગ અને વસિષ્ઠ એ બન્ને મુનિને પ્રણામ કરી તે મુનિની આજ્ઞાથી કૌસલ્યાને તથા કૈકેયીને ચરૂનો અરધ અરધ ભાગ આપ્યો. ત્યાર પછી પુત્ર થવાના ચરુને ઇચ્છનારી સુમિત્રા ત્યાં આવ્યાં ત્યારે હર્ષ યુક્ત કૌસલ્યાએ પોતાના ભાગમાંથી અરધ ભાગ તેને આપ્યો; તેમજ કૈકેયે પણ પોતાના ભાગમાંથી અરધો ભાગ તેને આપ્યો. એ રીતે સર્વ સ્ત્રીઓ ભક્ષણ કરવાથી ગર્ભ યુક્ત થયાં અને તે સ્ત્રીઓ પોતાની કાન્તિયે કરીને મંદિરને વિષે દેવતાની પેઠે શોભવા લાગી. દશમો માસ પ્રાપ્ત થતાં એટલે ચૈત્ર માસના શુકલ•પક્ષની નવમીને દિવસે કર્ક લગ્નની અંદર પુનરવસુ નક્ષત્ર સહીત પાંચ ગ્રહ જેમાં ઊંચ રાશીના રહ્યા છે તેવા શુભ મુહૂર્તને વિષે અને જેમાં સૂર્ય મેષ રાશિને પ્રાપ્ત થયોછે તેવા શુભ સમયને વિષે જગતના નાથ સનાતન પરમાત્મા પ્રકટ થયા, ત્યારે દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી. શ્યામ કમળના દળ સરખા,

સુંદર, શોભાયમાન, પીળાં વસ્ત્ર જેણે પેર્યાં છે એવા, ચાર ભુજાવાળા, કમળના સરખા લાલ નેત્રના પ્રાંત ભાગ પાસે સ્ફુરણાયમાન કુંડળે કરી શોભિત, હજાર સૂર્ય સરખા પ્રકાશવાળા, મુગુટ ધારી, ખીતલીઆળા કેશવાળા, શંખ, ચક્ર, ગદા, પદ્મ અને વનમાળાથી વિરાજીત, પોતાના હૃદયમાં રહેલા ભક્તોપર અનુગ્રહ રૂપ ચંદ્રને સૂચવતી એવી મંદ હાસ્યની ચંદ્રિકા અર્થાત્ કિરણ જેના મુખમાં શોભાયમાન થઇ રહી છે એવા, કરૂણા રસથી ભરપૂર, વિશાલ કમળ સરખા લોચનવાળા, શ્રીવત્સ, હાર, બાજુબંધ, ઝાંઝર વિગેરે ઘરેણા-ઓથી શોભાયમાન એવા પરમાત્માને જોઇને વિસ્મયથી વ્યાપ્ત થ-યેલાં તથા હર્ષનાં આંસુથી જેનાં નેત્રો ભરાઇ આવ્યાં છે એવાં કૌસલ્યા હાથ જોડીને નિચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યાં.

કૌસલ્યા કહે છે–શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કર-નાર હે દેવના દેવ! તમને હું પ્રણામ કરૂં છું. તમે પરમાત્મા, અચ્યુત, અનંત અને પૂર્ણ પુરૂષોત્તમ છો. વેદને જાણનારા લોકો તમને વાણી અને મન આદિ ઇંદ્રિયોથી તેમજ બુધ્ધિ વિગેરેથી પર છો એમ કહેછે, તેમ એક જ્ઞાન સ્વરૂપ, વિગ્રહવાળા અને સત્તા માત્ર પણ કહેછે. સત્વ આદિ ગુણથી યુકત એવા તમે માયાએ કરીને સર્જો છો, પાળો છો. અને સંહાર કરો છો; આપ સદા તુરીય નિર્મળ સ્વરૂપ રહો છો. વળી કર્તા છતાં આપ અકર્ત્તા છો તેમ ગતિ કરતાં છતાં આપ ગતિ કર્ત્તા નથી. સાંભળતાં છતાં સાંભળતા નથી તેમ જોતાં છતાં પણ જોતા નથી એવા તમે પ્રાણરહિત, મનરહિત તથા અતિ શુધ્ધ છો. મુંડક શ્રુતિમાં કહ્યું છે કેઃ–

दिव्योह्यमूर्त्तः पुरुषःसबाह्याभ्यंतरोह्यजः ।
अप्राणोह्यमनाः शुद्रोक्षरात्परतरःपर ॥

વળી સર્વ પ્રાણિઓને વિષે રહેતાં છતાં પણ જાણવામાં આવતા નથી એવા તમે અજ્ઞાનરૂપિ અંધકારથી ઘેરાયેલા ચિત્તવાળા પ્રાણિઓના તેમ સંસારી બુધ્ધિવાળાના હૃદયમાં રહો છો. તમારા ઉદરને વિષે અનેક બ્રહ્માંડો પરમાણું સરખાં જોવામાં આવે છે. હે રઘુકુળમાં ઉત્તમ રામચંદ્ર! તમે મારા ઉદરથી ઉત્પન્ન થયા એ લોકોને મોટું આશ્ચર્ય ઉત્પન્ન કરો છો પરંતુ આજે તમારૂં ભક્તોને પરવશપણું મેં ખ-

રેખરૂં દીઠું. હે પ્રભુ ! સંસાર સાગરમાં બુડતી, પતિ, પુત્ર, અને ધન વિગેરેને વિષે જે ભમું છું તેથી મુકત થવા તમારા ચરણને શરણે પ્રાપ્ત થઇ છું. હે દેવ ! તમારૂં સ્વરૂપ સદા મારા મનને વિષે રહો અને વિશ્વને મોહ કરનારા તમારા અજ્ઞાનનું આવરણ મને કરો નહિ, હે જગતના અંતર્યામી, આ આપના અલૌકિક રૂપને અંતર્ધ્યાન કરો તથા મહા આનંદવાળા આપનાં સુકોમળ બાળ ભાવને દર્શાવો કે જેથી કરી તમારા સુંદર શ્રી અંગની સાથે આલિંગન અને ભાષણ થવાથી તમારા સુંદર આલાપોને સાંભળીને હું અતિ અજ્ઞાનમય મોહ રૂપ આ સંસારને તરી જઇશ.

શ્રી ભગવાન્ કહે છે હે અંબે ! જે જે તમારી ઇચ્છા છે, તે યથાર્થ રીતે સર્વ સિદ્ધ થાઓ એમાં કશું અન્યથા થશે નહિ. હે માત ! પૂર્વે મારી બ્રહ્માએ પ્રાર્થના કરી હતી તે કાજે પૃથિવીના ભાર ઉતારવા સારૂ અને રાવણ જેવા પાપિને હણવા માટે હું મનુષ્યપણાને પ્રાપ્ત થયો છું. પૂર્વે તમે અને મારા પિતા દશરથે તપથી મારૂં આરાધન કર્યું હતું. હે અનિંદિત માતા કૌસલ્યે ! માતા એવા તમે પુત્ર થવાની ઇચ્છાને માટેજ મારૂં આરાધન કર્યું હતું, માટે પૂર્વ તપના ફળરૂપ આ મારૂં પ્રાચીન રૂપ તમે જોયું. કેમ કે મારૂં દર્શન મારા ભક્તાના મોક્ષને માટેજ છે; બીજા અજ્ઞાનિઓને તે દુર્લભ છે. જે મનુષ્ય આપણા બંને માતા પુત્રના સંવાદનો પાઠ કરે વા સાંભળે તે મારી સારૂપ્ય મુક્તિને પામશે તથા મરણ સમયે મારા સ્વરૂપની સ્મરણ શક્તિને પામશે, એ રીતે શ્રી રામ માતા કૌસલ્યાને કહીને પોતે બાળક રૂપ થઈ રૂદન કરવા લાગ્યા. બાળક થયા તે વખતે ઈંદ્રનીલ મણિના સરખી પ્રભાવાળા, વિશાલ લોચનવાળા અતિ સુંદર દેખાવા લાગ્યા. બાલ સૂર્ય સરખા પ્રકાશવાળા, અખિલ લોકપાળોનું લાલન કરનાર, પુત્રજન્મના મહા ઉત્સવદાયક ખબર સાંભળીને આનંદ સાગરમાં મગ્ન થયેલા દશરથ ગુરુ વસિષ્ઠ સહિત ત્યાં આવ્યા. કમળના સરખાં નેત્રવાળા શ્રીરામને જોઇને જેની આંખ્યોમાં હર્ષનાં આંસુ આવી ગયાં છે એવા દશરથ રાજાએ પ્રસન્ન ચિત્ત થઇ ગુરૂ વસિષ્ઠે બતાવ્યા પ્રમાણે પુત્રનો જાત કર્મ સંસ્કાર કર્યો. ત્યાર પછી કમળ સરખી કૈકેયીને

ઉદરે ભરત જન્મ્યા અને પૂર્ણ ચંદ્ર સરખા મુખવાળા લક્ષ્મણ ને શત્રુઘ્ન સુમિત્રાથી ઉત્પન્ન થયા તે સમયે રાજા દશરથે હજારો ગામો બ્રાહ્મણોને આપ્યાં તેમજ સોનું, રત્ન, વસ્ત્ર અને સુંદર ગાયો આપી. જે રામને વિષે અજ્ઞાનના નાશ કરનાર મુનિજનો શુદ્ધ ચિત્તથી રમણ કરે છે તથા જે લોકને રમણ કરાવવાને રંજન કરનાર છે માટે ગુરૂ વસિષ્ઠે રામ એવું નામ પાડયું. જગતનું ભરણ પોષણ કરશે માટે ભરત, શ્રી રામચંદ્રના ચરણસેવન સૌશીલ્ય વિગેરે લક્ષણથી યુકત માટે લક્ષ્મણ, શત્રુઓને હણુશે, કામ ક્રોધાદિ આંતર અને બાહ્ય બંન્નેને હણવાથી શત્રુઘ્ન, એ રીતે ગુરુએ ચારે બંધુનાં નામ પાડયાં ચરુના અંશને અનુસારે લક્ષ્મણ રામને સંગે જોડ થઇને રમવા લાગ્યા તથા શત્રુઘ્ન ભરત સાથે જોડાઇ રમણ કરવા લાગ્યા. રામ પણ લક્ષ્મણ સાથે બાળલીલાથી વિહાર કરવા લાગ્યા અને પોતાનાં બાલ્યાવસ્થાનાં સુંદર ચરિત્રોએ કરીને માતપિતાને આનંદ ઉત્પન્ન કરવા લાગ્યા. જેના ભાલને વિશે પીપળાના પાન સરખાં સુવર્ણમય પત્રપર મોતીની પ્રભા શોભી રહી છે એવા, કંઠમાં રત્નમણિ જટિત ઉત્તમ વાઘનો નખ જેને શોભી રહ્યો છે તથા કાનમાં સુવર્ણમય રત્ન જડિત્ર આંજણિયાનાં કેસરવાળા ફૂલ સરખાં ભૂષણો રહ્યાં છે એવા, શબ્દાયમાન એવાં પગના મણિમય નૂપુરથી, કંદોરાથી અને બાજુબંદથી શોભાયમાન, જેના મુખારવિંદમાં થોડા અને સુંદર દાંત તથા સલ્પ મંદહાસ્ય શોભી રહ્યું છે એવા, ઇંદ્રનીલ મણિની કાંતિ સરખી શરીરની પ્રભાવાળા શ્રીરામચંદ્ર ગાયના વાછડાંઓની પાછળ ફરી રહ્યા છે અને ચો તરફ આંગણામાં રીખી રહ્યા છે એવા શ્રી રામચંદ્રને જોઇને દશરથ અને કૌસલ્યા અતિ હર્ષ પામ્યાં. કોઇ એક સમયે રાજા દશરથ જમતા હતા તે સમયે હે રામ, અહિં આવો એમ ઘણી વાર બોલાવ્યા પરંતુ શ્રી રામ આવ્યા નહીં ત્યારે કૌસલ્યાને કહ્યું કે, પુત્રને અહિં લાવો. એમ કહેતાં કૌસલ્યા હસીને પુત્રને બોલાવી લાવવા ધોડયાં તોપણ મોટા યોગેશ્વરોના મનમાં સમાધિ દ્વારાએ મહા કષ્ટથી પ્રત્યક્ષ કરાય એવા શ્રી રામને કૌસલ્યા પકડવાને પહોંચી શકયાં નહિ ત્યારે શ્રી રામ હસીને કાદવથી જેના હાથ ભરાઇ રહેલા છે એવા

પોતે આપીને કાંઇ એકાદો કોળિયો લઇને પાછા વળી ભાગી ગયા. શ્રી રામનાં માતા કૌસલ્યા માસે માસે વિચિત્ર નવીન વસ્ત્ર અને ઘરેણાંઓથી શ્રી રામને શણગારે છે તથા નવા વર્ષના આરંભમાં પુરી, કચોળી, પૂડા, કર્ણપૂર, વિગેરે ખાવાનાં દિવ્ય પકવાન્નો પોતે પ્રેમથી કરે છે.

શ્રી રામની અતિ ચપળતાને લીધે કૌસલ્યાએ ઘરનાં સર્વ કામ કરવાં છોડી દીધાં. એક દિવસે રાત્રે રામે પોતાની મા પાસે જઇને કહ્યું જે હે મા! ભોજન આપો. કામમાં ગુંથાયેલા કૌસલ્યાએ તે સાંભળ્યું નહિ ત્યારે ક્રોધે કરી લાકડીથી વાસણોને ફોડીને શિકામાંથી ગાયનાં દહિં, દૂધ, માંખણ વિગેરે લઇને લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નને આપ્યાં. તે વાત રસોઇએ જઇને કૌસલ્યાને કહી ત્યારે કૌસલ્યા હાસ્ય કરી દોડયાં. એ રીતે આવેલાં માને જોઇને રામ વિગેરે સર્વ જણા ત્યાંથી ભાગ્યા. પછવાડે દોડયાં આવતાં કૌસલ્યા પગલે પગલે ઠેસો ખાતાં પહોંચ્યાં; પરંતુ શ્રીરામને પકડ્યા છતાં કાંઇ કહ્યું નહીં તે સમયે રામચંદ્ર પણ બાલ ભાવનો આશ્રય કરી ધીમું ધીમું રૂદન કરવા લાગ્યા ત્યારે તે ચારે ભાઇને માતાઓએ લાડ લડાવી અતિ યત્નથી અત્યંત હૃદય સાથે ચાંપીને પ્રસન્ન થયાં. એ રીતે જગતને આનંદ આપનાર, આનંદના સમુદાયની મૂર્ત્તિ શ્રી રામે માયાએ કરી બાળ શરીરને ધારણ કરીને માત પિતાને અતિ આનંદ યુકત કર્યા. એ પછી થોડો સમય જતાં તે ચારે ભાઇ કૌમાર અવસ્થાને પ્રાપ્ત થયા અર્થાત્ પાંચ વર્ષના થયા ત્યારે વસિષ્ઠે તેમને જનોઇ આપીને સર્વ વિદ્યાઓમાં કુશળ કર્યા. ધનુર્વેદમાં પ્રીતિવાળા, સર્વ શાસ્ત્રોના અર્થને જાણનારા, જગતના આદિ તે ચારે ભ્રાતા લીલાએ કરી મનુષ્ય રૂપને ધારણ કરી ભકત જનોને આનંદ આપવા લાગ્યા. નિરંતર લક્ષ્મણ, આદરથી રામને અનુસરે છે તેમજ સેવ્ય સેવક ભાવથી શત્રુઘ્ન ભરતને અનુસરતા રહે છે. નિત્યે ધનુષ, બાણ, અને ભાથાને ધારણ કરીને શ્રીરામ, લક્ષ્મણ સહિત અશ્વ ઉપર ચડીને મૃગયા રમવા જાય છે અને ત્યાંથી દુષ્ટ મૃગ વિગેરેને મારી, સર્વ લાવી, પિતાને નિવેદન કરે છે. સવારમાં ઉઠીને સારી રીતે સ્નાન કરી પિતા માતાને

અભિવંદન કરીને ત્યાર પછી વિનયવાળા રામ, પુરનાં કામ કરવાને માંડે છે. હમેશાં બંધુઓ અને મુનિઓ સહિત ભોજન કરીને શ્રીરામ પોતે સર્વ બંધુઓ સહિત ધર્મ શાસ્ત્રોનાં રહસ્યને સાંભળે છે અથવા પોતે વ્યાખ્યાન કરી સંભળાવે છે. એવી રીતે પરમાત્મા શ્રીરામ મનુષ્ય અવતારને ધારણ કરીને સર્વ લોકને અનુસરતાં નિર્વિકારી અને અપરિણામી પોતે સર્વ કરતાં છતાં પણ વાસ્તવ વિચાર કરતાં કાંઇ પણ કરતા નથી.

एवं परात्मा मनुजावतारो मनुष्यलोकाननुसृत्यसर्वं ।
चक्रेऽविकारी परिणामहीनो विचार्यमाणेन करोति किंचित् ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મ રામાયણના બાળકાંડનો ઉમા માહેશ્વરના સંવાદનો રામના જન્મનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪ થો.

### श्रीमहादेव उवाच.

कदाचित्कौशिकोभ्यागादयोध्यांत्वनलप्रभः ।
द्रष्टुं रामं परात्मानं जातं ज्ञात्वा स्वमायया ॥

શ્રીમહાદેવ કહે છે–કોઇ એક સમયને વિષે અગ્નિના સરખી પ્રભાવાળા વિશ્વામિત્ર, પોતાની માયાએ કરી જન્મ પામેલા શ્રીરામ પરમાત્માને જાણીને તેનાં દર્શન કરવા સારૂ અયોધ્યામાં આવ્યા. વિશ્વામિત્રને આવતા જોઇને દશરથ રાજા એકદમ ઉભા થઈને વસિષ્ઠમુનિ સહિત પોતે વિધિ પ્રમાણે વિશ્વામિત્રની પૂજા કરીને અભિવાદન પૂર્વક ભક્તિથી નમ્ર બુદ્ધિવાળા દશરથ રાજા હાથ જોડી કહેવા લાગ્યા–હે મુનીંદ્ર ! આજ હું આપના આવવાથી કૃતાર્થ થયો છું. તમારા સરખા મહાત્મા પુરૂષો જેને ઘેર જાય છે તે ઠેકાણેજ સંપત્તિ પ્રાપ્ત થાય છે. હે ભગવન્ ! જે અર્થે આપ આવ્યા

હો તે મને આજ્ઞા કરો તે કામ આપની કૃપાથી હું જરૂર કરીશ. એવાં દશરથનાં વચન સાંભળીને મહામતિ વિશ્વામિત્ર પ્રસન્ન થઇ કહેવા લાગ્યા—હે રાજા ! જ્યારે પર્વ પર્વને વિષે દેવતા અને પિતૃઓનું યજન કરવા માટે આરંભ કરૂં છું ત્યારે નિત્ય દૈત્યો આવી વિઘ્નો કરે છે માટે મારીચ, સુબાહુ વિગેરેનો અને તેના અનુચર દૈત્યોનો વધ કરવાને માટે તારો જ્યેષ્ટ પુત્ર રામ તેના નાહાના ભાઈ લક્ષ્મણ સહિત મને આપ. જેથી તારૂં કલ્યાણ થશે. વળી જો તમારે વસિષ્ઠ સાથે વિચાર કરવો હોય તો કરીને જેમ ગમે તેમ કરો. મુનિનાં વચન સાંભળી ચિંતાતુર થયેલા રાજા દશરથ એકાંતમાં ગુરૂ વસિષ્ઠને પુછવા લાગ્યા—હે ગુરો ! હું કેમ કરૂં ? રામને એક ક્ષણ તજવાને માટે પણ મારૂં મન ઉત્સાહ કરતું નથી. કેમકે હજારો વર્ષો જતાં છેવટ મહા યત્નથી મને પુત્ર મળેલા છે. તે ચાર અમર સરખા પુત્રમાં મને રામ તો અત્યંત પ્યારા છે, માટે જો રામ અહીંથી જરાપણ દૂર જાય તો કોઇ પ્રકારે હું જીવી શકું નહિ. વળી જો મુનિને ના પાડું તો નિસંશય તે શાપ દેશે. માટે હે ગુરૂ ! મારૂં શ્રેય કેમ થાય અને જેમ મને અસત્યના દોષનો સ્પર્શ ન થાય તેમ કૃપા કરી કહો.

વસિષ્ઠ કહે છે—હે રાજન્ ! દેવતાઓની ગુપ્ત કથા પ્રયત્નથી કહું છું તે સાંભળો. રામ મનુષ્ય નથી પણ સનાતન પરમાત્મા અવતરેલા છે. હે પાપરહિત દશરથ ! તે રામ, પૂર્વે બ્રહ્માની પ્રાર્થનાથી પૃથ્વીનો ભાર ઉતારવાને સારૂ તમારે ઘેર શ્રીકૌસલ્યાને વિષે જન્મ્યા છે. તમે પૂર્વે બ્રહ્માના પુત્ર પ્રજાપતિ કશ્યપ હતા અને કૌસલ્યા તે પૂર્વે યશવાળાં દેવમાતા અદિતિ હતાં. તમે બંને જણાએ ઘણા વર્ષ સૂધી ઉગ્ર તપ કર્યું હતું અને માત્ર એક વિષ્ણુની પૂજા અને ધ્યાનને વિષે તત્પર રહેતાં વિષય સુખનું સેવન કરતાં નહિ ત્યારે વરદાનને દેનાર ભકત વત્સલ ભગવાને તમને પ્રસન્ન થઇ કહ્યું કે, વરદાન માંગો. તે સાંભળી તમે કહ્યું કે, હે નિર્મલ ! અમારા પુત્ર થાઓ. એ રીતે તમારી માંગણીથી પ્રાણિયોનું પાલન કરનાર પ્રભુએ તેમ કરીશ એમ કહ્યું હતું જેથી તેજ શ્રી રામ આજે તમારે ત્યાં પુત્ર જન્મ્યા છે અને

જે લક્ષ્મણ છે તે શેષના અંશાવતાર છે, માટે રામની પછી અવતર્યા છે. ભરત શત્રુઘ્ન તે શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધરનાર વિષ્ણુની કળારૂપજ અર્થાત્ ચક્ર, ગરૂડ અવતરેલા છે; અને પ્રભુની યોગમાયા, સીતા એવા નામથી જનકને ત્યાં પુત્રી થયાં છે. વળી વિશ્વામિત્ર પણ શ્રી રામને અર્થે સીતાની યોજના કરવાને માટેજ આવેલા છે. હે રાજન્! આ ગુપ્ત છે માટે કયારેય કહેવું નહિ, એ કારણ માટે પ્રસન્ન મનથી વિશ્વામિત્રની પૂજા કરીને લક્ષ્મીના પતિ રઘુકુળ શિરોમણિ રામચંદ્રને લક્ષ્મણ સહિત તેની સાથે મોકલો. એ રીતે વસિષ્ઠે જેને કહ્યું છે એવા દશરથ રાજા પોતાના આત્માને કૃતાર્થ માની અંતઃકરણમાં અતિ હર્ષ પામીને હેરામ! હે લક્ષ્મણ! એમ આદરથી બોલાવીને આલિંગન કરી મસ્તક સુંઘીને વિશ્વામિત્રને આપ્યા. અતિ હર્ષ પામેલા પ્રતાપી ભગવાન વિશ્વામિત્રે, પાસે આવેલા રામ લક્ષ્મણનાં વખાણ કરી આશિર્વાદ આપ્યો. ધનુષ, બાણ, ભાથા અને ખડ્ગને ધારણ કરનાર રામ લક્ષ્મણને સાથે તેડીને વિશ્વામિત્ર, દશરથ રાજાને આશિર્વાદ આપી ચાલતા થયા. થોડેક છેટે આવ્યા પછી વિશ્વામિત્ર, ભકિતથી રામને બોલાવી તેને બલા અને અતિબલા નામની દેવ નિર્મિત બે વિદ્યા આપી કે જેને ધારણ કરવાથી તે રામ લક્ષ્મણને ક્ષુધાથી કૃશ થવા વિગેરે ઉદ્વેગો થતા નથી. ત્યાર પછી તે સર્વે ગંગા ઉતરી પછી તાટિકા વનમાં આવ્યા ત્યારે સત્ય પરાક્રમ એવા રામને વિશ્વામિત્ર કહેવા લાગ્યા-હે રામ! આ વનમાં ઇચ્છા પ્રમાણે રૂપ ધરનારી તાટિકા નામની રાક્ષસી રહે છે તે સર્વ લોકને પીડા કરે છે; માટે સ્ત્રીજાતિના વધ વિષયના પાપનો વિચાર નહિ કરતાં તેને હણશોજ. એ રીતે મુનિ વચન સાંભળી તેમ કરવું સ્વીકારીને રઘુકુળને આનંદ આપનાર શ્રી રામે પ્રતિંચા સહિત ધનુષને લઇને ટંકારવ કર્યો. તે શબ્દથી સઘળું વન પૂરાઇ ગયું. તે શબ્દને સાંભળીને તેને ન સહન કરનારી, ક્રોધથી વ્યાપ્ત થએલી, ભયંકર રૂપવાળી તાટિકા મોટા મેઘની પેઠે શ્રી રામ સામી દોડી, તેને એક બાણે કરી એકદમ છાતીમાં પ્રહાર કર્યો, તેથી તે ભયંકર રાક્ષસી વનમાં પડી ગઈ અને મોઢામાંથી ઘણા લોહીને ઓકવા લાગી. પૂર્વે શાપથી

પિશાચપણાને પામેલી તે રાક્ષસી શ્રી રામના પ્રતાપે કરી મુક્ત થઇ. સર્વ આભૂષણથી યુક્ત, સુંદર રૂપવાળી દિવ્ય દેહવાળી થઇને રામને પરિક્રમા કરી તેની આજ્ઞાથી સ્વર્ગમાં ગઇ; તે જોઇ અતિ હર્ષ પામેલા, મુનિઓમાં શ્રેષ્ઠ વિશ્વામિત્ર, રામને આલિંગન કરી મસ્તક સુંઘીને મનમાં થોડીવાર કાંઇ વિચાર કરીને સર્વ ધનુર્વિદ્યાના બાણ સમૂહના રહસ્ય મંત્રો પ્રીતિથી રામને આપ્યા.

ततोऽतिहृष्टः परिरभ्य रामं मूर्धन्यवघ्राय विचिंत्य किंचित् ।
सर्वास्त्रजालं सरहस्य मंत्रं प्रीत्याऽभिरामाय ददौ मुनींद्र : ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મ રામાયણના બાળકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ. ॥૪॥**

---

## સર્ગ ૫ મો.

### श्रीमहादेव उवाच.

तत्रकामाश्रमेरम्ये कानने मुनिसंकुले ।
उषित्वा रजनीमेकां प्रभाते प्रस्थिताः शनैः ॥

શ્રી મહાદેવ કહે છે—કામાશ્રમ નામના અતિ સુંદર મુનિઓથી વ્યાપ્ત એવા તે તાટિકાના વધસ્થાન રૂપ વનમાં રાત્રિ રહીને વિશ્વામિત્ર અને શ્રીરામ વિગેરે પ્રભાતને વિષે ત્યાંથી ધીમે ધીમે ચાલતા થયા. ત્યાંથી વિશ્વામિત્રે આજ્ઞા કરતાં સિદ્ધ અને ચારણોએ સેવેલા સર્વે વિશ્વામિત્રના આશ્રમમાં આવ્યા. તે આશ્રમના વાસિ મુનિઓને વિશ્વામિત્રે આજ્ઞા આપતાં સર્વેએ મળીને એકદમ લક્ષ્મણની મોટી પૂજા કરી. સારાંશ એ કે સારી પેઠે સત્કાર કર્યો. તે પછી શ્રીરામ વિશ્વામિત્રને કહેવા લાગ્યા કે, હે મુનિ ! દીક્ષામાં પધારો. હે ભગવન્ ! તે દુષ્ટ અધમ રાક્ષસો ક્યાં છે? તે અમને દેખાડો. તે સાંભળી વિશ્વામિત્રે મુનિઓને સાથે લઇને યજ્ઞનો આરંભ કર્યો ત્યારે મધ્યાન્હે ઇચ્છા પ્રમાણે રૂપ લેનારા મારીચ અને સુબાહુ રાક્ષસો બંને લોહી અને હાડકાંને વર્ષાવવા લાગ્યા ત્યારે સુંદર બુદ્ધિવાળા

રામે કાન સુધી ધનુષને ખેંચીને નોખનોખાં બે બાણ તે બંને ઉપર સાંધીને મૂકયાં તેટલામાં એક બાણે મારીચને નસાડતાં સો યોજન દૂર સમુદ્રને વિષે નાંખ્યો તે મોટું આશ્ચર્ય જેવું થયું અને બીજું જે અગ્નિમય બાણ હતું તેથી ક્ષણમાત્રમાં સુબાહુને જીત્યો. તેના બાજા જે દૈત્યો હતા તેને ક્ષણમાં લક્ષ્મણે હણ્યા. તે સમયને વિષે દેવતાઓએ પુષ્પના સમૂહોએ કરી લક્ષ્મણ સહિત રામને વધાવવા લાગ્યા. દેવનાં દુદુંભિ વાજવાં લાગ્યાં અને સિદ્ધ તથા ચારણો પ્રસન્ન થઇને રામની સ્તુતિ કરવા લાગ્યા. પૂજવાને યોગ્ય રામચંદ્રની વિશ્વામિત્રે પૂજા કરી. ખોળામાં બેસારી હૃદયમાં ચાંપી ભક્તિએ કરી આંખોમાંથી આનંદના આંસુ પડવાં લાગ્યાં. ત્યાર પછી પાકેલાં ફળ વિગેરેથી લક્ષ્મણ સહિત રામને જમાડીને મધુર એવાં પુરાણનાં વાકયોએ કરી રામને પ્રસન્ન કરતાં ત્રણ દિવસો તે આશ્રમને વિષે વીત્યા પછી ચોથો દિવસ પ્રાપ્ત થતાં વિશ્વામિત્ર રામને કહેવા લાગ્યા કે, હે રામ! વિદેહ રાજાની નગરી મિથિલાને વિષે મહાત્મા રાજા જનકને ત્યાં શંકરે પોતાનું મોટું બાણ રાખેલું છે, માટે તે જોવાને આપણે જઇએ. કેમ કે ત્યાં જનક તમારો સત્કાર કરશે. વળી ત્યાં જાતાં માર્ગમાં ગંગાને સમીપે રહેલા, મહા ધૈર્યવાળા, દિવ્ય ફૂલ ફળથી યુક્ત, વૃક્ષોએ કરી વીંટાયેલા પવિત્ર ગૌતમના આશ્રમને જોશો કે જ્યાં અહલ્યા તપ કરતાં હતાં. જે આશ્રમને વિષે મૃગ, પક્ષીઓ કે નાના પ્રકારના જંતુઓ નથી. જંતુઓથી રહિત, પત્ર, પુષ્પ અને ફળથી યુકત એવા આશ્રમને જોઇને રામ, વિશ્વામિત્રને નિચે પ્રમાણે પૂછવા લાગ્યા.

રામ પૂછે છે–હે મુનિ! અતિ સ્વચ્છ અને પ્રકાશિત એવો આ મોટો આશ્રમ કેનો છે! હે બ્રહ્મન્! અહિં મારૂં ચિત્ત બહુ આનંદ પામે છે, માટે તે આશ્રમનું વર્ણન વિસ્તારથી કહો.

વિશ્વામિત્ર કહે છે–હે રામ! પૂર્વનું એક વૃત્તાંત કહુંછું તે સાંભળો. લોકોને વિષે વિખ્યાત એવા ગૌતમ સર્વે ધર્મને ધારણ કરનારાઓમાં શ્રેષ્ઠ હતા, તેમણે અહીં તપ કરીને વિષ્ણુનું આરાધન કર્યું હતું, તેથી બ્રહ્માએ તેને લોકોને વિષે સુંદર, પતિસેવનમાં

પરાવણુ અહલ્યા નામની કન્યા આપી હતી; કારણુ કે બ્રહ્મા ગૌતમના બ્રહ્મચર્ય વ્રતથી બહુ પ્રસન્ન થયા હતા. તપ કરનારાઓમાં શ્રેષ્ઠ એવા ગૌતમ અહલ્યા સહિત આ વનને વિષે રહેતા હતા. તે અહલ્યાનો ઉપભોગ કરવાને માટે હમેશાં મુનિ બહાર જાય એવા અવકાશની ઇચ્છા રાખનાર ઇંદ્ર વાટ જોઇ રહ્યો હતો. એક દિવસે ગૌતમ મુનિ ઘરમાંથી બહાર ગયા પછી ઇંદ્ર ગૌતમ મુનિનો વેષ ધરી અહલ્યાને છળથી દુષિત કરી ત્વરાથી બહાર નકળ્યો, તેટલામાં મુનિ આવ્યા. પોતાનું રૂપ ધરી સામા આવતા ઇંદ્રને જોઇ અતિ કોપવાળા ગૌતમ મુનિ તેને પૂછવા લાગ્યા કે, હે દુરાત્મન્, મારા રૂપને ધરનાર અધમ એવો તું કોણ છે? સાચું કહે, નહીં તો બાળીને ભસ્મ કરીશ એમાં સંશય નથી.

ઇંદ્ર કહે છે–મહારાજ! હું ઇંદ્ર છું, તોપણ કામના પરવશપણે મેં અનુચિત કર્મ કર્યું છે માટે કૃપા કરી મારી રક્ષા કરો. તે સાંભળી ક્રોધથી જેનાં નેત્ર રાતાં થયાં છે એવા ગૌતમે, ઇંદ્રને નીચે પ્રમાણે શાપ દીધો. હે દુષ્ટ અંતઃકરણવાળા, હે યોની લંપટ ઇંદ્ર તું સહસ્ર ભગવાળો થા. એ રીતે ઇંદ્રને શાપ દઇ તરત મુનિ આશ્રમે આવ્યા. ત્યાં કંપતી અને હાથ જોડેલી અહલ્યાને જોઇ મુનિ કહેવા લાગ્યા કે, હે દુરાચારિણિ, દુષ્ટ અહલ્યા? તું મારા આશ્રમને વિષે શિલા થા. એ રીતે શાપ દેતાં અનુગ્રહ કરી નિચે પ્રમાણે કહે છે.

ગૌતમ કહે છે–હે અહલ્યા, નિરંતર આહાર રહિત પરમ તપને કરનારી તું, વાયુ, વર્ષાદ ને તડકાને સહન કરતાં એકાગ્ર મનથી હૃદયમાં રહેલા રામનું ધ્યાન કરતાં, અને હજારો વર્ષ જાતાં દશરથના પુત્ર શ્રીમાન્ રામ, લક્ષ્મણુ સહિત તારા શિલા રૂપ અંગ ઉપર પગથી ચાલશે ત્યારે તું ભક્તિથી રામના ચર્ણ સ્પર્શી કરી નિષ્પાપ થઇશ, પરંતુ ત્યાં સુધી તારી આસપાસ નાહના પ્રકારના જીવ રહેશે નહીં, જ્યારે તને શ્રીરામનાં દર્શન થશે ત્યારે ભક્તિથી તેની પૂજા, પરિક્રમા, નમસ્કાર અને સ્તુતિ કરશે ત્યારે શાપથી મુકત થઇ પાછી પૂર્વની પેઠે અતિ સુખથી મારી સેવા કરશે. એ રીતે કહી ગૌતમ પર્વતોમાં ઉત્તમ એવા હિમાલય પ્રત્યે ગયા.

તે દિવસથી આરંભી અહલ્યા પોતાના આશ્રમને વિષે અદૃશ્ય રૂપે રહ્યાં છે. રઘુકુળમાં શ્રેષ્ઠ એવા હે રામ, દુષ્કર તપને કરનારી અને પવનના ભોજનવાળી તે અહલ્યા આજ સુધી તમારા ચર્ણરજના સ્પર્શની ઇચ્છા રાખે છે, માટે બ્રહ્માની પુત્રી એવી તે ગૌતમ મુનિની સ્ત્રી અહલ્યાને તમે પાવન કરો, એમ કહી રામનો હાથ પકડી, વિશ્વામિત્ર ઊગ્ર તપે કરીને રહેલી તે અહલ્યાને દેખાડવા લાગ્યા. રામચંદ્ર પગે કરી તે શિલાને અડીને, તપરૂપિ ધનવાળા વિશ્વામિત્રને નમસ્કાર કરી તે અહલ્યાને જોવા લાગ્યા. રામચંદ્ર અહલ્યાને પ્રણામ પૂર્વક કહેવા લાગ્યાઃ–હે માત, હું રામ છું. તે વખતે જે, પીળાં વસ્ત્રને ધારણ કરનાર, ચાર ભુજા વાળા, શંખ, ચક્ર, ગદા પદ્મને ધારણ કરનાર, ધનુષ બાણ ધારી, જેના મુખમાં મંદ હાસ્ય થઇ રહ્યું છે એવા, કમળ સરખાં નેત્રવાળા, શ્રી વત્સલાંછન જેના વક્ષસ્થલમાં છે એવા, નિલમણિના સરખી કાન્તિવાળા, દશે ઇંદ્રિ ને દિશાઓને પ્રકાશ કરનાર, લક્ષ્મિ પતિ, રઘુ કુળમાં શ્રેષ્ઠ એવા લક્ષ્મણ સહીત શ્રી રામને જોઇને હર્ષથી જેનાં નેત્ર પ્રફુલ્લિત થઇ રહ્યાં છે એવાં અહલ્યાએ ગૌતમના વચનને સંભારી તથા શ્રેષ્ઠ રામાયણને જાણી રામનું અર્ઘ્ય વિધિથી પૂજન કર્યું. હર્ષનાં આસું જેના નેત્રમાં આવી રહ્યાં છે એવાં અનિંદિત અહલ્યાએ દંડવત્ પ્રણામ કરી, પ્રેમથી ઉઠી કમળ નેત્રથી શ્રી રામનાં દર્શન કરીને જેના સર્વ અંગમાં રોમાંચ ઉભાં થયાં છે તેવાં અહલ્યા ગદગદ વાણીથી નિચે મુજબ સ્તુતિ કરવા લાગ્યાં.

અહલ્યા કહે છે–હે જગતના નિવાસ રૂપ! તમારા ચરણ કમળમાં લાગેલી રજના કણથી આજે હું કૃતાર્થ થઇ છું, જે રજને હમેશાં મનને નિયમમાં રાખવા સારૂ બ્રહ્મા અને શંકર વિગેરે શોધે છે તેનો તમારી કૃપાથી હું આજે સ્પર્શ કરૂં છું. હે રામ, તમારૂ ચરિત્ર અતિ વિચિત્ર છે કેમકે મનુષ્ય ભાવે કરી જગતને મોહ પમાડનાર તમે ચર્ણાદિથી રહીત છતાં નિરંતર ચલન કરો છો એવા તમે સંપૂર્ણ આનંદમય, સર્વે માયાવાળાઓ કરતાં અતિ ઉત્કૃષ્ટ છો. જેના ચરણકમળની રજથી પવિત્ર અંગવાળી ગંગા શિવ, બ્રહ્મા વિગેરેને પવિત્ર કરે છે, તેજ સાક્ષાત્ તમે જે મારી

દૃષ્ટિ પાસે પ્રત્યક્ષ બિરાજો છો તેથી મારાં પૂર્વે કરેલાં સંચિતનું હું શું વર્ણન કરૂં? મૃત્યુ લોકને વિષે મનુષ્યના સરખા આકારવાળા, ધનુષ્યને ધરનાર અને કમળ સરખા વિશાળ લોચનવાળા, રમ્ય દેહવાળા શ્રી રામ એવા હરીને હું નિત્ય ભજું છું, તેથી બીજાને ભજીશ નહીં. જેના ચરણકમળની રજને શ્રુતિઓ (વેદ) શોધે છે, જેના નાભિકમળથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે. ભગવાન શિવજી જેના નામના સારને વિષે અત્યંત નિરતિશય પ્રીતિવાળા છે તે શ્રી રામચંદ્રની નિરંતર હું હૃદયને વિષે ભાવના કરૂં છું. જેનાં અવતાર ચરિત્રોને બ્રહ્મ લોકને વિષે નારદ જેમાં મુખ્ય છે એવા ઋષિઓ તથા શિવ બ્રહ્માદિક દેવતાઓ, અને આનંદનાં આંસુથી જેનાં સ્તનના અગ્ર ભાગ ભરાઈ રહ્યા છે એવાં દેવી સરસ્વતી વિગેરે ગાય છે, તે શ્રી રામને શરણે હું પ્રાપ્ત થઇ છું. પુરાણ પુરૂષ રૂપ, પરમાત્મા, સ્વયં જ્યોતિરૂપ અનંત અને આદ્ય એવા શ્રી રામ ભક્તના અનુગ્રહ માટે લોકને મોહ કરનાર માયાયે કરી શરીરને ધારણ કરે છે. સ્વતંત્ર, પરિપૂર્ણ વ્યાપક અંતરાત્મા આ શ્રી રામ, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરવાને માટે એક છતાં પોતાની માયાના રજોગુણ, સત્વગુણ તમોગુણને વિષે પ્રતિબિંબિત થવાથી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ રીતે નામ ભેદને ધારણ કરે છે. હે રામ, તમારૂં ચરણ કમળ કે જેને પ્રેમથી લક્ષ્મિયે પોતાના હૃદયને વિષે ધારણ કરેલું છે. વળી જેનું અભિમાન રહિત મુનિશ્વરો ધ્યાન ધરે છે તે એક પગલે કરી ત્રૈલોક્યને દબાવનાર તમારા ચરણ કમળને હું પ્રણામ કરૂં છું. હે ભગવન્, તમે જગતના આદિ ભૂતરૂપ, જગતરૂપ અને જગતના આશ્રય રૂપ છો, સર્વ પ્રાણીને વિષે આસક્તિ રહીત, એક અદ્વિતીય રૂપે પ્રકાશો છો. હે રામ, વાણીથી અવિષય એવા તમે ઓંકારનાં વાચ્ય છો. વળી યોગ સૂત્રમાં પણ કહ્યું છે કે•'तस्य च वाचकः प्रणवः' इति पातंजलसूत्रे,' એ રીતે વાચકના ભેદે કરીને તમે જગન્મય છો.• હે રામ! કાર્યકારણ અને કર્તાપણાના ભેદથી બહુ રૂપ માયાએ કરી તમે એકજ ભાસો છો. તમારી માયાએ કરી જેની બુદ્ધિ મોહને પામી છે તે લોકો, તમને માયાવીપણે પરમેશ્વરરૂપે મનુષ્ય માને છે પરંતુ તમે.

આકાશની પેઠે બાહેર અને અંદર સર્વ ઠેકાણે રહો છો, માટે તમે નિર્મળ, નિઃસંગ, અચળ, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્સત્તારૂપ, અખંડ સ્વરૂપ છો. હે રામ! હે વિભુ! અતિ મૂઢ અજ્ઞાત સ્ત્રી-જાતિ હું તમારા તત્વ સ્વરૂપને કેમ જાણી શકુ? અર્થાત્ જાણી શકું નહિ માટે સેંકડો વાર અનન્ય બુદ્ધિથી તમને નમસ્કાર કરૂં છું. હે દેવ! જે કોઇ જગાએ રહેલી એવી હું તેને સર્વદા તમારા ચરણ કમળને વિષે આસકત એવી સદા ભકિત રહે! હે પુરૂષ સ્વરૂપ! હે અધ્યક્ષ! હે ભકત વત્સલ! હે હૃષીકેશ! હે નારા-યણ! તમને નમસ્કાર કરૂં છું. ભવ ભયને ટાળનાર, કોટી સૂર્યની સરખી કાંતિવાળા, હાથને વિષે ધનુષ બાણને ધરનાર, પ્રલય કાળના મેઘના સરખા ભાસનાર, સોના સરખા સુંદર પીતાંબર યુકત વસ્ત્રવાળા, રત્નજડિત કુંડલ યુકત, કમળ સરખા ઉજ્વલ, અતિ સુંદર નેત્ર-વાળા હે શ્રી રામ, લક્ષ્મણ સહિત તમારી સદા હું સ્તુતિ કરૂં છું. એ રીતે પાસે રહેલા પરમ પુરૂષ સાક્ષાત્ શ્રી રામની સ્તુતિ કરી તેને પ્રણામ અને પરિક્રમા કરી શ્રી રામની આજ્ઞા લઇ તે અહલ્યા પોતાના પતિ ગૌતમની પાસે ગયાં. અહલ્યાએ કરેલા આ સ્તોત્રનો જે કોઇ ભકિત યુક્ત થઇ પાઠ કરે છે તે સર્વ પાપથી મુકત થઇ પરબ્રહ્મને પામે છે. હૃદયને વિષે શ્રી રામને ધારણ કરીને જે કોઈ મનુષ્ય, પુત્રાદિ કામનાને સારૂ આ સ્તોત્રનો અતિ ભકિત પૂર્વક પાઠ કરે તો તે વંધ્યા હોય તો પણ એક વર્ષની અંદર સારા દીર્ઘઆયુષ્યવાળા પુત્રને પામે છે. માટે શ્રી રામચંદ્રને પ્રસન્ન કરવાથી મનુષ્યની સર્વ કામના સિદ્ધ થાય છે. બ્રહ્મઘાતી, ગુરૂ શય્યાગામી, ચોરી કરનાર, સુરાપાન કરનાર, માતાપિતાને હણનાર, હમેશાં એક ભોગ (કામ વાસના)ને વિષેજ આતુર પુરૂષ પણ જો નિત્ય ભકિતથી હૃદયને વિષે રહેલા રઘુપતિનું સ્મરણ, જપ અને ધ્યાન કરતાં આ સ્તોત્રનો પાઠ કરે તો તે મુકિતને પામે છે ત્યારે જે સદાચર-ણવાળો પુરૂષ વિશેષ ફળને પામે તેમાં શું આશ્ચર્ય?

ब्रह्मघ्नो गुरुतल्पगोऽपिपुरुषः स्तेयी सुरापोऽपि वा

मातृभ्रातृविहिंसकोऽपिसततं भोगैकबद्धातुरः।

नित्यं स्तोत्रमिदं जपन् रघुपतिं भक्त्या हृदिस्थं स्मरन्
ध्यायन् मुक्तिमुपैति किं पुनरसौ स्वाचारयुक्तोनरः ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મરામાયણના બાળકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો અહલ્યાના ઉદ્ધારનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠ્ઠો.

### सूत उवाच.

विश्वामित्रोऽथतं प्राह राघवं सह लक्ष्मणं ।
गच्छामोवत्स मिथिलां जनकेनाभिपालितां ॥

સૂત કહેછે—પછી વિશ્વામિત્ર લક્ષ્મણ સહિત રામને કહેવા લાગ્યા-હે પુત્ર! જનક રાજાએ પાલન કરેલી મિથિલા નગરી પ્રત્યે આપણે સર્વે જઈએ. ત્યાં જઇ મોટા યજ્ઞને જોઇને પછી તમે અયોધ્યા નગરીમાં જાજો. એ રીતે કહીને રામ સહિત વિશ્વામિત્ર તે સમયે આશ્રમથી ચાલી ગંગા તીરે ગયા; ત્યાં નાવિક-ઉતારવાને માટે શ્રી રામચંદ્રને ના પાડતાં નિચે મુજબ કહેવા લાગ્યો.

નાવિક કહે છે-હે નાથ! તમારા ચરણને વિષે જડ વસ્તુને પણ મનુષ્ય કરી દેવાનું ચૂર્ણ અર્થાત્ સામર્થ્ય છે, એ વાત અતિશય પ્રસિદ્ધ છે; માટે કાષ્ટ અને પાષાણને વિષે શું અંતર છે? તેથી તમારા ચરણ કમળને ધોઈ સાફ કરીશ, તે પછી હું તમને સામે તીરે લઇજાઇશ; નહિતર જો તમારા ચરણની રજથી મારી તરી અર્થાત્ હોડી સ્ત્રી થઇ જાય તો હે વિભુ! મારા કુટુંબને પોષણની હાણ થાય, એ આપે ખરેખરૂં જાણવું. એ રીતે કહી નાવિક રામના બંને ચરણને પ્રક્ષાલન કરી પછી સામે તીરે લઇ ગયો. કાંઠે ઉતરેલા રામ લક્ષ્મણ સહિત વિશ્વામિત્ર ત્યાંથી મિથિલા નગરીમાં ગયા. સવારે વિદેહના નગરમાં ઋષિઓના આશ્રમોમાં જઇ બેસે છે તેવામાં વિશ્વામિત્રને આવેલા જાણીને રાજા જનક અતિ હર્ષથી પૂજાની સામગ્રી લઇ

ઉપાધ્યાય સહિત ત્યાં આવીને દંડવત્ પ્રણામ કરીને વિશ્વામિત્રની પૂજા કરી તે સમયે સર્વ લક્ષણ યુક્ત એવા અને બીજા ચંદ્ર સૂર્યની પેઠે સર્વ દિશાઓને પ્રકાશ કરતા એવા રામ લક્ષ્મણને જોઈને રાજા જનકે વિશ્વામિત્રને પૂછ્યું કે, હે મુનિ, પુરૂષમાં શ્રેષ્ઠ એવા, દેવતાઓના પુત્રની ઉપમા આપવા લાયકના આ જે બે પુત્ર નર નારાયણની માફક મારા મનને પ્રીતિ કરનાર છે, તે કોના છે? ત્યારે હર્ષ પામેલા વિશ્વામિત્ર મુનિ જનકને કહેવા લાગ્યા કે, આ રામ લક્ષ્મણ બંને ભાઇ રાજા દશરથના પુત્રછે. તેના પીતાના શહેરથી મારા યજ્ઞની રક્ષા કરવાને અર્થે હું તેને તેડી લાવતો હતો, ત્ય માર્ગમાં આવતાં રામે મારી પ્રેરણા થતાં અતિ પરાક્રમથી સર્વને પીડા કરનારી તાટિકાને એક બાણે હણી, ત્યાર પછી મારા આશ્રમમાં આવી મારા યજ્ઞને વિઘ્ન કરનારા સુબાહુ વિગેરેને હણ્યા તથા મારીચ રાક્ષસને સાગરમાં નાંખ્યો; ત્યાર પછી અતિ પવિત્ર અને શોભાયમાન ગંગાના તટપર રહેલા ગૌતમના આશ્રમને વિષે જતા હતા ત્યાં ગૌતમની સ્ત્રી અહલ્યા શિલારૂપ થઇ પડી હતી, તે શ્રી રામના ચરણ કમળના સ્પર્શથી મનુષ્ય રૂપ થઇ. તે અહલ્યા રામનાં દરશન કરી, નમસ્કાર કરી, પૂજા કરી, મુક્તિને પામી. ત્યાર પછી તારા ઘરને વિષે સર્વ રાજાએ જે ચાપને પૂજેલું છે તેને જોવાને માટે તારી કન્યાના સ્વયંવરને સાંભળી અમે અહિં આવ્યા છીએ; માટે હે રાજેન્દ્ર, તે ઊત્તમ શંકરના ચાપને જોઇને આ શ્રીરામ, પોતાના પીતા દશરથ રાજાના દરશનને માટે અયોધ્યા જનાર છે. એ રીતે વિશ્વામિત્રના કહેવાથી રાજા જનક કે જે ધર્મનો જાણનાર છે, તેણે વિધિ પૂર્વક કર્મથી પૂજવાને યોગ્ય એવા રામ લક્ષ્મણનું પૂજન કર્યું, ત્યાર પછી અતિ બુધ્ધિવાળા સુદામા નામના મંત્રીને મોકલતાં નિચે પ્રમાણે કહ્યું.

જનક કહે છે–હે પ્રધાન, શંકરનાં ધનુષને એકદમ અહિં લાવી રામને દેખાડો. તે સાંભળી મંત્રી ગયા પછી વિશ્વામિત્રને રાજા જનક કહેવા લાગ્યા કે, જો રામ, ધનુષને ધારણ કરી ખભા ઊપર પ્રતિમાને ચડાવે તો મારી પુત્રી સીતા રામને અર્પણ કરૂં. તે સાંભળી વિશ્વામિત્ર રામ તરફ મંદ હાસ્ય યુક્ત જોઇ કહેવા લાગ્યા.

વિશ્વામિત્ર કહે છે–હે રાજન્, અમિત તેજવાળા રામને તે ત્ર્યંબક

ચાપદેખાડ, એમ મુનિ કહેછે તેટલામાં મહાબળવાન પાંચ હજાર મનુષ્યો તે ચાપને ઊપાડી ત્યાં લાવ્યા. સેંકડો ઘુઘરીઓથી યુકત, મણિ વજ્ર વિગેરેથી સણગારેલા તે ધનુષ્યને, સલાહ કરવામાં શ્રેષ્ઠ મંત્રિ સુદામા રામને દેખાડવા લાગ્યો. અંતઃકરણમાં હર્ષ પામેલા રામ બાણુને જોઇ તરત દૃઢ ભેઠ બાંધી ધનુષને લઈ ડાબે હાથે લીલાએ કરી તોળવા લાગ્યા અને સર્વ રાજાઓ જુવે છે તેટલામાં સર્વ લોકના બળ યુક્ત રામે ધનુષનું દોરડું ચડાવી જમણે હાથે કરી જરા ખેંચી ધનુષને ભાંગ્યું. તે શબ્દે કરી દિશાઓ, ખુણાઓ. સ્વર્ગ તથા મૃત્યુ લોક, રસાતલ, વિગેરે પૂરાઇ ગયાં. આકાશમાંથી જોનારા દેવતાઓને તે મોટું આશ્ચર્ય લાગ્યું. ફૂલની વૃષ્ટિએ કરી ઢાંકી લેનારા દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા, તેમજ તે સમયે દેવતાઓનાં નગારાં વિગેરે વાજીંત્રો વાગવા લાગ્યાં. અપ્સરાઓના ગણ નાચવા લાગ્યા. ધનુષના બે કટકા જોઈને આનંદ પામેલા રાજા જનક રઘુકુળમાં ઉત્તમ રામને મળી વિશ્રામ પામ્યા તથા સીતાની માતા વિગેરે જનકની સ્ત્રીઓ અંતઃકરણને વિષે આનંદ પામ્યાં. તે સમયે હસતા મુખવાળાં, સોનાના સરખો વર્ણ છે જેનો એવાં, સર્વ ભૂષણથી શોભિતાં, મોતીના હાર તથા કાનનાં કુંડળથી યુકત, જેના ચરણને વિષે નુપુર શબ્દાયમાન થઇ રહેલ છે તથા જેના વસ્ત્રો અંદર સ્તન કાંઈ સ્પષ્ટ જણાઈ રહ્યાં છે તેવાં સુંદર વસ્ત્રવાળાં, સીતા જમણા હાથમાં સોનાની વરમાળાને લઇ રામના કંઠમાં પેરાવીને મંદ હાસ્ય કરતાં થકાં પરમ હર્ષને પામ્યાં ત્યારે સર્વ રાજપત્નીઓ ગોખના જાળિયામાંથી સર્વ લોકને મોહ પમાડનાર શ્રી રામને વરમાલથી શોભાયમાન જોઇ અતિ આનંદ પામી. ત્યાર પછી સર્વ શાસ્ત્રમાં કુશળ જનક રાજા વિશ્વામિત્ર મુનિને કહેવા લાગ્યા કે, હે શ્રેષ્ઠ, મુનિ કૌશિક, પુત્રના વિવાહ સારૂ રાજા દશરથને પુત્ર, મંત્રિ અને સ્ત્રી સુદ્ધાં અહિં આવે એમ જલદી કરો. જનકનાં વચન સાંભળી વિશ્વામિત્રે ત્વરિત ગમન કરનાર દૂતોને મોકલ્યા. તેઓએ અયોધ્યામાં જઇ રાજા દશરથને રામના ખુસી ખબર કહ્યા. તે સાંભળી રાજા હર્ષ પામ્યા અને મિથીલા જવા માટે મંત્રિઓને ઉતાવળ કરવા લાગ્યા, કે સર્વે લોકો હાથી,

ઘોડા, રથ, પ્યાદા વિગેરે મિથીલા તરફ જાઓ અને મારા રથને તત્કાળ અહિં લાવો, કેમકે હું પણ ત્યાં જાઉં છું. વિલંબ ન કરો. વિશેષ મારા ગુરૂ ભગવાન વસિષ્ઠ પણ આગળથી પત્નિસહિત અગ્નિ હોત્ર તેમજ રામ માતાઓ વિગેરેને તેડી વિદાય થાઓ. એ રીતે રાજર્ષિ દશરથ સર્વેને મોકલી મોટી સેનાને સાથે લઇ વિશાળ રથમાં બેસી મિથિલા તરફ ચાલ્યા. રાજા દશરથને આવેલા સાંભળી હર્ષ પામેલા રાજા જનકે શતાનંદ ગોર સહિત ત્યાં આવી યથા વિધિ પૂજાથી સત્કાર કર્યો, તે સમયે રામે પણ ત્યાં લક્ષ્મણ સહિત આવી પીતાના ચરણમાં પ્રણામ કર્યા ત્યારે પ્રસન્ન થઇ રાજા દશરથ રામને વચન કહેવા લાગ્યા.

દશરથ કહે છે—હે રામ, પ્રફુલ્લિત થએલા કમળ સરખું તમારૂં મુખ મને બહુ સારૂ જોવામાં આવે છે, કેમકે મને મુનિના અનુગ્રહથી તમારૂં સર્વ કલ્યાણકારી સુખ સંપાદન થએલું છે. એમ કહી રામના મસ્તકને સુંધીને વારંવાર તેનું આલિંગન કરી જેમ બ્રહ્માનંદને પામ્યા હોય તેમ મોટા હર્ષથી વ્યાપ્ત થયા. ત્યાર પછી રાજા જનકે સર્વ ભોગ યુકત સુંદર મંદિરને વિષે પુત્ર અને સ્ત્રી સહિત રાજા દશરથને રાખ્યા. ત્યાર પછી લગ્નના શુભ દિવસને વિષે સારા મુહૂર્તને વિષે લક્ષ્મણ સહિત રામને પધરાવ્યા. રત્નના થાંભલા જેમાં સાદા વિસ્તારથી શોભી રહ્યા છે, તેવા સુંદર ઉલ્લેખવાળા તથા શોભાયમાન તોરણવાળાં ફૂલ અને મોતી યુકત સર્વ પ્રકારની શોભાવાળા, સોનાથી સણગારેલા, વેદના જાણનારા બ્રાહ્મણોથી વ્યાપ્ત તથા જેમણે કંઠમાં કંઠીઓ પેહેરેલીછે તેવી સુવાસણી સ્ત્રીઓથી ચોતરફ વિંટાએલ, ભેરી, નગારાંના શબ્દોથી અને ગીત નૃત્યથી વ્યાપ્ત એવા, દિવ્ય રત્નોથી જડીત્ર એવા મંડપને વિષે સોનાના સિંહાસન ઊપર રામને બેસાડયા. રામના બન્ને પડખાંને વિષે રહેલા વસિષ્ઠ ને વિશ્વામિત્રની શતાનંદે યથા ક્રમે પૂજા કરી ને ત્યાં યથા વિધિ અગ્નિની સ્થાપના કરીને તેને પ્રજ્વલિત કર્યો. તે પછી નાના પ્રકારના રત્નોથી શણગારેલાં, શોભા યુકત સીતાને પધરાવ્યા પછી સ્ત્રી સહીત રાજા જનકે કમળ સરખા લોચનવાળા શ્રી રામની પાસે આવી તેના ચરણને યથાવિધિ ધોઈ તે ચરણોદક માથે ચડાવ્યું,

કે જે જળને શંકરે, બ્રહ્માએ તથા મુનિઓએ સદા માથે ચડાવેલ છે. ત્યાર પછી સીતાજીને હાથમાં ગ્રહણ કરી અક્ષતોદક પૂર્વક પ્રીતિએ કરી પાણિ ગ્રહણના વિધિથી રાજા જનકે શ્રી રામને આપી કહેવા લાગ્યા કે, હે રઘુકુળમાં શ્રેષ્ઠ! કમળપત્ર સરખાં નેત્રવાળા, સુવર્ણ અને મોતીએ કરી શોભિત આ મારી પુત્રી સીતા તમને અર્પણ કરૂં છું, તેથી તમે મને પ્રસન્ન થાજો. એ રીતે પ્રસન્ન મનથી સીતાને રામના હાથમાં અર્પણ કરતા એવા રાજા જનક, વિષ્ણુને અર્થે લક્ષ્મીને અર્પણ કરનાર, ક્ષીરસમુદ્રની પેઠે અતિ હર્ષ પામ્યા. ઊર્મિલા કે જે પોતાની ઔરસી કન્યા છે તેને હર્ષથી લક્ષ્મણને અર્પણ કરી. તેમજ શ્રુતકીર્તિ અને માંડવી એવા નામની પોતાના ભાઇની બે કન્યામાંથી એક ભરતને તથા બીજી શત્રુઘ્નને આપી. એ રીતે સુંદર લક્ષણવાળા ચારે ભાઈ સ્ત્રી યુક્ત થઇને બીજા લોકપાલની પેઠે કાંતિથી શોભવા લાગ્યા, તેટલામાં મિથિલા નગરીના પતિ રાજા જનક પોતાને પૂર્વે કહેલા નારદના સમાચારને વસિષ્ઠ તથા વિશ્વામિત્ર પાસે કહેવા લાગ્યા કે, જ્યારે યજ્ઞ ભૂમિને શુદ્ધ કરવાને માટે હું સોનાના હળથી ખેડાવતો હતો ત્યારે મારા હળનો અગ્ર ભાગ ભરાતાં પૃથ્વીમાંથી શુભ લક્ષણવાળી સીતા ઉત્પન્ન થયાં છે. તેને મે પુત્રીના ભાવથી પ્રીતિથી જોઇ. શરદ પુનમના ચંદ્ર સરખાં મુખવાળાં તે પુત્રી મારી પ્રીય ભાર્યાને અર્પણ કર્યાં. એક દિવસે હું એકાંતમાં હતો તેવામાં મોટી વેણાને બજાવતા, સમર્થ અને નારાયણનું ગુણ ગાન• કરતા મહા મુનિ નારદ આવ્યા, તેનું પૂજન કરી, મેં તેને સુખાસનપર બેસાર્યા ત્યારે તે કહેવા લાગ્યા કે, હે રાજન્, તારા ઉદયનાં કારણ રૂપ મારૂં ગુપ્ત વચન સાંભળ. ઇંદ્રિઓના ઇશ્વર પરમાત્મા રામચંદ્ર ભક્તાના અનુગ્રહ કરવાની ઇચ્છાથી દેવકાર્યની સિદ્ધિને અર્થે અને રાવણનો વધ કરવા સારૂ, માયાયે કરી મનુષ્યના વેષને ધારણ કરી રામ એ રીતે વિખ્યાત પરમેશ્વર, રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન રૂપે દશરથને ત્યાં ચતુર્વ્યૂહ અવતરેલ• છે તથા યોગ માયારૂપે તારા ઘરને વિષે સીતાજી જન્મ્યાં છે. એ કારણ માટે તું તે સીતાને પ્રયત્ન કરી રામચંદ્રને આપ. એ અનાદિ શક્તિ પરમાત્મા રા-

મની સ્ત્રી છે, માટે બીજાને આપવાં નહીં, એમ કહી નારદજી દેવ લોકમાં ગયા. માટે દેવસાક્ષીથી આરંભીને હું સીતાજીને વિષ્ણુની લક્ષ્મી માનું છું. વળી તે કલ્યાણકારી જાનકી મારે રામને શીરીતે આપવાં એ રીતે ચિંતામાં પરોવાયલ મેં એક કાર્યનું ચિંત્વન કર્યું કે, મારા પિતામહના ઘરને વિષે જે ધનુષ થાપણ રૂપ પડેલું છે તે ધનુષને પૂર્વે ત્રિપુરાસુરને બાળ્યા પછી શંકરે અહિં નાખેલું છે; માટે એ ધનુષનું પણ કરવું. વળી જેથી સીતાના પાણીગ્રહને અર્થે રામ સિવાય સર્વે રાજાના માનનું ખંડન થાય. એ રીતે મેં વિચાર કર્યો. હે મુનિઓમાં શ્રેષ્ઠ, તમારે પ્રસાદે કરી કમળના સરખાં નેત્રવાળા રામ અહિં ધનુષ જોવાને માટે આવ્યા, તેથી મારો સઘળો મનોરથ સફળ થયો. હે રામ, આજે તમને સીતા સહિત એક આસન પર વિરાજેલા, સૂર્યના સરખા પ્રકાશિત જોઉંછું માટે મારો જન્મ સફળ થયો. હે રામ, તમારા ચરણના જળને ધારણ કરનાર બ્રહ્મા સૃષ્ટિ ચક્રને પ્રવર્તાવનાર થયા. વળી બલી રાજા તમારા ચરણના જળને ધારણ કરીને દેવતાના અધિપતિ થયા, તેમજ તમારા ચરણની રજના સ્પર્શથી અહલ્યા પોતાના સ્વામિના શ્રાપથી તતકાળ મુકત થઇ, માટે તમારાથી બીજો કોણ અધિક રક્ષણ કરનાર છે, અર્થાત્ કોઈ પણ નથી. વળી તમારા ચરણ કમળની રજને વિષે પ્રેમ રાખનારા યોગી સમૂહે કાળ ચક્રને જીતી, ભવના ભયને મટાડેલ છે. વળી દેવતા જેના નામના કીર્તનમાં પરાયણ થતાં દુઃખ અને શોકથી મુકત થયા છે તેવા હે દેવ, તમારે શરણે સદા પ્રાપ્ત થયો છું. એ રીતે સ્તુતિ કરીને જેને દીકરી વહાલી છે એવા રાજા જનકે મહાત્મા રામચંદ્રને તથા સીતાને સો કરોડ દીનાર,* દશહજાર રથ, દશ લાખ ઘોડા, છસો હાથી, એક લાખ પ્યાદા, ત્રણસો દાસીઓ, દિવ્ય વસ્ત્રો, મોતી તથા રત્નમય ઉજ્વળ હારો અતિ પ્રીતિથી આપ્યા. યથાયોગ્ય રીતે વસિષ્ઠ વિગેરે મુનિને તથા ભરત લક્ષ્મણને તેમજ શત્રુઘ્ન અને દશરથ વિગેરેની પ્રેમથી પૂજા કરીને રાજા જનકે રઘુકુળમાં શ્રેષ્ઠ રામને વિદાય કરતી વખતે જેની આંખમાં આંસુ આવ્યાં છે એવી માતાઓ રૂદન કરતાં એવાં

* અઠ્ઠાવિશ રૂપિયાનો એક દીનાર.

4

સીતાને આલિંગન કરી કહેવા લાગી. હે પુત્રિ! સાસુ સસરાની સેવામાં પ્રીતિવાળી રહી, નિત્ય રામને અનુસરી, પતિવ્રતાના ધર્મનો આશ્રય કરી 'પતિની આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરતાં' જેમ કલ્યાણ થાય તેમ વર્તજે. રામના પ્રયાણની વખતે ભેરી, મૃદંગ, પ્રણુવ, આનક, તૂરીનો શબ્દ, દેવતાના ભેરીના ધાટા શબ્દો અને તૂરીના શબ્દોથી યુકત પ્રાણિઓને મહા ભયંકર ધ્વનિ થવા લાગ્યો.

प्रयाणकाले रघुनंदनस्य भेरीमृदंगानकतूर्यघोषः ।
स्ववांसिभेरिघनतूर्यशब्दैः संमूर्च्छितो भूतभयंकरोऽभूत् ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મરામાયણના બાળકાંડનો ઉમા માહેશ્વરના સંવાદનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭ મો.

### सूत उवाच.

अथ गच्छति श्रीरामे मैथिलाद्योजनत्रयं ।
निमित्तान्यतिघोराणि ददर्श नृपसत्तमः ॥

સૂત કહે છે—એ રીતે વિવાહ થયા પછી મિથિલા નગરીથી શ્રી રામને ત્રણ યોજન જતાં દશરથ રાજા અતિ ભયંકર શકુનો જોવા લાગ્યા, ત્યારે ગુરૂ વસિષ્ઠને પૂછવા લાગ્યા કે, હે મુનિઓમાં શ્રેષ્ઠ! અહિં ચોતરફ વિષમ ભયંકર શકુનો દેખાય છે તેનું શું કારણ. એ રીતે દશરથનાં વચન સાંભળી વસિષ્ઠ મુનિ તેને કહેવા લાગ્યા કે, હે રાજન્, તે આગળ થવાના ભયને સૂચવે છે, પરંતુ એથી તમને આજે પાછું થોડા વખતમાં ભયં રહિત કલ્યાણજ થશે, કેમ કે મૃગલાં જમણી બાજુ જાય છે તે તમને શુભ સૂચવનારાં છે તે જુઓ! એ રીતે વસિષ્ઠ મુનિ કહે છે તેટલામાં રજની વૃષ્ટિથી પીડા કરનાર, સર્વનાં નેત્રને જોવાની શક્તિથી રહિત કરનાર, અતિ ભયંકર વાયુ વાવા

લાગ્યો, તેથી આગળ જતાં ક્રોડ સૂર્યના સરખા પ્રકાશવાળા, વિજળીના સમૂહ સરખી પ્રભાવાળા, તેજના રાશિ પરશુરામને જોયા. વળી જે પરશુરામ મેઘના સરખી કાન્તિવાળા, ઉંચા, જટાના મંડળથી શોભિત એવા, વળી જેના હાથમાં ધનુષ ને ફરશી રહ્યાં છે એવા, સાક્ષાત નાશ કરનાર, કાળ સરખા, સહસ્રાર્જુનના મૃત્યુરૂપ, ગર્વિષ્ટ રાજાઓનું મર્દન કરનાર, પાસે આવેલા બીજા કાળ રૂપ તે પરશુરામને જોઇ રાજા દશરથ ભયથી અત્યંત ત્રાસ પામી અર્ઘ્ય, પાદ્ય વિગેરે પૂજાને વિસરતાં હે નાથ, રક્ષા કર, એ રીતે કહેવા લાગ્યા, હે પ્રભુ રક્ષા કર! મારા પુત્રનાં પ્રાણુની રક્ષા કર, એ રીતે દંડવત્ પ્રણામ કરી કહેવા લાગ્યા. એમ કહેતાં તે રાજા દશરથનો અનાદર કરી રઘુ કુળમાં ઉત્તમ એવા રામચંદ્રને ક્રોધથી પ્રચલિત ઇંદ્રિયોવાળા પરશુરામ કઠોર વચન કહેવા લાગ્યા કે, હે ક્ષત્રિયોમાં અધમ એવા રામ, મારા નામથી કેમ વિચરે છે? જો તું ક્ષત્રિ હો તો તું મને એકદમ દ્વંદ્વ યુદ્ધ આમ. વળી તું જૂના ખોખરા થયેલા ધનુષને ભાંગી મિથ્યા કેમ બકે છે? હે રઘુ વંશમાં ઉત્પન્ન થયેલા, જો તું આ વિષ્ણુના ચાપ ઉપર પ્રતિમાને ચડાવે તો તારી સાથે હું યુદ્ધ કરૂં નહીં, નિકર હું ક્ષત્રિયોનો નાશ કરનાર છું માટે સર્વેને હણીશ. એ રીતે પરશુરામ કહે છે તેટલામાં પૃથ્વી અત્યંત ચળાયમાન થઈ અને સર્વેની આંખપર અંધારૂં આવવા લાગ્યું ત્યારે દશરથના પુત્ર શૂરવીર એવા રામે ક્રોધથી પશુરામ સાંમું જોઈ તેના હાથમાંથી એકદમ અનાયાસે ધનુષને ખેંચી લઈ ભાથામાંથી બાણ કાઢી, તેને સાંધી અતિ પરાક્રમિ રામ પરશુરામને કહેવા લાગ્યા કે, હે બ્રહ્મન્, મારાં વચન સાંભળો અને આ મારા બાણને મારવાનું નીશાન બતાવો, કેમકે મારૂં બાણ નિષ્ફળ જશે નહિ. હે બ્રહ્મન્! મારી આજ્ઞા છે કે તપથી સંપાદન કરેલા પરલોકમાં અથવા તીર્થ સ્થળોમાં જાઓ તેમ છે. પણ તમે સાચું કહો કે તમારાથી આ લોકને વિષે કે પરલોકને વિષે જઈ શકાય તેમ છે? વળી જે તમારે મને કરવાનું હોય તે પણ તત્કાળ કહો કે, આવી રીતે મારે તને કરવાનું છે તે પણ મારી આજ્ઞા છે માટે કહો. એવી

રીતે શ્રી રામ કહે છે તેટલામાં પરશુરામના મુખની છાયા ક્ષીણ થઇ ગઇ અને પરશુરામ પોતે પૂર્વ વૃત્તાંત યાદ કરી આ રીતે વચન કહેવા લાગ્યા કે, હે રામ! હે રામ! હે મહા બાહુ! જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનાર, પુરાણ પુરૂષ એવા, પરમેશ્વર, વિષ્ણુ રૂપ તમને હું જાણું છું. હે રઘુ કુળમાં ઉત્પન્ન થયેલા શ્રી રામ, પૂર્વે બાળક અવસ્થામાં શુભ એવા ચક્ર તિર્થમાં જઇને તપથી મહાત્મા એવા નારાયણ વિષ્ણુનું અનન્ય બુદ્ધિથી આરાધન કર્યું હતું ત્યારે શંખ, ચક્ર અને ગદાને ધરનાર, પ્રસન્ન મુખકમળવાળા, દેવના ઇશ્વર વિષ્ણુએ મને નિચે મુજબ કહ્યું હતું.

શ્રી ભગવાન કહે છે—હે બ્રહ્મન્, તપથી વિરામ પામો. તમારૂં મોટું તપ તમને ફળ યુક્ત છે. મારા ચૈતન્ય યુક્ત શક્તિના અંશે કરી તમારા પિતાને હણનાર હય હય કુળમાં શ્રેષ્ઠ એવા સહસ્રાર્જુનને હણો, કે જેને વાસ્તે તમારે આટલો તપનો શ્રમ છે તેથી એકવીશ વાર ક્ષાત્રમંડળને હણીને સમગ્ર પૃથ્વી કશ્યપને આપીને શાન્તિ પામો. ત્યાર પછી ત્રેતાયુગને વિષે હું અવિનાશી રામ દશરથનો પુત્ર થાઇશ ત્યારે તમારે વિષે દીધેલા મારા તેજને મારી પરમ શક્તિયે કરી મને જોશો ત્યારે પાછું લઇશ, તે પછી લોકને વિષે તપશ્ચર્યા કરતા એવા તમે બ્રહ્માના એક દિવસ પર્યંત અર્થાત્ ચાર હજાર યુગ સુધિ પૃથ્વીમાં રહો. એ રીતે કહી તે દેવ અંતર્ધ્યાન થયા ત્યાર પછી મેં પણ તે વિષ્ણુની આજ્ઞા પ્રમાણે સર્વ કર્યું. હે પ્રભુ, હે રામ, બ્રહ્માની પ્રાર્થનાથી તે વિષ્ણુરૂપ તમે જન્મ્યા છો. વળી મારે વિષે રહેલા તેજને પાછું તમેજ હર્યુંછે. હે પ્રભુ, બ્રહ્માદિને પણ અલભ્ય એવા, પ્રકૃતિને પાર પામેલા તમે આજે મને પ્રત્યક્ષ જણાયા તેથી મારો જન્મ સફળ થયો. વળી તમારે વિષે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા છ વિકાર નથી, માટે નિર્વિકાર, ગમન આદિ ક્રિયાથી રહીત તમે પૂર્ણ છો. જેમ જળને વિષે ફીણ રહ્યાં છે તથા જેમ અગ્નિને વિષે ધૂમાડો છે તેમ તમારાં આધારને વિષે તમને આધીન માયા કાર્યરૂપ જગતને સર્જે છે. જ્યાં સુધી લોકો તમારી માયામાં વીટાયલા છે ત્યાં સુધી તમારા સ્વરૂપને જાણી શકતા નથી, એ કારણ માટે અનાદિ સિદ્ધ એવી માયા અર્થાત્ બ્રહ્મ વિદ્યા સ્વરૂપના જ્ઞાનની

સાથે વિરોધ કરનારી છે. પરંતુ તે બ્રહ્મજ્ઞાન થતાં નાશ પામે છે. તે અવિદ્યા દેહ, ઇંદ્રયો આદિના સમુદાયથી યુકત એવાં અંતઃકરણને વિષે પ્રતિબિંબિત થતાં એટલે અનાદિ અનિર્વાચ્ય સંબંધથી સંબંધ વાળી ચિત્‌શક્તિ, પ્રાણ, મન, બુદ્ધિ આદિની પ્રેરક પણાએ કરી અને પ્રાણના ધારણ કરવાથી, આ જીવ લોકને વિષે તે જીવ એ રીતે ક-કહેવાય છે. જ્યાં સુધી પુરૂષ, દેહ, મન, પ્રાણ અને બુદ્ધિ વિગેરેને વિષે અભિમાનવાળો અર્થાત્ દેહાદિકને વિષે અહંતા વાળી બુદ્ધિવાળો રહે છે. ત્યાં સુધી કર્તાપણાંના અને ભોક્તાપણાંના સુખ દુઃખ વિગેરેને ભોગવ્યા કરે છે. આત્માને કર્તૃત્વ ભોક્તૃત્વ વિગેરેના અ-ભિમાનથી કરેલા સંસ્રાતે અર્થાત્ જન્મ મરણ થતાં નથી, તેમ બુદ્ધિ કોઇ કાળને વિષે જડ હોય છે માટે જ્ઞાન થવાનો સંભવ નથી વળી દેહ, બુદ્ધિ વિગેરે બંનેની અહંબુદ્ધિથી યોજના કરવાને લીધે સંસારમાં સારયુકત જન્મ મરણ વાળું થવું પડેછે. જેમ જડને ચૈતન્યની સાથે સંયોગ થવાથી ચૈતન્યપણું થાય છે, તેમ ચૈતન્યને જડ સાથે સંયોગ થવાથી જડપણું પ્રાપ્ત થાય છે. જેમ વર્ષાદ અને વિજળીના દ્દષ્ટાંતથી સ્પષ્ટ જણાય છે કે, વિજળીના થયેલા પ્રકાશને જળ ઢાંકેછે તથા જળ, સ્વરૂપે જડ છતાં પણ અગ્નિનો સંયોગ થતાં વિજળીના રૂપે કરી પ્રકાશ પામે છે. વળી જ્યારે જીવ અવિદ્યાએ કરી સંસૃતિને પામે છે ત્યારે તેથી મુક્ત કેમ કરવો તેના સાધનને દર્શાવું છું. હે પ્રભો! જ્યાં સુધી મનુષ્ય તમારા ચરણના ભકતના સંગને કરતો નથી ત્યાં સુધી પુરૂષ, સંસારના દુઃખના સમૂહથી કોઇ દિવસે નિવૃત્તિ પામતો નથી. હે ભગવન્! સત્સંગથી મળેલી ભકિતએ કરી મનુષ્યો જ્યારે તમારી સારી રીતે ઉપાસના કરે છે, ત્યારે શાંતતાથી માયા ક્ષીણપણાંને પામે છે તે પછી તમારા ભકતને ભકિત યોગે કરીને તમારા સ્વરૂપના જ્ઞાનથી સંપન્ન એવા સદ્‌ગુરૂ મળેછે. તમારા પ્રસાદથી ગુરૂના વાકયે કરી જ્ઞાન મળતાં મુક્તિ થાય છે, માટે ખરો નિશ્ચય એજ છે જે તમારી ભકિતથી રહિત લોકોને સેંકડો અને કોટી કલ્પે પણ મુકિતની પ્રાપ્તિ થવાની આશા રાખવી નહિ તથા તેઓને કદિ સુખની પ્રાપ્તિ પણ થતી નથી. એ કારણ માટે તમારા ચરણ યુગલને વિષે મારી જન્મ જન્માંતરે સદા

ભક્તિ રહો તથા તમારી ભક્તિવાળા પુરૂષોનો મને સત્સંગ હમેશાં મળો કે જે સાધને કરી અવિદ્યા નાશને પામે છે. આ લોકને વિષે તમારી ભક્તિમાં પ્રીતિ રાખનારા તથા તમ સંબંધી ધર્મરૂપ અમૃતને વર્ષાવનારા પુરૂષો સઘળા લોકને પવિત્ર કરે છે ત્યારે પોતાના કુળમાં ઉત્પન્ન થયેલાને કેમ પવિત્ર કરે નહિ? હે જગતના નાથ! ભક્તિના પાલન કરનાર પરમ કરૂણાળુ ભગવન્ રામચંદ્ર! તમને હું પ્રણામ કરૂં છું. હે દેવ! લોકોને જીતવાની ઇચ્છાથી મેં જે કાંઇ પુણ્ય કરેલું છે તે સર્વ હે રામ તમારા બાણને અર્થે અર્પણ હો અર્થાત્ હે ભગવન્, 'તમારા બાણે કરી મારા સર્વ કર્મનો નાશ થાઓ અને માત્ર મને મુક્તિ મળો. તમને હું નમસ્કાર કરૂં છું.

શ્રી રામ કહે છે—હે બ્રહ્મન્! તમને હું પ્રસન્ન થયો છુ. જે તમારા મનમાં હોય તે સુખેથી કહો. તે સર્વ કામના તમારી હું પૂર્ણ કરીશ એમાં તમારે કાંઇ સંશય કરવો નહિ. તે સાંભળીને પરશુરામ પ્રસન્ન મને કરી રામને કહેવા લાગ્યા કે હે રામ! હે મધુસૂદન! જો તમારે મારા ઉપર અનુગ્રહ કરવો હોય તો એજ વરદાન માગું છું જે મને સદા તમારા ભક્તની સાથે સત્સંગ તથા તમારા ચરણને વિષે ભક્તિ હો. જે કોઇ ભક્તિ વગરનો મનુષ્ય પણ, સર્વદા આ સ્તોત્રનો પાઠ કરે તો તેને તમારી ભક્તિ, જ્ઞાન અને અંતે તમારા સ્મરણને પામે છે. પછે શ્રી રામે તેમ થશે એમ જેને કહ્યું છે એવા પરશુરામ શ્રી રામને પરિક્રમા અને પ્રણામ કરીને, તે રામે જેની પૂજા કરી છે એવા પરશુરામ રામની આજ્ઞાથી મહેંદ્રાચળ પર્વત પ્રત્યે ગયા. રાજા દશરથે, રામને પુનર્જીવનની પેઠે પ્રાપ્ત થયેલા જોઇને આંખમાંથી આંસુ ચાલ્યાં જતાં અતિ હર્ષથી આલિંગન કર્યું. તે પછી સ્વસ્થ ચિત્ત થઇ પ્રસન્ન મને કરી પોતાની પુરી અયોધ્યા પ્રત્યે ગયા. તે અયોધ્યામાં આવીને દેવતા સરખા પ્રતાપી રામ, લક્ષ્મણ, ભરત, અને શત્રુઘ્ન પોતપોતાની સ્ત્રીયોની સાથે પોત પોતાના મંદિરને વિશે રમવા લાગ્યા. સીતાયુક્ત શ્રીરામ માતાપિતા સહિત અતિ હર્ષને પામ્યા અને જેમ લક્ષ્મીની સાથે શ્રી વિષ્ણુ, વૈકુંઠને

વિષે રમણ કરે છે તેમ શ્રી રામ સીતા સહિત અયોધ્યામાં રમણ કરવા લાગ્યા. ત્યાર પછી કૈકેયનો ભાઇ યોધાજીત ભરત શત્રુઘ્નને પોતાના રાજમાં તેડી જવા સારૂ આવ્યા. શત્રુને દમન કરનાર સ્નેહ યુક્ત રાજા દશરથે યોધાજીતનો સત્કાર કરી તેની સાથે ભરત અને શત્રુઘ્નને મોકલ્યા. રામ અને સીતા સહિત દેવી કૌશલ્યા ઈંદ્ર ઈંદ્રાણી સહિત દેવાતાઓથી અદિતિ જેમ અલંકૃત દેખાય તેમ તે શોભતાં હતાં.

ઈંદ્ર આદિમાં પ્રસિદ્ધ છે ગુણગણ જેના, જેની લોકમાં પવિત્ર કીર્તિ ગવાએલી છે, એવા અખિલ મનુષ્યના આનંદ સ્વરૂપ શ્રી રામચંદ્ર સીતા સહિત અયોધ્યામાં વસવા લાગ્યા.

જો કે તેની શક્તિ ઘણી ઉત્તમ હતી તોપણ પોતે સોળ વિકાર સહિત હતા. જેનો વૈભવ અનંત હતો અને નિરંતર માયા રહિત હતા છતાં પણ સમગ્રના પતિ દેવ રામ માયાના કાર્યને અર્થાત્ જગતને મનુષ્યની માફક અનુસરતા હોય તેમ ભાસતા હતા.

साकेतेलोकनाथंप्रथितगुणगणोलोकसंगीतकीर्तिः
श्रीरामःसीतयास्तेऽखिलजननिकरानंदसंदोहमूर्तिः ।
नित्यश्रीर्निर्विकारो निरवधिविभवोनित्यमायानिरासो
मायाकार्यानुसारी मनुज इव सदा भाति देवोऽखिलेशः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મ રામાયણના બાલકાંડનો સાતમો સર્ગ સંપૂર્ણ.**



श्री

# અધ્યાત્મરામાયણ

## अयोध्याकांडः प्रारंभः

### સર્ગ ૧ લો.

**श्रीमहादेव उवाच.**

एकदा सुखमासीनं रामं स्वांतःपुराजिरे ।
सर्वाभरण संपन्नं रत्न सिंहासने स्थितं ॥

શ્રી મહાદેવ કહે છે-એક દિવસને વિષે પોતાના અંતઃપુરના આંગણામાં રત્ન જડિત સિંહાસન ઉપર વિરાજેલા, સર્વ આભૂષણોએ કરી સંપન્ન, શ્યામ કમળ સરખા સુશોભિત, કૌસ્તુભ મણિ જેના કંઠમાં છે એવા, તાંબૂલ યુક્ત છે મુખ જેનું એવા, પ્રસન્ન થઇ વિનોદ કરતા તથા રત્નની દાંડીવાળા ચમરે કરીને સીતાજી જેને પવન નાંખે છે એવા શ્રી રામનાં દર્શન કરવાને નારદજી આકાશમાંથી ઉતરી જ્યાં શ્રી રામ છે ત્યાં અકસ્માત્ આવ્યા. સ્વચ્છ સ્ફાટિક મણિ સરખા પ્રકાશવાળા, શરદ ઋતુના ચંદ્ર સરખા, નિર્મળ, દિવ્ય દર્શનવાળા નારદને જોઇ એકદમ ચકિત થએલા શ્રી રામ સીતા સહિત નારદને હાથ જોડી પ્રીતિથી પૃથ્વીપર પ્રણામ કરી નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે-હે મુનિઓમાં શ્રેષ્ઠ ! વિષયમાં આસક્ત ચિત્તવાળા અમ જેવા સંસારિઓને તમ જેવાનાં દર્શન અતિ

દુર્લભ છે. હે મુનિ! મારા પૂર્વ જન્મના પુણ્યના ઉદયોએ કરી હું જેવા સંસારીને તમારાં દર્શન અને સમાગમ થયો, તેથી હે મુનીશ્વર! હું કૃતાર્થ થયો છું. હે ભગવન્! આપનું શું કામ કરવાની મને આજ્ઞા છે?

નારદ કહે છે-હે રામ! મનુષ્ય લોકને અનુસરતાં એવાં વાંક્યોએ કરી આપ મને મોહ પમાડો છો, હે વિભુ! હું સંસારી છું એ રીતે તમે જે કહ્યું તે સાચું છે, કેમકે જગત આદિભૂત અર્થાત્ જે મૂળપ્રકૃતિ છે તે માયા તમારી સ્ત્રી છે. તમારા ચૈતન્ય સ્વરૂપના સંબંધથી તે માયાને વિષે બ્રહ્માદિ પ્રજા ઉત્પન્ન થાય છે. વળી જે તમારે આશ્રયે રહેલી તે ત્રણ ગુણ યુક્ત માયા. શુક્લ, કૃષ્ણ અને લોહિત, અર્થાત્ સાત્વિક, તામસી અને રાજસી પ્રજાઓને નિરંતર ઉત્પન્ન કરે છે. તે સ્ત્રીએ કરી યુક્ત એવા તમે ત્રૈલોક્ય રૂપી મોટા ઘરને વિષે રહો છો, માટે ગહસ્થ કહેવાઓ છો. તમે વિષ્ણુ સ્વરૂપ છો અને જાનકી લક્ષ્મી છે. તમે શિવ રૂપ છો અને સીતા પાર્વતી છે. તમે બ્રહ્મા છો. અને સીતા સાવિત્રી છે. તમે સૂર્ય છો ને સીતા પ્રભા છે; તમે ચંદ્ર છો તથા શુભ લક્ષણવાન્ સીતા રોહિણી છે. તમે ઇંદ્ર છો ને સીતા ઇંદ્રાણી છે. તમે અગ્નિ રૂપ અને સીતા સ્વાહા રૂપ છે. હે પ્રભુ! તમે કાળ રૂપ યમ છો ને સીતા સંયમની સ્વરૂપ છે. હે જગતના નાથ! તમે નિઋંતિ રૂપ છો અને સીતા તામસી રૂપ છે હે રામ! તમે વરુણ છો ને કલ્યાણી સીતા ભાર્ગવી છે. હે રામ! તમે વાયુ રૂપ છો ને સીતા સદાગતિ એ રીતે કહેવાય છે. તમે કુબેર અને સીતા સર્વ સંપત્તિ રૂપ છે. લોકોના નાશને કરનાર તમે રુદ્ર છો ને જાનકી રુદ્રાણી રૂપ છે. હે પ્રભુ! લોકને વિષે જેટલું સ્ત્રી વાચક છે તે સર્વ જાનકી રૂપ છે અને હે રાઘવ! જેટલું પુરૂષ વાચક છે તે સર્વ તમ રૂપ છે, તે કારણ માટે હે દેવ! ત્રણ લોકને વિષે તમારા બેના સ્વરૂપના કાંઇ ફેર નથી. હે દેવ! તમારા આભાસે કરીને અર્થાત્ તમારા સંબંધથી આ સૃષ્ટિના ઉત્પત્તિપણાંરૂપ અજ્ઞાન એટલે માયા તે અવ્યાકૃત એ રીતના પદથી કહેવાય છે, તેથી મહાન્ અર્થાત્ બુદ્ધિતત્વ રૂપ સૂત્રથી

અહંકાર થયોછે અને તેથી સર્વ કાર્યાત્મકલિંગ દેહ થયોછે. તે સર્વાત્મક પણાને દર્શાવે છે. અહંકાર, બુદ્ધિ, પાંચ વિષય, પાંચ પ્રાણ, ઇંદ્રિયો, અને મનને અહંકારની સાથે મેળવતાં તે સર્વે મળી લિંગ શરીર કહેવાય છે; તેને પ્રાજ્ઞ લોકો જન્મ, મૃત્યુ અને સુખ વિગેરેથી મુક્ત એમ માને છે. તેજ લિંગદેહનો અભિમાની લોકને વિષે જીવ એવા નામથી ભાસે છે તથા જગત મય હિરણ્યગર્ભ તેના સમષ્ટિ રૂપપણાથી અનિર્વચનીય એવી અનાદિ અવિદ્યા અર્થાત્ ઉત્પત્તિ રહિત તે અવિદ્યા સંસારના કારણરૂપ કૂટસ્થ બ્રહ્મની ઉપાધિરૂપ કેહેવાય છે. સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ ચૈતન્યને ઉપાધિરૂપ છે. એ ત્રણથી યુક્ત તે જીવ કહેવાય છે અને એથી મુક્ત તે પરમેશ્વર કહેવાય છે. સારાંશ સ્થૂળ દેહ તેની સમષ્ટિની ઉપાધિ છે, માટે વિરાટ કહેવાય છે અને સૂક્ષ્મ એવું લિંગદેહ તે સમષ્ટિની ઉપાધિથી હિરણ્યગર્ભ કહેવાય છે અને કારણોપાધિ ઇશ્વર કહેવાય છે. એ ત્રણથી મુક્ત તે પરમેશ્વર અને યુક્ત તે જીવ કહેવાયછે. હે રઘુ કુળમાં ઉત્તમ, તમે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણ અવસ્થાઓ છે તેથી વિલક્ષણ, અને સાક્ષીરૂપ છો. આ જગત તમારાથી ઉત્પન્ન થયું છે, તમારે વિષે રહ્યુંછે અને તે સમગ્ર જગત તમારેજ વિષે લિન થાય છે; માટે સર્વ જગતના કારણરૂપ તમે છો. દોરીને વિષે સર્પની પેઠે આત્માને જીવ રૂપ જાણવાથી ભય થાય છે. સારાંશ દોરીને નહિ જાણતાં સર્પ એવી ભ્રાંતિથી ભય થાય છે. તે ભય રજ્જુના યથાર્થ જ્ઞાનથી નિવૃત્ત થાય છે. તેમ આત્માને જીવરૂપે કરી જાણનારને સંસારરૂપ ભય થાય છે, પરંતુ તે જ્યારે પોતાના સ્વરૂપને જાણે કે હું પરમાત્મા રૂપે શુદ્ધ બ્રહ્મ છું, ત્યારે સર્વ દુઃખથી મૂકાય છે. હે ભગવન, ચૈતન્ય માત્રના જ્યોતિ રૂપ એવા તમે સર્વનાં અંતઃકરણના પ્રકાશ કરનાર છો તેથી તમે સર્વાંતરયામિ કહેવાઓ છો. દોરીને વિષે જેમ સર્પ તેમ અજ્ઞાને કરી આ સર્વ જગતનો તમારે વિષે આરોપ કરાય છે, તે સર્વ તમારા સ્વરૂપના જ્ઞાનથી લય પામે છે, તે માટે સદા જ્ઞાનનો અભ્યાસ કરવો. તમારા ચરણની ભક્તિવાળાને ક્રમે કરી વિજ્ઞાન ઉત્પન્ન થાય છે માટે જે તમારી

ભક્તિવડે યુક્ત છે તે મુક્તિને પામે છે. હે પ્રભુ, એ કારણ માટે તમારા ભક્તના ભક્ત અને તેના ભક્તનો હું કિંકર થાઉં એવો અનુગ્રહ કરી મને મોહ કરશોમાં. તમારા નાભિકમળથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા મારા પીતા છે માટે હે પ્રભુ, હે રામ, તમારા પુત્રનો પુત્ર છું, માટે તમારો ભક્ત એવો હું તેની રક્ષા કરો, એમ કહી ઘણીવાર નમસ્કાર કરી આનંદનાં આંસુથી વ્યાપ્ત એવા નારદ વચન કહેવા લાગ્યા કે, હે રામ, હે રઘુ સત્તમ, મને બ્રહ્માએ મોકલ્યો છે. વળી આપ રાવણના વધને અર્થે જન્મ્યા છો, પરંતુ જો હમણાં તમારા પીતા દશરથ તમને રાજ્યની રક્ષાને માટે અભિશેક કરશે તો તમે રાવણને હણી શકશો નહીં ત્યારે પૃથ્વીના ભારને ઉતારવાને માટે કરેલી પ્રતિજ્ઞાનું શું થશે? તેથી હે રાજન્, તમે સત્ય સંકલ્પ છો માટે તે સત્ય કરો. એવાં નારદનાં વચન સાંભળી શ્રી રામ હસીને નીચે પ્રમાણે કેહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે—હે નારદ, તમે સાંભળો જે મેં પહેલા પ્રતિજ્ઞા કરી છે તે કાંઇ મારી અજાણી નથી, માટે તેમાં સંશય રાખશો નહિ. ને તે લોકોના પ્રારબ્ધ કર્મનો નાશ કરવાને માટે કાળને અનુસરતાં સર્વ ભૂમિના ભારરૂપ રાક્ષસના મંડળને હણીશ. રાવણના નાશને માટે હું કાલેજ દંડક નામના વનમાં જવાનો છું. ત્યાં જઇ ચૌદ વર્ષ સુધી હું મુનિના વેશને ધારણ કરીને રહીશ. ત્યારબાદ સીતાના મિષે કરી તે રાવણનો કુળ સહિત નાશ કરીશ. એ રીતે રામે પ્રતિજ્ઞા કરી તેથી નારદ ખુશી થયા. પછી ત્રણ પ્રદક્ષિણા અને દંડવત્ પ્રણામ કરીને રામની આજ્ઞા લઈ દેવલોકમાં ગયા. જે કોઈ માણસ ભક્તિથી મુનિવર નારદ અને રામના સંવાદને ભણે સાંભળે અથવા સારી રીતે સ્મરણ કરે તે ક્રમે કરીને વૈરાગ્યમાં અગ્રણી અને અતિ દુર્લભ એવાં કૈવલ્ય નામના મોક્ષને પામે છે.

संवादं पठति शृणोति संस्मरेद्वा योनित्यं मुनिवररामयोः सभक्त्या ।
संप्राप्नोत्यमरसुदुर्लभं विमोक्षं कैवल्यं विरतिपुरःसरं क्रमेण ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પેહેલો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૨ જો.

## શ્રીમહાદેવ ઉવાચ.

अथ राजा दशरथः कदाचिद्रहसि स्थितः ।
वसिष्ठं स्वकुलाचार्य माहूयेदमभाषत ॥

શ્રી મહાદેવ કહે છે—એ પછી કોઇએક દિવસે એકાંત સ્થલમાં બેઠેલા રાજા દશરથ પોતાના આચાર્ય વસિષ્ઠને બોલાવી.નિચે પ્રમાણે કહેવા લાગ્યા—હે ભગવન્! સર્વે નગરના મનુષ્યો, વૃદ્ધો, મંત્રિઓ તથા વેદ સંપન્ન બ્રાહ્મણો વિશેષે કરી રામને વારંવાર વખાણે છે માટે હે મુનિ પુંગવ! સર્વ ગુણ યુક્ત, કમળ સરખા નેત્રવાળા રામને રાજ્ય ગાદી ઉપર અભિષેક કરૂં. કેમકે હું વૃદ્ધ થયો છું. વળી કૈકેય પ્રતિબંધ કરશે એવી શંકાનો પણ સંભવ નથી કેમકે ભરત, શત્રુઘ્ન શુદ્ધાં તેના મામાને ત્યાં ગયા છે તેથી રામનો કાલેજ અભિષેક કરવો, તેની આપ આજ્ઞા આપો. આપ જઇને રામને સલાહ બતાવો તથા અભિષેકને વિષે જે જે સામગ્રી જોઈએ તે તૈયાર કરો. નાના પ્રકારના રંગવાળા ધજા પતાકા તથા સોનાં તથા મોતીમય તોરણો ચોતરફ નગરને વિષે બંધાવો; એમ ગુરૂ વસિષ્ઠને કહી મંત્રિઓમાં શ્રેષ્ઠ એવા સુમંત્ર મંત્રિને બોલાવી, રાજા દશરથ આજ્ઞા કરવા લાગ્યા કે, હે મંત્રિ, વસિષ્ઠમુનિ તને જે જે આજ્ઞા કરે તે તે લાવી આપવું, કેમકે કાલે રામચંદ્રને રાજ્યાભિષેક કરવો છે. દશરથનાં વચન સાંભળી તે સુમંત્ર હર્ષથી મુનિને કહેવા લાગ્યો કે મહારાજા, મને શું કામ કરવાની આજ્ઞા છે.

વસિષ્ઠ કહે છે—હે મંત્રિ, કાલે સવારેવચલી દેવડી વિષે સોનાનાં આભૂષણવાળી સોલ કન્યાઓને ત્યાં ઉભી રાખવી તથા ઐરાવતના કુળમાં ઉત્પન્ન થયેલો ચાર દાંતવાળો સોના અને રત્ન વિગેરેથી સણગારેલો હાથી ત્યાં રાખવો. નાના પ્રકારના તીર્થ જળથી ભરેલા હજારો સુવર્ણના કળશ ત્યાં રાખવા. નવ અથવા ત્રણ વાઘનાં ચર્મને ભદ્રપીઠના ઉપર બીછાવવા સારૂ લાવજો. રત્નજડિત

દાંડીવાળું, મોતી અને મણીથી શોભાયમાન છત્ર, ચાંમર તથા દિવ્ય એવાં ફૂલ તથા અતિ સુંદર વસ્ત્ર અને આભરણો અહિં લાવી રાખો. કેમકે તેઓથી સત્કાર કરેલા મુનિજનોને હાથમાં દર્ભ ગ્રહણ કરી રહેવાનું છે. નાચનારી વારાંગનાઓ, ગવૈયાઓ તથા વેણું વિગેરે વાજીત્રો રાજાના આંગણાને વિષે વગડાવો. હાથી, ઘોડા, રથ, પાળા વિગેરેને સજ્જ કરાવો અને જેટલાં નગરને વિષે દેવ મંદિરો છે તેને વિષે બળીદાન વિગેરેથી યુક્ત મોટી પૂજાઓ શરૂ કરો. નાના પ્રકારની ભેટને લઈ આવનાર રાજાઓને તત્કાળ આવવા દો. એ રીતે રાજાના સુમંત્ર મંત્રને વસિષ્ઠ મુનિ આજ્ઞા કરીને પોતે રથમાં બેસીને ત્રણ દેવડીઓને મૂકી રથમાંથી પૃથ્વી ઉપર ઉતરી અતિ સુંદર એવા રામના મંદિરમાં ગયા. વળી રઘુકુળના આચાર્ય છે માટે કોઇયે તેનું નિવારણ કર્યું નહીં એ રીતે ગુરૂને આવતા જાણી શ્રીરામ એકદમ હાથ જોડી ભકિત યુકત સામા આવી દંડવત્ નમસ્કાર કર્યા, તેટલામાં તરત જાનકીજીયે સોનાની ઝારીમાં જળ લાવી તે જળે કરીને રત્નના સિંહાસન ઉપર બેસાડી વસિષ્ઠ મુનિનાં ચરણ ભકિતથી ધોયાં. તે ચરણના જળને સીતા સહિત રામચંદ્રે માથાં ઉપર ધારણ કરી કહેવા લાગ્યા જે, હે મુનિ, તમારા ચરણામૃતને ધારણ કરવાથી આજે હું ધન્ય છું. એમ જ્યારે શ્રીરામે કહ્યું ત્યારે વસિષ્ઠ મુનિ હસિને બોલ્યા. હે રામ, તમારા ચરણના જળને ધારણ કરવાથી પાર્વતિના પતિ શંકર ધન્ય થયા તથા મારા પીતા બ્રહ્માયે પણ તમારા ચરણના પવિત્ર જળે કરી પાપને હણ્યાં છે. લોકોને ઉપદેશ કરનાર તમે જે હમણાં કહોછો તે તમારી બ્રાહ્મણને વિષે ભકિત છે તે બીજાને ઉપદેશ કરવા માટે છે એમ હું જાણું છું. હે રાઘવ, દેવનાં કાર્ય તથા ભક્તોની ભક્તિને સિદ્ધ કરવા સારૂ લક્ષ્મી સહિત પરમાત્મા એવા તમે રાવણ જેવા દુષ્ટનો વધ કરવાને વાસ્તે જન્મ્યા છો એમ આપની કૃપાથી હુ જાણું છું. હે રઘુનંદન, માયાયે કરી જે સર્વ ગુપ્ત ચરિત્ર કરો છો તેનો હું પ્રકાશ કરતો નથી પણ તમે માયાયે કરી શિષ્ય પણે વ્યવહાર કરો છો એજ. વળી તમે શિષ્ય છો અને હું ગુરૂ છું, પરંતુ વાસ્તવિક વિચાર કરતાં તમે ગુરૂના

અર્થાત્ બ્રહ્માદિના પણ ગુરૂછો, તેમ દેવ અને પિતૃઓના પીતા-મહરૂપ પણ તમેજ છો, કેમકે જગતની સ્થિતિના નિર્વાહક, અંતર્યામિ, સર્વના નિયામક એવા તમે વાણી અને મનથી અગોચર છો. તેમ છતાં પણ યોગમાયાયે કરી આ મનુષ્ય લોકને વિષે શુધ્ધ સત્વમય સ્વાધિન એવી માયાના અધિષ્ઠાતાપણાવાળા દેહને ધારણ કરીને મનુષ્ય સરખા ભાસો છો. વળી ઇક્ષ્વાકુના કુળને વિષે પરમાત્મા રામ જન્મ લેશે, એ રીતે મને પૂર્વે બ્રહ્માયે કહ્યું હતું તેને હું જાણતો હતો, માટે દુષ્ટ આજીવકારૂપ પુરોહિત-પણું જે મેં તમારા વિષે તમારા સંબંધની ઇચ્છાથી તમારા આચાર્ય પણાની સિધ્ધિ સારૂ આશા રાખી હતી. હે રઘુકુળને આનંદ આપનાર, આજે મારો મનોરથ સિદ્ધ થયો. સર્વ લોકોને મોહ આપનારી તમારે આધિન આ મહા માયા જે રીતે મને મોહ ન કરી શકે તેમ કરો. હે રઘુકુ-ળમાં શ્રેષ્ઠ, જો તમે ગુરૂનો પ્રતિ ઉપકાર કરવાની ઇચ્છા રાખતા હોતો મારૂં પેલાં માગેલું જે; મને માયા મોહ પમાડે નહીં એજ માગું છું. માત્ર પ્રસંગથી આપની પાસે આ વૃતાંત કહ્યું. હે રઘૂત્તમ! મને દશરથ રાજાએ તમને બોલાવાને તથા સલાહ આપવાને માટે મોકલ્યો છે ને તમને કાલે રાજ્યાભિષેક કરવો છે તેથી આજ તમે સીતા સહિત યથાવિધિ ઉપવાસ કરીને પવિત્ર થઈ પૃથ્વી ઉપર પથારી કરી જીતેંદ્રિય થઈ રહેજો અને હુંતો હવે રાજાની પાસે જાઉં છું. તમે તો સવારે (વનમાં) જવાના છો એ રીતે કહી રથમાં બેસીને વસિષ્ઠ મુનિ એકદમ ગયા. ત્યાર પછી રામ, લક્ષ્મણને જોઇ હસીને કહેવા લાગ્યા કે હે સૌમિત્રે, કાલે મારો રાજ્યાભિષેક થશે, આમાં માત્ર હું તો નિમિત્ત છું કેમકે તમે કર્ત્તા ભોક્તા છો. વળી મારાં બાહેરનાં પ્રાણ રૂપ તમેજ છો એમાં કાંઇ સંશય કરવો નહીં, એમ કહી જે રીતે વસિષ્ઠે કહ્યું હતું તે રીતે રામે કર્યું. વસિષ્ઠ મુનિયે પણ રાજાની પાસે જઈ કહેલી સર્વ હકીકતને નિવેદન કરી. દશરથ રાજાએ જ્યારે પ્રથમ વસિષ્ઠને રામનાં અભિષેક કરવાનું કહ્યું હતું ત્યારેજ કોઇ પુરૂષે તે વાત સાંભળી હતી તેણે રામની માતા કૌશલ્યા તથા સુમિત્રાને કહ્યું, તે

સાંભળી હર્ષથી ભરપૂર તે બેય પ્રસન્ન થઈ. અતિ ખુશી થયેલાં, પુત્ર જેને વાલો છે એવી કૌસલ્યાએ તેને હાર આપ્યો. ત્યાર પછી રામના અર્થને સિદ્ધ કરવા સારૂ કૌસલ્યા લક્ષ્મી દેવીની પૂજા કરવા લાગ્યાં. અને કહેવા લાગ્યાં કે કૈકેયને વશ થઇ રહેલા કામુક સત્યવાદિ રાજા દશરથ પોતાની પ્રતિજ્ઞાથી આપવાને કહેલું વરદાન સાચું કરશે.તો શું થશે? એવા વ્યાકુળ ચિત્તથી કૌસલ્યા દુર્ગાદેવીની પૂજા કરતાં વિચાર કરે છે એવા સમયને અંતરે દેવતાઓએ દૈવી વાણીને મોકલવા પ્રેરણા કરી. હે દેવી, તમે પ્રયત્ને કરી ભૂલોકને વિષે જઈ અયોધ્યામાં રામના અભિષેકમાં વિઘ્ન કરવાને સારૂ યત્ન કરો અને પેહેલાં મંથરા નામની દાસીને વિષે અને તે પછી કૈકેયને વિષે અજ્ઞાનાં વાક્યથી જઈને પ્રવેશ કરો. એ રીતે વિઘ્ન કર્યા પછી પાછાં સ્વર્ગમાં આવજો. તે સાંભળી દૈવ વાણીયે મંથરાને વિષે પ્રવેશ કર્યો. ત્રણ વાંકવાળી કુબ્જા એવી તે મંથરાયે મેહેલના શીખર ઉપર ચડી હતી ત્યાંથી ચો તરફ શણગારેલા, નાના પ્રકારના તોરણ પતાકા વાળા, સર્વ ઉત્સવ વાળા નગરને જોઇ વિસ્મય પામી નીચે આવી પોતાની માને પૂછવા લાગી કે હે મા, આજ નગર બધું સણગારેલું છે. વળી નાના પ્રકારના ઉત્સવે કરી યુકત અને અતિ હર્ષ પામેલી કૌસલ્યા બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં વસ્રો આપે છે તે આજે શું છે? ત્યારે તે સાંભળી મંથરાની માતા બોલી જે કાલે શ્રી રામચંદ્રનો રાજ્યાભિષેક થશે તે માટે સર્વ બાજુએ શહેરને શોભાયમાન કર્યું છે. તે સાંભળી મંથરા એકદમ ઉતાવળથી ચાલીને એકાંતને વિષે પલંગપર બેઠેલી વિશાળ નેત્રવાળી કૈકેયને કહેવા લાગી કે, હે નઠારા ભાગ્યવાળી, હે મુંઢ, આવેલા મોટા ભયને જાણતી નથી અને અતિ સુંદરપણાના માનવાળી, મંદ યુક્ત ચાલવાવાળી તું શું સુઇ રહે છે? રાજાના અનુગ્રહથી કાલે રામને અભિષેક થશે. તે સાંભળી પ્રિય બોલનારી કૈકેયે એકદમ ઉઠીને તેને રત્ન જડેલું સોનાનું ઝાંઝર આપ્યું. અને કહેવા લાગી કે, હે મંથરે, હર્ષને ઠેકાણે મને તું મોટો ભય આવ્યો એમ કેમ કહે છે, કેમકે મારૂં પ્રિય કરનાર પ્રિયવાદિ રામ મને ભરત કરતાં અધિક છે, કારણ કે મને કૌસલ્યા સરખી જોઈ સદા

મારી સેવા કરે છે. હે મુંઢ, રામથી તને શું ભય થયો? તે મને કહે. તે સાંભળી કારણ વગર વૈરવાળી તે કુબ્જા ખેદ કરવા લાગી.

મંથરા કહે છે—હે દેવી, ખરેખર તને મોટો ભય પ્રાપ્ત થયો છે તે કહું છું તે સાંભળ. હમેશાં તને પ્રસન્ન કરતા એવા, અસત્ય વાદિ અને અતિ કામી રાજા દશરથ તને પ્રિય વચનથી બોલાવીને સદા વાણીથી તારો પરિતોષ કરે છે, પરંતુ રામની માતા કૌસલ્યાનું ઘણું કામ કરવું છે, એજ વાતને મનમાં ધારી તારા પુત્ર ભરતને શત્રુઘ્ન શુદ્ધાં તેના મામાના ઘરને વિષે મોકલાવ્યો અને સુમિત્રાનું પણ સારૂ થશે એમાં સંશય નથી, કેમકે લક્ષ્મણ રામને અનુંસરે છે, માટે તે રાજનો અનુભવ કરશે, પરંતુ તારો પુત્ર ભરત રામની આગળ દાસ થાશે કાં તો થોડા વખતમાં તે ભરતને નગરથી બહાર કાઢશે. કાં તો તેને પ્રાણથી રહિત કરશે. પછી તું નિત્ય કૌસલ્યાની દાસીની પેઠે સેવા કરીશ. માટે શોકના પરાભવ કરતાં મરવું વધારે સારૂં છે એથી તું ભરતને રાજ્ય મળવા સારૂ અને રામને ચૌદ વર્ષ વનવાસ મોકલવા યત્ન કર. જે કરવાથી તારો પુત્ર રાજા થાય તે ઉપાયને હું કહું તે સાંભળ. પૂર્વે જ્યારે દેવ અને દૈત્યોનું યુદ્ધ થતું હતું ત્યારે ઇંદ્રે ધનુષધારી મહાર્થી રાજા દશરથની પોતાના સહાયને માટે માગણી કરી હતી તે વખતે રાજા દશરથ તમને સાથે લઇ મોટી સેના યુકત એવા ધનુષ ધારી પોતે રાક્ષસોની સાથે યુદ્ધ કરવા લાગ્યા; તે સમયે રથની ધરીનો ખીલો ભાંગી નીકળી ગયો તે રાજા દશરથના જાણવામાં ન રહ્યો ત્યારે તે ખીલાના છીદ્રને વિષે અતિ ધિરજે કરી શામ કટાક્ષવાળાં તમે પતિના પ્રાણની રક્ષા કરવાની ઇચ્છાએ કરી પોતાના હાથને રાખી રહ્યાં હતાં. પછી શત્રુને હણનાર રાજા દશરથે સર્વ દૈત્યોને હણ્યા પછી તમને જોઇ પરમ આશ્ચર્યને પામતાં તમને આલિંગન કરી હર્ષથી કહેવા લાગ્યા કે, તને હું પ્રસન્ન થઈ વરદાન દઉં છું તેથી તારા મનમાં જે હોય તે ઇચ્છા મુજબ માગ. રાજા દશરથે તમને એમ કહ્યું ત્યારે તમે બે વરદાન માંગ્યાં કે, હે રાજા, તમે જો મને પ્રસન્ન થયા હો તો મારાં બે વરદાન તમારી પાસે ઘણા દિવસ સુધિ થાપણ રૂપે રહેવા દ્યો. જ્યારે મને

માગવાનો અવસર આવે ત્યારે બેય વરદાન દેજો. તે સાંભળી રાજા દશરથે કહ્યું કે, હે સુંદરવ્રતવાળી, ઘેર ચાલો ત્યાં થઇ રહેશે. આ સર્વ વાત મેં પહેલાં તમારી પાસેથી સાંભળેલી છે તે યાદ આવી માટે કહી. એ કારણ માટે તત્કાળ ક્રોધ મંદિરમાં જઇ રોશ કરી સર્વ ઘરેણાંને ફેંકી દઇ ભૂમિ ઉપર સુઇ, બોલ્યા વગરનાં ક્રોધ યુક્ત થઈ રહો. જ્યાં સુધી રાજા દશરથ સાચી પ્રતિજ્ઞાથી તારા ઇચ્છેલા વરદાનને પૂર્ણ ન કરે ત્યાં સુધી તારે ત્યાં રહેવું. મંથરાનું કહેવું સાંભળી દુષ્ટ સંગે કરી જેને વિભ્રમ થયેલો છે એવી કૈકેયે સર્વ સાચું માન્યું અને તેના સંગથી દુષ્ટ થયેલી કૈકેય મંથરાને કહેવા લાગી કે, હે વક્ર સુંદરી, આવી રીતે હું તને બુધ્ધિવાળી જાણતી ન હોતી. જો પ્રિય પુત્ર ભરત રાજા થશે તો તને સો ગામ આપીશ. કેમકે તું મારી પ્રાણ પ્રિય દાસી છો, એમ કહીને કોપ કરી તત્કાળ કોપ મંદિરમાં જઇ સર્વે ઘરેણાંને ચો તરફ ફેંકી દઇ પૃથ્વી ઉપર સુઇ, મેલાં લૂગડાં પેહેરી આળોટતાં કહેવા લાગી કે, હે કુબ્જે, જ્યારે રામ વનમાં જાશે ત્યાં સુધી હું સુઇ રહીશ જો વનમાં નહીં જાય તો સર્વથા હુ પ્રાણનો ત્યાગ કરીશ. તે તારે નિશ્ચે જાણવું. એ રીતે જેને કહેલું છે એવી તે કુબ્જા કૈકેયનાં વચન સાંભળી ઘેર આવી. હવે કૈકેયને કુબ્જાના સંગથી થયેલા દોષને દર્શાવું છું. ધીર, અત્યંત દયાવાળો, સારા ગુણ ને આચરણ વાળો, નીતિને જાણનાર, વિધિને કહેનાર, ગુરૂને વિષે તત્પર અને વિદ્યા વિવેકવાળો પુરૂષ પણ જો સદા અતિ પાપે કરી પરાભવ પામેલી બુધ્ધિવાળા દુષ્ટોનો સંગ કરે તો ખરેખર ક્રમે કરી તે બુધ્ધિથી રહીત થઇ તે દુષ્ટના સરખાપણાને પામે છે, એ કારણ માટે સદા સર્વદા દુષ્ટોના સંગને તજી દેવો, કેમ કે તેથી કરી કુસંગી થયેલો પુરૂષ આ રાજ કન્યા કૈકેયની પેઠે પોતાના કર્ત્તવ્ય અર્થથી ભ્રષ્ટ થાય છે.

अतः संग परित्याज्यो दुष्टानां सर्व दैवहि ।
दुःसंगीच्यवतेस्वार्थाद्यथेयंराजकन्यका ॥ ४१॥

**ઇતિશ્રીઅધ્યાત્મરામાયણના અયોધ્યાકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૩ જો.

## श्रीमहादेव उवाच.

ततो दशरथो राजा रामभ्युदय कारणात्।
आदिश्यमंत्रिप्रकृतीः सानंदोगृहमाविशत् ॥

શ્રી મહાદેવ કહે છે—રામના ઉદય ાં કારણથી પ્રસન્ન થયેલા રાજા દશરથ મંત્રિ વિગેરે મુખ્ય પ્રકૃતિઓને આજ્ઞા કરીને આનંદ સહિત ઘેર આવ્યા. ત્યાં પોતાની પ્રિયા કૈકેયને ન દેખતાં અતિ વિહ્વળ થઇ કહેવા લાગ્યા કે, જેના ઘરમાં હું આવું ત્યારે તે હસતી હસતી સાંમી આવે છે તે આજ કેમ દેખાતી નથી? એમ અતિ ખેદ પામતા, મને કરી વિચાર કરવા લાગ્યા. પછી સર્વ દાસી વર્ગને પૂછવા લાગ્યા કે, પ્રિય દર્શનવાળાં પ્રિય કૈકેય પેહેલાંની પેઠે મારી પાસે કેમ આવતાં નથી? હે દાસીઓ, કલ્યાણી એવાં તમારાં રાણી ક્યાં ગયાં છે?

દાસીઓ કહે છે—હે નાથ, ક્રોધ ભુવનમાં ગયાં છે. હે દેવ, ત્યાં જવાનું કારણ અમે જાણતાં નથી માટે તમે જઇને નિશ્ચય કરો. એ સાંભળી ભય પામેલા રાજા દશરથ તેની પાસે જઇ ધીમેથી પોતાના હાથે કરી તેના દેહનો સ્પર્શ કરી કહેવા લાગ્યા કે, હે ભીરૂ, શય્યાને તજી પૃથ્વીપર કેમ સુતાં છો? મારી સાથે ભાષણ કેમ નથી કરતાં? માટે મને તમે ખેદ પમાડો છો. ઘરેણાંને તજી પૃથ્વી ઉપર મેલાં વસ્ત્રો પેહેરી શા માટે આળોટો છો તે કહો. તમારા સર્વ મનોવાંછિતને, હું પૂર્ણ કરૂં છું. પુરૂષ અથવા સ્ત્રીમાંથી તમારૂં જેણે અપ્રિય કર્યું હોય તે કહો. જે હોય તેનો દંડ અને વધ કરીશ. હે દેવિ! જેમ તમારી મરજી હોય તે અવસ્ય મને કહો. જો તે કદિ અતિ દુર્લભ હશે તોપણ તે હમણાં ક્ષણમાત્રમાં સિદ્ધ કરીશ. તમે મારા અંતઃ-કરણને જાણો છો. વળી હું તમારા વશમાં અર્થાત્ સ્વાધી-નતામાં છઉં, તોપણ મને ખેદ પમાડવામાં તમે વૃથા પરિશ્રમ કરો છો.

તમે સુખે જે કહેવાનું હોય તે કહો, તે તમારા પ્રિય કરનારને ધનવાન કરી આપું તથા તમારા અપ્રિય કરનારને દરિદ્ર કરૂં. કહો તો હણવા યોગ્ય હોય તેને મુકત કરીયે અથવા કહો તેને હું ક્ષણમાં હણું. વધારે શું કહું! હે પ્રિયે! મારા પ્રાણ પણ તમને આપું વળી જે મારા પ્રાણથી પ્રિય કમળ નેત્ર રામ છે તેના સમ ખાઇને સત્ય કહું છું કે, તમારૂં જેમ હિત થાય તેમ કરવાને હું તૈયાર છું. એમ રામના શપથ પૂર્વક પ્રતિજ્ઞાથી કહેતા એવા રાજા દશરથ સામું ધીમેથી આંખો ઉઘાડીને કહેવા લાગી. જો તમે સાચી પ્રતિજ્ઞા વાળા હો અને જો સાચા સમ ખાતા હો તો મારી માંગણીને તત્કાળ સફળ કરો. પૂર્વે દેવ દૈત્યના યુદ્ધમાં રથનો ખીલો નીકળી ગયો હતો ત્યારે મેં તમારી રક્ષા કરી હતી તે સમયે પ્રસન્ન થઇને તમે મને બે વરદાન દીધાં હતાં. હે સુંદર વ્રતવાળા! તે એક વરદાને કરી મારા પ્રિય પુત્ર ભરતનો આ તૈયાર કરેલી રાજ્યાભિષેકમાં વાપરવાની સામગ્રીઓથી યુવરાજ્યને વિષે અભિષેક કરો અને બીજા વરદાનથી રામને દંડક વનમાં મોકલો. વળી તે શ્રીમાન્ રામ જટા વલ્કલને ધારણ કરી કંદમૂલ અને ફળનું ભક્ષણ કરતાં ચૌદ વર્ષ સુધી વનમાં રહો. પાછા ત્યાંથી જ્યારે આવે ત્યારે પણ પોતે વનમાં અથવા વાડીમાં રહે, માટે કમળ સરખા નેત્રવાળા રામને કાલે સવારે વનમાં મોકલો. જો તેમાં કાંઇ વિલંબ કરશો તો હું તત્કાળ તમારી પાસેજ પ્રાણનો ત્યાગ કરીશ. તેથી જો તમે સાચી પ્રતિજ્ઞાવાળા રહેશો તો એજ મને પ્રિય છે. એ રીતે રૂવાડાંને ઉભાં કરનારા કૈકયીનાં ભયંકર વાકયોને સાંભળીને રાજા દશરથ વજ્રથી હણાયેલા પર્વતની પેઠે તત્કાળ ત્યાં પડી ગયા. થોડી વાર પછી ધીમેથી નેત્ર ઉઘાડીને ઘણી બીકથી વિચારવા લાગ્યા કે, આ શું મને દુષ્ટ સ્વપ્ન આવ્યું હતું કે મારા ચિત્તને વિભ્રમ થયો હતો એમ વિચારીને જુવે છે ત્યાં પાસે ઉભેલી વાઘણની પેઠે રહેલી સ્ત્રી કૈકેયીને રાજા દશરથ કહેવા લાગ્યા કે, હે કલ્યાણિ! મારા પ્રાણને હરનારાં આવાં વચનનું શું ભાષણ કરે છે? પહેલાં તો હમેશાં રામનાં સુંદર ગુણનાં વખાણ કરતાં હતાં અને આજે કમળ નેત્ર રામે તમારો શો

અપરાધ કર્યો. પહેલાં તમે કહેતાં હતાં કે શ્રી રામ સદા મને કૌસલ્યાની પેઠે સરખી રીતે જોઇ મારી સેવા કરે છે, એથી આજ ઉલટું કહો છો. હે સુંદરિ! તારા પુત્ર ભરતને રાજ્ય આપ અને રામ મંદિરને વિષે રહેશે. હવે તને રામથી ભય નથી. એમ મારો અનુગ્રહ કર, એમ કહીને, જેના નેત્ર આંસુથી ભરાઇ રહ્યાં છે એવા દશરથ કૈકેયીના પગમાં પડયા ત્યારે તે કહેવા લાગી કે, હે રાજેંદ્ર! તમે શું ભ્રમને પામ્યા છો? ઉચ્ચારેલી પ્રતિજ્ઞાને તજી ઉલટું વદો છો. જો તમારા વચનને મિથ્યા કરશો તો તમને નરકની પ્રાપ્તિ થશે. જો કાલ સવારે રામચંદ્ર મૃગ ચર્મ અને વલ્કલ પેહેરીને વનમાં નહિ જાય તો ગળાટુંપો કાં વિષ ખાઇને તમારી પાસે હું મરીશ. આ લોકને વિષે સર્વ સભાઓની અંદર સત્ય પ્રતિજ્ઞાવાળા તમે જે વખણાવ છો તે રામના ઉપર સમ ખાવાથી જો મિથ્યા પ્રતિજ્ઞાવાળા થાશો. એમ સ્ત્રીના કેહેવાથી દુઃખ સમુદ્રમાં ડુબેલા રાજા દશરથ સંજ્ઞારહિત મુડદાની પેઠે મૂર્છિત થઇ પૃથ્વી ઉપર પડયા. એ રીતે દુઃખથી તે રાજા દશરથને તે રાત્રી વર્ષ સરખી મહા કષ્ટથી ગઇ. પછી અરૂણના ઉદય વખતે ભાટ, ચારણ અને ગાયન કરનારાઓ જે ગાતા હતા તે સર્વને શોક પામેલી કૈકેયીયે ના પાડી, ત્યાર પછી પ્રભાતના સમયને વિષે પહેલાં દશરથની અનુમતિ પ્રમાણે વસિષ્ઠ ગુરૂએ આજ્ઞા કરેલા બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, રૂષિયો.તથા કન્યકાઓ અને દિવ્ય એવા છત્ર ચાંમર ધરનાર મનુષ્યો, હાથી ઘોડા, તેમજ અન્ય વારાંગનાઓ અને બીજા શહેર તથા દેશાવરનાં માણસો તે સર્વે ત્યાંજ સ્થિર થઇ રહ્યાં. સ્ત્રીઓ, બાલકો અને વૃધ્ધો આગળથી મનમાં એમ ઉત્સાહ રાખતાં હતાં કે પીળાં હીરાગળ વસ્ત્રવાળા શ્રી રામચંદ્રનાં આપણે ક્યારે દર્શન કરીશું? વળી કેટલાંક પુરવાસી જન બુદ્ધિને વિષે એમ ઉત્સાહ રાખતાં હતાં કે, પ્રભાત ક્યારે થાય? એવા ઉત્સાહથી કેટલાંકને તો રાત્રિયે નિદ્રા ન આવી તથા કેટલાંક એમ ધારતાં હતાં કે સર્વ આભરણથી સંપન્ન, મુકુટ અને કડાથી શોભાયમાન, કૌસ્તુભના ઘરેણાંવાળા, સેંકડો કામદેવના સરખા સુંદર, હાથીપર વિરાજેલા, હસતા મુખવાળા અને અભિષેક કરાયેલા શ્યામ સુંદર સ્વરૂપ શ્રી

રામને તથા શ્વેત છત્ર ચાંમરને ધરનાર લક્ષણ યુક્ત લક્ષ્મણને ક્યારે જોઈશું ? અત્યાર સુધી રાજા દશરથ કેમ નહીં ઉઠયા હોય ? એમ વિચાર કરતો સુમંત્ર ધીમેથી જ્યાં રાજા દશરથ રહ્યા છે ત્યાં આવ્યો અને જય શબ્દે કરી જયને વધારતો, મસ્તકે કરી પ્રણામ કરતો એવો સુમંત્ર રાજા દશરથને અતિ ખેદ પામેલા જોઇ કૈકેયીને પૂછવા લાગ્યો.

સુમંત્ર પૂછે છે—હે દેવી કૈકેયી, તમે વૃદ્ધિ પામો. આજે રાજા ઉદાસી કેમ જણાય છે?

કૈકેયી કહે છે—હે સુમંત્ર, આજ રાત્રે રાજાને નિદ્રા આવી નથી. હે રામ, હે રામ, એ રીતે રામનું ચિંતવન કરતાં ઉજાગરે કરીને રાજા આજ અસ્વસ્થ જણાય છે. વળી રાજાને રામને જોવાની ઇચ્છા છે, માટે તું તત્કાળ તેમને અહિં લાવ.

સુમંત્ર કહે છે—હે ક્રોધવાળી, રાજાનાં વચન સાંભળ્યા વિના હું કેમ જાઉ? તે મંત્રિનું વાક્ય સાંભળતાં રાજા મંત્રિને કહેવા લાગ્યા—હે સુમંત્ર, સુંદર એવા રામને જોવાની મને ઇચ્છા છે માટે તત્કાળ અહિં લાવો. એમ કહે છે તેટલામાં સુમંત્ર એકદમ રામને મંદિર જઇ રામને કહેવા લાગ્યો કે હે રાજીવ-લોચન રામ, તમારૂં કલ્યાણ થાઓ. રાજા દશરથ તમને જોવાને ઇચ્છે છે માટે મારી સાથે પોતાને ઘેર તત્કાળ ચાલો. એ સાંભળી રામ એકદમ રથમાં બેસી આદર પૂર્વક ચાલ્યા. લક્ષ્મણ અને સાર્થી સહીત રામે વેગથી જતાં મધ્ય ડોઢીને વિષે વસિષ્ઠ વિગેરેને જોતાં પોતાની પાસે આવી ચરણમાં પ્રણામ કર્યો. આદર સહિત રાજા દશરથે ઉઠીને રામને આલિંગન કરવાને માટે બે હાથ લંબાવી, હે રામ, એમ કહી—શું તમારા વિયોગના દુઃખથી આગળ શું થશે એમ કહી મધ્યમાં પડી ગયા ત્યારે હાહાકાર કરી રામે હૃદયમાં ડાળી એકદમ ખોળામાં બેસાડ્યા. મૂર્છા પામેલા રાજા દશરથને જોઇ સર્વ સ્ત્રીઓ રડવા લાગી ત્યારે વસિષ્ઠ પણ ત્યાં આવી સમજાવા લાગ્યા કે, રૂદન શા વાસ્તે કરો છો. આ દુઃખનું કારણ શું છે? એમ પૂછતા એવા રામને કૈકેયીએ કહ્યું કે રાજાના દુઃખની શાન્તિને માટે અહીંજ તમે

કારણ રૂપ છો, તેથી હે રામ, રાજાનું કલ્યાણ થાય એવું કોઇ કાર્ય તમારે કરવું જોઇયે. રાજા દશરથ જે સત્યવાદિ છે તેને તમે સત્ય પ્રતિજ્ઞાવાળા કરો. પ્રસન્ન થયેલા રાજાયે મને બે વરદાન દીધાં છે, તે સર્વ તમારે આધીન છે. રાજા તમને કેહેતાં સરમાય છે, માટે સત્યના પાશથી બંધાયેલા તમારા પીતાની રક્ષા કરવાને તમે યોગ્ય છો. વળી પુત્ર શબ્દે કરીને એજ દેખાય છે જે પુત્રે પિતાનું નરકથી રક્ષણ કરવું. એવાં તે કૈકેયીનાં વચન સાંભળી જેમ શૂળથી હણાતાં પીડા થાય તેમ પીડાયેલા રામ કૈકેયીને કહેવા લાગ્યા કે હે માત, મને એવું શું કહો છો? પીતાને અર્થે જીવીતનો ત્યાગ કરૂં? ભયંકર વિષનું પાન પણ કરૂં? સીતાનો ત્યાગ કરૂં અને કૌસલ્યા તથા રાજ્યને પણ તજું? ન આજ્ઞા કરાયા છતાં પણ જે પિતાનું કાર્ય કરે છે તે ઉત્તમ પુત્ર છે. કહ્યા પછી જે પુત્ર કરે તે મધ્યમ જાણવો અને કહ્યા પછી પણ ન કરે તે પુત્રને અધમ જાણવો. એ કારણને માટે મને ઉદ્દેશીને મારા પિતાયે જે કહ્યું હોય તે સર્વ કરવાને તૈયાર છું. ખરેખર સત્ય કહું છું, કેમકે આ રામ બે વખત ભાષણ કરે તેમ નથી. એ રીતે રામની પ્રતિજ્ઞાને સાંભળી કૈકેયી કહેવા લાગી કે, હે રામ, પહેલું વરદાન એજ કે મારા પ્રિય પુત્ર ભરતને અભિષેક કરવો અને બીજા વરદાને કરી તત્કાળ તમે વલ્કલ વસ્ત્રને પેહેરી જટાને ધારણ કરી, આજજ પિતાની આજ્ઞાથી તત્કાળ વનમાં જાઓ. ત્યાં જઇ મુનિના અન્નનું ભોજન કરી ચૌદ વર્ષ વસો. એજ તમારા પિતાનું કાર્ય આજ તમે કરવાને માટે યોગ્ય છો. હે રઘુનંદન! તમને કહેવાને માટે રાજા શરમાય છે.

શ્રી રામ કહે છે-સુખે ભરતનું રાજ્ય થાઓ અને હું દંડક વનમાં જાઉ છું. વળી રાજા દશરથ મને કેમ નહિ કહેતા હોય? આમાં શું કારણ છે તે જાણવામાં આવતું નથી. એ રીતે રામનાં વચન સાંભળીને અને પાસે રહેલા રામને જોઇ દુઃખ પામેલા રાજા નિચે મુજબ કહેવા લાગ્યા.

દશરથ કહે છે-સ્ત્રી વશથી ભ્રાંત હૃદયવાળો અને ખોટે રસ્તે ચડનારો એવો હું તેને પીડીને આ રાજ્ય લે, એમાં

પાપ નહીં થાય, અને હે રઘુનંદન એમ કરતાં પાપનો મને સ્પર્ષ નહીં થાય, એમ કહી દુઃખથી તપેલા રાજા દશરથ ત્યાં વિલાપ કરવા લાગ્યા. હા રામ, હા જગતના નાથ, હા મારા પ્રાણપ્રિય, મને છોડી તમે ભયંકર વનને વિષે કેમ જાઓ છો! એમ કહી રામને સારી રીતે હૃદયમાં ચાંપી કંઠને મોકળો મૂકી રૂદન કરવા લાગ્યા ત્યારે રામે પોતાના હાથમાં જળ લેઇ કરી પીતાનાં નેત્ર લુયાં અને ન્યાયમાં કુશળ રામ પીતાને ધીમે રહી આસનાવાસના કરવા લાગ્યા. હે તાત, મારો અનુજ ભ્રાતા ભરત સુખે રાજ્યને ભોગવો તથા તમારે મને વનમાં જવાના આ વિષયમાં શા માટે દુઃખ ધરવું પડે છે. હું પણ પ્રતિજ્ઞા પૂરી થતાં પાછો નગરમાં આવીશ. હે રાજના મને રાજ્ય કરતાં વનમાં રહેવામાં કોટી ઘણું સુખ છે. વળી તેમ કરતાં તમારા સત્યનુ પાલન તથા દેવતાનું કાર્ય પણ થશે અને મારો વનવાસ કૈકેયીને પણ બહુ ગુણ દાયક છે, માટે હમણાંજ જવાની ઇચ્છા રાખું છું. માતા કૌસલ્યાના હૃદયમાં પાપ દૂર થાઓ. અને અભિષેકને અર્થે લાવેલા સામાનને પણ દૂર કરો. માતાની સારી રીતે આસવાસન. કરી તથા જાનકીને ધારણા આપીને તમારા ચરણનું વંદન કરી હું સુખેથી વનમાં જાઇશ, એમ કહી પીતાને પરિક્રમા કરીને માતા કૌસલ્યાને મળવાને માટે આવ્યા; ત્યાં કૌસલ્યા રામના અભિષેકમાં વિઘ્નની નિવૃત્તિના કારણથી વિષ્ણુની પૂજા કરતાં હતાં અને હોમ કરાવતાં હતાં. તથા બ્રાહ્મણોને દાન દઇ એકાગ્ર મનથી મૌનવ્રત ધારણ કરી અંતઃકરણમાં રહેલા એક ચૈતન્ય ઘન, સ્વપ્રકાશ તથા જેમણે ભેદ સ્વરૂપનો ત્યાગ કર્યો છે એવા સદા આનંદમય વિષ્ણુનું ધ્યાન કરતાં હતાં તેથી હૃદય કમળમાં રામને દીઠા નહીં.

अंतःस्थमेकंघनचित्प्रकाशं निरस्तसर्वातिशयस्वरूपं ।
विष्णुंसदानंदमयंहृदब्जे साभावयंतीनददर्शरामं ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મ રામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૪ થો.

## શ્રી મહાદેવઉવાચ.

ततःसुमित्राद्दष्ट्वैनं रामंराज्ञीससंभ्रमा।
कौसल्यांबोधयामास रामोयंसमुपस्थितः॥

શ્રી મહાદેવ કહે છે—એ શ્રી રામને જોઇને સુમિત્રા ત્યાં આવી આદર યુકત થઇ, કૌસલ્યા કે જે હૃદયમાં રામને ન દેખવાથી વિહ્વળ થયાં હતાં તેને બોધ કરવા લાગ્યાં કે, શ્રી રામ આ રહ્યા. અહિં પ્રાપ્ત થયા છે. એ રીતે રામનું નામ સાંભળીને કૌસલ્યા સમાધિનો ત્યાગ કરીને વિશાલ લોચન વાળા રામને જોઈ આલિંગન કરી ખોળામાં બેસાડ્યા અને મસ્તક સુંઘીને શ્યામ કમળના સરખી કાંતિ યુકત શ્રી રામના અંગનો સ્પર્શ કરવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે હે પુત્ર! ભુખ્યા થયા હશો. આ મિષ્ટ પકવાન્નને જમો.

રામ કહે છે—હે માત, આ મારે ભોજન કરવાનો સમય નથી, કેમકે મારા પિતાની આજ્ઞા છે માટે તત્કાળ વનમાં જાવું છે. સત્યવાદી એવા મારા પિતાએ કૈકેયીને વરદાનથી ભરતને રાજ્ય અને મને વન જવું આપ્યું છે તે વનમાં જઇ મારે ચૌદ વર્ષ સુધી મુનિના વેષથી જટા વલ્કલ ધારણ કરીને રહેવું છે તે પછી તત્કાળ પાછો આહીં આવીશ માટે ચિંતા કરશો નહિ. તે સાંભળી ઉદ્વેગ પામેલાં કૌસલ્યા તરત મૂર્છા પામ્યાં. પછી થોડીવારે શુદ્ધિમાં આવ્યાં ત્યારે કહેવા લાગ્યાં કે હે રામ! જો તમે વનમાં જાઓ છો તો મને પણ સાથે તેડતા જાઓ, કેમકે તમારા વિના અત્યંત દુઃખથી પીડાએલી, દુઃખ સમુદ્રમાં ડુબેલી હું અર્ધ ક્ષણ પણ જીવિતને કેમ ધારણ કરી શકું? જેમ ગાય નાના વાછરડાંને મૂકી કયાંયપણ રહી શકતી નથી તેમ પ્રાણ કરતાં પ્રિય એવા તમને છોડી હું જીવી શકું નહિ. જો રાજા પ્રસન્ન થયા હોય તો સુખેથી ભરતને રાજ્ય આપો

પરંતુ પ્રિય પુત્રને વનમાં જવાની આજ્ઞા કેમ કરે છે. કૈકેયીને જો રાજાએ વરદાન દીધું હોય તો તેને રાજ્ય સર્વસ્વ આપી દો. પરંતુ તમે કૈકેયીનો અથવા રાજાનો શો અપરાધ કર્યો છે. વળી હે રામ! જેમ પિતા ગુરૂ છે તેમ હું માતા પણ તમને અધિક ગુરૂપણાંમાં ગણાઉં છું. તમારા પિતાએ જો તમને વનમાં જવાને માટે આજ્ઞા કરી તો હું તમને વનમાં જવાની ના કહું છું. જો મારાં વચનને ઉલ્લંઘન કરી રાજાના વચને કરી વનમાં જાશો તો હું પ્રાણનો પરિત્યાગ કરીને યમપુરીમાં જઇશ. ત્યારે લક્ષ્મણ, કૌસલ્યાનાં વચન સાંભળી રામને જોઇને પછીથી ક્રોધે કરી ત્રણ લોકને બાળશે કે શું તેવા થઇ રોષ યુક્ત વચન કહેવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે—હે ઉન્મત્ત અને ભ્રાંત મનવાળા, કૈકેયીને વશ થઇ વર્તનારા, ભરતને તથા તેના મામા કૈકેયીના ભાઇઓને પણ બાંધીને હમણાં હણું છું. પ્રલયકાળના અગ્નિ અને રૂદ્ર સરખો કોપાયમાન થઇ ત્રણ લોકને બાળનાર એવો હું તેના શુરપણાને આજે સર્વે લોકો જુવો. શત્રુને દમન કરનાર હે રામ! અભિષેકને માટે તમે યત્નથી તજવીજ કરો તેમાં જે વિઘ્ન કરવાને આવશે તેને હાથમાં ધનુષ રાખી ઉભેલો હું હણી નાખીશ. એ રીતે કહેતા એવા સુમિત્રાના પુત્ર લક્ષ્મણને રામચન્દ્ર હૃદયમાં ચાંપી કહેવા લાગ્યા કે, હે રઘુકુળમાં શ્રેષ્ઠ! મારા અત્યંત હિત કરવામાં પ્રીતિ-વાળા તમે શૂરવીર છો. વળી જે તમે કહો છો તે સર્વ સત્ય છે પરંતુ તેમ કરવાનો આ સમય નથી. કદિ જો આ, જે સર્વ દેખાય છે તે રાજ્ય તથા શરીર વિગેરે સાચું હોય તો તમારે આ સર્વ શ્રમ કરવો સફળ ગણાય. ભોગો, વાદળાને વિષે રહેલી વિજળીની લીટી સરખા ચંચળ છે અને આયુષ્ય પણ અગ્નિથી તપેલા લોઢાંપર પડેલા જળના ટીપા સરખું ક્ષણિક છે. જેમ સર્પના ગ-ળામાં રહેલો દેડકો પોતાના મૃત્યુરૂપ સર્પના ગળાપર રહેલા માંસની ઇચ્છા કરે છે તેમ કાળ રૂપી સર્પથી ગળાએલો જીવ વર્ગ ક્ષણિક ભોગની આશા કરે છે. મનુષ્ય હમેશાં શરીરના ભોગને અર્થે ધનને ઉપાર્જન કરવા વ્યાપાર વિગેરે કર્મને તથા કામ્ય

કર્મને કરે છે. વારૂ તે ભોગ કેના ? શરીરના કે આત્માના ? તો તે પહેલા કહેલા શરીરના તો નહિ, કેમજે શરીર તો જડ છે અને આત્માથી ભેદ વાળું છે. વળી જડને સુખ દુઃખ વિગેરેના સાક્ષાત્કાર થવાનો અત્યંત અસંભવ છે. તેમ બીજા કહેલા આત્માને, શુદ્ધસ્વભાવ પણાંથી અને અપરિણામિ પણાથી તે આત્માને ભોગનો અતિ અસંભવ છે. માટે દેહ, આત્માથી ભિન્ન જણાય છે ત્યારે પુરૂષે અહિં કયો ભોગ ભોગવાય છે. એ રીતે ભોગનું અસત્ય પણું દર્શાવીને હવે વૈરાગ્યને વાસ્તે પુત્ર વિગેરેના અસ્થિર. પણાંને જણાવે છે. પિતા, માત, પુત્ર, ભાઇ, સ્ત્રી અને સંબંધ, પરબને વિષે મળેલાં પ્રાણિઓના પેઠે તથા નદીને વિષે મળેલા હોવાળાના લાકડાંની પેઠે ચંચળ છે. લક્ષ્મી-છાંયાની પેઠે ચંચળ જાણવી કારણ કે આ મારાં ધન વિગેરેથી હું ઘણા કાળ સુધી ભોગને ભોગવીશ એવો મદ કરવો નહીં. જોબન પણ પાણીના મોજા સરખું ક્ષણિક છે, સ્ત્રીનું સુખ સ્વપ્ના સરખું છે અને આયુષ અલ્પ છે તો પણ જીવને અહંતા મમતા વાળો અભિમાન રહ્યા કરે છે. વળી હમેશાં રોગ વિગેરેથી વ્યાપ્ત સંસારની સ્થિતિ સ્વપ્ના સરખી છે અર્થાત્ અતિ અલ્પ વખત રહેનારી છે, તેવી ગંધર્વ નગર સરખી સંસાર સ્થિતિને મનુષ્ય મૂઢ થઇ પોતાને પ્રાપ્ત કરવાને ચાહે છે અર્થાત્ અતિ યત્ને ઉપાદેય માને છે. વળી સૂર્યના ઉદય અસતથી આયુષ્ય ક્ષીણ થાય છે, તથા બીજાઓના જરા મરણને જોઇને "મને જરા મરણ થશે" એ રીતે મૂઢ મતિ વાળાને કોઇ પ્રકારે જાણવામાં આવતું નથી. વળી તેજ દિવસને તેજ રાત્રિ, એ રીતે માની પૂર્વાપૂર્વની અવસ્થાને હરનાર કાળના વેગને જોતા નથી અને માત્ર ક્ષણિક ભોગને વિષે આસકત થાય છે ક્ષણ ક્ષણ પ્રત્યે કાચા ઘડામાં રહેલા પાણીની પેઠે આયુષ્ય ઓછું થતું જાય છે અને રોગના સમૂહો, પણ શત્રુઓની પેઠે શરીરને પ્રહાર કરે છે. અર્થાત્ અતિ અશક્ત કરે છે. વળી જરા પણ વાઘણની પેઠે પાસે તિરસ્કાર કરતી ઉભી છે. એટલે જરા એમ સૂચવે છે જે હું ઘણે ભાગે આવી પહોંચી છું. તું મૂઢ શું થઇ રહ્યો છે. મૃત્યુ પણ તેની સાથેજ આવી ઉભો રહી

સમયની વાટ જુવે છે. જીવડા, વિષ્ટા અને રાખ એ ત્રણ નામ જેનાં આખર થવાનાં છે એવા આ શરીરની અંદર અહંકારને પામેલો જીવ હું રાજા છું, અને હું લોકોમાં વિખ્યાત છું, એમ માને છે. ચાંમડી, હાડકાં, માંસ, વિષ્ટા, મૂત્રવીર્ય અને લોહી વિગેરેથી ભરેલો વિકાર વાળો અર્થાત્ રસ વિગેરે તથા કફ વાયુ અને પિત્ત વાળો પરિણામી એટલે બાળક, જુવાન અને વૃદ્ધ અવસ્થાવાળો આદેહ તે અપરિણામી આત્મા સરખો કેમ થાય તે કહો. વળી હે લક્ષ્મણ. તમે રાગ દ્વેષાદિ જે દોષ સમૂહ તેનો સ્વિકાર કરીને લોકને બાળવાની ઇચ્છા કરો છો, પરંતુ તે સર્વે દોષો દેહાભિમાનીને થવા સંભવે, માટે તમે તેનો ત્યાગ કરો. હું દેહછું એ રીતની જે બુદ્ધિ તેને અવિદ્યા કહેલી છે; અને હું દેહ નથી પરંતુ ચિદાત્માછું એ રીતની જે બુદ્ધિ તે વિદ્યા કહેવાય છે. અવિદ્યા તે સંસારની એટલે જન્મમરણની કારણ રૂપ છે અને વિદ્યા તે અવિદ્યાની નિવૃત્તિ કરનાર છે, તે કારણ માટે મુમુક્ષુઓએ સદા વિદ્યાના અભ્યાસને વિષે યત્ન કરવો. હે શત્રુના નાશ કરનાર લક્ષ્મણ, તે વિદ્યાના અભ્યાસને વિષે કામ, ક્રોધ વિગેરે શત્રુઓ શત્રુતા કરે છે, તેમાં પણ ક્રોધને સર્વદા મોક્ષના વિઘ્નને માટે પરિપૂર્ણ રીતે કારણ રૂપ માનેલો છે, કેમકે જે ક્રોધના આવેશમાં આવેલો પુરૂષ પીતા, ભાઇ, સંબંધી, સ્નેહી અને મિત્રોને પણ હણે છે. વળી જે ક્રોધથી પીતા વિગેરેનો વધ કરવાથી પતિતપણાને પામેલો પુરૂષ શ્રવણ, મનન અને નિદધ્યાસ વિગેરેનો અધિકારી થતો નથી. વળી મનનો તાપ પણ ક્રોધ મુલક છે, ક્રોધ સંસારનું બંધન કરનાર છે. વળી ક્રોધ ધર્મનો નાશ કરનાર છે. તે કારણ માટે તમે ક્રોધનો પરિત્યાગ કરો, કેમકે ક્રોધ છે તે મહા શત્રુ રૂપ છે, અથવા સાક્ષાત્ યમ રૂપ છે, તૃષ્ણા વૈતરણી નદી છે, સંતોષ નંદન વંદન રૂપ છે. અર્થાત્ અતિ આનંદથી રમણ કરાવનાર છે અને શાન્તિ કામ દુઘા છે, તે કારણ માટે, તમે શાન્તિનું સેવન કરો. કેમકે શાન્તિને સેવતાં કામ ક્રોધાદિ શત્રુ થતા નથી. વળી દેહ, ઇંદ્રિયો, મન, પ્રાણ અને બુદ્ધિ વિગેરેથી વિલક્ષણ, શુદ્ધ, સ્વયંજ્યોતિ, અવિકારી, નિરાકાર એવો આત્મા છે, માટે

જ્યાં સુધી દેહ, ઇંદ્રિયો અને પ્રાણથી આત્માનું ભિન્નપણુ જાણ્યું નથી ત્યાં સુધી મૃત્યુયુકત પુરૂષો સંસાર દુઃખના સમૂહે કરી પીડાય છે તે કારણ માટે દેહાદિ થકી ભિન્ન એવા આત્માને તમે સર્વદા હૃદયમાં જાણો. બુદ્ધિ વિગેરેથી હું જુદો છું એમ હૃદયમાં જાણતાં તમે સર્વ લોક વ્યવહારને અનુસરો અને ખેદ પામો મા, કેમ જે સર્વ પ્રારબ્ધ રૂપ સુખ દુઃખને ઉદાસીપણાથી ભોગવો. એમ કરનાર પુરૂષ સંસાર પ્રવાહમાં રહી, સર્વ કાર્યને કરતાં છતાં પણ લેપાતો નથી, માટે હે લક્ષ્મણ, જો તેમ અંતરમુખ વૃત્તિવાળો બહાર સર્વ કર્મનો વ્યવહાર કરે તો પણ તે નિર્દોષ રહે છે. તમે પણ અંતઃકરણ તથા સ્વભાવથી શુદ્ધ છો તેથી કર્મથી લેવાતા નથી. આ મારા કહેલા સમગ્ર જ્ઞાનને તમે સદા હૃદયમાં રાખો, જેથી કરી કોઇ દિવસ પણ તમે સર્વ પ્રકારનાં સંસારનાં દુઃખથી બાધ પામશો નહીં. હે અંબા, આ મારા કહેલા જ્ઞાનની નિત્ય હૃદયમાં ભાવના કરતાં મારા સમાગમની વાટ જોતાં થોડા વખતમાં દુઃખથી મુકત થશો. વળી કર્મ માર્ગને અનુસરનારા પ્રાણીઓનું હમેશાં નદીના પ્રવાહમાં પડેલાં ઓવાળનાં લાકડાંની પેઠે એક ઠેકાણે રહેવું હોતું નથી. હે અંબે, મારા વનવાસની મને મંજુરી આપો તો મને વનવાસમાં રહેતાં પણ સુખ છે. હે માતા, દુઃખને દૂર કરી મારા પાછા વ્હેલા આગમનની વાટ જોઇ રહો, તેથી તે ચૌદ વર્ષ અર્ધક્ષણની પેઠે નીકળી જાશે, એમ કહીને રામ માતા કૌસલ્યાના ચરણમાં દંડવત્ કરવાને માટે ઝાઝીવાર સુધી પડી રહ્યા ત્યારે કૌશલ્યા તેડી ખોળામાં બેસાડી આશિર્વાદ આપવા લાગ્યાં.

કૌશલ્યા કહે છે—હે પુત્ર, બ્રહ્મા, વિષ્ણું શિવ વિગેરે ગંધર્વ સહિત સર્વ દેવતાઓ તમે જ્યાં ચાલ્યા જતા હો, સ્થિર હો, વા નિદ્રા યુકત હો ત્યાં પણ સર્વદા તમારી રક્ષા કરજો. એ રીતે કહી વારંવાર હૃદયમાં ચાંપી વિદાય કીધા. તે પછી હર્ષનાં આંસુથી જેનાં નેત્ર ભરાઇ આવ્યાં છે તેવા ગદ ગદ કંઠ થયેલા લક્ષ્મણ રામને નમસ્કાર કરી કહેવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે—હે રામ, તમે મારા મનનો સંશય મટાડો,

માટે હે રામ, તમારી સેવા કરવાને માટે હું તમારી સાથે આવું, એવી આજ્ઞા કરી મારો અનુગ્રહ કરો, નહીં તો હું પ્રાણ ત્યાગ કરીશ તે સાંભળી રામ લક્ષ્મણને કહેવા લાગ્યા જે ચાલો વાર ન લગાડો. એમ લક્ષ્મણને કહી સમર્થ સીતાપતી રામ સીતાનું સમાધાન કરવાને માટે પોતાને મંદિર ગયા. પતિને આવતા જોઇ સુંદર મંદ હાસ્ય યુક્ત ભાષણ કરનારી સીતા સોનાના પાત્રમાં રહેલા જળથી ભક્તિયે કરી રામનો ચરણ ધોઇ તેનું પાન કરી, મસ્તકે ચડાવી પૂછવા લાગ્યાં જે હે દેવ, સેના વિનાના કેમ આવ્યા છો? તમારાં શ્વેત છત્રચામર કયાં ગયાં? આજ તમે મુકુટ વગરના કેમ છો? રાજદ્વારમાં વાજીત્રો કેમ વાગતાં નથી! સામંત રાજાઓ સહીત તમે સંભ્રમથી કેમ નથી આવ્યા! એ સર્વ રહીત તમે એકલા કેમ આવ્યા છો! એ રીતે સીતાયે પૂછયું ત્યારે રામ હસીને બોલ્યા હે ભાંમિનિ? હે કલ્યાણિ? પિતા દસરથે મને સુંદર દંડકારણ્યને વિષે સઘળું રાજ્ય આપ્યું છે. એથી તેના પાલણને માટે હું તત્કાલ જાઊં છું, માટે હે સુંદરી, આજે હું. વનમાં જાઉં છું તેથી તમો સાસુની સમીપ રહીને, મારી માતા કૌસલ્યાની સેવા કરજો વનમાં જાવા વિષેનું મારૂં કહેવું મિથ્યા નથી. એવાં શ્રી રામનાં વચન સાંભળી ભયભિત થયેલાં સીતા મૂર્છિત થતાં થતાં નીચે મુજબ વચન કહેવા લાગ્યાં.

સીતા કહે છે–હે પ્રાણપ્રિય રામ, મહાત્મા એવા તમારા પિતા દશરથે તમને વનનું રાજ્ય કેમ આપ્યું?

શ્રી રામ કહે છે હે સિતા, કૈકેયીને પ્રસંન થયેલા રાજા દશરથે વરદાન આપ્યું હતું જે ભરતને રાજ્ય અને મને વનવાસ એમ પ્રતિજ્ઞા પુર્વક થયેલું છે. વળી કૈકેયે મારા વનવાસને વિષે ચૌદ વર્ષ સુધીની માગણી કરી છે, તેને સત્ય વાદી દયાળુ રાજા દશરથે સત્ય કરી છે માટે હે સુંદરી, મારે તત્કાળ વનમાં જાવું છે, તેમાં તું વિઘ્ન કર મા. તે રામનાં વચન સાંભળી પ્રીતિ યુક્ત જાનકી કહેવા લાગ્યા જે હું વનને વિષે તમારી સાથે આવીશ. હે રામ, તમારે મારા વિના જાવું યોગ્ય નથી, ત્યારે પ્રસન્ન થયેલા રામ પ્રિય બોલનારાં પોતાની પ્રિયા સીતાને કહેવા લાગ્યા જે

વાઘ,વરૂ વિગેરે ઘણાં ઘાતકીપશુ પક્ષીથી વ્યાપ્ત એવા વનમાં તમને હું કેમ તેડીજાઉં. વળીજે વનને વિષે મનુષ્યને ખાનારા ભયંકર રૂપ વાળા રાક્ષસો રહે છે તથા જેમાં ચોતરપ સિંહ દીપડા અને સુવરો ફરે છે. હે સુંદર મધ્યભાગ વાળી, વનમાં કયારેપણ પુરી, કચોરી, પુડલા, કે શાક પણ મળશે નહીં. ફકત કડવાં અને ખાટાં ફળ અને કંદમૂળ ખાવાં પડશે. વળી હે સુંદરી, તે ફળ કોઇ જગોએ વખતે વખત સર મળશે નહીં. કોઈ જગોએ તો કાંકરા અને કાંટા ઘણાં હોવાથી માર્ગ પણ જડશે નહીં. વળી તે દંડક નામના વન વિષે કોઇ જગોએ ગુફા વિગેરેમાં રહેવું ઘણું મુસકીલી ભરેલું છે તથા શત્રુઓની પીડાથી રહીત છતાં પણ તમરાં અને ડાંસલાં વિગેરે વનમક્ષીકાઓથી યુકત છે. એ રીતે વનમાં ઘણા પ્રકારે કષ્ટ છે. કોઇ જગોએ તો ટાઢ, તડકો અને પવન ફુંકાતા હશે, ત્યારે પગથી પાછું ચાલવું પડશે તથા વનમાં રાક્ષસો વિગેરેને જોઇ ઘણા ભયને પામશો; માટે હે કલ્યાણિ, ઘરને વિષે રહો. હું પાછો હમણાં આવીશ. એ રીતનાં રામનાં વચન સાંભળી સીતાં જરાક કોપ યુકત થઇ કહેવા લાગ્યાં જે હે રામ, તમારે વિષે અનન્ય એવી નિર્દોષ ધર્મપત્નિ રૂપ પતિવૃતા એવી હું તેને ધર્મના જાણનાર દયાળુ તમે કેમ ત્યાગ કરવાને માટે ઇચ્છા કરો છો? હે રામ, તમારી પાસેજ રહેલી એવી હું તેને વનમાં કોણ પરાભવ કરી શકે! વળી તમારા ભોજનથી અવશેષ રહેલા ફળ કંદમૂળ વિગેરેને હું અંમૃત સરખાં ગણીને જમીશ. તેથી કરી સંતોષ પામેલી હું તમારી પાસે રહીશ. વળી હે રામ, તમારી સાથે આવેલી હું તેને દર્ભ, કાંકરા અને કાંટા વિગેરે પણ ફૂલના બીછાનાં સરખાં થશે, એમાં સંસય નથી. તેમજ વનમાં હું તમને કોઇ પ્રકારનો કલેશ કે શ્રમ આપીશ નહીં. અને ઘણા કામમાં સહાય ભૂત થઇ પડીશ. અર્થાત્ રાક્ષસોના વધ રૂપ કાર્યને સાધનારી પણ થઇશ, જ્યોતિષ શાસ્ત્રમાં કુશળ એવા કોઇએક બ્રાહ્મણે મને બાળઅવસ્થામાં જોઇને કહ્યું હતું કે તારે પતિ સહિત વનમાં રહેવું પડશે. તેથી હું તમારી સાથે આવીશ, જેથી તે બ્રાહ્મણ પણ સત્યવાદી ગણાય; માટે મને વનમાં તેડી જાઓ. વળી બીજું મે

કેટલુંક સાંભળ્યું છે તે કહું છું. પૂર્વે મેં ઘણા બ્રાહ્મણો પાસે ઘણીવાર રામાયણો સાંભળ્યાં છે તેમાં સીતા વિના રામ વનવાશ ગયા એવું કોઈ ઠેકાણે હોય તો કહો. એ કારણ માટે સર્વ પ્રકારે પણ હું તમારી સાથે આવીશ. જો મને મૂકીને તમે જાશો તો તમારી આગળ મારા પ્રાણનો ત્યાગ કરીશ. એ રીતે તે સીતાના નિશ્ચયને જાણી રામ બોલ્યા–હે દેવી, મારી સાથે વનમાં જાવા તૈયાર થાઓ અને તત્કાળ વસિષ્ઠનાં સ્ત્રી અરૂંધતીને હાર અને આભુષણો આપો. બ્રાહ્મણોને સર્વ ધન દઇને આપણે વનમાં જઇયે એમ કહી લક્ષ્મણને મોકલી બ્રાહ્મણોને બોલાવી ભકિતથી રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામ શાસ્ત્ર ભણેલા, શીલ સ્વભાવ વાળા, કુટુંબ વાળા, બ્રાહ્મણોને હર્ષથી સેંકડો ગાયોનાં ટોળાં, ધન, દિવ્યવસ્ત્રો અને ઘરેણાં આપવા લાગ્યા. સીતાજીયે મુખ્ય ઘરેણાં અરૂંધતીને આપ્યાં તથા રામે માતા કૌસલ્યાના સેવકોને ઘણું ધન આપ્યું તેમ પોતાના અંતઃપુરમાં રહેનારા સેવકોને તથા શેહેરના અને દેશાવરના બ્રાહ્મણોને હજારો દાન આપ્યાં. હાથમાં ધનુષ લઇ રામની આગળ ઊભા રહીને લક્ષ્મણે પણ પોતાની માતા સુમિત્રા, કૌસલ્યાને સોંપ્યાં. ત્યાર પછી રામ, સીતા અને લક્ષ્મણ ત્રણે રાજાના મંદિર તરફ ચાલ્યાં. સીતા અને લક્ષ્મણ સહિત શ્રીરામ ધીમેથી રાજમાર્ગે જતાં શેહેરનાં અને દેશાવરનાં આશ્ચર્ય સહિત જોનારાં મનુષ્યોને આનંદ સહિત જોતા એવા, હજારો કામદેવ સરખા, સુંદર શરીર વાળા, શ્યામ સ્વરૂપ એવા રઘુપતિ પોતાની કાન્તિયે કરી દિશાઓને પ્રકાશિત કર્તા તથા જેમણે પગના મૂકવાથી જગતને પવિત્ર કરેલું છે એવા તે પ્રભુ પોતાના પિતાના મંદિર પ્રત્યે પ્રાપ્ત થયા.

श्रीरामःसहसीतयानृपपथेगच्छनूशनैःसानुजः
पौराननूजानपदानकुतूहलदृशःसानंदमुद्वीक्षयन् ।
श्यामःकामसहस्त्रसुंदरवपुःकांतादिशोभासयन्
पादन्यासपवित्रिताऽखिलजगत्प्रापालयंतत्पितुः ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મ રામાયણના બાળકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ. ॥૪॥**

# સર્ગ ૫ મો.

## श्री महादेवउवाच.

आयांतंनागराद्दष्ट्वामार्गेरामंसजानर्कि ।
लक्ष्मणेनसमंवीक्ष्य ऊचुःसर्वेपरस्परं ॥

શ્રી મહાદેવ કહે છે—માર્ગને વિષે ચાલ્યા આવતા, લક્ષ્મણ અને જાનકી સહિત રામને જોઇ શેહેરનાં મનુષ્યો પરસ્પર કહેવા લાગ્યાં તથા કૈકયીના વરદાન વિગેરેને સંભારી સર્વે દુઃખથી વ્યાપ્ત થયાં અને કહેવા લાગ્યાં જે અરે દશરથ રાજા, સત્યવાદી પ્રિય પુત્ર રામનો સ્રીને માટે કામી થઇ ત્યાગ કરે છે તેનું સત્યવાદિપણું શાનું! વળી દુષ્ટ કૈકેયી, સત્યવાદિ એવા પ્રિયકર પુત્ર રામને વનવાસમાં કેમ મોકલાવે છે? ક્રૂર કર્મ વાળા, અતિ મૂઢ બુદ્ધિ વાળા રાજા દશરથ પણ કેમ કાંઇ બોલતા કરતા નથી. વિના પ્રયોજને દુષ્ટપણું કરનાર આ દેશને વિષે આપણે રહેવું સંભવતું નથી. હે મનુષ્યો! ચાલો આપણે પણ આજ વનમાં જાતા રહિયે ને જ્યાં લક્ષ્મણ અને સીતા સહિત રામ જાવાને ઇચ્છા રાખે છે ત્યાં જઇ રહિયે. સર્વે લોકો? પગથી ચાલીને જાતાં એવાં જાનકીને જુવો. ત્રૈલોકયમાં સુંદર એવાં સીતાને મનુષ્યના સમુદાયમાં પગપાળાં ચાલતાં લોકોએ કોઇ દિવસ સખીઓના અને અનુચરીઓનાં સાથથી વિંટાયા વગરનાં જોયાં હતાં? રામ પણ હાથી, ઘોડા વિગેરે વાહન વગરના પગે પાળા ચાલતા જાય છે તે સર્વ લોકોને વિષે એક અતિ સુંદર એવા સમર્થ રામને જુવો. સર્વનો વિનાશ કરનારી કૈકેયી નામની રાક્ષસી થઇ; કે જેથી રામને અને સીતાને પગે ચાલવા વિગેરે મોટું દુઃખ પ્રાપ્ત થયું. આ દુઃખ થવા વિગેરે કારણોમાં દૈવ બળવાન્ છે, કેમજે તે પાસે મનુષ્યનો પ્રયત્ન અતિ દુર્બળ છે. એ રીતે સત્પુરૂષોનો સમૂહ જ્યાં દુઃખી થાય છે તેટલામાં સત્પુરૂષોના સંગમાં રહેનારૂ, મુનિઓમાં શ્રેષ્ઠ એવા વામદેવ આવી કહેવા લાગ્યા જે, હે નગરનાં જનો, રામ સીતાની બાબતમાં શોક કરો મા, કેમકે તે વિષે તત્વ ઉપદેશ કહું તે સાંભળો. આ રામ પર એવા વિષ્ણુરવરૂપ આદિ ના-

રાયણ છે અને આ જે જાનકી છે તે ઈશ્વરની વિખ્યાત યોગમાયા લક્ષ્મી છે. અને આ શેષ છે તે રામના લક્ષ્મણ નામના ભાઇ થઇ તેની પાછળ જાય છે. માયાના ગુણે કરી યુક્ત એવા શ્રી રામ જગતને ઉત્પન્ન કરનાર તે તે આકાર વાળા થાય છે. આજ વિષ્ણુ રજોગુણથી યુક્ત થઇ વિશ્વના સ્રજનાર બ્રહ્મારૂપ થાય છે, સત્વગુણથી યુક્ત થઇ ત્રૈલોક્યના પાલણ કરનાર વિષ્ણુ-રૂપ થાય છે. અંતે આજ રામ તામસી થતાં જગત પ્રલયના કારણરૂપ રૂદ્ર થાય છે. આ રામે પૂર્વે મત્સ્યરૂપ થઇને ભક્ત એવા વૈવસ્વત મનુંને નૌકામાં બેસાડી પ્રલય પરિયંત રક્ષા કરી હતી. પૂર્વે સમુદ્રનું મંથન કરતાં મંદ્રાચળ પર્વત જ્યારે પાતાળમાં પેસવા લાગ્યો ત્યારે રઘુકુળમાં ઉત્તમ એવા આ રામચંદ્રે કચ્છરૂપ લઇ પોતાના પીઠપર પર્વતને ધારણ કર્યો અને જ્યારે પૃથ્વી રસાતળમાં ગઇ હતી ત્યારે આ રામ વરાહરૂપ થયા હતા ને તે પૃથ્વીને દાઢના અગ્ર ભાગને વિષે તોળી હતી. પૂર્વે પ્રલ્હાદને વરદાન દેવા નૃસિંહ રૂપ ધરીને ત્રૈલોક્યના કંટકરૂપ હિરણ્યકશિપુના હૃદયને નખે કરીને ફાડયું તથા પૂર્વે પુત્રનું રાજ હરાયલું જોઇ અદિતિએ પ્રાર્થના કરી તેથી વામન અવતાર લઈને બળી રાજા પાસે યાચના કરી ત્રૈલોક્ય પાછું લીધું. વળી આ શ્રી રામે દુષ્ટ ક્ષત્રિયોથી દબાંગેલી પૃથ્વીના ભારને પરશુરામનો અવતાર ધરીને ઉતાર્યો હતો, તેજ આ જગતના નાથ હમણા રામ અવતરેલા છે. તે રાવણ વિગેરે કોટી અપૂરિમિત રાક્ષસોને હણશે. તે દૂરાત્મા રાવણનું મરણ મનુષ્યથી થાય એમ નિર્માણ થયેલું છે. તેમ રાજા દશરથે પણ તપથી વિષ્ણુના પુત્રપણાની ઇચ્છાથી વિષ્ણુનું આરાધન કરેલું છે ત્યારે વિષ્ણુ ભ-ગવાન પોતે પુત્ર થયા છે. તે વિષ્ણુ એવા શ્રી રામ રાવણ વિગેરેનો વધ કરવાને માટે લક્ષ્મણ સહિત વનમાં જવાના છે. આ સીતા જગતની સ્થિતિ, ઉત્પત્તિ અને નાશ કરનારાં શ્રી હરિની માયા છે. આ વનમાં જવાની બાબતમાં રાજા અથવા કૈકેયી જરા લેશ માત્ર પણ કારણ નથી. પેહેલે દિવસે પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ નારદે કહ્યું હતું ત્યારે રામે કહ્યું કે હું કાલે વનમાં જઇશ, એ કારણ માટે હે અગ્ર લોકો! રામ વિષેની ચિંતાનો પરિત્યાગ

કરો. રામ, રામ, એ રીતે નિરંતર જે મનુષ્યો પૃથ્વીને વિષે જપે છે તેમને કોઈ દિવસ મૃત્યુ ભય વિગેરે કાંઇ ઉપદ્રવો થતા નથી. જ્યારે કળિયુગને વિષે રામના નામે કરી મુક્તિ થાય છે ત્યારે તે રામને વિષે દુ:ખની શંકા સાની કરવી ? તેથી રામ નામ વિના બીજા કોઇ સાધને કરીને પણ મનુષ્યને મુક્તિ મળતી નથી. કોઇ શંકા કરે કે એવા રામને દેહ ધરવાનું કારણ શું ? ત્યાં આજ સમાધાન કે તે લોક કર્ત્તા રામ માયાથી મનુષ્ય રૂપે કરી પોતાના આચરણે કરી લોકોને સદાચારની શિક્ષા કરે છે, તેથી ભક્તોને ભજનને માટે અને રાવણના વધને વાસ્તે તથા માતપિતાની ઇચ્છાને સિદ્ધ કરવા સારૂ મનુષ્ય દેહનો આશ્રય કરી રહ્યા છે. એ રીતે કહીને મહામુનિ વામદેવ વિરામ પામ્યા. તે સર્વે બ્રાહ્મણો રામને વિષ્ણુરૂપ જાણીને હૃદયની સંશય રૂપ ગાંઠને તજી રામનુંજ ચિંતવન કરવા લાગ્યા. માટે જે કોઇ મનુષ્ય આ-રામ સીતાના રહસ્યનું નિત્ય ચિંતવન કરે છે તેની વિજ્ઞાન પૂર્વક રામને વિષે દૃઢ ભક્તિ થાય છે; માટે હે રામને પ્રિય મનુષ્યો ! આ રામ ચરિત્ર, અભક્ત લોકોને કહેવા યોગ્ય નથી, એમ કહીને તે વામદેવ ગયા અને તે સર્વે લોકો રામને પરમેશ્વર જાણવા લાગ્યા. ત્યાર પછી લક્ષ્મણ અને સીતા સહિત તે રામ દશરથના મંદિરમાં જઇને કૈકેયીને નિચે મુજબ કહેવા લાગ્યા જે હે માત, અમે ત્રણે જણાં તમારી ઇચ્છા પ્રમાણે વનમાં જવાને માટે બુદ્ધિથી નિશ્ચય કરીને તમારી પાસે આવ્યા છીયે. મારા પિતા દશરથ પણ અમોને આજ્ઞા આપો. એ રીતે જેને કહ્યું છે એવી કૈકેયીએ તરત ઉઠીને રામ, લક્ષ્મણ અને સીતાને નોખાં નોખાં વનમાં પેરવાનાં વસ્ત્રો આપ્યાં. રામે પેહેલાં પેરેલાં વસ્ત્રોને ઉતારીને વનનાં વલ્કલો પહેર્યા તથા લક્ષ્મણે પણ પેહેર્યા. સીતાજી તે વસ્ત્ર પેહેરી જાણતાં ન હતાં તેથી હાથમાં લઇ લજ્જાએ કરી રામના મુખને જોવા લાગ્યાં. ત્યારે રામે લઈને તે વસ્ત્રો સીતાને પેહેરાવ્યાં તે જોઇને સર્વે રાજસ્ત્રીઓ ચો તરફ રોવા લાગી. તે રોવાને સાંભળી વસિષ્ઠ મુનિ રોષે કરી તિરસ્કાર કરતા થકા કૈકેયીને કહેવા લાગ્યા જે, હે દુષ્ટ કૈકેયી, રામને વનવાસમાં જવાને માટે તેંજ માંગણી કરી. તું

સીતાને વલ્કલ શું આપે છે? જે તારા કેવા છતાં પણ પતિવ્રતા સીતા પોતાના પતિ રામની પાછળ ભક્તિએ કરીને પોતાની ઈ-ચ્છાથી જાય છે. તો તે વનવાસના દુઃખને નિવારણ કરનારી, દિવ્ય વસ્ત્રને ધરનારી, સર્વ આભૂષણથી શોભિત થઇ નિરંતર રામને પ્રસન્ન કરતી રહો. તે પછી રાજા દશરથે સુમંતને કહ્યું જે રથ લાવો. મુનિને પ્રિય એવા અથવા મુનિ જેને પ્રિય છે એવા રામ, લક્ષ્મણ અને સીતા રથમાં બેસી વનમાં જાઓ. એ રીતે કહી લક્ષ્મણ સહિત રામ અને સીતાને જોઇ રાજા દશરથ દુઃખથી પૃથ્વી ઉપર પડી ગયા, અને આંખમાંથી જેને આંસુ ચાલ્યાં જાય છે એવા દશરથ રડવા લાગ્યા; તેટલામાં રામ જોઇ રહ્યા છે ત્યાં સીતા તત્કાળ રથમાં બેઠા. તે પછી રામ પિતાને પ્રદક્ષિણા કરી રથમાં બેઠા તથા લક્ષ્મણે પણ બે ભાથા સહિત ધનુષને બે ખડ્ગને લઈને રથમાં બેસી સાર્થીને હુકમ કરી રથને હંકાવ્યો. ત્યારે રાજા દશરથ કહેવા લાગ્યા જે હે સુમંત્ર, ઉભો રહે, ઉભો રહે. ત્યારે રામે કહ્યું જે હે ભાઇ, રથને ઉભો રાખવાની કાંઈ જરૂર નથી. વેગથી ચલાવ્યા કરો. એમ રામની આજ્ઞા થતાં સુમંત્રે રથને ચલાવ્યો. રામને દૂર જતાં રાજા મૂર્છા ખાઇ પૃથ્વીપર પડયા. શેહેરનાં બાળ વૃધ્ધ તથા જુવાન વિગેરે સર્વ મનુષ્યો તથા વૃધ્ધ એવા શ્રેષ્ટ બ્રાહ્મણો હે રામ, ઉભા રહો, ઉભા રહો, એ રીતે પોકાર કરતા રથની પાછળ આવ્યા. ઘણીવાર સુધી રાજા દશરથ રૂદન કરી ચાકરોને કહેવા લાગ્યા કે, રામની માતા કૌસલ્યાને મંદિરે મને તાકીદથી લઇ જાઓ. કેમજે રામ વિનાનો અતિ દુખાત થયેલો એવો હું તેનું જીવવું કઇક થોડી વાર છે. એ ઉપરાંત હું જીવીશ નહીં; ત્યાર પછી કૌસલ્યાના ઘરમાં જઇ મૂર્ચ્છિત થઇ પડયા. થોડીવારે કાંઇક સાધ આવતાં પણ પોતાના કરેલા અપરાધથી લજ્જાયે કરી મૌનજ રહ્યા. રામ પણ તમસા નદીને તીરે જઇ ત્યાં સુખે નિવાસ કરી નિરાહાર રહિ ધરમાત્મા એવા સમર્થ શ્રીરામ વૃક્ષના મૂળને વિષે સુતા. ધ-ર્મને જાણનાર લક્ષ્મણ હાથમાં ધનુષને ગ્રહણ કરી સુમંત્ર સહિત પોતે જાગ્રત રહી, રામની રક્ષા કરવા લાગ્યા. પુરનાં સર્વ મનુષ્યો

તેનાથી થોડે છેટે રહી કહેતાં હતાં જે આપણે રામને પુરમાં તેડી જઇ શકિશું તોજ આપણે નગરમાં રહેશું. નહીં તો આપણે પણ વનમાં જાવું. એ રીતનો તે સર્વે મનુષ્યના નિશ્ચયને જાણી, અતિ વિસ્મય પામેલા રામ મનમાં વિચાર કરે છે કે, મારે નગરમાં જાવું નથી, અને આ સર્વે પુરવાસિઓ બીચારાં વૃથા કલેશ ભોગવે છે. એવો નિશ્ચય કરી સુમંત્રને કહેવા લાગ્યા કે, હે સુમંત્ર, રથને લાવો; આપણે હમણાંજ જઇએ છીએ. એ રીતે આજ્ઞા કરાયેલો સુમંત્ર રથને ઘોડા જોડી પાસે લાવ્યો, તેમાં રામ, સીતા અને લક્ષ્મણ એકદમ બેસી અયોધ્યા સન્મુખ ચાલી થોડે છેટે ગયાં, બાદ રથને ફેરવ્યો. અહિં તમસા નદીને તીરે રહેલાં પુરવાસી રામને ન દેખતાં અતિ દુ:ખી થઇ સવારે તે રામના રથના પૈંડાના ચીલાને માર્ગે જતાં જોતાં તેઓ અયોધ્યા પુરીમાં આવી પ્રતિ દિવસ હૃદયને વિષે સીતા સહિત રામનું ધ્યાન કરતાં થકાં રહ્યાં. આદરથી સુમંત્રે એકદમ રથ ચલાવ્યો, તેથી વિશાળ દેશોને જોતા આવતા એવા સીતા યુક્ત રામ શૃંગવેરને થોડે છેટે ગંગાને તીરે આવ્યા. ગંગાનાં દર્શન કરી નમસ્કાર કરી, આનંદ મનથી નાહીને રઘુકુળમાં ઉત્તમ એવા શ્રીરામ શિંશપા નામના વૃક્ષના મૂળને વિષે બેઠા. તે પછી ગુહ રાજાયે રામના આવવાના મહા ઉત્સવદાયક ખબર માણસો પાસેથી સાંભળી પોતાના સખા અને સ્વામિ એવા રામને જોવાને ફળ અને સુગંધી ફૂલ વિગેરે ભકિતથી લાવી તત્કાળ હર્ષે કરી સાંમે આવીને. રામની આગળ ભેટ મૂકી પૃથ્વીને વિષે દંડવત્ પ્રણામ કર્યા. તે ગુહને એકદમ ઉભો કરી રામ તેને મળ્યા. જેની કુશળ ખબર પૂછી છે એવા રાજા ગુહ હાથ જોડી રામને કહેવા લાગ્યા કે, હે લોકને પવિત્ર કરનાર, રઘુકુળમાં ઊત્તમ, આજ મને ધન્ય છે—તથા મારા નિષાદ કુળમાં થયેલા જન્મને પણ ધન્ય છે. કેમકે તમારા અંગનો સ્પર્શ કરી આજ મને પરમ આનંદ થયોછે. હે રઘુકુળમાં ઉત્તમ શ્રીરામ, તમારા કિંકર આ નિષાદનું રાજય પણ તમારૂં છે. હે રઘુકુળમાં શ્રેષ્ઠ, આ રાજ્ય આપને સ્વાધીન છે. માટે આપ અહીં રહી અમારૂં પાલણ કરો. હે પ્રભુ, નગરમાં પધારી મારા ઘરને પાવન કરો. હે દેવતાઓમાં ઉત્તમ, તમારે અર્થે લાવેલાં

આ ફળ અને કંદમૂળને ગ્રહણ કરો. આ તમારા દાસનો અનુગ્રહ કરો; એ પ્રમાણે ગુહનાં વચન સાંભળી પ્રસન્ન થયેલા રામ તે ગુહને કહેવા લાગ્યા.

રામ કહેછે—જે હે સખા, મારાં વચન સાંભળો. હું ચૌદ વર્ષ સુધી ગામ કે ઘરને વિષે પ્રવેશ કરીશ નહીં તથા બીજાનાં દીધેલાં ફળ, મૂળ વિગેરે કાંઇ વસ્તુનું પણ ભોજન કરીશ નહીં. તમે મારા અતિ પ્રિય મિત્ર છો, માટે તમારૂં સર્વ રાજ્ય છે તે નિઃસંદેહ છે એમ કહી ગુહની પાસે વડનું દૂધ મંગાવી આદરે કરી લક્ષ્મણ સહિત રામે જટામાં નાંખી જટારૂપી મુકુટને બાંધ્યો. સીતા સહિત રામે માત્ર જળનું પ્રાસન કરી દર્ભ વિગેરે પાંદડાંઓએ કરી લક્ષ્મણે પાથરી દીધેલા આસન પર પૂર્વે જેમ અયોધ્યા નગરને વિષે મેહેલમાં જાનકીયે સમા કરેલા એવા પલંગની પેઠે ઉપર કહેલા દર્ભાસન પર સુતા. તેથી થોડેક છેટે ધનુષ બાણ અને ભાથાને ધરનાર લક્ષ્મણ ધનુષ ધારી રાજા ગુહની સાથે ચોતરફ દુષ્ટ જંતુઓને જોતા થકા રામની રક્ષા કરતા ફરે છે:

ततोऽविदूरेपरिगृह्यचापंसबाणतूणीरधनुःसलक्ष्मणः ।
ररक्षरामंपरितोविपश्यन्गुहेनसार्धंसशरासनेन ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠો.

### શ્રીમહાદેવ ઉવાચ.

सुप्तं राममंसमालोक्यगुहःसोऽश्रुपरिप्लुतः।
लक्ष्मणंप्राहविनयाद्भ्रातःपश्यसिराघवं ॥

શ્રી મહાદેવ કહેછે—દર્ભ અને પાંદડાની પથારી ઉપર સુતેલા રામને જોઇને આંસુથી વ્યાપ્ત થયેલા ગુહ લક્ષ્મણને વિનયથી કહેવા લાગ્યા

કે, હે ભાઇ! જે રામ પૂર્વે ઉત્તમ મંદિરને વિષે સીતાએ બીછાવેલા સોનાના પલંગપર સુતા હતા, તે આજે દર્ભ અને પાંદડાના આસનપર સુવે છે. મંથરાની બુદ્ધિનો આશ્રય કરીને કૈકેયે આ રામના વનવાસ રૂપ પાપ કર્મનું આચરણ કર્યું માટે દૈવે કૈકેયીને રામના દુઃખના કારણરૂપ કરી.

લક્ષ્મણ બોલ્યા—હે.સખે, મારાં વચન સાંભળો. કોણ કોના દુઃખનું કારણરૂપ છે. અને કોણ કોના સુખનું કારણ છે અર્થાત્ પૂર્વનાં કરેલાં પોતાના ધર્મ અધર્મ રૂપ અદષ્ટ વિના બીજું કાંઇ નથી; માટે પૂર્વ જન્માર્જીત કર્મજ સુખ દુઃખના કારણરૂપ છે. સુખ અને દુઃખનો દેનાર કોઇ પણ નથી. વળી કોઇ કહે છે કે, સુખનો દેનારો કોઈ બીજો છે. આ બુદ્ધિ એમની અવિચાર ભરેલી છે. હું કરૂં છું, એ રીતે પુરૂષનું વૃથા અભિમાન છે, કેમ કે સર્વ લોક પોતાના કર્મ રૂપ સૂત્રમાં બંધાએલા છે. સ્નેહિ, મિત્ર, શત્રુ, ઊદાસી, દ્વેષ કરનાર, મધ્યસ્થ અને બાંધવો પોતે જેવાં કર્મ અર્થાત્ પ્રીતિ અપ્રીતિને ઊત્પન્ન કરનારાં કાર્ય કરે છે તે તેવાં જણાય છે; માટે સુખ અથવા દુઃખ જે પ્રાપ્ત થયું તેને પોતાના કર્મને વશ રહેનાર મનુષ્યે ભોગવીને સ્વસ્થ મનથી રહેવું. અર્થાત્ રાગ દ્વેષથી રહિત થઇ વર્તવું. મને ભોગની પ્રાપ્તિ થવાને વિષે ઈચ્છા નથી, તેમ ભોગના પરિત્યાગને વિષે ઇચ્છા નથી, માટે સુખ આવો, એ રીતે તથા દુઃખ મને પ્રાપ્ત ન થાઓ, એ રીતે હું ઇચ્છા કરતો નથી, માત્ર હું એટલુંજ ઇચ્છું છું કે પાપ પુણ્યના ફળ રૂપ સુખ દુઃખના ભોગથી મુક્ત થાઉં. જે સ્થાનને વિષે, જે કાળે, જેથી અથવા જે કોઇયે કરેલું શુભાશુભ કર્મ તે તે સ્થળને વિષે તે રીતે ભોગવવું પડે એમાં અન્યથા થતું નથી. માટે શુભ અને અશુભ ફળના ઉદયને વિષે હર્ષ અને વિષાદથી બસ છે. કેમ કે, જે સુખ અને દુઃખ દૈવથી પ્રાપ્ત થયું તે દેવ અને દૈત્યોથી ઉલ્લંઘન કરાય તેમ નથી. હંમેશાં મનુષ્ય સુખ અને દુઃખથી જોડાય છે. કેમ કે શરીર પુણ્ય પાપે કરીને સુખ દુઃખ વાળું ઉત્પન્ન થયું છે. સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ, એ બેય રાત્રિ દિવસની પેઠે મનુષ્યથી ઉલ્લંઘન કરાય તેમ

નથી. સુખને અંત્યે દુઃખ રહેલું છે અને દુઃખને અંત્યે સુખ રહેલું છે. એ બંને જળ અને ગારાની પેઠે અન્યોન્ય ભેળાં રહ્યાં છે, તે કારણ માટે વિદ્વાન લોકો સર્વ ઇશ્વરની માયા છે એમ માની શુદ્ધ ભાવનાથી ધૈર્ય ધરી ઈષ્ટ અને અનિષ્ટની પ્રાપ્તિને વિષે હર્ષ કે મોહને પ્રાપ્ત થતા નથી. એ રીતે ગુહ રાજા અને લક્ષ્મણ ભાષણ કરે છે તેટલામાં આકાશ નિર્મળ થયું, ત્યારે રામે ઉઠી જળનો સ્પર્શ કરી, એકાગ્ર ચિત્ત થઇ, સ્નાન, સંધ્યા વિગેરે સર્વે પ્રાતઃકાળનાં કૃત્ય કર્યા પછી ગુહને કહેવા લાગ્યા કે, હે સખે, સુંદર દૃઢ એવા વહાણને તાકીદથી લાવો. એ રીતે રામનાં વચન સાંભળી, નિષાદનો અધિપતિ ગુહ પોતે જઇને સુંદર નાવને લઇ આવી કહેવા લાગ્યો કે, હે સ્વામિન્, સીતા અને લક્ષ્મણ સહિત તમને વહાણમાં બેસાડીને મારી જ્ઞાતિ સહિત હું મેહેનત લઈને પેલે તીરે પહોંચાડવા તૈયાર છું. તે સાંભળીને સીતા અને લક્ષ્મણ સહિત રામ પોતે ગુહના હાથ ઝાલીને વહાણ ઉપર ચડયા તથા લક્ષ્મણ પણ હથિયારોને સભી રીતે મૂકી વહાણ ઉપર ચડયા. ત્યાર પછી ગુહ રાજાએ પોતાની જ્ઞાતિ સહિત પોતે વહાણને ચલાવ્યું ત્યારે ગંગાની મધ્યમાં આવતાં જાનકીએ ગંગાની પ્રાર્થના કરી કે, હે દેવિ ગંગે! તમને નમસ્કાર કરૂં છું. હે માત ભાગીરથિ! જ્યારે વનવાસથી પ્રિયપતિ શ્રી રામ અને લક્ષ્મણ સહિત પાછી આવીશ ત્યારે ફ-ળ, ફૂલ, બલિદાન વિગેરે નાના પ્રકારના ઉપચારોથી તમારી પૂજા કરીશ, એમ કહી, ધીમેથી બીજે કાંઠે ઉતરીને ચાલવા લાગ્યાં તે વખતે ગુહ રાજા કહેવા લાગ્યો.

ગુહ કહે છે—હે રાજેન્દ્ર! તમારી સાથે આવવાની મને આજ્ઞા આપો, નહિ તો હું પ્રાણનો પરિત્યાગ કરીશ. એવાં ગુહનાં વચન સાંભળી શ્રી રામ તેને કહેવા લાગ્યા કે, ચૌદ વર્ષ દંડક વનમાં રહીને પાછો હું ખરેખર આવીશ; આ રામનું કહેવું મિથ્યા નથી અર્થાત્ સત્ય છે. એ રીતે કહીને ભક્ત એવા તે ગુહને હૃદયમાં ચાંપી પાછો વાળ્યો; તે પણ ઘણા કષ્ટથી ઘેર ગયો. તે પછી આ-ગળ જાતાં ભક્ષ્ય એવાં પવિત્ર મૃગને હણી, તેને રાંધીને અગ્નિનો વૈશ્વદેવ કરીને તે ત્રણેય જણાએ ભક્ષણ કર્યો. તે પછી સીતા

અને લક્ષ્મણ સહિત રામ ત્યાં આશ્રમની બાહેર વૃક્ષનાં પાંદડાં ઉપર સુઈ રહ્યાં; તે પછી ભરદ્વાજના આશ્રમની બહાર આવતા એક બટુકને જોઇને રામે કહ્યું—હે બટુક! દશરથનો પુત્ર રામ, સીતા અને લક્ષ્મણ સહિત અહિં વનની બહાર આવેલ છે એમ જઇને મુનિ પાસે કહો. તે સાંભળીને બાલકે અંદર જઇ મુનિના પગમાં પડીને કહ્યું કે હે સ્વામિન્, રામ આવીને વનની બહાર ઉતર્યા છે. વળી તે સીતા અને લક્ષ્મણ સહિત શોભાયમાન દેવતુલ્ય શ્રીરામે મને કહ્યું છે કે, તું ભરદ્વાજ મુનિને મારા ખબરની વિજ્ઞપ્તિ કર. તે સાંભળી ભરદ્વાજ મુનિ એકદમ ઉઠીને અર્ઘ્ય અને પગ ધોવાના જળને લઇને રામની સમીપ આવ્યા અને રામનાં યથાવિધિ દર્શન કરી લક્ષ્મણ સહિત રામની પૂજા કરીને કહેવા લાગ્યા.

ભરદ્વાજ કહે છે—હે કમળ સરખા નેત્રવાળા રામ! મારી પર્ણશાલા પ્રત્યે પધારો. હે રઘુકુલને આનંદ આપનાર, ત્યાં આવીને પગની રજે કરી અમારા આશ્રમને પવિત્ર કરો. એમ કહીને ભરદ્વાજમુનિ, સીતા સહિત રામ લક્ષ્મણને પોતાની પર્ણકુટિમાં લાવી પાછા ભક્તિથી તેનું પૂજન કરી ઉત્તમ રીતે આતિથ્ય અર્થાત્ પરોણાગત સત્કાર પૂર્વક કરી કહેવા લાગ્યા. હે રામ, આજ તમારા સંગમથી હું તપના પારને પામ્યો છું. હે રામ, ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપ એવાં તમે, તેના સમાચાર સાંભળીને હું આપને માયાયે કરી મનુષ્ય દેહને ધરનાર પરમાત્મારૂપ તમને જાણું છું. પૂર્વે બ્રહ્માની પ્રાર્થનાથી જે કાર્ય કરવાને માટે તમે અવતર્યા છો તે, જે કાર્યને અર્થે તમારો વનવાસ થયો છે તે તથા આગળ ઉપર જે કરશો તે સર્વ તમારી ઉપમાથી થયેલી જ્ઞાન દૃષ્ટિયે કરી જાણુંછું. હે રઘુકુળમાં ઉત્તમ, પ્રકૃતિથીપર એવા કકુત્સ્થ કુળમાં અવતરેલા તમારા પરમ પુરૂષનાં મને દર્શન પ્રાપ્ત થવાથી હું કૃતાર્થ થયો છું. આ ઉપરાંત આપને હું વિશેષ શું કહું? સીતા અને લક્ષ્મણ યુક્ત શ્રી રામ, ભરદ્વાજ મુનિને અભિવંદન કરી કહેવા લાગ્યા કે હે બ્રહ્મન્, અમ જેવા અતિ સાધારણ ક્ષત્રિયોનો તમારે અનુગ્રહ કરવો જોઇયે. એમ સીતા, રામ, લક્ષ્મણ અને ભરદ્વાજ અન્યોન્ય

કહીને તે રાત્રિયે ત્યાં રહ્યાં. પ્રાતઃકાળે ઉઠીને જેમણે સ્નાન કર્યું છે એવા ભરદ્વાજે દેખાડેલા માર્ગે મુનિના છોકરા સાથે શ્રીરામ યમુનાને ઉતરી ચિત્રકુટ પહાડ પ્રત્યે જ્યાં વાલ્મીકિ રૂષિનો આશ્રમ છે ત્યાં ચાલ્યા. વળી ચોતરફ રૂષિયોથી ઘેરાયલાં, નાના પ્રકારનાં મૃગ અને પક્ષિઓથી વ્યાપ્ત, નિત્ય ફૂલ ફળથી ભરપૂર રહેનાર, વાલ્મીકિ રૂષિના આશ્રમ પ્રત્યે આવીને ત્યાં બેઠેલા મુનિયોમાં શ્રેષ્ઠ એવા વાલ્મીકિ મુનિનાં, સીતા અને લક્ષ્મણ સહિત રામે મસ્તક નમાવી દર્શન કર્યાં; ત્યારે વાલ્મીકિ મુનિ ત્રૈલોક્યમાં સુંદર એવા લક્ષ્મી પતિ, જાનકી અને લક્ષ્મણે કરી યુક્ત, જટાના મુકુટે કરી શોભાયમાન, કામદેવના સરખા આકારવાળા, સુંદર કમળના સરખાં નેત્રવાળા, શ્રીરામને જોઇ વિસ્મય પામી, એકદમ ઉભા થયા. હર્ષથી આંખમાં આંસુ ભરાઇ આવતાં પરમ આનંદરૂપ રામને હૃદયમાં ચાંપ્યા તથા જગત પૂજ્ય પરમાત્માને અર્ઘ્ય આપી ભક્તિયે કરી ફળમૂળ વગેરે મધુર પદાર્થે કરી લાડથી જમાડ્યા એવા રામચંદ્ર હાથ જોડી વિનયથી • વાલ્મીકિને કહેવા લાગ્યા કે, હે મહા મુનિ, પિતુની આજ્ઞાને સ્વીકારીને અમે દંડક વનમાં આવેલા છીએ. તેને આપ જાણો છો, માટે એમાં કારણ કહેવાનું કાંઇ વિશેષે જરૂર નથી. માટે જ્યાં સુખે કરી નિવાસ કરાય તેવું સ્થાન કૃપા કરી બતાવો કે જ્યાં સીતા સહિત હું થોડા કાળનું નિર્ગમન કરૂં. એવું રામનું કહેવું સાંભળી. મુનિ હાસ્ય કરી બોલ્યા.

મુનિ કહે છે-હે રામ, તમે સર્વ લોકોના ઉત્તમ નિવાસના સ્થાન રૂપ છો. તથા સર્વ પ્રાણિઓ તમારા અંતર્યામિના પણ નિવાસના સ્થાન રૂપ છે. હે રઘુનંદન! મેં તમારૂં સાધારણ સ્થાન તો કહી બતાવ્યું, પરંતુ હવે સીતા સહિત આપનુ વિશેષ સ્થાન કહું છું તે સાંભળો. હે રઘુશ્રેષ્ઠ, સમ દૃષ્ટિવાળા, સર્વ પ્રાણિઓને વિષે દ્વેષ રહિત, નિત્ય તમારૂં ભજન કરનારા શાંત લોકોનું હૃદય તેજ તમારૂં સર્વોત્કૃષ્ટ સ્થાન છે. વળી વિધિનિષેધ રૂપ ધર્માધર્મનો પરિત્યાગ કરીને નિરંતર સીતા સહિત તમારૂં ભજન કરનારાઓનું હૃદય તે તમારૂં રહેવાનું અતિ આનંદ જનક સ્થાન છે. તેમજ જે લોકો નિરહંકારી, શાંત અને જેઓ રાગ દ્વેષથી

રહિત છે તથા જે લોઢાં અને સોનાને વિષે સમદૃષ્ટિવાળા છે તેમનું હૃદય તમારે રહેવાનું સ્થાન છે. તમારા નામ મંત્રનો જે જપ કરે છે તથા જે તમારેજ શરણે રહ્યા છે અને જે હર્ષ, શોક અને સુખ દુઃખથી રહિત નિઃસ્પૃહ છે, તેનું હૃદય તમારૂં રહેવાનું સ્થાન છે. વળી જેની મન તથા બુધ્ધિ તમારે વિષે રહેલ છે તેવા, સદા સંતોષમાં રહેનાર અને તમારે વિષે કર્મને અર્પણ કરનાર પુરૂષનું મન, તે તમારે રહેવાનું શુભ સ્થાન છે. વળી જે પ્રિય પદાર્થને પામીને હર્ષ કરતો નથી, અપ્રિય પદાર્થને પામીને દ્વેષ કરતો નથી અને જે સર્વ જગતને માયામય જાણીને તમારૂં ભજન કરે છે તેનું મન તમારે રહેવાનું સ્થાન છે. જે વૃદ્ધિ, અપક્ષય, અને વિનાશ વિગેરે છ પદાર્થો દેહને વિષે રહે છે એમ જાણે છે તથા તે છ વિકાર આત્માને વિષે નથી એમ અવિકારી અવિનાશી આત્માને જાણી, ક્ષુધા, તૃષા, ભય, દુઃખ, એ સર્વ પ્રાણ અને બુદ્ધિને વિષે છે એમ તત્વ દૃષ્ટિથી જોનાર સંસારના ધર્મથી મુક્ત એવા પુરૂષનું મન, તે તમારૂં વાસસ્થાન છે. વળી જેઓ સર્વાંતર્યામિ, સત્ય, અનંત, ચિદ્‌ઘન, નિર્લેપ, સર્વ વ્યાપક, શ્રેષ્ઠ એવા એક આપને સદા હૃદયને વિષે જુવે છે, તેમનાં હૃદયમાં તમે સીતા સહિત નિવાસ કરો છો. વળી નિરંતર ધ્યાનાભ્યાસે કરીને જેમણે તમારે વિષે અંતઃકરણ દૃઢ કરેલાં છે, અર્થાત્ એક તમારે વિષેજ જેમનાં ચિત્ત દૃઢ છે. એવા, તમારા ચરણની સેવાને વિષે નિષ્ઠા રાખનારા અને તમારાં નામના કીર્તને કરીને પાપને હણનારા પુરૂષોનાં હૃદયકમળને વિષે સીતા સહિત સદા તમે રહો છો. હે રામ! તમારા નામનો મહિમા કોઇ મનુષ્યે કોઇ દિવસ કહી શકાય તેમ નથી; કેમકે તમારા નામના પ્રભાવથી હું બ્રહ્મર્ષિપણાને પામ્યો છું. હે રામ, પૂર્વે હું ભીલ લોકોના સ્થાનને વિષે ભીલોની સાથે વૃદ્ધિ પામેલો માત્ર જન્મે કરીને દ્વિજ પણામાં અવતરેલો એટલે ફક્ત જન્મ માત્રે કરી મારૂં દ્વિજપણું એટલુંજ; પરંતુ સદા હું શુદ્રના આચરણમાં પ્રીતિવાળો હતો. વળી અજીત અંતઃકરણવાળો હું તેથી શુદ્ર જાતિની સ્ત્રીને વિષે મને ઘણા પુત્રો પણ ઉત્પન્ન થયા હતા. તે પછી હું કેટલાક દિવસ ચોર લોકની સાથે મળી ચોર પણ થયો

હતો. એક દિવસે ધનુષ બાણને ધારણ કરનાર, નિરંતર જીવવર્ગને કાળ સરખો હું, વનમાં ફરતો હતો તેટલામાં મહા વનને વિષે સાક્ષાત્ અગ્નિ અને સૂર્ય સરખા કાન્તિવાળા પ્રકાશિત, શાંત મુનિઓને મે જોયા. તેથી તેના સર્વ સામાનને લુંટવાના લોભે કરી તેની પાછળ હું દોડયો. વળી ઊભા રહો, ઊભા રહો, એમ હું તેમને કહેવા લાગ્યો. ત્યારે મને જોઇ સાત મુનિયો પૂછવા લાગ્યા કે હે દ્વિજમાં અધમ, તું કેમ આવે છે? ત્યારે મેં તેમને કહ્યું કે હે શ્રેષ્ઠ મુનિઓ, મારાં પુત્ર, સ્ત્રી વિગેરે બહુ ભૂખ્યાં છે, વાસ્તે કાંઈક લેવાને માટે આવું છું. વળી તેમના રક્ષણને માટે આ પર્વત અને વનને વિષે ફરૂં છું. તે સાંભળી નિર્ભય એવા તે સાત મુનિઓ મને કહેવા લાગ્યા કે તારા કુટુંબને જઇને પૂછ કે, જે જે પાપ સંગ્રહ પ્રતિ દિવસે હું કરૂં છું તેનાં તમે સર્વે ભાગીદાર છો કે નહીં, એમ નોખું નોખું સ્ત્રી વગેરે પુત્રને એક એક પ્રત્યે પૂછીને તું આવીશ ત્યાં સુધી ખરેખર અમે અહિં ઉભા રહીશું. એ પ્રમાણે ઋષિનાં વચનને સાંભળી તેમ કરવું કબુલ કરી પુત્ર સ્ત્રી વિગેરેને પૂછયું ત્યારે તેમણે મને કહ્યું કે, સર્વ પાપ તો માત્ર તમનેજ લાગે. માત્ર અમે તો તે લાવેલા પદાર્થના ફળ ભોગને ભોગવનાર છીએ, પરંતુ પાપના ભાગદાર નથી. હે રઘુ કુળમાં ઉત્તમ! તે સાંભળી મને વૈરાગ્ય થતાં પાછો જ્યાં કરૂણાથી જેમનાં મન ભરપૂર છે, એવા મુનિઓ ઉભા હતા ત્યાં આવ્યો. માત્ર મુનિઓનાં દર્શનથીજ હું શુદ્ધ અંતઃકરણવાળો થયો હતો. તેથી ધનુષ વિગેરેને નાંખી દઇ તેમના ચરણમાં દંડવત્ કરી કહેવા લાગ્યો કે, હે શ્રેષ્ઠ મુનિઓ, નરકરૂપ સમુદ્રમાં તણાઇ ગોથાં ખાતો એવો હું તેની રક્ષા કરો. એ રીતે આગળ પડેલો હું તેને જોઇને તે શ્રેષ્ઠ મુનિઓએ મને કહ્યું કે ઊભો થા, ઊભો થા, તારૂં કલ્યાણ થશે, કેમકે સત્ પુરૂષનો સમાગમ સફળ છે; માટે અમો તને એવો કાંઇક ઉપદેશ કરશું કે, જેનાથી તું મુક્ત થઇશ. એમ કહી તેઓ "આ કોઇ અધમ દ્વિજ અતિ દુરાચારી છે," એમ પરસ્પર વિચાર કરીને કહેવા લાગ્યા કે, હે દુરાચરણી પુરૂષ, તું સત્ પુરૂષોને ઉપેક્ષા કરવા યોગ્ય છે, તોપણ આ વખતે શરણે આવ્યો છે માટે

મોક્ષ માર્ગના ઉપદેશે કરી પ્રયત્નથી તારી રક્ષા કરવી જોઈયે. એમ કહીને હે રામ, તેમણે તમારા નામને અવળા અક્ષરની રીતે એ-ટલે રામને બદલે મરા એ રીતે સર્વદા તારે એકાગ્ર મનથી અહિં બેસીને જપ કરવો. હે દ્વિજ, અમે પાછા આવીએ ત્યાં સુધી હમેશાં તારે આ ઋષી મંત્રનો જપ કરવો. એ રીતે કહી દિવ્ય દર્શનવાળા સર્વે મુનિયો ગયા. ત્યાર પછી જે રીતે તે મુનિયે મને ઉપદેશ કર્યો હતો, તે રીતે એકાગ્ર મનથી હું જપ કરવા લાગ્યો ત્યારે મને બાહ્ય પ્રપંચનું વિસ્મરણ થવા લાગ્યું. એ રીતે ક્રિયા રહિત શરીરવાળો એવો હું તેને તે "મરા" શબ્દથી સર્વ સંગ રહિ-ત થઇ ધ્યાન કરતાં ઘણો કાળ ગયો, ત્યારે મારા ઉપર રાફડો થઇ ગયો. ત્યાર પછી હજાર યુગના અંતે તે ઋષિઓ પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે, હે મુનિશ્વર, બહાર નિકળો, તે સાંભળી જેમ ઝાકળમાંથી સૂર્ય નિકળે તેમ હું રાફડામાંથી એકદમ ઉભો થયો, ત્યારે તે મુનિગણ મને કહેવા લાગ્યા કે, તમે રાફડામાંથી નીકળ્યા તેથી તમારો બીજો જન્મ થયો. અને તમે વાલ્મીકિ એવા નામથી વિ-ખ્યાત થશો. હે રઘુકુળમાં ઉત્તમ રામ, તે સાત મુનિયો મને એમ કહી, દિવ્ય ગતિને પ્રાપ્ત થયા, માટે હે પ્રભુ, તમારા રામ એવા નામના મહિમાથી હું આવો સમર્થ થયો છું. વળી તેજ હુ આજ સીતા અને લક્ષ્મણ સહિત આપનાં સાક્ષાત્ દર્શન કરૂંછું. તેથી મુક્ત થયેલો હું સદા કમળ સરખાં નેત્રવાળા એવા તમે તેનું સ્મ-રણ કરૂં છું. હે રામ, તમે મારી સાથે આવો એટલે તમને સુંદર કલ્યાણ રૂપ સ્થળ દેખાડું. એ રીતે કહી લક્ષ્મણને સાથે લઇ શિ-ષ્યોયે વિંટાયલા શ્રીમાન્ વાલ્મીકિ મુનિ પર્વત અને ગંગાના મધ્ય પ્રદેશને વિષે જઇને ત્યાં નિવાસની ભૂમિ રૂપ સુંદર વિસ્તારવાળી શાળા કરાવી, પૂર્વ પશ્ચિમે તથા ઉત્તર દક્ષિણે સુંદર બબે મંદિર ક-રાવ્યાં. લક્ષ્મણ અને જાનકી સહિત રામ કે જે સાક્ષાત્ દેવ તુલ્ય છે, તેઓ તે ઉત્તમ મંદિરને વિષે રહ્યા. સીતા અને લક્ષ્મણ સ-હિત તે રામની વાલ્મીકિ મુનિયે તે સ્થળને વિષે સારી રીતે પૂજા કરી ત્યારે તે રામ જાણે દેવ અને મુનિગણ સહિત દેવના પતિ ઇંદ્ર ઇંદ્રાણિ યુક્ત સ્વર્ગને વિષે શોભે, તેવા શ્રી રામ તે સ્થળને વિષે શોભવા લાગ્યા,

वाल्मीकिनातत्र सुपूजितोऽयं रामः ससीतः सहलक्ष्मणेन ।
देवैर्मुनींद्रैः सहितो मुदास्ते स्वर्गे यथादेवपतिः सशच्या ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મ રામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ. ॥૬॥**

---

# સર્ગ ૭ મો.

## श्रीमहादेव उवाच.

समंत्रोपितदायोध्यांदिनांते प्राविवेशह ।
वस्त्रेणमुखमाच्छाद्य बाष्पाकुलितलोचन ॥

શ્રી મહાદેવ કહે છે–ત્યાર પછી સાયંકાળને વિષે અયોધ્યા પ્રત્યે પ્રવેશ કરતાં આંસુથી જેનાં નેત્ર રાતાં થઇ ગયાં છે તેવો સુમંત્ર વસ્ત્રે કરી પોતાનું મોઢું ઢાંકી, રથને બહાર રાખી, રાજાનાં દર્શન કરવાને માટે આવ્યો. જય એવા શબ્દથી રાજાની સ્તુતિ કરી પ્રણામ કરવા લાગ્યો, ત્યારે પ્રણામ કરતા એવા સુમંત્રને વિહ્વળ થયેલા રાજા દશરથ કહેવા લાગ્યા.

દશરથ કહે છે–હે સુમંત્ર, સીતા અને લક્ષ્મણ સહિત રામ ક્યાં છે, હે ભાઇ, તેં રામને ક્યાં મૂક્યા ? છોડી આવતી વખતે સીતા, લક્ષ્મણ કે રામે નિર્દય અને પાપી એવો હું તેને ઉદ્દેશી શું કહેલું છે ? ગુણના નિધિ હા રામ, પ્રિય બોલનારી હા સીતે, દુઃખ દરીયામાં બુડતો અને મરતો એવો હું તેને કેમ જોતાં નથી ? દુઃખ સાગરમાં બુડેલા રાજા દશરથ એ રીતે ઘણીવાર સુધી વિલાપ કરવા લાગ્યા. એ રીતે રૂદન કરતા એવા રાજા દશરથને હાથ જોડીને સુમંત્ર નિચે મુજબ વાક્ય કહેવા લાગ્યો.

સુમંત્ર કહે છે–હે રાજન્, તમારાં રામ, સીતા અને લક્ષ્મણને રથમાં બેસાડીને હું શૃંગવેર પુરની પાસે ગંગાના કાંઠા ઉપર મૂકી આવ્યો છું. ત્યાં ગુહ રાજાયે ફળ, મૂળ વિગેરે ભોજન આપ્યું

હતું, તેનો શ્રીરામે પ્રીતિયે કરી ગુહનું મન રાખવા વાસ્તે સ્પર્શ કરી ત્યાગ કર્યો હતો. ત્યાર પછી ગુહની પાસે વડનું દૂધ મંગાવી જટા મુકુટમાં બાંધી પોતે મને જે કહ્યું તે તમને કહું છું. હે સુમંત્ર, તારે જઈને રાજાને કહેવું કે, હે તાત, તમારે મારે માટે શોક કરવો નહીં, કેમકે મને અયોધ્યા કરતાં વનને વિષે વધારે સુખ થશે. માતાને પણ મારૂ વંદન કરી કહેવું કે, મારે માટે શોકનો ત્યાગ કરવો. શોકમાં બુડેલા વૃદ્ધ પિતા દશરથની મારી વતી આશ્વાસના કરજો; હે રાજામાં શ્રેષ્ઠ દશરથ, આંસુથી જેનાં નેત્ર ભરાઈ રહ્યાં હતાં એવાં સીતાજી રામના સાંમે જોઇ દુઃખથી થયેલી ગદ્ ગદ્ વાણીયે કરી મને કહેતાં હતાં કે સાસુ સસરાના ચરણ કમળને વિષે મારા સાષ્ટાંગ દંડવત્ કહેવા, એમ કહી રોતાં રોતાં કાંઇક નિચું મુખ કરી ગયાં. ત્યાર પછી રામ, લક્ષ્મણ અને સીતા આંખમાં આંસુ ભરાઇ આવતાં વહાણ ઉપર ચડયાં; તેઓ ગંગાને ઊતરી પેલે પાર ગયાં ત્યાં સુધી હું પણ ત્યાંજ ઊભો રહ્યો હતો. ત્યાર પછી રામના વિયોગના અતિ મોટા દુઃખે કરી વિહ્વળ ચિત્તવાળો હું પાછો અહિં આવ્યો. એ પ્રમાણે સુમંત્રનાં વાકય સાંભળી કૌસલ્યા, રાજા દશરથને નિચે મુજબ વાકય કહેવા લાગ્યાં.

કૌસલ્યા કહે છે—હે રાજ, તમારી પ્રિય ભાર્યા કૈકેયીને વરદાન દીધું તથા તેના પુત્રને રાજ્ય આપ્યું, પરંતુ મારા પુત્રને વનવાસ કેમ કાઢયો ? વળી તે સર્વકાર્ય સ્વહસ્તે કરીને હવે શું રૂવો છો ? એવાં કૌસલ્યાનાં વચન સાંભળતાં રાજાને દાઝયા ઉપર ડામ જેવી વેદના થઇ. વળી શોકે કરી જેની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં છે એવા રાજા દશરથ કૌસલ્યાને કહેવા લાગ્યા કે હે દેવી, દુઃખથી મરતો એવો હું તેને વધારે પાછું શું દુઃખ દે છે ? પૂર્વે બાળક અવસ્થામાં કોઈ મુનિયે મને શ્રાપ દીધો છે; તેથી હમણાંજ મારો પ્રાણ નિકળી જાશે. પહેલાં જ્યારે યુવાન અવસ્થામાં હું અતિ ગર્વ યુક્ત હતો ત્યારે ધનુષ બાણને ધારણ કરી, વનમાં મૃગયા રમવા ગયો હતો. મહા વનમાં અર્ધ રાત્રિને સમયે તૃષાથી પીડાયેલો કોઇ મુનિ, તૃષાથી પીડાયેલાં પોતાનાં માબાપને માટે જળ લેવાને અર્થે આવ્યો હતો, તેણે નદિના જળમાં જ્યારે કુંભ ભર્યો ત્યારે મોટો શબ્દ

થયો, તે સાંભળી મેં જાણ્યું કે હમણાં અર્ધ રાત્રિયે કોઇ મૃગ અથવા હાથી પાણી પીયે છે, એમ ધારી શબ્દ વેધી બાણ ધનુષ પર સાંધી તેના ઉપર ફેંક્યું, ત્યારે અહો! મને નિરપરાધીને કોણે માર્યો! અહો! મેં કોઇનો પણ દોષ કર્યો નથી. છતાં હા દૈવ, હે રામ, મને કોણે હણ્યો! એવો મનુષ્યનો શબ્દ સાંભળવામાં આવ્યો. વળી તેણે કહ્યું કે, મારી માતા અને પિતા જળને વાસ્તે મારી વાટ જોતાં હશે. એવું પૌરૂષ વચન સાંભળી હું ધીમેથી તેની પાસે જઇ કહેવા લાગ્યો કે, હે સ્વામિન્, હું દશરથ છું. અજાણતાં મારાથી તમને બાણ મરાયું છે. માટે હે મુનિ! મારી રક્ષા કરવાને તમે યોગ્ય છો, એમ કહી ગદ્ ગદ્ કંઠે થયેલો હું તેના ચરણમાં પડયો. ત્યારે તે મુનિ મને કહેવા લાગ્યા કે, હે નૃપ સત્તમ, ભય પામશો નહીં, તમને બ્રહ્મ હત્યા લાગશે નહીં, કેમ કે તપમાં રહેનારો હું વૈશ્ય જાતિ છું. મારાં માતા પિતા ક્ષુધા તૃષાથી પીડાયલાં છે તેને તત્કાળ જઇ જળ આપો. વિલંબ થતાં કદાચિત્ જો મારા પિતા કોપ કરશે તો તને બાળીને ભસ્મ કરશે. માટે તેને જળ દઇ નમસ્કાર કરી તમારૂં કરેલું આ સર્વ વૃત્તાંત નિવેદન કરો. મારા શરીરમાંથી આ શલ્યને કાઢો, જેથી પીડાયેલો હું પ્રાણનો ત્યાગ કરૂં. એ રીતે શ્રવણ મુનિના કહેવાથી રાજા દશરથ તેના દેહમાંથી બાણને ખેંચી કાઢી, જળ સહિત કળસને લઇને, અતિ વૃદ્ધ, અંધ, ક્ષુધા તૃષાથી પીડાયેલાં, સ્ત્રી પુરૂષ, શ્રવણનાં માતા પિતા બેઠાં બેઠાં વિચાર કરે છે કે રાત્રિને વિષે જળ લેવા ગયેલો પુત્ર જળ લઇને હજી ન આવ્યો આનું કારણ શું! આપણો ભક્તિમાન પુત્ર શ્રવણ અનન્ય ગતિવાળાં અર્થાત્ જેની બીજી કોઇ પ્રકારની ગતિ નથી એવાં, દયા લાવવાને યોગ્ય તૃષાથી પીડાયેલાં, અતિ વૃદ્ધ આપણ બંનેનો શું ત્યાગ કરશે? એ રીતે ચિંતાથી વ્યાકુળ એવાં તે બન્નેની પાસે હું ગયો. મારાં પગલાંનો શબ્દ સાંભળી તેઓ કહેવા લાગ્યાં કે હે પુત્ર, તેં વિલંબ કેમ કર્યો? અમને તે સુંદર જળ આપ અને હે પુત્ર, તું પણ પી. એ રીતે બોલતાં એવાં તે બે શ્રવણનાં માત પિતાની પાસે હું બીકથી ધીમે ધીમે ગયો અને પગમાં પડી પ્રણામ કરી વિનયથી કહેવા લાગ્યો કે, હે વૃદ્ધ મુનિ જન,

હું તમારો પુત્ર નથી પણ અયોધ્યા નગરનો રાજા દશરથ છું. રાત્રિને વિષે મૃગને હણનાર, મૃગયામાં આસકત, અતિ પાપી એવો હું તેણે જળને વિષે થયેલા શબ્દને સાંભળી, શબ્દવેધી બાણ મૂક્યું. ત્યારે હા દૈવ, હું હણાયો, એવો શબ્દ સાંભળી ભયથી હું તેની પાસે ગયો. ત્યાં જટા જેની છુટી થઈ વિખરાઇ ગઇ છે. એવા, ધરતીપર પડેલા મુનિ પુત્રને જોઇ, હું ભયને પામી, તેના પગને ઝાલી, હે મુનિ, મારી રક્ષા કરો, રક્ષા કરો, એમ હું કહેવા લાગ્યો, ત્યારે તેણે કહ્યું કે તું ભય પામીશ નહીં. તને બ્રહ્મ હત્યાનો ભાવ થશે નહીં. માટે હે રાજન્ , મારાં માત પિતાને પાણી આપીને તમારા જીવિતની પ્રાર્થના કરો. એ રીતે મુનિના કહેવાથી, મુનિને હણનારો હું તમારી દયાથી પાસે આવ્યો છું. માટે શરણાગત એવો હું તેની તમે રક્ષા કરો. એ રીતે મારૂ કહેલું સાંભળી દુ:ખથી પીડાયેલાં તે બન્ને શ્રવણનો બહુ વિલાપ કરી અતિ શોક કરી મૂર્છા ખાઇ પડયાં. થોડી વારે સાધ્ય થયા પછી કહેવા લાગાં કે, જ્યાં અમારો પુત્ર પડયો છે, ત્યાં અમને તાકીદથી લઇ જા. ત્યારે વૃદ્ધ એવાં તે અંધ સ્ત્રી પુરૂષને જ્યાં તેનો પુત્ર હતો ત્યા લઇ ગયો. તે બન્ને સાથે પુત્રનો સ્પર્શ કરી અત્યંત વિલાપ કરવા લાગ્યાં. હે પુત્ર, જળ દે. તું અમને પાણી કેમ આપતો નથી. એ રીતે હાહાકાર કરી અતિ આક્રંદ કરવા લાગ્યાં. તે પછી થોડી વારે તે બન્ને અંધ મને કહેવા લાગ્યાં કે હે ભૂપતિ. તત્કાળ ચિતા કરી આપો. એ સાંભળી મેં તેમને ચિતા કરી આપી. ત્યારે તેમાં પ્રવેશ કરતાં શ્રવણના વૃદ્ધ પિતાયે મને કહ્યું કે, પુત્રના શોકે કરી જે રીતે હું મરણને પામું છું, તે રીતે મારા વચનથી પુત્રના શોકે કરી તું મરણ પામીશ. પછી તે ત્રણે જણાં ચિતામાં રહ્યાં ત્યારે મે અગ્નિ મૂકયો. જેથી દગ્ધ થઇ તે સ્વર્ગે ગયાં. એ રીતે જેનું નિવારણ ન થાય એવો આ શાપનો વખત મને પ્રાપ્ત થયો છે, એમ કહી, શોકથી વ્યાકુળ થયેલા રાજા દશરથ વિલાપ કરવા લાગ્યા. હે પુત્ર રામ, હા સીતે, હા ગુણની ખાણરૂપ લક્ષ્મણ ! કૈકેયીયે ઉત્પન્ન કરેલા મૃત્યુને હું તમારા વિયોગથી પીડિત થતાં પામું છું. એ રીતે કહેતાં રાજા દશરથ પ્રાણ ત્યાગ કરી સ્વર્ગને

પામ્યા. તે સમયે કૌસલ્યા અને સુમિત્રા વગેરે બીજી રાજાની સ્રીયો હૃદયને કુટતી આક્રંદ અને વિલાપ કરવા લાગી, તેટલામાં સવાર થતાં મંત્રિયોથી વિંટાયેલા વસિષ્ઠ ગુરૂએ આવી રાજા દશરના શરીરને તેલની કોઠીમાં નાંખી, દૂતને કહેવા લાગ્યા કે, હે દૂત, એકદમ ઘોડેસ્વાર થઇ, યોધાજીત રાજાના નગરમાં જઇને ત્યાં ભરત અને શત્રુઘ્ન છે તેને મારી આજ્ઞાથી કહો કે અયોધ્યા નગરને વિષે રાજા દશરથ અને કૈકેયીને જોવા ચાલો. એમ કહ્યું કે તત્કાળ દૂતો ત્યાં જઈને ભરતના મામા યુધાજીતને તથા શત્રુઘ્ન સુધાં ભરતને પ્રણામ કરી કહેવા લાગ્યા કે હે રાજન યુધાજીત, વસિષ્ઠ ગુરૂએ તમને આજ્ઞા કરી છે કે શત્રુઘ્ન સહિત ભરતને તત્કાળ અયોધ્યામાં મોકલો. એ આજ્ઞા સાંભળી ભયથી વિહ્વળ થયેલા, ભરત શત્રુઘ્ન સહિત યુધાજીત દૂતની સાથે આવે છે તેટલામાં ભરત માર્ગમાં ચિંતા કરતા આવે છે ત્યાં અયોધ્યા નગરમાં આવીને જુવે છે તો શોભાસમૃદ્ધિ વગરનું, મનુષ્યોની ગરદીથી રહિત, ઉત્સવ વિનાનું શેહેર જોઇને મનમાં અતિ ચિંતા પામ્યા. તે પછી રાજભુવનમાં જ્યાં આવે છે ત્યાં તે રાજલક્ષ્મી વગરનું જોઇને અતિ ચિંતાને પામ્યા. તે પછી કૈકેયીને મંદિરે ગયા તો ત્યાં કૈકેયીને એકલાંજ આસને બેઠેલાં જોઇને માતાના ભક્તિવાળા ભરતે મસ્તક નમાવી પગમાં પ્રણામ કર્યા. ભરતને આવેલો જોઇને પ્રેમથી એકદમ ઉતાવળાં ઉઠી હૃદયમાં ચાંપીને પોતાના ખોળામાં બેસાડી, મસ્તક સુંઘીને પોતાના પિતાના કુશલ ખબર પૂછવા લાગ્યાં. મારા પિતા અને ભાઈ કુશલ છે તથા શુભલક્ષણવાળી મુજ માતા કુશળ છે? હે પુત્ર, મેં આજ તમને કુશળ જોયા તેથી અતિ આનંદ થાય છે. એ રીતે માયે પૂછ્યાં છતાં પણ ચિંતાથી જેમની ઈંદ્રિયો ઉદ્વેગને પામેલી છે એવા ભરત ખેદ યુક્ત મનવડે માને પૂછવા લાગ્યા.

ભરત પૂછે છે—હે માત, તમે એકલાં બેઠાં છો, તેથી મારા પિતા કયાં, ગયા છે? મારા પિતા તમારા વિના એકલા કોઇ દિવસ એકાંતને વિષે રહેતા નથી. તેથી હમણાં કયાં છે તે મને કહો. મારા પિતાને ન જોવાથી મને અતિ ભય અને દુઃખ ઉત્પન્ન થાય છે. એ સાંભળી કૈકેયી બોલ્યાં કે હે પાપ

રહિત પુત્ર, તારે શા વાસ્તે દુઃખ કરવું પડે છે, હે પિતૃ વત્સળ પુત્ર, જે ગતિને ધર્મશીલ લોકો પામે છે તથા જે ગતિને અશ્વમેધ વગેરે યજ્ઞને કરનારા લોકો પામે છે તે ગતિને આજ તમારા પિતા પામ્યા છે. તે સાંભળી શોકથી વિહ્વળ થયેલા ભરત પૃથ્વી ઉપર પડી ગયા, અને વિલાપ કરવા લાગ્યા, કે હે તાત, મને દુઃખના સમુદ્રમાં નાખી તમે ક્યાં ગયા છો ! હે તાત! મને રામને સોપ્યા વના તમે ક્યાં ગયા? એ રીતે વિલાપ કરતા અને જેના કેશ છુટા થઇ ગયા છે એવા પૃથ્વીપર પડેલા પુત્ર ભરતને ઉભા કરી, આંખ્યો લુઇને કૈકેયી કહેવા લાગ્યાં કે હે પુત્ર, તું ધારણા રાખ. મેં તારે માટે સર્વ કલ્યાણ સંપાદન કરેલું છે. તે સાંભળીને ભરતે કૈકેયીને પૂછ્યું કે મરણ પામતાં મારા પિતાએ મને શું કહ્યું છે ? ત્યારે ભય રહિત એવાં કૈકેયી ભરતને કહેવા લાગ્યાં કે હા રામ ? હા સીતે ! હા લક્ષ્મણ ! એ રીતે વારંવાર કહેતાં રાજા દશરથ દેહનો ત્યાગ કરીને સ્વર્ગે ગયા. તે સાંભળી ભરતે કહ્યું કે હે માત, હમણાં રામ અહિં સમીપ નથી કે શું ? ત્યારે રામ, લક્ષ્મણ અને સીતા ક્યાં ગયાં છે ?

કૈકેયી કહે છે–રામનો રાજ્યાભિષેક કરવા સારૂ તમારા પિતાએ મોટો સમારંભ કર્યો હતો ત્યારે મેં તને રાજ્ય અપાવવાને સારૂ વિઘ્ન કર્યું, કેમકે પૂર્વે રાજાએ મને બે વરદાન દીધાં હતાં, તેમાંથી એક વરદાનથી મેં માગ્યું કે તમને સર્વ રાજ્ય મળે, અને બીજા વરદાનથી રામને મુનિનું વ્રત ધારણ કરાવી વનવાસ મોકલો એમ માગ્યું. ત્યારે સત્યમાં તત્પર એવા રાજા દશરથે તમને રાજ્ય દઇશ એમ કહીને તમારા પિતાએ રામને વનવાસમાં મોકલ્યા ત્યારે પતિવ્રતાના વ્રતનો આશ્રમ કરનારી સીતા પણ રામની પાછળ ગયાં. લક્ષ્મણ પણ પોતાનો ભાઇપણાનો સારો સ્નેહ દર્શાવવા સારૂ રામની પાછળ ગયા. તે સર્વે વનમાં ગયા પછી તેમનું ચિંતન કરતાં અને હે રામ, હે રામ, એમ વિલાપ કરતાં રાજા દશરથ મરણ પામ્યા. એ રીતે માતાનાં વચન સાંભળતાં વજ્રથી હણાયેલો પહાડ જેમ પડે તેમ સંજ્ઞારહિત થઇને ભરતજી પડયા, ત્યારે કૈકેયી બહુ દુઃખ પામીને કેહેવા લાગ્યાં કે, હે પુત્ર, તમારે શોક શા માટે

કરવો પડેછે? મોટું રાજ્ય પ્રાપ્ત થતાં આ દુઃખનો સંભવ ક્યાંથી અર્થાત્ આ વખત તમારે દુઃખ લાવવાનો નથી. એમ કહેતી એવી કૈકેયીને જોઇ જાણે બાળશે કે શું? એવો ક્રોધ કરી ભરતજી કહેવા લાગ્યા.

ભરત કહેછે-હે સ્વામિને હણનારી, હે મહા ભયંકર, હે પાપિણિ, તું ભાષણ કરવાને યોગ્ય નથી. હે પાપયુક્ત, તારા ગર્ભથી થયેલો એવો હું પણ પાપયુક્ત થયો છું. માટે હમણાં હું અગ્નિમાં પ્રવેશ કરીશ. નહીં તો વિષનું ભક્ષણ કરીશ અથવા ખડ્ગથી મારા દેહને હણીને યમપુરીમાં જઇશ. હે સ્વામિને હણનારી, મહા દુષ્ટ, તું પણ કુંભીપાક નરકમાં જઇશ. એ રીતે કૈકેયીને તરછોડીને ભરત કૌસલ્યાને ઘેર ગયા. તે પણ ભરતને જોઇ કંઠ મોકળો મૂકી રોવા લાગ્યા ત્યારે રૂદન કરતા એવા ભરત તેના પગમાં પડ્યા. યશ વાળાં, સાધ્વી એવાં રામની માતા કૌસલ્યા કે જે રામના વિયોગથી દુબળાં થયાંછે એવાં, દીન મુખવાળાં અને જેની આંખો આંસુથી ભરાઇ રહી છે એવાં તે કૌસલ્યા કહેવા લાગ્યાં કે, હે પુત્ર, તમે દૂર ગયા પછી સર્વ આવી રીતનું થયું છે. તે સર્વ તમારી માતાએ તમને કહ્યું હશે. તે તમારી માતાનું કરેલું તમે સર્વ સાંભળ્યું હશે. મારા પુત્ર રામચંદ્ર, લક્ષ્મણ અને સીતા સહિત વનનાં વલ્કલ પેહેરી જટા જુટને ધારણ કરી દુઃખ સમુદ્રમાં ડુબેલી તેવી હું તેને તજીને વનમાં ગયા. હા રામ, હે રઘુવંશના નાથ, પ્રકૃતિથી પર એવા પરમાત્મા તમે જો કે મારા પુત્ર થયા છો તોપણ મને દુઃખ તજતું નથી. માટે દૈવ બળવાન છે. એમ મારી મતિથી ભાસે છે. એ રીતે અતિ શોક કરી વિલાપ કરતાં એવાં તે કૌસલ્યાને જોઇ ભરત તેના ચરણમાં પડી કહેવા લાગ્યા કે, હે માત, મારાં વચન સાંભળો. રામના રાજ્યાભિષેકમાં કૈકેયીએ જે કર્મ કર્યું તે અથવા બીજું મારા રાજ્યની માંગણી વિગેરે કામને માટે જો મેં તે કૈકેયીને કાંઇ પણ પ્રેરણા કરી હોય વા હું તે વાતમાં જાણતો હોઊં તો અરૂંધતિ સહિત વસિષ્ઠ જેવાને તરવારથી હણી જે પાપ થાય તેનું સેંકડો બ્રહ્મ હત્યાનું પાપ મને થાઓ; એ રીતના સમ ખાઇ ભરતજી માતા કૌસલ્યાની પાસે રૂદન કરવા લાગ્યા. ત્યારે કૌસલ્યાએ તેને હૃદયમાં ચાંપીને કહ્યું કે હે પુત્ર, હું જાણુંછું;

તે બાબતનો તમે શોક કરો મા. એજ સમયને અંતરે ભરતનું આવવું સાંભળી મંત્રિ સહિત વસિષ્ઠ મુનિ રાજમંદિરમાં આવ્યા. ત્યાં ભરતજીને રોતા જોઈ વસિષ્ઠે આદરથી કહ્યું.

વસિષ્ઠ કહે છે—હે પુત્ર, જ્ઞાની અને સત્ય પરાક્રમવાળા રાજા દશરથ સર્વ મનુષ્યના સુખને ભોગવી ઘણા દક્ષિણાવાળા અશ્વમેધ વિગેરે યજ્ઞોયે કરી સાક્ષાત્ વિષ્ણુ રૂપ રામ જેવા પુત્રને પામી અંતે વૃદ્ધ અવસ્થામાં તે સમર્થ રાજા સ્વર્ગને વિષે દેવ ઇંદ્રના અર્ધ આસનને પામ્યા છે. માટે મોક્ષ પાત્ર એવા, વળી જેનો શોક કરવો લાયક નથી એવા તે રાજાનો તમે વૃથા શોક કરો છો. કેમકે આ આત્મા નિત્ય અવિનાશી શુદ્ધ અને જન્મ મરણ વિગેરેથી રહિત છે. અને જો શરીરનો શોક કરતા હો તો તે શરીર પણ જડ, અત્યંત અપવિત્ર અને વિનાશવાળું છે. એવો વિચાર કરતાં કોઇ રીતે શોકનો અવકાશ રહેતો નથી. પિતા અથવા પુત્ર જો મૃત્યુને વશ થાય છે તો મૂઢ લોકો પોતાના શરીરને પછાડવા વિગેરે પ્રહાર કરતાં તેને પછવાડે અતિ શોક કરે છે. માટે અસાર રહિત સંસારને વિષે જ્ઞાનિઓને અર્થાત્ સંસારને નિઃસાર જાણનાર તત્વવેત્તા મહાત્માઓને જ્યારે કોઇની સાથે વિયોગ થાય ત્યારે તેને વૈરાગ્ય થવાનું મોટું કારણ મળે છે. જેથી કરી તે શાન્તિ અને સુખને પામે છે. જીવ જ્યારે આ લોકને વિષે જન્મને પામે છે ત્યારે તે જીવને આ જન્મને વિષેજ મૃત્યુ પાંછળથી પ્રાપ્ત થાય છે. માટે જન્મવાળા પ્રાણિઓને હમેશાં મૃત્યુ અપરિહાર્ય રહેછે. મતલબ કોઇ પ્રકારે પણ મૃત્યનો પરિહાર કરી શકાતો નથી. સર્વ પ્રાણિઓને જન્મ અને મરણ પોતાના કર્મ વશથી થયા કરે છે. એમ જાણતાં છતાં પણ તત્વને નહીં જાણનાર પુરૂષ બાંધવોનો શોક કરે છે. પરંતુ જે તત્વને જાણનાર છે તે કેમ શોક કરે અર્થાત્ શોક ન કરે. કરોડો બ્રહ્માંડો નાશ પાંમ્યાં અને ઘણીયે સૃષ્ટિ ચાલી ગઇ. સર્વે સાગરો પણ સુકાઇ જાય છે. ત્યારે એક ક્ષણ ભંગુર જીવિતને વિષે શીજ આસ્થા સમજવી. અર્થાત્ કાંઈ નહીં. હાલતા પાંદડાને છેડે લાગેલા પાણીના ટીપાંની પેઠે આયુષ્ય ક્ષણભંગુર છે. તે, વખતની વાટ નહીં જોતાં પૂર્ણ થઈ રહેશે. તેમાં તને શો વિશ્વાસ. પૂર્વ જન્મના દેહને વિષે ઉત્પન્ન

કરેલાં કર્મે કરીને જીવ પાછો દેહને ધારણ કરે છે. વળી પાછા તે દેહને વિષે ઉત્પન્ન થયલાં કર્મે કરીને જીવને બીજો દેહ પ્રાપ્ત થાય છે. એ રીતે હમેશાં આત્માને દેહના સંયોગ વિયોગ તે તે શરીરમાં સંપાદન કરેલા કર્મે કરીને થાય છે. માટે દેહનો શોક કરવો તે વૃથા છે. જેમ જૂનાં વસ્ત્રનો ત્યાગ કરીને મનુષ્યો નવાં વસ્ત્રને ગ્રહણ કરે છે. તેમ આત્મા જીર્ણ દેહનો ત્યાગ કરી પાછો નવા દેહને ધારણ કરે છે એમ હમેશાં આત્માને નવા નવા દેહની પ્રાપ્તિ થાય છે. માટે શોકનો અવસર કયાં રહ્યો. વળી આત્મા કોઇ દિવસ જન્મ પામતો નથી, વધતો નથી, તેમજ મરણને પામતો નથી. એવા સત્ય વિજ્ઞાન સ્વરૂપ અનંત દેશ કાળના પરિચ્છેદથી રહિત, છ પ્રકારના વિકારથી વિહીન બુદ્ધિ વિગેરે સાક્ષી, અખંડ આનંદ રૂપ છે એવો, અદ્વિતીય, સર્વ ઠેકાણે સમતાથી રહેલો તે પર આત્મા છું એમ આત્માને જાણીને તું શોકને તજી ક્રિયા કર. તેલની કોઠીમાં પડેલું તારા પિતાનું શરીર લઇ અમારી સાથે આવીને સચિવ વર્ગ સહિત હે કુળ નંદન ! તું તારા પિતાના શરીરની યથાવિધિ ક્રિયા કર એ રીતે ગુરૂએ જેને સારી રીતે બોધ આપ્યો છે એવા ભરતે પોતે અજ્ઞાનથી થએલા શોકનો ત્યાગ કરીને વિધિ પ્રમાણે ગુરુના કહેવા મુજબ પોતાના પિતાના શરીરને અગ્નિ સંસ્કાર કર્યો. પછી અગ્યારમે દિવસે વેદમાં પાર પામેલા લાખો બ્રાહ્મણોને વિધિથી જમાડયા. વળી તે કારજમાં પિતાને ઉદ્દેશીને બ્રાહ્મણોને બહુ ધનનાં દાન દીધાં, તેમ હજારો ગાયો આપી, તથા કેટલાંક ગામો, રત્નો અને વસ્ત્રો આપ્યાં. ત્યાર પછી તે ભરત રામનું ચિંતવન કરતા પોતાના ભાઇ શત્રુઘ્ન અને ગુરુ વસિષ્ઠ સહિત મંત્રિઓથી વિંટાઇ પોતાના ઘરને વિષે રહ્યા. જાનકી અને લક્ષ્મણ સહિત રામ મહા ઘોર વનમાં ગયા છે, તેથી મને ઘરમાં રહેતાં મારી માતા કૈકેયી કે જે રાક્ષસી સરખી છે, માટે તેના દર્શનથી મારૂં હૃદયં અત્યંત દાહને પામે છે. એટલા માટે આ સર્વ રાજ્યને છોડી આજ ને આજ હું દૂર વનમાં જાઊં. અને ત્યાં સ્થિર મતિ થઇ મંદહાસ્યે કરી સુંદર મુખવાળા સીતા સહિત શ્રી રામનું નિત્ય સેવન કરૂં.

रामेऽरण्यंप्रयातेसहजनकसुतालक्ष्मणाभ्यांसुघोरं
मातामेराक्षसीविप्रदहातिहृदयंदर्शनादेवसद्यः ।
गच्छाम्यारण्यमद्यास्थिरमतिरखिलंदूरतोऽपास्यराज्यं
रामंसीतासमेतंस्मितरुचिरमुखंनित्यमेवानुसेवे ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મ રામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો સાતમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮ મો.

### श्रीमहादेव उवाच.

वसिष्ठोमुनिभिःसार्द्धंमंत्रिभिःपरिवारितः ।
राज्ञःसभांदेवसभासन्निभामविशद्विभुः ॥

શ્રી મહાદેવ કહે છે-મુનિઓ સહિત મંત્રિઓએ વીટાએલા અતિ સમર્થ એવા વસિષ્ઠ મુનિ દેવતાની સભા તુલ્ય રાજસભાને વિષે ગયા ત્યાં જઈ આસન ઉપર બ્રહ્મા જેવા શોભતા વસિષ્ઠ મુનિએ શત્રુઘ્ન સહિત ભરતને પાસે લાવી દેશકાળને અનુસરી કહેવા લાગ્યા કે, હે પુત્ર! તમારા પિતા દશરથની આજ્ઞા છે માટે તમારો રાજ્યને વિષે અભિષેક કરવાનો છે. વળી હે પુરૂષોમાં શ્રેષ્ઠ! તમારી માતા કૈકેયીએ તમારે અર્થે રાજ્ય માગ્યું હતું જેથી સત્યવાદી રાજા દશરથે પ્રતિજ્ઞા કરીને તે આપ્યું છે માટે તમારો આજ રાજ્યને-વિષે અભિષેક મુનિ જનોના વેદમંત્ર પૂર્વક થવો જોઈએ.

ભરત કહે છે–હે મુનિ, મારે રાજ્યની શી જરૂર છે. હે ભગવન્, રાજ્યના અધિપતિ રાજા તો શ્રીરામ છે, અમે તો તેના દાસ છીયે, માટે કાલ સવારે તાકીદીથી આપણે સર્વે રામને તેડવાને જાશું. આપ, કે હું અને રાક્ષસી કૈકેયી વિના સર્વ માતાઓ જ્યાં શ્રીરામ છે ત્યાં વનમાં જાશું. વળી માતાનો જેનો સંબંધ છે તે કૈકેયીને હું હમણાં હણું પરંતુ સ્ત્રી જાતિ એવી માતાને હણનાર એવો હું તેને રઘુકુળમાં શ્રેષ્ઠ શ્રીરામ કૃપા કરી પોતાનો પ્રિય ભકત

સ્થાપે નહિ તે માટે કાલે પગે ચાલીને શત્રુઘ્ન સહિત હું દંડક વનમાં જઇશ. તમો કદિ વનમાં આવો વા ન આવો પરંતુ હું તો જેમ રામ વનને વિષે વલ્કલ પેહેરીને રહ્યા છે તેમ કરી રહીશ; તેમજ હે મુને! જ્યારે રામ વનમાંથી પાછા પધારશે ત્યાં સુધી હું શત્રુઘ્ન સુદ્ધાં વનમાં રહીશ તથા ફળ મૂળનો આહાર કરી પૃથ્વીરૂપિ પથારી કરી સુઇશ અને જટાને ધારણ કરીશ. એ રીતે નિશ્ચય કરીને ભરત બોલતા બંધ થયા ત્યારે સર્વે હર્ષ પામી સારૂં સારૂં કહી વખાણવા લાગ્યા. ત્યાર પછી પ્રભાતમાં વન પ્રત્યે જાતાં એવા ભરતની પાછળ સર્વે હાથી, ઘોડા અને સેનાના માણસોને સુંમત્રે મોકલ્યાં. કૌસલ્યા વિગેરે રાજાની સ્ત્રીઓ અને વસિષ્ઠ જેમાં મુખ્ય છે એવા બ્રાહ્મણો સર્વે વાંસેથી ચાલી ભરતનાં પડખાં પાસેની જમીનને ઢાંકી દેવા લાગ્યા. તેમ કેટલાક મનુષ્યો આગળ પાછળ બાજુપર ચાલી પડખાવા થયા. એ રીતે શત્રુઘ્ને મોકલેલી મોટી સૈન્યા શૃંગવેર પુરની પાસે આવી ગંગાને કાંઠે ચોતરફ રહી ભરતને આવેલા જાણી ગુહરાજા મનમાં શક પામ્યો કે મોટી સૈન્યાને લઇ ભરત આવ્યા છે? આ વૃતાંતને ન જાણનાર રામને દુઃખ દેવાને માટે તો નહીં જતો હોય? વાસ્તે ત્યાં જઇને મારે તેનું હૃદય જાણવું જોઈએ. જો શુદ્ધ સ્વભાવથી જાતો હોય તો ગંગાને પાર ઉતરવા દઇશ, નહીં તો જો મને તે દોશ યુકત જણાશે તો મારી સર્વે જ્ઞાતને તૈયાર કરી હથિ-યાર સહિત વાણમાં બેસાડી સર્વે દિશાએ ગંગામાં સાવધાન જોતા રહેશે. એ રીતે કરવાનો સર્વને હુકમ કરી ગુહ રાજા વિવિધ પ્રકા-રની ભેટ લઇ ભરતને જોવા આવ્યો. સાથે વિચિત્ર પ્રકારનાં હથિયારવાળી પોતાની જ્ઞાતિને લઈ ભરતની પાસે આવી ચોતરફ સૈન્યનાં માણસોના વિકાર અને અવિકારને જોતાં ભરતને ભેટનું નિવેદન કરી. પોતાના.મંત્રિયોથી વિટાયેલા શત્રુઘ્ન સહિત વલ્કલ ને પેહેરનાર ઘનસ્યામ, જટામુકુટને ધરનાર માત્ર રામનોજ શોક કરનાર, હે રામ, હે રામ, એ રીતે કહેનાર તે ભરતને જોઇ રાજા ગુહે હું ગુહ છું એ રીતે કહી માથું પૃથ્વીમાં નમાવી પ્રણામ કર્યો. ત્યારે સાવધાન એવા ભરત એકદમ ઉઠી આદરથી તેને અત્યંત હૃદયમાં ચાંપી તે સખા એવા ગુહને કુશળ પ્રશ્ન પૂછયું. હે ભાઇ તમે અહીં

રામની સાથે રહ્યા, વળી દયાયે કરી જેનાં નેત્ર ભીનાં છે. એવા નિર્મળ મનવાળા શ્રીરામે તમને આલિંગન કર્યું તેથી તમને ધન્ય છે. વળી તમે તેની સાથે ભાષણ કર્યું તેથી તમે કૃતાર્થ થયા છો હે સુંદર વ્રતવાળા, કમળના પત્ર સરખાં નેત્રવાળા રામને લક્ષ્મણ સીતા સહિત જ્યાં ગયાં ત્યાં મને તમે લઈ જાઓ. તેથા તે સીતા સહિત રામ જ્યાં સુતા હતા તે સ્થળ મને દેખાડો. તમે રામના પ્રિય મિત્ર છો અને અતિ ભક્તિ માનછો તેથી તમે અતિ ભાગ્યશાળી છો. એમ વારંવાર રામનું સ્મરણ કરી ભરતની આંખમાં આંસુ આવવા લાગ્યાં. વળી તે રામ જ્યાં રાત્રિએ રહ્યા હતા ત્યાં ભરતજી ગુહની સાથે ગયા. સીતાનાં ઘરેણાંની ઘુઘરીની નિશાનીવાળું, દર્ભ જેમાં પાથરેલો છે એવું રામ સીતાનું શયન સ્થળ જોઈને ભરત હૃદયમાં તાપ કરી વિલાપ કરવા લાગ્યા. અહો! કેવાં દુઃખની વાત છે કે અતિ સુકુમારી એવા જનકની પુત્રી સીતા મેહેલની અંદર કોમળ બિછાનાવાળા રત્ન જડીત્ર પલંગ ઉપર શ્રીરામ સહિત સુતાં. તે સીતા આજે રામ સહિત મારા દોષથી દુઃખને લીધે દર્ભના આસનપર સૂવે છે. પાપના ઢગલા સરખી કૈકેયીને વિષે હું જન્મ્યો તેથી મને ધિકાર છે. કેમકે મારે માટે પરમાત્મા રામને આટલો કલેશ થયો. અહો માહાત્મા એવા લક્ષ્મણનો જન્મ સફળ છે. કે લક્ષ્મણ બુદ્ધિમાં હર્ષ પામી હમેશાં વનમાં રહેલા રામનું સેવન કરે છે. જે રામના દાસ છે તેમના દાસનો પણ હું દાસ છું માટે હું એજ માગું છું કે હે રામ, હું જ્યાં જન્મું ત્યાં તમારી અને તમારા ભક્તોની કૃપાથી મારો જન્મ સફળ થાય. હે ભાઈ ગુહ, જ્યાં તે શ્રીરામ રહેતા હોય તે સર્વ જો તમે જાણતા હો તો મને કહો કેમકે હું તે શ્રીરામને અહીં લાવું. ગુહરાજ તેને શુદ્ધ હૃદયવાળા અતિ સ્નેહી જાણીને નીચે મુજબ બોલ્યા.

ગુહ કહે છે—હે દેવ, જે તમારી આવી ભક્તિ સીતા લક્ષ્મણ સહિત કમળનેત્રવાળા શ્રીરામને વિષે છે તેથી તમને ધન્ય છે. વળી તે રામ ચિત્રકૂટ પર્વતની પાસે ગંગાથી થોડે છેટે મુનિના આશ્રમમાં જાનકી લક્ષ્મણ સહિત રામ સુખથી રહ્યા છે. ત્યાં આપણે તાકીદથી ગંગાને તરીને જઇયે. એમ કહી

ગુહરાજા ઉતાવળથી જઇ સૈન્યને માટે પાંચસો વહાણને ત્યાં લાવ્યા. તથા એક રાજાને બેસવાને યોગ્ય વહાણ મહાનદી ગંગાને તરવાને સારૂ પોતે લાવ્યો. તે ગુહરાજાયે ભરત શત્રુઘ્ન અને રામની માતા કૌસલ્યા તથા વસિષ્ઠને તે રાજનાવમાં બેસાડ્યાં તથા કૈકેયી અને બીજી સ્ત્રીયોને બીજા વહાણમાં બેસાડ્યાં. એ રીતે તત્કાળ ગંગાને ઉતરી ભરદ્વાજના આશ્રમ પ્રત્યે શત્રુઘ્ન સહિત ભરત પોતે સૈન્યને છેટે રાખી એકલા ગયા. ત્યાં આશ્રમને વિષે અગ્નિ સરખા પ્રકાશિત બેઠેલા મુનિને જોઈને ભરતે અતિ ભક્તિથી સાષ્ટાંગ દંડવત્ કર્યા ત્યારે તે મુનિરાજે ભરતને જટા વલ્કલધારી જોઇ દશરથના પુત્ર જાણી પ્રીતિથી તેનો સત્કાર કરી તેને કુશળ પ્રશ્ન પૂછવા લાગ્યા.

ઋષિ પૂછે છે—હે રાજન તમે રાજ્યને કરો છો. અને આ વલ્કલ વિગેરે તમને ક્યાંથી. વળી મુનિના સેવેલા આ વનમાં તમે શાસારૂ આવ્યા છો. એવા ભરદ્વાજનાં વચન સાંભળી જેની આંખમાં આંસુ ચાલ્યાં જાય છે તેવા ભરતજી કહેવા લાગ્યા કે હે ભગવન તમે સર્વ પ્રાણિઓના હૃદયમાં રહો છો. માટે તે સર્વ જાણો છો. તો પણ તમે મને પુછ્યું તે તમે મારો અનુગ્રહ કર્યો. હે મુનિ કૈકેયીયે રામના રાજ્યમાં વિઘ્ન અને વનવાસ વિગેરે જે કાંઇ કર્યું છે. તે કાંઇ પણ હું જાણુતો હતો નહીં. હે મુનિસત્તમ તમારા ચરણયુગલ મને આજે પ્રમાણ રૂપ છે. અર્થાત્ તેમાં જો હું કાંઇ મિથ્યા કહેતો હોઉં તો મને આપના ચરણના સમ છે. એમ કહી મનમાં અતિ પીડા પામેલો ભરત મુનિના ચરણનો સ્પર્શ કરીને કહેવા લાગ્યો જે હે દેવ હું શુદ્ધ અથવા અશુદ્ધ છું તે આપ જાણો છો માટે મને આજ્ઞા કરવાને યોગ્ય છો. હે સ્વામિન્ રામ રાજા વિરાજતાં છતાં મારે રાજ્યથી શું પ્રયોજન છે. કાંઇજ નહીં માટે હે મુનિ શ્રેષ્ઠ હું તો સદાકાળ શ્રીરામચંદ્રનો કિંકર છું એથી, હે મુનિ શ્રેષ્ઠ હું રામના ચરણ પાસે જઇ પગમાં પડી રાજ્યના સર્વ પદાર્થો રામને અર્પણ કરી આ વનમાંજ રામનો અભિષેક કરીશ. પછી વસિષ્ઠ જેમાં મુખ્ય છે એવા મુનિયો અને શેહેરનાં તથા દેશનાં માણસો સહિત સીતા પતી રામને હું અયો-

ધ્યામાં લઇ જઇશ ત્યાં જઈ દાશ થઇ અતિ નિચની પેઠે સેવા કરીશ એવાં ભરતનાં વચનં સાંભળી વિસ્મય પામી તેને હૃદયમાં ચાંપી માથુ સુંઘી વખાણ કરવા લાગ્યા જે હે પુત્ર એ તારૂં ભવિષ્ય મે પહેલાં જ્ઞાન દૃષ્ટિથી જાણેલું છે. કે તું શ્રીરામને વિષે લક્ષ્મણ કરતાં પણ વધારે ભક્તિવાળો છે. માટે શોક કરમાં હે નિષ્પાપ સૈન્ય સહિત તારી પરોણાગત કરવાની મારી ઇચ્છા છે. માટે આજ અહીં સૈન્ય સહિત જમીને કાલે રામની પાસે જજે.

ભરત કહે છે—હે મહારાજા, આપ જે આજ્ઞા કરો છો તે પ્રમાણ છે. ત્યાર પછી ભરદ્વાજ સ્નાન કરી મૌનવૃતથી હોમ મંદિરમાં ગયા. ત્યાં જઇ સર્વ કામને દેનાર મુનિ ભરદ્વાજે કામને પુર્ણ કરનાર કામ દુગાનું ચિંતવન કર્યું તેટલામાં કામદુઘાએ સર્વની કામના પ્રમાણે અલૌકિક મતલબ જેના મનોરથથી જેણે જે ઇચ્છેલું હતું તે સર્વને પુરણ કર્યું. એ રીતે સૈન્ય સહિત ભરતના જેવા મનોરથ અને ઇચ્છિત હતું તેવી રીતે સર્વ પદાર્થ તૈયાર થયા તેથી સર્વ મનુષ્યો તૃપ્ત થયા. પહેલાં સાસ્ત્રોક્ત કર્મે કરી વસિષ્ઠ મુનિની પૂજા કરી પછીથી સૈન્ય શુદ્ધાં ભરતનો સત્કાર કર્યો. એ રીતે સ્વર્ગ સરખા મુનિના આશ્રમમાં રહિ પછી તેને અભિવંદન કરી સવારે શત્રુઘ્ન શુદ્ધાં ભરત તેની આજ્ઞા લઇ રામની પાસે આવવાને ચાલતા થયા ચિત્રકોટની પાસે આવી સૈન્યાને દૂર રાખી પરમ તપવાળા ભરતજી એકલા રામનાં દર્શનની આકાંક્ષાથી શત્રુઘ્ન સુમંત્રણ અને ગુહ સહિત પોતે સર્વ તપસ્વિ મંડળને ગોતતાં નિવૃતિ પામ્યા. રામના મંદિરને ન જોવાથી રવિમંડળને પુછયું જે સીતા અને લક્ષ્મણ સહિત રઘુકુળમાં ઊત્તમ રામ ક્યાં રહે છે. તેમણે કહ્યું જે ચિત્રકુટ પર્વતની આગળ અને ગંગાની પાછળ ઊત્તર દિશાના તટને વિષે વનોથી શોભાયમાન એકાંત સ્થાનવાળું રામનું મંદિર છે. એ રીતે આગળ ચાલી મુનિઓએ દેખાડયું એવું તે રામનું વન કે જેમાં ફળવાળા આંબા પનસ કેળો ચંપા કોવિદાર અને પુષ્કળ પુનાંગથી વિટાયેલું છે. તેવા રઘુકુળમાં શ્રેષ્ઠ રામનું મંદિર જોઇ મંત્રિ સહિત ભરતજી હર્ષથી આવ્યા. મુનિના સમુહોએ કરી સેવાયેલું અને જેમાં વૃક્ષની ડળોપર વલ્કલ અને મૃગ ચર્મો સુકાઈ રહ્યાં છે તેવા રામના

નિવાસથી અતિ આનંદકારક અતિ પ્રકાશિત છેટેથી જોઇ શત્રુઘ્ન સહિત ભરત ત્યાં આવ્યા.

ददर्शदूरादतिभासुरंशुभंरामस्पगेहंमुनिवृंदसेवितं ।
वृक्षाग्रसंल्लग्नसुवल्कलाजिनंरामाभिरामंभरतःसहानुजः ॥

**ઇતિશ્રીઅધ્યાત્મરામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯ મો.

### શ્રી મહાદેવઉવાચ.

अथगत्वाश्रमपदसमीपंभरतोमुदा ।
सीतारामपदैर्युक्तं पवित्रमतिशोभितं ॥

શ્રી મહાદેવ કહે છે-એ રીતે સીતા અને રામનાં પગલાંયે કરી પવિત્ર અતિ સુંદર એવા તે આશ્રમ સ્થાનની સમીપે વજ્ર, અંકુશ, પદ્મ તથા ધ્વજ વિગેરેના ચિન્હવાળાં પૃથ્વીનાં અતિ કલ્યાણ રૂપ શ્રીરામનાં પગલાં જોયાં ત્યારે તે પગલાંની રજ વિષે શત્રુઘ્ન સહિત ભરત લોટવા માડયા. અહો હું આજ અતિ ધન્ય છું જે રામના ચરણકમળના ચિન્હવાળાં ભૂતળને જોઉં છું કેમજે જેના ચરણની રજને બ્રહ્માદિ દેવ અને શ્રુતિયો નિત્ય શોધે છે. એ રીતના અદ્ભૂત પ્રેમરસથી જેનું અંતઃકરણ અતિ વ્યાપ્ત થયેલું છે એવા રઘુનાથના ચિંતનને વિષે તત્પર ચિત્તવાળા અને આનંદનાં આંસુથી હૃદય અને સ્તનનો ભાગ ભીંજાઇ રહ્યો છે એવા ભરત ધીમે ધીમે રામના આશ્રમ પાસે આવ્યા તે આશ્રમને વિષે વિરાજમાન દ્રોના કોમળ પત્ર સરખાં શ્યામવિશાળ લોચન જટામુકુટધારી નવાં વલ્કલ વસ્ત્રને પેહેરનાર પ્રસન મુખવાળાં તરૂણ અરૂણ કાન્તિવાળાં કલ્યાણરૂપ જનક તનયા ને જોતાં એવા તથા લક્ષ્મણે જેના ચરણકમળને સેવેલાં છે. તેવા રઘુકુળમાં ઉત્તમ શ્રીરામને જોઇને શોકથી એકદમ સરણે આવી હર્ષથી ચરણમાં પડયા. ત્યારે સુંદર લાંબી ભુજાવાળા શ્રીરામે

તેને ઉભા કરી બે હાથથી આલિંગન કર્યું અને રામની આંખમાં આવેલાં આંસુથી તે ભરતનું શરીર ભીંજાઇ ગયું ત્યારે શ્રીરામે ભરતને ખોળામાં બેસાડી વારંવાર હૃદયામાં ચાંપ્યા, ત્યાર પછી રામને જોવાની ઇચ્છા રાખનારાં સર્વ માતાઓ તરશથી પીડાયેલી ગાય જેમ પાણી પીવાને જાય તેમ તેઓ વેગથી આવ્યાં. રામ પોતાની માતાને જોઇ એકદમ ઉઠી પગને વિષે પડી પ્રણામ કરવા લાગ્યા. ત્યારે આંખમાં આંસુ આવતાં તથા પૂર્વે અતિ દુઃખ પામેલાં કૌસલ્યાયે પુત્રનું આલિંગન કર્યું. એ રીતે બીજી માતાઓને પણ રામે પ્રણામ કર્યા. ત્યાર પછી મુનિમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠને આવતા જોઇ સાષ્ટાંગ દંડવત્ કરી વારંવાર હું ધન્ય છું, હું ધન્ય છું, એમ કહી સર્વેને યથાયોગ્ય રીતે આસન ઉપર બેસાડ્યાં. ત્યાર પછી રામે વસિષ્ઠને પૂછ્યું કે અતિ દુઃખ પામેલા મારા પિતાએ મને શું કહ્યું છે. તે સાંભળી વસિષ્ઠે તેને કહ્યું.

વસિષ્ઠ કહે છે—હે રઘુનંદન, તમારા વિયોગથી જેનું હૃદય અતિ તાપ પામ્યું હતું તેવા તમારા પિતા રાજા દશરથ હે રામ, હે રામ, હે સીતા, હે લક્ષ્મણ, એ રીતે તમારૂં ચિંતવન કરતાં મરણ પામ્યા. કાનને શૂળ સરખા ગુરૂનાં વચન સાંભળી લક્ષ્મણ સહિત રામ હા તાત, હું હણાયો એ રીતે રૂદન કરતાં તત્કાળ પૃથ્વી ઉપર પડયા. અને વિલાપ કરવા લાગ્યા કે હે કૃપા-નિધિ, હા તાત, મારો પરિત્યાગ કરી તમે કયાં ગયા. એ રીતે રામને રૂદન કરતા જોઈ રામની માતાઓ તથા બાજાં સર્વે મનુષ્યો પણ રોવા લાગ્યાં. વળી રામ અધિક વિલાપ કરવા લાગ્યા કે હે મહા બાહુ, હું અનાથ છું. અર્થાત્ પિતા વગરનો છું. માટે તમારા વિનાં મને કોણ લાડ લડાવશે? તેમજ સીતા અને લક્ષ્મણ તે પણ અત્યંત વિલાપ કરવા લાગ્યાં. ત્યારે વસિષ્ઠ મુનિએ પૂર્વના રાજા-ઓનાં વિયોગ ચરિત્રવાળાં સંસારની અનિત્યતાને દર્શાવનારાં, તત્વ જ્ઞાનનાં ઉપદેશવાળાં, શાન્ત વચનોએ કરી તેમના શોકને મટાડયો. ત્યાર પછી ગંગાને તીરે જઇ, સ્નાન કરી, પવિત્ર થઇ ને સર્વ લોકોએ જળની ઇચ્છા રાખનાર રાજા દશરથને પાણી આપ્યું. લક્ષ્મણ સહિત રામે ઇંગોરીયાના ખોળથી કરેલા પિંડ

મંત્રમાં બોલી રાજા દશરથને આપ્યા. આપણે જે અન્નને ખાનારા છીએ તે રીતે તે અન્નના ખાનારા પિતૃ દેવતાઓ છે. તેમ સ્મૃતિઓમાં કહ્યું છે. એ રીતે કહી દુઃખે કરી જેની આંખમાં આંસુ આવ્યાં છે એવા રામ આશ્રમ પ્રત્યે પાછા આવ્યા. તેમજ સર્વે લોકો ત્યાં ઘણીવાર રૂદન કરી પાછા સ્નાન કરીને આશ્રમ પ્રત્યે આવ્યા. પછી તે દિવસે સર્વેએ ઉપવાસ કર્યો અને તેને વળતે દિવસે નિર્મળ ગંગાના જળમાં નાહીને બેઠેલા રામની પાસે આવીને ભરત નિચે મૂજબ કેહવા લાગ્યા.

ભરત કહે છે–હે રામ, હે મહાભાગ, તમે તમારો પોતાનો રાજ્યાભિષેક કરાવો. અને પિતાના રાજ્યનું પાલન કરો. કેમકે તમે જ્યેષ્ટ બંધુ મને પિતા તુલ્ય છો. વળી ક્ષત્રિઓનો એજ ધર્મ છે કે પ્રજાનું પરિપાલણ કરવું. માટે રાજ્યમાં પધારી બહુ પ્રકારના યજ્ઞો કરી વંશનો વિચ્છેદ ન થવાને માટે પુત્ર ઉત્પન્ન થયા પછી તેને રાજ્ય ઉપર બેસાડી ત્યાર પછી વનમાં જાજો; કેમકે હમણાં તમને વનવાસ કરવાનો વખત નથી, તેમ મારી માતાનાં કરેલા દુષ્ટ કર્મને યાદ કરવાને માટે આપ યોગ્ય નથી. એમ કહી ભક્તિથી ભાઈના ચરણમાં માથું રાખી સાક્ષાત્ શ્રીરામની પાસે પૃથ્વી ઉપર દંડની પેઠે પડયા ત્યારે તત્કાળ શ્રીરામે તેને ઉભા કરી ખોળામાં બેસાડી, ભરતની ભક્તિને જોઇ સ્નેહ કરી જેનાં.નેત્ર ભીંજાઇ ગયાં છે એવા રામ ધીમે રહી નિચે પ્રમાણે ભરતને કેહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે–હે વત્સ, તમે કહ્યું તે યથાર્થ છે. તોપણ હું કહું છું તે સાંભળો. મને પિતાએ કહ્યું છે કે ચાદ વર્ષ દંડક વનમાં રહી પછી તું નગરમાં પ્રવેશ કરજે. આ સમગ્ર રાજ્ય મેં હમણાં ભરતને આપ્યું છે, માટે પિતાના કહેવા પ્રમાણે તમને આપેલું રાજ્ય સ્પષ્ટ રીતે તમારૂં છે અર્થાત્ પિતાએ તમને અયોધ્યાપુરીનું રાજ્ય આપ્યું છે અને મને દંડક વનનું રાજ્ય આપ્યું છે. એ કારણ માટે આપણે બંનેએ અતિ યત્નથી પિતાનાં વચન પ્રમાણે વર્તવું જોઈયે. જે પુત્ર પિતાનાં વચનનું ઓલંઘન કરીને સ્વતંત્ર વર્તે છે તેને જીવતાં છતાં મડાં તુલ્ય જાણવો. વળી તેમ પિતાનું વચન જે ન પાળે તે મર્ણ વખતે નર્કમાં જાય છે, તેથી તમે રાજ્યનું પાલણ કરો અને અમે દંડક વનનું પાલણ કરીએ છીયે.

ભરત કહે છે—હે રામ, પિતા તો કામી, મૂઢ બુદ્ધિવાળા, સ્ત્રીને વશ થયેલા ભમેલાં મનવાળા, ઘેલા થઈને જે કહે તે શું સત્ય માનવું સુંદર બુદ્ધિવાળો પુરૂષ ભ્રાંતિવાળા વાકયને સ્વિકારે નહીં તેમ આપણે કરવું જોઇયે.

શ્રી રામ કહે છે—હે ભરત, પિતા કાંઇ સ્ત્રીજીત કામી કે મૂઢ બુદ્ધિવાળા હતા નહીં. પરંતુ તે કૈકેયીને તેમણે પૂર્વે જે આપવાનું કહ્યું હતું તે પ્રતિજ્ઞાનો ભંગ થવાના ભયથી તેમણે સત્યવાદીપણાથી તે વરદાન આપ્યું હતું. મોટા પુરૂષોને નરક કરતાં પણ અસત્યની વધારે બીક છે. માટે પિતાએ જે કૈકેયીને આપેલું વરદાનછે તે મારે પણ સત્ય કરવું જોઈયે, કેમ કે રઘુકુળમાં ઉત્પન્ન થઇને હું પિતાના વાકયને અસત્ય કેમ કરૂં?

ભરત કહે છે—હે સુંદર વ્રતવાળા, તમારી પેઠે વલ્કલ વસ્ત્રને પેહેરીને હું પણ ચૌદ વર્ષ વનમાં રહીશ અને તમે સુખથી રાજ્ય કરો.

શ્રી રામ કહે છે-હે ભરત, પિતાએ તમનેજ આ રાજ્ય આપ્યું છે અને મુને વનવાસ આપ્યો છે. માટે જો તેમાં હું અવળું કરૂં એટલે તમને રાજ્યને બદલે વનવાસ અને હું વનવાસને બદલે રાજ્ય ગ્રહણ કરૂં તો અસત્ય પ્રાપ્ત થાય.

ભરત કહે છે—હે રામ, ત્યારે હું પણ લક્ષ્મણ જેમ તમારી સેવા કરવાને આવ્યા છે. તેમ હું પણ આવીશ નહીં તો નિરાહાર વ્રતથી આ શરીરનો ત્યાગ કરીશ એવો નિશ્ચય કરી તડકાને વિષે દર્ભને પાથરી મનના નિશ્ચય પૂર્વક પૂર્વાભિમુખ થઇ બેઠા એવા ભરતના નિશ્ચયને જોઈ અતિ વિસ્મય પામેલા રામે ગુરૂ વસિષ્ઠને નેત્ર સંજ્ઞા કરી સમજાવ્યા. ત્યારે જ્ઞાનીમાં શ્રેષ્ઠ એવા વસિષ્ઠ મુનિ એકાંતને વિષે કહેવા લાગ્યા કે હે પુત્ર, ગુપ્ત વૃતાંત કહું છું તે મારાં નિશ્ચયવાળાં વાકયને તું સાંભળ. રામ સાક્ષાત નારાયણ છે. પૂર્વે બ્રહ્માએ પ્રાર્થના કરી હતી માટે રાવણનો વધ કરવા સારૂ દશરથના પુત્ર થયા છે. જનક પુત્રી સીતા પણ સાક્ષાત્ યોગમાયા છે. વળી લક્ષ્મણ પણ શેષનો અવતાર થયા છે. કે જે હમેશાં રામને અનુસરે છે. વળી તે રામ લક્ષ્મણ સીતા વિગેરે રાવણનો વધ કરવાને માટે જાશે એમાં સંશય નથી.

કૈકેયીના વરદાન વિગેરે જે કાંઇ કઠોર ભાષણુ છે તે સર્વે જો દેવનાં કરેલાં ન હોય તો તે તેવું ભાષણ કેમ કરી શકે? માટે હે તાત! રામને પાછા તેડી જવાની બાબતના આગ્રહને તું છોડી દે. અને ભાઇઓ સહિત તું મોટા સૈન્યને સાથે લઇ અયોધ્યા નગર તરફ પાછો વળ. શ્રીરામ, રાક્ષસના કુળ સહિત રાવણને હણીને પાછા તત્કાળ આવશે. એવાં ગુરૂ વસિષ્ઠનાં વાકયને સાંભળીને ભરત વિસ્મય પામ્યા. પછી રામની પાસે જઇ વિસ્મયથી પ્રફુલ્લિત નેત્રવાળા ભરતે કહ્યું હે રામ! હે રાજેંદ્ર! જ્યારે તમે આવશો ત્યાં સુધી આ તમારી પાદુકાનું રાજ્યના પાલનને માટે પૂજન કરીશ. એ રીતે કહીને ભરતે અતિ ભક્તિથી દિવ્ય એવી રત્ન જડિત પાદુકા રામના ચરણમાં પેહેરાવી. તે પાદુકા રામે ભરતને પાછી દીધી ત્યારે ગદ્‌ગદ્ વાણીએ કરી ભરત ભક્તિ પૂર્વક કહેવા લાગ્યા કે હે પ્રભુ! જો ચૌદ વર્ષ ઉપર એક દિવસ થાશે ને જો નહિ આવો તો હું મોટા અગ્નિમાં પ્રવેશ કરીશ.

રામ કહે છે—હે ભરત, તેં, જે કહ્યું તે સત્ય છે એમ કહી ભરતને પાછા મોકલ્યા ત્યારે વસિષ્ઠ અને શત્રુઘ્ન સહિત ભરત સૈન્યને સાથે લઇ માતાઓ અને મંત્રિઓથી વિંટાએલા થકા અયોધ્યા તરફ જવાની તૈયારી કરવા લાગ્યા ત્યારે એકાંતને વિષે જેની આંખમાંથી આંસુ પડે છે તેવાં કૈકેયી રામને હાથ જોડીને કહેવા લાગ્યાં.

કૈકેયી કહે છે—હે રામ! માયાએ કરી જેનું ચિત્ત મોહ પામેલું છે એવી દુષ્ટ બુદ્ધિવાળી હું તેણે તમારા રાજ્યમાં વિઘ્ન કર્યું છે માટે તે મારા દુરાત્માપણાંની તમે ક્ષમા કરજો, કેમકે સાધુ પુરૂષો અત્યંત ક્ષમા રૂપી મુખ્ય મહા ગુણવાળા હોય છે. વળી તમે સાક્ષાત્ વિષ્ણુ, ભયથી મુક્ત, પરમાત્મા સનાતન સ્વરૂપ છો. વળી માયાએ કરી કરેલા મનુષ્ય રૂપે કરી સર્વ જગતને મોહ પમાડો છો, તેમ તમારી પ્રેરણાથીજ સર્વ લોક સારાં અથવા નરસાં કર્મને કરે છે. વળી આ પરતંત્ર જગત તમારી સ્વાધીનતાને વશ છે એટલે તમારી પ્રેરણા વિના કોઇ કંઇ કરી શકતું નથી. જે રીતે બનાવેલી પુતળિયો નચાવનારાની ઇચ્છાએ કરી

નાચે છે તે રીતે બહુ રૂપને ધરનારી અને નાચનારી માયા તમારે આધીન છે. તેમ દેવતાઓનાં કામને કરનારા તમે તેની પ્રેરણાથીજ દુષ્ટ મનવાળી હું તેણે તે પાપિષ્ઠ કામ કર્યું. હે કામ ક્રોધાદિ શત્રુઓને દમનાર! દેવને અગોચર અર્થાત્ પ્રત્યક્ષ કરવામાં ન આવો એવા તમે આજ મને પ્રત્યક્ષ જાણવામાં આવ્યા છો. આ તમારી પ્રસન્નતાનું ફળ છે. હે વિશ્વેશ્વર! હે અનંત! હે જગન્નાથ! તમને હું નમસ્કાર કરૂં છું. હે પ્રભુ! હું તમારે શરણે પ્રાપ્ત થઈ છું માટે તમારા જ્ઞાનરૂપ સ્વરૂપ ખડ્ગે કરી પુત્ર ધન વિગેરેમાં રહેલા મારા સ્નેહમય પાંસળાંને કાપો. એવાં કૈકેયીનાં વચન સાંભળીને રામ, હસીને તેને કહેવા લાગ્યા. હે મોટાં ભાગ્યવાળાં! જે તમે મને કહો છો તે મિથ્યા નથી, સાચુંજ છે કેમકે મેંજ વાણીને મોકલી હતી તેથી તમારા મુખમાંથી નીકળી હતી, કેમકે મારે દેવ કાર્ય સિધ્ધ કરવું હતું તેથી આ બાબતમાં તમારો દોષ ક્યાંથી? વાસ્તે નિરંતર મારૂં હૃદયને વિષે ચિંતવન કરતાં રહો અને હવે વનમાંથી ઘેર જાઓ. મારી ભક્તિએ કરી સર્વ ઠેકાણાંને વિષે તમે આ સક્તિ રહિત થાશો, તેથી કરી થોડા વખતમાં મુક્ત થાશો, કેમકે હું સર્વ ઠેકાણે વ્યાપક છું તથા સમદૃષ્ટિથી જોઉં છું, માટે મને કોઈ પ્રિય કે અપ્રિય નથી. એટલે મારી ભક્તિથી સર્વ વિષયને વિષે સ્નેહના ત્યાગપુર્વક, મારૂં ચિંતવન કરવું તેજ મારી ભક્તિ, તેથી કરી મારો ભક્ત રાગ દ્વેષથી રહિત થાય છે. માયાવીની પેઠે મને મારી માયાથી રચાએલા પદાર્થો દ્વેષાદિક થતા નથી તોપણ હું ભજે તેને ભજું છું. હે અંબે! મારી માયાએ કરી જેની બુદ્ધિ મોહને પામી છે તેવા લોકો મને મનુષ્ય આકારે માને છે. તેમ જેઓ મને તત્વથી નથી જાણતા તેઓ મને સુખ દુઃખાદિને વિષે અનુગત માને છે માટે હે માતા! તમને ભવને નાશ કરનારૂં મારા સ્વરૂપનું જ્ઞાન થયું તે બહુ સારૂં થયું. એ રીતે તમે ઘરને વિષે રહી મારૂં સ્મરણ કરશો તેથી તમે કર્મથી લેપાશો નહીં. એમ રામે જેને કહ્યું છે. તેવાં કૈકેયી આનંદથી વિસ્મય યુક્ત થઈ, રામને પરિક્રમા કરીને તથા સેંકડો વાર પૃથ્વી ઊપર પ્રણામ કરી હર્ષયુક્ત થઈ ઘર તરફ ચાલ્યાં. એ રીતે રામનું

ચિંતવન કરતા આવતા એવા ઉદાર બુદ્ધિવાળા ભરત, મંત્રિઓ, માતાઓ તથાં વસિષ્ઠ ગુરૂ સહિત સર્વે નગરનાં અને દેશાવરનાં મનુષ્યોને અયોધ્યામાં યથાયોગ્ય રીતે મૂકી આવી પોતે નંદિગ્રામમાં આવી ત્યાં સિંહાસન ઉપર રામની પાદુકાને સ્થાપી, ચંદન પુષ્પ વિગેરે સર્વ રાજયોગ્ય ઉપચારોથી પ્રતિદિવસ રામની પૂજા કરવાના વ્રતને ધારણ કરી પાદુકાની પૂજા કરવા લાગ્યા. ફળ મૂળનું ભક્ષણ કરી જીતેંદ્રિ રહી જટા વલ્કલને ધારણ કરી નિચે ભૂમી ઉપર પથારી કરી શત્રુઘ્ન સહિત ત્યાં બ્રહ્મચારી વ્રતને ધારણ કરવા લાગ્યા. અને જેટલાં પૃથ્વિને વિષે રાજ સંબંધી કામો આવે તે સર્વે રામની પાદુકાની પાસે નિવેદન કરવા લાગ્યા. રામને આવવાની ઇચ્છાથી દિવસને ગણુતા એવા ભરતજી કે જેણે રામને વિષે મન અર્પણ કર્યું છે એવા તે, સાક્ષાત્ બ્રહ્મર્ષિ જેવા શોભવા લાગ્યા. સીતા અને લક્ષ્મણ સહિત મુનિથી વિટાયેલા રામ થોડાક દિવસ ચિત્રકુટ પર્વતને વિષે રહ્યા, તે વખતે ચિત્રકુટ પર્વતને વિષે સીતા તથા લક્ષ્મણ સહિત રામને જાણી શેહેરનાં મનુષ્યો રામનાં દર્શન કરવાની ઇચ્છાથી હમેશાં આવવા લાગ્યાં. તે મનુષ્યની ગરદીને જોઈ દંડકવનમાં જવાને માટે કાર્યનો વિચાર કરતાં રામે તે ચિત્રકુટ ગીરીનો પણ ત્યાગ કરી ત્યાંથી સીતા તથા લક્ષ્મણ સહિત સર્વ બાજુયે સુખથી વસવા લાયક, મનુષ્યની ગરદીથી રહીત, અત્રિ મુનિના આશ્રમ પ્રત્યે આવ્યા. આશ્રમમાં જઇ તપોવનને શોભાવતા એવા ત્યાં ઉપાસનામાં બેઠેલા અત્રિ મુનિને દંડવત્ પ્રણામ કરીને કહેવા લાગ્યા કે હે મુનિ, પિતાની આજ્ઞાનો સ્વીકાર કરી દંડક વનમાં આવેલો એવો હું રામ આપને અભિવંદન કરૂં છું. હે પ્રભુ, જો કે હું વનવાસના મીસથી આવેલો છું તોપણ તમારા દર્શનથી હું ધન્ય છું. એ રીતે રામનાં વચન સાંભળી અત્રિ મુનિયે રામને અંતર્યામી પરમેશ્વર જાણી વિધિ પ્રમાણે પરમ ભક્તિથી તેમની પૂજા કરી. વન ફળોથી જેની પરોણાગત કરી છે. એવા સુખથી બેઠેલા સીતા અને લક્ષ્મણ યુક્ત રામને પ્રસન થયેલા મુનિ નિચે પ્રમાણે વાક્યો કહેવા લાગ્યા.

અત્રિઋષિ કહે છે—હે મત્સર વિગેરે શત્રુઓને મારનાર રામ,

અતિ વૃદ્ધ, ધર્મના જાણુનાર તથા ધર્મ જેને પ્રિય છે એવાં મારી સ્ત્રી અનસૂયા ઘણા દિવસ થયાં આશ્રમની અંદર તપ કરે છે. તેનાં દર્શન કરવા માટે સીતા સુખેથી જાઓ. તે સાંભળી કમળ સરખાં લોચન વાળા રામે જાનકીને કહ્યું જે હે કલ્યાણી દેવી અનસૂયાને નમસ્કાર કરીને તત્કાળ પાછાં અહીં આવો. એવાં રામનાં વચન સાંભળી સીતાએ તેમ કર્યું. પોતાને દંડવત્ કરીને સ્તુતિ કરતાં એવાં સીતાને જોઇ જેની બુદ્ધિ અતિ હર્ષને પામેલી છે એવાં અનસૂયાએ કહ્યું કે હે પુત્રી સીતા, એવી રીતે બોલાવી, આદરપૂર્વક અતિ આલિંગન કર્યું. ત્યાર પછી ભક્તિ યુક્ત એવાં અનસૂયાએ સીતાને અતિ સુંદર અને નિર્મળ બે ચીર આપ્યાં અને વિશ્વકર્માનાં કરેલાં બે દિવ્ય કુંડળ આપ્યાં. સુંદર મુખવાળાં અનસૂયાએ સીતાને દિવ્ય અંગરાગ એટલે ચંદન આપી અને કેહેવા લાગ્યાં કે, હે કમળ સરખાં મુખવાળી સીતા, આ ચંદનથી શોભા તમારા શરીરનો ત્યાગ કરશે નહીં. હે જાનકી, પાતિવ્રત્યને પાળી નિરંતર રામને અનુસરતાં રહેજો. તમારી સાથે કુશળ એવા રામચંદ્ર પાછા વેલા ઘેર પધારજો. એમ કહીને અનસૂયાએ સીતા અને લક્ષ્મણ સહિત રામને સારી રીતે જમાડી, હાથ જોડી નિચે પ્રમાણે કેહેવા લાગ્યાં. હે રામ, તમે સર્વ ભુવનને રચી તેમના સંરક્ષણને સારૂ દેવી, માનસો અને જલ જીવાદિ અને મત્સ્ય વિગરે શરીરને ધારણ કરો છો. પરંતુ તે દેહના ગુણથી લેપાતા નથી કેમકે અખીલ બ્રહ્માંડને મોહ કરનારી માયા પણ તમારાથી બીએ છે.

रामत्वमेव भुवनानि विधाय तेषां संरक्षणाय सुरमानुषतिर्यगादीन्।
देहान्बिभर्षि न च देहगुणैर्विलिप्य स्त्वत्तोबिभेत्यखिलमोहकरीचमाया ॥

**ઈતિ શ્રીઅધ્યાત્મરામાયણના અયોધ્યાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો નવમો સર્ગ સંપૂર્ણ.**



# અધ્યાત્મરામાયણ

## अरण्यकांडः प्रारंभः

### સર્ગ ૧ લો.

**श्री महादेवउवाच.**

अथ तत्र दिनं स्थित्वा प्रभाते रघुनंदन।
स्नात्वा मुनिं समामंत्र्य प्रयाणायोपचक्रमे॥

શ્રી મહાદેવ કહે છે—એ રીતે તે અત્રિના આશ્રમને વિષે એક દિવસ રહી બીજે દિવસ સવારમાં સ્નાન કરી મુનિની આજ્ઞા લઇ રામે જવાની તૈયારી કર્યા પછી નિચે મુજબ કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે—હે મુનિ, મુનિના મંડળથી શોભાયમાન એવું દંડક નામનું વન જ્યાં છે ત્યાં અમારે સર્વને જવાની ઇચ્છા છે, માંટે તમે આજ્ઞા આપો. માર્ગ દેખાડવાને સારૂ તમારા શિષ્યને મોકલો. એ રીતે રામનાં વચન સાંભળી મહા યશવાળા અત્રિ મુનિ હસીને રામને કહેવા લાગ્યા.

અત્રિ કહે છે—હે રામ, હે સર્વ દેવતાઓના આશ્રય રૂપ, તમે સર્વને માર્ગ દર્શાવનાર છો ત્યારે તમને કોણ માર્ગ દર્શાવી શકે? તોપણ મનુષ્ય લોકને અનુસરતા એવા તમે તેને મારા શિષ્યો માર્ગ દેખાડશે. એ રીતે કહી પોતાના શિષ્યને આજ્ઞા કરી પોતે થોડેક છેટે રામની પાછળ આવ્યા. પછી રામે પ્રીતિથી અત્રિ મુનિને પાછા વાળ્યા, ત્યારે તે પોતાને ઘેર ગયા. ત્યાંથી એક ગાઉ દૂર ગયા તે વખતે મોટી નદીને જોઈ કમળ સરખાં નેત્રવાળા

રામ અત્રિ રૂષિના શિષ્યને કહેવા લાગ્યા કે, નદીને તરવાનાં અહિં કાંઇ સાધન હશે કે કેમ ? એવાં રામનાં વચન સાંભળી મુનિના શિષ્યોએ કહ્યું કે હે રઘુકુળને આનંદ આપનાર રામ, આ ઠેકાણે એક મજબુત નૌકા છે, તેથી અમે તમને ક્ષણમાત્રમાં પેલે કાંઠે મૂકી આવશું. તે પછી સીતા, રામ અને લક્ષ્મણને નાવમાં બેસાડી એક ક્ષણમાં મુનિ પુત્રોએ નદીને તરી બીજે કાંઠે ઉતાર્યાં. પછી રામની આજ્ઞાથી તે સર્વે મુનિપુત્રો અત્રિને આશ્રમે ગયા. એ પછી રામ, લક્ષ્મણ અને સીતા સહિત જેમાં તમરાંઓના ઝણુકાર શબ્દો થઇ રહ્યા છે, જેનાં નાના પ્રકારનાં મૃગ વિગેરે પશુ પક્ષિઓ વ્યાપ્ત થઇ રહ્યાં છે એવા, ભયંકર રૂપવાળા રાક્ષસોથી સેવાયેલ, તથા સિંહ અને દિપડા વિગેરે જનાવરોથી ભયંકર, રૂવાડાંને ઉભાં કરનાર ઘોર વનમાં પ્રવેશ કરી રામ, લક્ષ્મણને કહેવા લાગ્યા કે, અહીંથી આગળ યત્ન રાખી તમારે બન્નેને મારી સાથે મળીને ચાલવું તથા ધનુષની ઉપર બાણોને સાંધી રાખવાં. તેમ કેટલાંક બાણને હાથમાં રાખવાં. આગળ હું ચાલું છું અને પાછળ ધનુષને ધારણ કરી તમે ચાલ્યા આવો. આપણ બેની વચ્ચે જેમ જીવાત્મા ને પરમાત્માની મધ્યે માયા રહેછે, તેમ સીતા ચાલ્યાં આવશે. હે શત્રુનું દમન કરનાર, આ દંડકારણ્યને વિષે રાક્ષસોનો મોટો ભય છે, એમ ઋષિઓ પાસેથી પૂર્વે સાંભળ્યું છે, માટે ચો તરફ નેત્રથી જોઇ ચેતીને ચાલવું. એ રીતે કહેતા આવતા એવા રામ ને લક્ષ્મણ અર્ધ યોજન દૂર આવ્યા, ત્યારે ત્યાં કલ્હાર નામનાં કમળો, રાત્રિ વિકાસી કમળો અને રાતાં પીળાં બીજાં ઘણી જાતનાં કમળોથી યુક્ત અને શિતળ જળથી શોભાયમાન એક જળાશય દીઠું, તેની પાસે આવી શિતળ જળનું પાન કરી, તે જળ સમીપે છાયાને વિષે ક્ષણવાર બેઠા, એટલામાં ભયંકર ડાઢ અને મોઢાંવાળા, પોતાની ગર્જનાથી લોકને ભય પમાડનાર, ડાબા ખભાને વિષે રહેલા શૂળના અગ્રભાગથી અનેક માણસોને પરોવેલાં છે એવા, હાથી, વાઘ, ગેંડા, વનપાડા વિગેરે વનના પશુઓને ભક્ષણ કરનાર, મોટા શરીરવાળા પ્રાણીને આવતો જોયો. ત્યારે પ્રતિમા ઉપર બાણ ચડાવ્યું છે એવા ધનુષને લઈ રામ લક્ષ્મણને કહેવા લાગ્યા કે,

હે ભાઇ, જુઓ. બીકણુ લોકોને ભય આપનાર આ મોટી કાયાવાળો રાક્ષસ આપણી આગળ આવે છે, માટે ધનુષને સજ્જ કરી રાખી તૈયાર થઈ રહો. હે જનકનંદની, તમે બીશો મા, એ રીતે કહી, બાણને લઇ શ્રી રામ અચળ પર્વતની પેઠે ઉભા રહ્યા. ત્યારે તે રાક્ષસ રમાના સ્વામી રામ, લક્ષ્મણ તથા જાનકીને જોઇ ખડખડાટ હાસ્ય કરી કહેવા લાગ્યો.

રાક્ષસ કહે છે—બાણ, ભાથા અને જટાવલ્કલને ધારણ કરનાર, મુનિના વેશવાળા, અતિ દુષ્ટ મદવાળા, સ્ત્રીસહાય વાળા તમે બે બાળકો કોણ છો? વળી તમે અતિ સુંદર છો. અહો! આજ હર્ષની વાત છે કે, મારા મોઢામાં ગયેલા કોળીયા જેવડા તમે બન્ને, નાગ વિગેરે ભયંકર જંતુઓથી ભરપુર એવા આ ઘોર વનમા કેમ આવ્યા છો? એવાં રાક્ષસનાં વચન સાંભળી રામ હસીને તેને કહેવા લાગ્યા.

રામ કહે છે—હું રામ છું તથા આ મારો પ્રિય ભાઇ લક્ષ્મણ છે અને આ મારી પ્રાણપ્રિયા સીતા છે. તે ત્રણે અમે પિતાના વચનથી તું જેવાને શિક્ષા કરવા સારૂ વનમાં આવ્યા છીયે. એ પ્રમાણે રામનાં વચન સાંભળી ખડખડાટ હસી, એકદમ શૂળ હાથમાં લઇ, મોઢું ફાડી કહેવા લાગ્યો કે, હે રામ, લોકમાં વિખ્યાત એવો જે હું વિરાધ તેને તું જાણતો નથી. મારા ભયથી સર્વે મુનિયો વનને તજી અહીંથી જતા રહ્યા છે. જો તારે જીવવાની ઇચ્છા હોય તો હથીયાર વગરના તમે બન્ને સીતાને અહીં મૂકી ભાગતા થાઓ, નહીં તો તાત્કાળ તમારૂં બન્નેનું હું ભક્ષણ કરીશ. એમ કહી તે વિરાધ રાક્ષસ સીતાને લેવાને માટે સામો દોડયો. તેટલામાં રામચંદ્રે હસતાં હસતાં પોતાના બાણે કરી તેના બે હાથને કાપી નાંખ્યા. ત્યાર પછી ક્રોધે કરી વ્યાપ્ત એવો તે વિરાધ પોતાનું વિકટ મોઢું ફાડીને રામ સામો દોડયો. તેટલામાં આવતા એવા તે વિરાધના બે પગને રામે બાણે કરી કાપી નાંખ્યા. તેથી મોટું આશ્ચર્ય થયું. ત્યાર પછી તે વિરાધ સર્પની પેઠે મોઢે કરી રામને ગળવા સારૂ સામો આવ્યો ત્યારે અર્ધચંદ્ર સરખા આકાર વાળા બાણે કરી તેનું મોટું મસ્તક કાપી નાંખ્યું. ત્યારે લોહીનો સમૂહ

ચાલવા લાગ્યો, તે જોઇ સીતાએ શ્રી રામને આલિંગન કરી વખાણ કર્યા. ત્યારે સ્વર્ગને વિષે દેવતાઓ દુંદુભિ વગાડવા લાગ્યા અને હર્ષ પામેલી અપ્સરાઓ નાચવા લાગી, ગંધર્વ અને કિન્નરો ગાવા લાગ્યા. તે વિરાધની કાયામાંથી અતિ સુંદર આકારવાળો, શોભાયમાન, નિર્મળ વસ્ત્રવાળો અને ઉંચી જાતનાં સોનાનાં સુંદર ઘરેણાં જેણે પેર્યાં છે એવો, સૂર્ય સરખો પુરૂષ નિકળ્યો, તેણે પ્રસન્ન બુદ્ધિથી પ્રણામ કરવા યોગ્ય એવા, શરણે આવેલા પુરૂષોની સર્વ પીડાને હરનાર, સંસારરૂપ પ્રવાહથી તારનાર કૃપાનિધિ શ્રી રામને વારંવાર દંડવત્ પ્રણામ કરીને નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

રાક્ષસ કહે છે– હે કમળ પત્રના સરખા વિશાળ લોચનવાળા શ્રી રામ, પૂર્વે નિર્મળ કાન્તિવાળો હું વિદ્યાધર હતો, તેને કારણ વગર કોપ કરનાર દુર્વાસાએ શ્રાપ દીધો હતો તેથી તમે આજે મને મુક્ત કર્યો. માટે હે ભગવન, આજથી આરંભી મને ભવની શાન્તિને સારૂ તમારા ચરણ કમળની સ્મરણ શક્તિ સદા રહેજો. મારી વાણી તમારા નામનું કીર્તન કરજો, મારા કાન તમારી કથારૂપ અમૃતનું પાન કરજો, મારા હાથ તમારા ચરણકમળની સેવા કરો અને મારૂં મસ્તક નિરંતર તમારા ચરણ યુગલને પ્રણામ કરો. વિશુધ્ધ, જ્ઞાનમય મૂર્તિવાળા, પોતાના સ્વરૂપમાં રમનાર, જગતને રમાડનાર, જગતકર્ત્તા ભગવાન સીતા યુક્ત શ્રી રામ, તમને નમસ્કાર કરૂં છું. રઘુકુળમાં શ્રેષ્ઠ એવા હે રામ, તમારી આજ્ઞાયે કરીને, હું દેવલોકમાં જાઉં છું. માટે તમારી માયા મને આવરણ કરે નહીં. એ રીતે શરણે આવેલો હું તેની રક્ષા કરો. એ રીતે વિરાધની વિનંતિથી પ્રસન્ન થયેલા મહામતિ શ્રી રામ તે વિરાધને વરદાન દેવા લાગ્યા હે વિદ્યાધર, તુ સુખે જા, મારાં દર્શનથી તત્કાળ તું મુક્ત થઇ જ્ઞાનિઓમાં શ્રેષ્ઠ થયો છે, માટે મારી ભક્તિયે કરી તેં માયાના ગુણ દોષને જીત્યા છે. આ લોકને વિષે મારી ભક્તિ દુર્લભ છે. વળી તે ભક્તિ સાક્ષાત મુક્તિને દેનારી છે. એ કારણ માટે મારી ભક્તિથી સંપન્ન થયેલો તું મારી આજ્ઞાયે કરીને મોક્ષને પામ. એ રીતે શ્રી રામે કરેલા ભયંકર રાક્ષસનો નાશ, તેનું શ્રાપથી મુક્ત થવું, રામે આપેલું વરદાન તથા તે વિ-

રાધને મળેલું વિદ્યાધરપણું; એ રીતે રામનાં ચરિત્રને કહેનાર પુરૂષ સર્વ અર્થને પામે છે.

रामेण रक्षोनिधनं सुघोरं शापाद्विमुक्तिर्वरदानमेवं ।
विद्याधरत्वं पुनरेव लब्धं रामं गृणन्नेति नरोऽखिलार्थान् ॥

**ઈતિ શ્રી અધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પેહેલો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨ જો.

### श्रीमहादेव उवाच.

विराधे स्वर्गते रामो लक्ष्मणेन च सीतया ।
जगाम शरभंगस्य वनं सर्वसुखावहं ॥

શ્રી મહાદેવ કહે છે—હે પાર્વતિ! વિરાધ રાક્ષસ સ્વર્ગને પામ્યા પછી લક્ષ્મણ અને સીતા સહિત શ્રી રામ સર્વ સુખને આપનાર એવા શરભંગનાં વન પ્રત્યે ગયા. સીતા તથા લક્ષ્મણ સહિત શ્રી રામને આવતા જોઈને સુંદર બુદ્ધિવાળા શરભંગ મુનિએ સંભ્રમથી ઉઠીને સામા આવી પ્રેમથી મળી, આસનપર બેસાડીને સારી રીતે પૂજા કરી. પછી કંદ, મૂળ, ફળ વિગેરેથી તેમની પરોણાગત કરીને પ્રીતિથી ભક્ત પરાયણ એવા રામને શરભંગ કહેવા લાગ્યા.

શરભંગ કહે છે—હે ભગવન્, ઘણા દિવસ થયાં તપને વિષે નિશ્ચય કરીને તમારા દર્શનની ઇચ્છાથી અહિં હું રહ્યો હતો, માટે આજે હે રામ, હે પરમેશ્વર, તમે આવ્યા છો તેથી મારા તપના ફળ રૂપ ઘણું પુણ્ય છે તે સર્વ તમને અર્પ કરીને, હું મુક્તિને પામીશ. હે પાર્વતિ! એ રીતે કહીને વિરક્ત એવા શરભંગ યોગીએ પોતાનાં તપના તમામ પુણ્યનું ફળ શ્રી રામને અર્પણ કર્યું ત્યારે સર્વ પ્રાણિઓના હૃદયને વિષે રહેલા, પ્રોના પત્ર સરખા નેત્રવાળા, વલ્કલ જેણે પ-

હુર્યા છે એવા, ચીકણી જટાવાળા, અપ્રમેય એવા લક્ષ્મણ અને સીતા સહિત શ્રી રામનું ઘણીવાર ધ્યાન કરી તેને પ્રણામ કરીને શરભંગ મુનિએ ચિતામાં પ્રવેશ કરતી વખતે નીચે પ્રમાણે સ્તુતિ કરી.

શરભંગ સ્તુતિ કરે છે—પૃથ્વીને વિષે સ્મરણ કરવા માત્રમાં કામધેનુની પેઠે મનોરથને પૂરનાર શ્રી રામ વિના બીજો કોણ દયાળુ છે; કેમકે મેં નિત્ય અનન્ય ભક્તિથી તેનું સ્મરણ કર્યું હતું તો તે મારી સ્મૃતિને જાણીને પોતેજ અહીં પધાર્યા. દશરથના પુત્ર અને દેવતાઓના ઇશ્વર હે શ્રી રામ, હમણાં આ ચિતામાં મારા શરીરને બાળીને નિષ્પાપ એવો હું બ્રહ્મલોકમાં જાઉં છું તે જુઓ. જેના વામ ભાગને વિષે સીતા મેઘની પાસે રહેલી વીજળીની વેલ સરખાં શોભે છે તે અયોધ્યાપતિ રામ સદા મારા હૃદયને વિષે રહો. એ રીતે રામનું ધ્યાન ઘણીવાર કરીને તથા પાસે રહેલા રામનાં દર્શન કરીને શરભંગ મુનિએ પોતાનું શરીર બાળી દિવ્ય દેહધારી થઇને સાક્ષાત્ બ્રહ્માના લોકને પ્રાપ્ત થયા ત્યારે સર્વે દંડક વનના વાસી મુનિગણો રામને જોવાને માટે શરભંગને આશ્રમે આવ્યા. તે મુનિના સમૂહને જાનકી, રામ અને લક્ષ્મણ જોઇને માયાએ કરી મનુષ્ય રૂપને ધરનારાં તે ત્રણેય તત્કાળ પૃથ્વીને વિષે પ્રણામ કરવા લાગ્યાં ત્યારે સર્વે મુનિયો સર્વ પ્રાણીના હૃદયમાં રહેનાર રામને આશિર્વાદે કરી આનંદ પમાડી હાથ જોડી, સર્વે, ધનુષધારી પ્રભુની નિચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

સર્વે ઋષિ સ્તુતિ કરે છે—હે રઘુકુળમાં ઉત્તમ, પૃથ્વીનો ભાર ઉતારવાને સારૂ બ્રહ્માની પ્રાર્થનાથી તમે અવતાર લીધો છે, માટે અમે તમને વિષ્ણુરૂપ, જાનકીને લક્ષ્મીરૂપ તથા લક્ષ્મણને શેષના અંશરૂપ તથા શત્રુઘ્ન સહિત ભરતને શંખ ચક્રનો અવતાર છે એમ અમે જાણીએ છીએ. એ કારણ માટે પેહેલાં અમારાં ઋષિઓનાં દુઃખ મટાડવાને યોગ્ય છો. પહેલાં જેમ અવતાર લઇ પૃથ્વીનો ભાર ઉતાર્યો તેમ ખર વિગેરેને મારી ઋષિઓને સુખ આપો. હે રામ, અમારી સાથે મુનિયોએ સેવેલાં સર્વ વનોને જોવા સારૂ લક્ષ્મણ અને જાનકી સહિત ચાલો. ત્યાં આવીને

જોવાથી તમને ઘણી દયા ઉત્પન્ન થશે. એ રીતે હાથ જોડીને મુનિયે જેને જણાવેલું છે એવા રામ મુનિયોની સાથે મુનિ વનને જોવા સારૂ ગયા. ત્યાં જઇ ચોતરફ પડેલાં અનેક હાડકાંનાં ઢગલા અને માથાની ખોપરીઓને જોઇ રામ કહેવા લાગ્યા કે આ હાડકાંઓ કેમ પડયાં છે?

મુનિઓ કહે છે—હે રામ, સમાધીને વિષે સાવધાન ન રહેવાથી બાહેર પ્રમાદવાળા ઋષિઓનાં માથાંઓને રાક્ષસોએ ભક્ષણ કર્યાં છે તે પડયાં છે. વળી તે રાક્ષસો હમેશાં મુનિઓને વિઘ્ન કરે છે, એવું મુનિઓનું દીનતા ભરેલું વાક્ય સાંભળી રામે સર્વ રાક્ષસોનો વધ કરવાને વાસ્તે પ્રતિજ્ઞા કરી; પછી તે વનવાસી સર્વ મુનિઓએ જાનકી સહિત રામ લક્ષ્મણની પૂજા કરી. એ રીતે સમર્થ એવા રામ તેવનને વિષે અનુક્રમે કરી ઋષિઓના આશ્રમો જોતાં જોતાં તે વનમાં કેટલાક વર્ષ રહ્યા. ત્યાર પછી ઋષિઓથી વ્યાપ્ત, સર્વ ઋતુમાં ગુણ યુકત, સર્વ કાળને વિષે સુખ આપનાર, પ્રખ્યાત એવા સુતીક્ષ્ણ ઋષિના આશ્રમ પ્રત્યે ગયા. રામને આવેલા સાંભળી રામના મંત્રની ઉપાસનાને વિષે તત્પર એવા, ભકિતથી જેનાં નેત્ર ઉત્સાહ વાળાં છે એવા, અગસ્ત્ય મુનિના શિષ્ય સુતીક્ષ્ણ વિધિ પ્રમાણે પૂજા કરી સ્તુતિ કરવા લાગ્યા.

સુતીક્ષ્ણ કહે છે—હે અનંત ગુણવાળા, હે અપ્રમેય સ્વરૂપ, હે સીતા પતિ; શિવ અને બ્રહ્માયે જેના ચરણનો આશ્રય કરેલો છે એવા અને સંસાર રૂપ સમુદ્રને તરવાને વિષે જેના નિર્મળ ચરણ કમળ વહાણ રૂપ છે એવા હે રામ, હે આનંદ સ્વરૂપ, તમારા નામ મંત્રનો જપ કરનારો હું સદા જન્મ જન્મને વિષે તમારા દાસનો દાસ થાઉં. સર્વ જગતને અપ્રત્યક્ષ સ્વરૂપ વાળા તમે આજ તમારી માયાયે કરી પાપના પીંડ રૂપી શરીરને વિષે ગૌર શ્યામ એ રીતે રહેલા મોહરૂપી પાસે કરી જેનું ચિત્ત બંધાયેલું છે. એવો, સ્ત્રી, પુત્ર, ઘરરૂપી અંધ જે કૂપ તેના વિષે પડેલો એવો હું, તેને જોઇ કૃપા કરી તમે પોતે પધાર્યા છો, સર્વે પ્રાણીના હૃદયને વિષે રહેતાં છતાં પણ તમે તમારા મંત્રજપથી વિમુખ પુરૂષોને વિષે માયાનો વિસ્તાર કરો છો તેમ તમારા મંત્ર સાધનને વિષે

તત્પર એવા પુરૂષોની પાસે માયા આવતી નથી. હે પ્રભુ રામ, આપ રાજાની પેઠે સેવા કરનારને અનુકૂલ ફળ દેનારા છો, હે ઇશ્વર, જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કારણરૂપ તમે એક છતાં ત્રણ ગુણવાળી માયાયે કરી બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ રીતે, તમારી માયાયે કરી મોહ પામેલી બુદ્ધિવાળા પુરૂષને તમે વિવિધ પ્રકારના જણાઓછો. જે રીતે સૂર્ય એક છતાં જળસહ કુંભને વિષે પ્રતિબિંબ હોવાથી અનેક પ્રકારના થાય છે, તેમ તમે એક છતાં માયા કૃત ઉપાધિ ગત ભેદે કરી અનેક ભાસો છો. હે રામ, પ્રકૃતિથી પર રહેલા, શુદ્ધ, સત્વ, પ્રધાન, ચિત્તને વિષે રહેલા એવા તમે તેના ચરણારવિંદને આજ હું પ્રત્યક્ષ જોઉં છું. કેમ કે અસત્ દૃષ્ટિથી તમે અગોચર છો પરંતુ તમારા નામ મંત્રના જપ, આરાધના, શ્રવણ, મનન, અને નિદધ્યાસે કરી જેનાં હૃદય પવિત્ર થયેલાં છે એવા સત્ પુરૂષોપર તમે સદા પ્રસન્ન છો. હે રામ, રૂપ સહિત તમે માયાયે કરી કરેલું મનુષ્ય વેશધારી રૂપને હું જાણું છું. કે જે ક્રોડ કામદેવ સરખું સુંદર, શ્રેષ્ઠ ધનુષ બાણને ધરનાર મને આજ પ્રત્યક્ષ ભાસે છે. વળી દયાયે કરી જેનું હૃદય ભિંજાયેલું છે એવા, મંદ હાસ્યે કરી સુંદર મુખવાળા, મૃગ ચર્મને ધારણ કરનાર, કોઇથી પરાભવ ન કરી શકાય એવા; વળી જેના ચરણ કમળને નિત્ય લક્ષ્મણ સેવે છે એવા, શ્યામ કમળ સરખી કાન્તિવાળા, અનંત ગુણ યુક્ત, શાન્ત એવા મારા ભાગ્ય.રૂપ સીતા પતિ રામને હું નિરંતર પ્રણામ કરૂં છું. હે રામ, સર્વે દેશં કાલં આદિ ઉપાધિથી રહિત એવા, ચૈતન્ય, ઘન, સ્વપ્રકાશ તમારા રૂપને બીજા યોગેશ્વરો સુખેથી જાણો, પરંતુ આજ જે મને પ્રત્યક્ષ રૂપ દેખાયું તે મારા હૃદયને વિષે સદા ભાસો. હવે વાણી અને મનથી પર એવા બીજા સ્વરૂપની હું ઇચ્છા કરતો નથી. એ રીતે સ્તુતિ કરતા એવા તે સુતીક્ષ્ણને રામ હસીને કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે—હે મુનિ ! મારી ઉપાસનાથી નિર્મલ થયેલા તમારા ચિત્તને હું જાણું છું, એટલા માટેજ હું તમને જોવા સારૂ આવ્યો છું; કેમકે મારા ભક્તોને મારી ભક્તિ વિના બીજું સાધન નથી, માટે મારી ઉપાસના કરનારા લોકો મારા શરણનેજ

પામે છે. હે ઋષિ, આ તમે જે મારૂં પ્રિય સ્તોત્ર કર્યું તેનો, જેઓ નિરપેક્ષ અને અનન્ય થઇ પાઠ કરે છે તેમને પ્રતિ દિવસ હું પ્રત્યક્ષ થાઉં છું અને મારે વિષે તેને શ્રેષ્ઠ ભક્તિ થાય છે તથા નિર્મળ એવા મારા સ્વરૂપનું જ્ઞાન થાયછે. હે મુનિ! તમે મારી ઉપાસના કરવાથીજ સર્વ પ્રપંચથી મુક્ત થયા છો, માટે હવે દેહના અંત સમયે મારી સાયુજ્ય મુક્તિને પામશો એમાં સંશય નથી. હે મુનિ! સર્વ મુનિઓના સ્વામી એવા તમારા ગુરૂ અગસ્ત્ય મુનિનાં દર્શન કરવાની મને ઇચ્છા છે, વળી થોડાક કાળ સુધી ત્યાં રહેવા માટે મારૂં મન પણ પરિપૂર્ણ રીતે ઉતાવળું થાય છે.

સુતીક્ષ્ણ કહે છે–હે રાઘવ! મેં પણ ઘણા દિવસ થયાં તે મહા મુનિનાં દર્શન કર્યાં નથી માટે આપણે કાલે જાશું. એ પછી બીજા દિવસના પ્રભાતને વિષે અગસ્ત્ય મુનિની સાથે સંભાષણ કરવા સારૂ જેનું મન ઉત્સાહથી આતુર થઇ રહ્યું છે એવા સીતા તથા લક્ષ્મણ સહિત શ્રીરામ સુતીક્ષ્ણ મુનિની સાથે અગસ્ત્ય મુનિના નહાના ભાઈ. અગ્નિજીહ્વ નામના ઋષિના આશ્રમ પ્રત્યે ચાલ્યા.

अथ प्रभाते मुनिना समेतो रामः ससीतः सह लक्ष्मणेन ।
अगस्त्यसंभाषणलोलमानसः शनैरगस्त्यानुजमंदिरं ययौ ॥

**ઈતિ શ્રીઅધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

### श्री महादेवउवाच.

अथ रामः सुतीक्ष्णेन जानक्यालक्ष्मणेन च ।
अगस्त्यानुजस्थानं मध्यान्हे समपद्यत ॥

શ્રી મહાદેવ કહે છે–એ પછી સુતીક્ષ્ણ, જાનકી અને લક્ષ્મણ સહિત રામ અગસ્ત્યના નાના ભાઈ અગ્નિજીહ્વ નામના

ઋષિના આશ્રમ પ્રત્યે મધ્યાન્હ સમયે આવ્યા, તે વખતે અગ્નિજીહ્વ ઋષિયે તેમની સારી રીતે પૂજા કરીને કંદમૂળ વિગેરેનું ભોજન કરાવ્યું. એ રીતે ત્યાં એક રાત્રિ રહી, બીજે દિવસે અગસ્ત્યના આશ્રમ પ્રત્યે ચાલ્યા. તે અગસ્ત્યના આશ્રમને વિષે સર્વ ઋતુને વિષે ફળ, ફૂલ થયા કરે છે, નાના પ્રકારનાં મૃગના સમૂહો ચરી રહ્યા છે, વિવિધ પ્રકારનાં પક્ષિગણો જેમાં નાદ કરી રહ્યાં છે, વળી નંદન વનના સરખા જે વન બ્રહ્મર્ષિ અને દેવર્ષિઓના ગણોથી સેવાઇ રહેલાં છે તથા ચોતરફ મુનિનાં મંદિરોથી શોભિત, સાક્ષાત્ બ્રહ્મલોક સરખા તે અગસ્ત્ય મુનિના આશ્રમની બહાર રહીને રામે મુનિને કહ્યું કે, હે સુતીક્ષ્ણ, સીતા તથા લક્ષ્મણ સહિત મારા આવ્યાના ખબર મુનિવર્ય અગસ્ત્યને નિવેદન કરો. એ રીતે આપનો આજ્ઞા પ્રસાદ સાંભળ્યો એમ કહી સુતીક્ષ્ણ મુનિ એકદમ, ઋષિગણથી વિટાયેલ તેના આશ્રમમાં, રામ ભકતોથી વિશેષે કરી વિંટાયેલ, અતિ ભકિતયે કરી શિષ્યોને રામ મંત્રના અર્થની વ્યાખ્યા કરી. સંભળાવે છે એવા શ્રેષ્ઠ મુનિ અગસ્ત્યને જોઇ સુતીક્ષ્ણ મુનિયે તેના ચરણમાં વિનયથી દંડવત્ પ્રણામ કરી કહ્યું કે હે ગુરૂ, હે બ્રહ્મન્, સીતા તથા લક્ષ્મણ સહિત દશરથના પુત્ર રામ તમારા દર્શન કરવા સારૂ હાથ જોડીને બહાર ઉભા છે.

અગસ્ત્ય કહે છે—હે પુત્ર, મારા હૃદયમાં રહેલા રામને તત્કાળ અહિં પધરાવી લાવ. કેમકે તેનું ધ્યાન કરનારો હું તેનાં દર્શન કરવાની ઇચ્છાથી અહિં રહ્યો છું, એમ કહી પોતે તત્કાળ ઉઠી મુનિયોની સાથે પરમ ભકિતએ કરી ત્યાં જઇ રામને કહેવા લાગ્યા.

અગસ્ત્ય કહે છે—હે રામ, અંદર પધારો, તમારૂં કલ્યાણ થાઓ, આજ તમારી સાથે જે સમાગમ થયો તે બહુ સારૂં થયું, કેમકે તમે મારા પ્રિય મેમાન પધાર્યા, તેથી આજ મારો દિવસ સફળ થયો. સીતા તથા લક્ષ્મણ સહિત રામે પણ આવેલા મુનિનાં દર્શન કરી હર્ષથી વ્યાપ્ત થઇ, પૃથ્વી ઉપર પડી, મુનિને દંડવત્ કર્યાં કે તર્ત અગસ્ત્ય મુનિયે રામને ઉભા કરી, ભક્તિથી આલિંગન કર્યું, વળી તેના શરીરના સ્પર્શથી અતિ આનંદ થતાં અગસ્ત્યને આંખમાં આંસુ

આવી ગયાં. પછી મનમાં હર્ષ પામેલા અગસ્ત્ય મુનિયે પોતાના હાથથી રામનો હાથ ઝાલી,પોતાને આશ્રમે ગયા; ત્યાં જઇ સુખાસન ઉપર બેસાડી, સારી રીતે સત્કાર પૂર્વક સ્વાગતા કરી. ત્યાર પછી અનેક પ્રકારનાં વન ફળ વિગેરે ભોજ્ય પદાર્થોથી જમાડયા. પછી એકાંતને વિષે સુખાસન પર બેઠેલા, ચંદ્ર સરખા મુખવાળા રામને હાથ જોડી ભગવાન અગસ્ત્ય મુનિ આ પ્રમાણે કહેવા લાગ્યા.

અગસ્ત્ય કહે છે—હે પ્રભુ, પૂર્વે જ્યારે ક્ષીર સમુદ્રને કાંઠે બ્રહ્માએ તમારી પ્રાર્થના કરી હતી તે દિવસથી આરંભી પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ તથા રાવણ વિગેરેનો વધ કરવાને માટે રામ અહિં પધારશે એવું ધારી તમારા દર્શનની ઇચ્છાથી મુનિગણ સહિત તમારૂં પરિચિંતન કરતો એવો હું અહિં રહ્યો છું. હે રામ! સૃષ્ટિના પૂર્વે નિર્વિકલ્પ અને નિરૂપાધિક એવા તમેજ હતા માટે તમે પોતે સ્વાશ્રય રૂપ છો. તમારા સંબંધથી રહિત સ્વકલ્પિત એવી માયા, તે તમારી શકિત રૂપ કહેવાય છે. વળી નિર્ગુણ એવા તમે તેને જ્યારે તે શક્તિ સ્વકલ્પિત સંબંધે કરી આવરણ કરે છે ત્યારે તે માયાને વેદાંતને વિષે નિષ્ઠા રાખનારા પુરૂષો અવ્યાકૃત એ રીતે કહે છે. વળી કેટલાએક લોકો તે માયાને મૂળ પ્રકૃતિ એ રીતે કહે છે, કોઇ માયા કહે છે, કોઇ અવિદ્યા, સંસૃતિ, બંધ એ રીતે બહુ પ્રકારે કહે છે. તે માયા તમારા સંબંધ યુક્ત પોતાને માને છે માટે તમારાથી ક્ષોભ પામેલી તે માયા મહત્તત્વને ઉત્પન્ન કરેછે. તમથી પ્રેરણા કરેલા મહતત્વ વડે અહંકાર ઉત્પન્ન થાયછે, તે અહંકાર મહતત્વથી યુકત થતાં સાત્વિક રાજસ, અને તામસ એ રીતે ત્રણ પ્રકારનો થાય છે. તામસ અહંકારથી સૂક્ષ્મ તન્માત્રા એટલે શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ એ પંચ વિષય થાય છે, તેથી સ્થૂલ પંચ મહા ભૂત ઉત્પન્ન થાય છે એટલે શબ્દ તન્માત્રાથી આકાશ, તે સહિત સ્પર્શ તન્માત્રાથી વાયુ, તે બે સહિત, રૂપ તન્માત્રાથી તેજ, અને તે ત્રણેય સહિત રસ તન્માત્રાથી જલ, અને એ ચારેય સહિત ગંધ તન્માત્રાથી પૃથ્વિ ઉત્પન્ન થાય છે. એ રીતે ક્રમે કરી ઉત્તરોત્તર સૂક્ષ્મ ભૂતથી સ્થૂલ ભૂત થાય છે. તે ઉત્તરોત્તર ક્રમે કરી ગુણવાળાં છે એટલે આકાશનો ગુણ શબ્દ, વાયુનો શબ્દ અને સ્પર્શ એ બે ગુણ,

તેજના શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણ, જલના શબ્દ, સ્પર્શ, રૂપ, અને રસ એ ચાર ગુણ, અને પૃથ્વિના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ ગુણ છે. એ રીતે ક્રમે કરી ઉત્તરોત્તર અધિક ગુણવાળાં સ્થૂલ ભૂતોને કહ્યાં છે. રાજસ અહંકારથી વાણી, પગ, ગુદા, ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો તથા ચક્ષુ, શ્રવણ, ત્વચા, રસના, અને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થયેલી છે. એ સર્વ ઈંદ્રિયોનું રાજસ અહંકાર ઉપાદાન કારણ છે. વળી પાંચ કર્મેંદ્રિયોની પાંચ વૃત્તિઓ નિચે પ્રમાણે જાણવી. વાણીની ક્રિયા અથવા વૃત્તિ ઉક્તિ છે; હાથનું કર્મ લેવું દેવું વિગેરે છે. પગનું કર્મ ચલન, શિશ્નનો આનંદ અને પાયુનું કર્મ મળોત્સર્ગ છે. પાંચ જ્ઞાનેંદ્રિયની સવિકલ્પક, નિર્વિકલ્પક અને ઉભય જ્ઞાન રૂપ એ વિગેરે વૃત્તિઓ છે. જે વિશેષ કાંઇક છે એ નિર્વિકલ્પક જ્ઞાન છે તથા આ ઘટ એ રીતનું પ્રત્યક્ષ જ્ઞાન તે સવિકલ્પ છે. બંને મિશ્રિત તે ઉભય રૂપ જ્ઞાન છે. ઇંદ્રિયોના દેવતાઓ અને મન તે સાત્વિક અહંકારથી થએલ છે. અર્થાત્ તેમનું ઉપાદાન કારણ સાત્વિક અહંકાર છે. વળી તે ઇંદ્રિયોના દેવતા નિચે મુજબ જાણવા. ચક્ષુના દેવતા સૂર્ય છે, શ્રોત્રના દિશા, ત્વચાના વાયુ, જીભના વરૂણ, નાકના અશ્વિની કુમાર, વાણીના અગ્નિ, હાથના ઇંદ્ર, પગના ઉપેંદ્ર, પાયુના મિત્રાવરૂણ, ઉપસ્થના બ્રહ્મા, એ રીતે ઇંદ્રિયોના દેવતા છે. મનના દેવતા ચંદ્ર છે તે સંકલ્પ વિકલ્પાત્મક મન ઉભય ઇંદ્રિયાત્મક છે. તેથી મોટું એવું, સર્વ કાર્યની કર્ત્તવ્ય શક્તિવાળું, સર્વથી સૂક્ષ્મ, સમષ્ટિ રૂપ એવું અર્થાત્ સર્વ સૂક્ષ્મ જીવના સમુદાયવાળું, હિરણ્ય ગર્ભનું રૂપ પ્રકટ થયું. ત્યાર પછી સર્વ સ્થૂળ ભૂતથી અર્થાત્ પંચમહા ભૂતના સમુદાયથી સ્થૂળસમષ્ટિ રૂપવાળા વિરાટ્ થયા તે વિરાટ્ પુરૂષથી સ્થાવર, જંગમ સર્વ જગત ઉત્પન્ન થયું છે. તે જંગમ સૃષ્ટિના ક્રમને કહું છું તે સાંભળો. જેમ કાળના ક્રમે કરી હેમંત ઋતુને વિષે શાળ વિગેરે અને વસંત ઋતુને વિષે યવ વિગેરે થાય છે તેમ કાળ સહિત કર્મના ક્રમે કરી એટલે પૂર્વે જન્મકૃત, ધર્મ અધર્મથી એટલે અદૃષ્ટથી, પશુ, પક્ષિ, મનુષ્ય દેવપણાં વિગેરેની પ્રાપ્તિ થાય છે. એ રીતે ઉપાધિ ભેદે કરીને બ્રહ્મા-

દિરૂપ પણ તમે છો, કેમકે રજોગુણે કરી સર્વ જગતના કારણ રૂપ તથા બ્રહ્મારૂપ પણ તમેજ થાઓ છો. સત્વગુણે કરી આ જગતનું પાલણ કરવાથી બિષ્ણુરૂપ છો, એમ તમને સત્પુરુષો કહે છે. તેમજ આ જગતના લયને વિષે માયા ગુણના ભેદથી અર્થાત્ તમોગુણની ઉપાધિથી રુદ્રરૂપ થાઓ છો. એ રીતે તમારી માયાના ગુણના તફાવતથી અર્થાત્ સત્વ, રજ અને તમ એ ગુણના ભેદે કરીનેજ તે તે ગુણના પ્રાધાન્યથી બુદ્ધિની જાગ્રત, સ્વપ્ન સુષુપ્ત્યાદિ અવસ્થાઓ થાય છે. સત્વગુણથી જાગ્રત અવસ્થા, રજો ગુણથી સ્વપ્નાવસ્થા અને તમો ગુણથી સુષુપ્તિ અવસ્થા થાય છે, પરંતુ તમે તો તે ત્રણેય અવસ્થાથી રહિત છો. હે રામ! જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિ બુદ્ધિની વૃત્તિઓ ઇંદ્રિયોએ કરી ગ્રહણ કરી શકાય છે, પરંતુ તેઓથી વિલક્ષણ એવા તમે અવિનાશી એવા અખંડ, ચિન્મય સાક્ષીરૂપ છો. હે રઘુનંદન! જ્યારે તમે સૃષ્ટિની સ્થિતિ, ઉત્પત્તિ, સંહાર આદિને કરવાની ઇચ્છા કરો છો, ત્યારે તમો માયાનો અંગીકાર કરીને નિર્ગુણ છતા સગુણ સરખા ભાસો છો. હે રામ! તમારી વિદ્યા અને અવિદ્યા એ રીતે બે પ્રકારની માયા છે, તેમાં જેઓ સદા પ્રવૃત્તિમાર્ગમાં પ્રીતિવાળા છે તેઓ અવિદ્યાને વશ થઈ રહેલા છે તેમ જેઓ નિવૃત્તિમાર્ગને વિષે પ્રીતિવાળા છે તેઓ સદા વેદાંતના અર્થનો વિચાર કરેછે માટે જેઓ તમારી ભકિતને વિષે પ્રીતિવાળા છે તેને વિદ્યામય કહેલા છે અને જેઓ અવિદ્યાને વશ થઇ રહ્યા છે તેઓ નિરંતર જન્મ મરણને પામ્યા કરે છે. જેઓ માત્ર વિદ્યાના અભ્યાસમાં એટલે સ્વસ્વરૂપના નિદિધ્યાસમાં તત્પર છે તેઓ નિત્ય મુક્ત છે. માટે હે રામ, આ લોકને વિષે તમારી ભકિતમાં પ્રીતિવાળા, તમારા મંત્રની ઉપાસના કરનારા છે તેમને તમારા સ્વસ્વરૂપની વિદ્યા પ્રકટ થાય છે, બીજાને કોઇ દિવસ થાતી નથી. એ કારણ માટે જેઓ તમારી ભકિતથી સંપન્ન છે તેઓ નિત્ય મુક્ત છે એમાં સંશય નથી, પરંતુ જેઓ તમારી ભકિતરૂપ અમૃતથી રહિત છે તેમને સ્વપ્ને પણ મોક્ષ થતો નથી. હે રામ! વધારે કહેવાથી શું? પરંતુ એક સાર રૂપ વાર્તા કહું તે સાંભળો. આ

લોકને વિષે માત્ર એક સાધુ પુરૂષોની સંગતિ કરવી એજ મોક્ષના કારણરૂપ કહેલ છે, તે સત્પુરૂષો કે જેઓ સમચિત્તવાળા, નિ:સ્પૃહ, સ્ત્રી, ધન, પુત્ર વિગેરેની ઇચ્છાથી રહિત, જીતેંદ્રિય, શાંત અંત:કરણ આદિ અંતરિંદ્રિયના નિગ્રહ કરનારા, અને જેમની તમામ કામનાઓ નિવૃત્તિ પામેલી છે તેવા ઇશ વસ્તુની પ્રાપ્તિ અને અપ્રાપ્તિને સમાન રહેનારા એટલે પ્રિયાપ્રિય પદાર્થના લાભ અને હાનિને વિષે હર્ષ વિષાદથી રહિત એવા, નિ:સંગ, સર્વ કર્મનો ત્યાગ કરનારા અર્થાત્ સર્વ કર્મ ઇશ્વરને વિષે અર્પણ કરનારા, સર્વ કાળને વિષે બ્રહ્મમાં તત્પર, યમ, નિયમ આદિ ગુણોથી સંપન્ન, જે કાંઇ પદાર્થ મળે તેથી સંતુષ્ટ રહેનારા છે, તેવાઓનો જ્યારે સત્સંગ થાય ત્યારેજ તમારી કથાનું શ્રવણ કરવામાં પ્રીતિ થાય છે. હે રામ! તમારા સનાતન સ્વરૂપને વિષે ભકિત, સારી રીતે ઉદય પામે છે અને જ્યારે તમારી ભકિત સારી રીતે પ્રાપ્ત થયા પછી પ્રેમયુકત ચિત્તવૃત્તિ વાળા પુરૂષને સ્પષ્ટ જ્ઞાન થાય છે, તે થયા પછી ચતુર પુરૂષોએ સેવેલો મુકિત માર્ગ તેના અંત:કરણને વિષે ઉદય પામે છે, તે કારણ માટે હે રાઘવ! મને તમારે વિષે શ્રેષ્ઠ એવી પ્રેમ લક્ષણા ભકિત થાઓ; તેમજ સર્વ કાળને વિષે હે હરિ! વિશેષે કરી તમારા ભકતોને વિષે પ્રેમ યુકત સત્સંગ થાઓ. હે પ્રભુ! આજે તમારા દર્શનથી મારો જન્મ સફળ થયો, તેમજ મારા સર્વે યજ્ઞો પણ સફળ થયા. હે રામ! અનન્ય મતિથી મેં જે ઘણા લાંબા કાળ સુધી તપ કર્યું હતું, તેનું ફળ આજ તમારૂં પૂજન કરવાથી મને મળ્યું. હે રાઘવ! સીતા સહિત તમે સદા મારા હૃદયને વિષે નિવાસ કરો. ચાલતાં અને ઉભા રહેતાં પણ મને સદા તમારે વિષે સ્મૃતિ રહો. મુનિઓમાં શ્રેષ્ઠ એવા અગસ્ત્ય મુનિએ એ રીતે લક્ષ્મીના પતિ રામની સ્તુતિ કરીને તે રામને, પૂર્વે મહેંદ્રે જે ધનુષ ત્યાં રાખી મેલ્યું હતું તે અને અક્ષય એવા બાણ, ભાથા તથા રત્નથી જડિત ખડ્ગ વિગેરે આપીને કહ્યું કે હે રામ! પૃથ્વીને ભાર રૂપ થઇ પડેલા રાક્ષસ મંડળને હણો, કે જેને માટે માયાએ કરી મનુષ્યના આકારે તમે અવતર્યા છો. હે સત્પુરૂષોના પાલક

શ્રી રામ! અહિંથી બે યોજન દૂર ગૌતમી અર્થાત્ ગોદાવરીના તટપર પવિત્ર વનોએ કરી શોભાયમાન એવો પંચવટી નામનો આશ્રમ છે, ત્યાં રહીને તમારે અવશેષ રહેલો વનવાસનો કાળ નિર્ગમન કરવો. હે રઘુકુળમાં શ્રેષ્ઠ! ત્યાં રહીને તમે દેવતાઓનાં સર્વ કાર્યને સિદ્ધ કરો. એવાં તત્વના અર્થવાળાં અગસ્ત્યનાં વચનને સાંભળીને, સર્વને જાણનાર શ્રીરામ હર્ષયુક્ત થઇ મુનિને સારી રીતે બોલાવીને તેમણે દર્શાવેલા માર્ગ પ્રત્યે જાવા લાગ્યા.

श्रुत्वा तदागस्त्य सुभाषितं वचः स्तोत्रं च तत्वार्थसमन्वितं विभुः।
मुनिं समाभाष्य मुदान्वितो ययौ प्रदर्शितं मार्गमशेषविद्धरिः ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪ થો.

### श्री महादेवउवाच.

मार्गे व्रजन् ददर्शाथ शैलशृंगमिवास्थितं ।
वृद्धं जटायुषं रामः किमेतदितिविस्मितः ॥

શ્રી મહાદેવ કહે છે—એ રીતે માર્ગે ચાલ્યા જાય છે ત્યાં પર્વતના શિખર સરખા રહેલા વૃદ્ધ જટાયુને જોઇ આ શું છે? એ રીતે રામ વિસ્મય પામીને કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે—હે લક્ષ્મણ, આ રાક્ષસ પાસે રહેલો છે, માટે ધનુષ લાવો. જેથી ઋષિને ભક્ષણ કરનાર તે રાક્ષસને હણું. એ રીતે રામે લક્ષ્મણને કહ્યું ત્યારે તે રામનાં વચન સાંભળીને ભયથી પીડાયેલો જટાયુ રામને કહેવા લાગ્યો.

જટાયુ કહે છે—હે રામ, તમારા પિતાનો પ્રિય સખા જટાયુ નામનો ગીધ હું તમારૂં પણ પ્રિય કરનાર છું. માટે તમારે મને મારવો જોઇએ નહીં. કેમકે તમારા હિત કરવાની ઇચ્છાથી હું અહિં

પંચવટીમાં રહીશ. વળી કોઇ દિવસ લક્ષ્મણ પણ મૃગયાને વિષે ગયા હશે ત્યારે તમારાં પત્નિ જનકના પુત્રિ સીતાનું રક્ષણ હું પ્રયત્નથી કરીશ. એ પ્રમાણે તે ગીધનાં વચન સાંભળી સ્નેહ સહિત રામે કહ્યું કે હે ગીધના મોટા રાજા, તેવી રીતે મારૂં હીત કરવાને સારૂ અહિંથી દૂર નહીં જતાં અમારી પાસેજ રહો. એ રીતે તેની સાથે સલાહ કરી તેને આલિંગન કરી લક્ષ્મણ અને સીતા સહિત રામ પંચવટીમાં ગયા. તે પંચવટીને વિષે ગોદાવરીના તીર ઉપર વિસ્તારવાળું સુંદર મંદિર રામે સુબુદ્ધિવાળા લક્ષ્મણ પાસે કરાવ્યું. ત્યાર પછી ગોમતી ગંગાના ઉત્તર તટને વિષે રહેલા મંદિરને વિષે તે સર્વે રહ્યાં. કદંબ, ફનસ, આંબા વિગેરે ફળવાળાં વૃક્ષોથી ચોતરફ ઘેરાયલ એવા, મનુષ્યની ગરદી વગરના, પીડા રહીત એવા તે પંચવટીના એકાંત તપોવનને વિષે વિદ્વાન એવા લક્ષ્મણની સાથે જાનકીને વિનોદ કરાવતા એવા રામ દેવલોકને વિષે જેમ ઇંદ્ર સુખેથી રહે તેમ રહ્યા. રામની સેવામાં તત્પર મનવાળા, ધનુષ બાણને ધરનાર લક્ષ્મણ, રામ સીતા સારૂ કંદ, મૂળ અને ફળ વિગેરે હમેશાં લાવી આપવા લાગ્યા. તથા રાત્રિયે ચોતરફ જોઇ સાવધાનપણેથી જાગવા લાગ્યા. રામ, લક્ષ્મણ અને સીતા તે ત્રણે જ્યારે ગૌતમી ગંગાના જળને વિષે પ્રતિ દિવસે નાવાને જાય ત્યારે સીતા બન્ને બંધુની વચમાં રહી સાથે જાય છે. હમેશાં પ્રસન્ન મનવાળા લક્ષ્મણ જળને લાવી આપે છે તથા પ્રીતિથી પ્રતિદિવસ તેમની સેવા કરે છે. એ રીતે ત્રણે જણાં ત્યાં સુખથી રહ્યાં. એક દિવસ એકાંતને વિષે પ્રસન્નતામાં બિરાજેલા પરમેશ્વર રામની પાસે આવીને લક્ષ્મણે વિનયથી નમ્ર થઈ નિચે પ્રમાણે પૂછયું.

લક્ષ્મણ પૂછે છે-હે ભગવન્ ! હે કમળપત્ર સરખાં નેત્રવાળા, મોક્ષની એકાંતિક ગતિને હું તમારી પાસેથી સાંભળવાને ઇચ્છું છું, માટે તે કૃપા કરી કહેવા યોગ્ય છો. હે રઘુકુળમાં શ્રેષ્ઠ ! નિદધ્યાસથી થયેલા અપરોક્ષ અનુભવરૂપ વિજ્ઞાન સહિત ભક્તિ અર્થાત્ જ્ઞાન વિષયમાં પ્રેમ અને વૈરાગ્ય અર્થાત્ તે ભગવદ્વિષય પ્રેમ ભક્તિ વગર બીજે ઠેકાણે પ્રેમનો અભાવ, એ સર્વ યુક્ત જ્ઞાન શ્રવણ મનનથી થાય તેવા સ્વરૂપનો બોધ મને કહો. કેમ કે પૃથ્વીને

વિષે તમારા વિના બીજો એવો કોઇ કહેનાર નથી, માટે તમે કૃપા કરી કહો.

શ્રીરામ કહે છે–હે વત્સ! ગુહ્યથી અતિ ગુહ્ય એવું પરમ જ્ઞાન હું તમને કહું છું તે તમે સાંભળો. જેને જાણવાથી મનુષ્ય, તત્કાળ વૈકલ્પિક ભ્રમને મટાડે છે. અર્થાત્ શશલાના શિંગડાં અતિ અસંભવિત છતાં પણ તેથી જેમ શશશૃંગ એ રીતે શબ્દનો બોધ થાય છે, તેમજ સર્વ સંસાર વ્યવહાર પરબ્રહ્મને વિષે વાસ્તવ ન છતાં ભાસે છે, તે વિકલ્પિક ભ્રમનો આ તત્વ જ્ઞાને કરી નાશ કરાય છે. હે લક્ષ્મણ! પહેલાં તમને મારી માયાનું સ્વરૂપ કહીશ, ત્યાર પછી જ્ઞાનનાં સાધન અને વિજ્ઞાન સહિત જ્ઞાનને કહી સંભળાવીશ. પછી જ્ઞેય એવા પરમાત્માને કહીશ કે જેને જાણીને મનુષ્ય ભયથી મુકત થાય છે. અનાત્મ એવા દેહાદિને વિષે જે આત્મા એ રીતે બુદ્ધિ થાય છે તેજ માયા કે જેણે કરી આ અવસ્તુ ભૂત સંસાર દેખાય છે. હે રઘુકુળને આનંદ આપનાર લક્ષ્મણ! તે માયાનો વિક્ષેપ અને આવરણ એવા બે પ્રકારનો નિશ્ચય કરેલો છે, પહેલી વિક્ષેપ શક્તિ તે મહત્તત્વ આદિ લઈ બ્રહ્મા પર્યંત સર્વ જગતને સ્થૂલ સૂક્ષ્મ ભેદે કરી કલ્પે છે અને બીજી આવરણ શક્તિ તે સર્વ જ્ઞાન રૂપનું આવરણ કરી રહે છે, ત્યારે કોઇ આશંકા કરે કે માયાએ કયા અધિષ્ઠાનને વિષે જગતને કલ્પ્યું? ત્યારે તે ઠેકાણે સિદ્ધાન્તિ કહે છે કે માયાએ કેવળ પરમાત્માને વિષે તેના ચૈતન્ય રૂપને આચ્છાદન કરીને જગત રૂપ દર્શાવ્યું છે. જેમ ભ્રાંતિએ કરીને દોરીને વિષે સર્પ, તેમ અવિચારે કરી બ્રહ્મને વિષે જગત ભાસે છે, પરંતુ વાસ્તવિક વિચારે કરી કંઇ બીજું ભાસતું નથી, માટે પુરૂષોએ જે કંઇ સંભળાય છે, દેખાય છે અને યાદ કરાય છે તે સર્વ કંઇ પણ નથી એમ જાણવું. જે રીતે સ્વપ્ન, અને તેમાં થયલા મનોરથો મિથ્યા છે તેમ બ્રહ્મથી ભિન્ન સર્વ વસ્તુ મિથ્યા છે. એ રીતે જાગૃતને વિષે અનુભવ થાય છે, તેમજ વળી આ દેહ છે તે સંસાર રૂપ વૃક્ષનું દૃઢ મૂળ કહ્યું છે. કેમકે સર્વ સંસારના કારણ રૂપ કર્મને તે ઉત્પન્ન કરનાર છે, માટે પુત્ર, સ્ત્રી, વિગેરેનો

સંબંધ તે દેહ મૂલક છે, અન્યથા અર્થાત્ દેહના અભાવને વિષે તે પુત્ર, સ્ત્રી વિગેરે શું આત્માને છે ? અથાત્ નથી. 'હવે તે સ્થૂળ શરીર અને સૂક્ષ્મ શરીરનું વિવેચન કરૂં છું.' પંચ મહાભૂત તે સ્થૂલ દેહ જાણવો, અહંકાર, બુદ્ધિ,'તથા દશ ઇંદ્રિયો, મન અને પાંચ તન્માત્રા, શબ્દ, સ્પર્શાદિ મળીને એ અઢાર તત્વનો લિંગ દેહ, તેનેજ સૂક્ષ્મ દેહ જાણવો. ચિદાભાસ, મન અને મૂળ પ્રકૃતિ એ ત્રણ ક્ષેત્ર અર્થાત્ દેહ એ રીતે પણ કહેવાય છે. તેનાથી વિલક્ષણ એવો જે જીવ તે નિરામય પરમાત્મા રૂપ છે, તે જીવ સ્વરૂપ પરમાત્માંના વિજ્ઞાન સાધનને કહું તે સાંભળ. જીવ અને પરમાત્મા આ બન્નેને વિષે અપર પર્યાય કે ભેદ બુદ્ધિ નથી. માનથી રહિત રેહેવું, દંભ અને હિંસાનો પરીત્યાગ કરવો, બીજાએ કરેલા અપમાનને સહન કરવું, સર્વ ઠેકાણે નમ્રતા રાખવી, મન, વાણી અને કાયાથી કરેલી સદ્ભક્તિએ કરી સદ્ગુરૂનું પરિસેવન કરવું, બાહ્ય અને આભ્યંતરની સારી રીતે શુદ્ધતા રાખવી, સારી ક્રિયાને વિષે સ્થિરપણું રાખવું, મન, વાણી અને કાયાનો નિગ્રહ કરવો અર્થાત્ અનિષ્ટ ચિંતવન ન કરવું, આ મનોદંડ છે. પરનો તિરસ્કાર ન કરવો એ વાણીનો દંડ છે. પરની હિંસા ન કરવી તે કાયાનો દંડ છે. ઇચ્છા રહિત રહેવું, અહંકાર ન કરવો, બીજાનાં જન્મ જરા મરણને જોઈ વૈરાગ્ય રાખવો, પુત્ર, સ્ત્રી, અને ધન વગેરેને વિષે આસક્તિ ન રાખવી, ઇષ્ટ કે અનિષ્ટની પ્રાપ્તિને વિષે નિરંતર 'ચિત્તને વિષે સમતા રાખવી અર્થાત્ સુખ, દુઃખ, સંપત્તિ વિપત્તિ વિષે હર્ષ વિષાદથી રહિત રહેવું અને સર્વનો અંતર્યામી એવો હું રામ તેને વિષે અનન્ય વૃત્તિ રાખવી અર્થાત્ વૃત્તિને મારે વિષેજ પરાયણ રાખવી. સંસારી મનુષ્યોને વિષે કે સાંસારિક પદાર્થોમાં પ્રીતિ ન રાખવી, પણ કેવળ પવિત્ર વસ્તુમાં પ્રેમ રાખવો. આત્મજ્ઞાન અને તેનાં સાધન, શ્રવણ, મનન વિગેરેને વિષે સદા ઉદ્યોગ રાખવો તથા વેદાંત શાસ્ત્રોના અર્થનું અવલોકન કરવું અથવા શ્રવણ વિચારાદિક કરવાં; એટલાં સાધને કરીને આત્મા પરમાત્મા સ્વરૂપનું જ્ઞાન થાય છે. અને એથી ઉલટાં સાધનોએ કરી સંસાર એટલે જન્મ મરણની પ્રાપ્તિ થાય છે. બુદ્ધિ, પ્રાણ, મન, દેહ

અને અહંકારથી જુદો એવો હું ચિદાત્મા નિત્ય, શુદ્ધ, બુદ્ધ અને મુક્ત છું. જે જ્ઞાને કરી મનુષ્ય એવા નિશ્ચયને પામે તે મારૂં નિશ્ચય કરેલું જ્ઞાન છે. જ્યારે મનુષ્યને નિદધ્યાસની પરિપાક દશામાં અપરોક્ષ અનુભવ થાય છે ત્યારે તેને વિજ્ઞાન પ્રાપ્ત થયું એમ કહેવાય છે. આત્મા સર્વ ઠેકાણે પૂર્ણ રહ્યો છે. વળી તે ચિદાનંદ સ્વરૂપ બુદ્ધિ વિગેરે ઉપાધિથી રહિત, અપરિણામી છે. વળી એક અદ્વિતીય, સત્ય, જ્ઞાન સ્વરૂપ એવો તે આત્મા પોતાના પ્રકાશે કરી દેહાદિકને પ્રકાશયુક્ત કરે છે અને પોતે આવરણમય છે. વળી અસંગ, સ્વપ્રકાશક, સાક્ષિરૂપ આત્માને જ્યારે આચાર્યના કરેલા તત્વમસિ આદિ શાસ્ત્રના ઊપદેશથી જીવાત્મા પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ થાય છે ત્યારે તે વિજ્ઞાને કરી પ્રત્યક્ષ રૂપ કરાય છે. વળી જ્યારે જીવાત્મા પરમાત્માની એકતા થાય છે ત્યારેજ મૂળ અવિદ્યા, સ્થૂળ દેહ અને ઇંદ્રિયોની સાથેજ પરમાત્માને વિષે લય પામે છે અને તે અવિદ્યાનો લય તેજ મુકિત અવસ્થા કહેવાય છે. મુક્ત એવા આત્માને વિષે બંધન મુક્તિ વિગેરે વ્યવહાર માત્ર ઉપચારાત્મક છે. એટલે નિત્ય પ્રાપ્ત અને નિત્ય મુક્ત આત્મા જે શુદ્ધ અને સર્વ પ્રકારે અવિદ્યાથી સ્પર્શ ન થાય એવા ભેદ રહિત આત્માને ઐક્ય જ્ઞાન અને અવિદ્યાનો લય એ રીતનો વ્યવહાર, કંઠમણી ન્યાયની માફક છે. જેમ કંઠે રહેલા મણીને શોધનાર ખોવાયાની ભ્રાંતિવાળા પુરૂષને ઉપદેશક મળે તે કહે કે અરે! મણી તારા કંઠમાં છે, તેમ હે રઘુકુળને આનંદ આપનાર લક્ષ્મણ, જ્ઞાન, વિજ્ઞાન અને વૈરાગ્ય સહિત મારૂં પરમાત્મ સંબંધિ મોક્ષસ્વરૂપ મેં તમને કહ્યું, પરંતુ તે મારૂં જ્ઞાન મારી ભક્તિથી વિમુખ અંતઃકરણવાળા પુરૂષને દુર્લભ છે. જે રીતે રાત્રિને વિષે ચોરનું પગલું આંખવાળાને પણ સારી રીતે દેખાતું નથી. પણ તે પગલું દીવાવાળા પુરૂષને સારી રીતે દેખાય છે. એ રીતે મારા ભક્તિયુક્ત પુરૂષોને આત્મા સારી રીતે પ્રકાશયુકત ભાસે છે. તે મારી ભકિતનું કારણ તત્ત્વથી કહું તે સાંભળો. મારા ભકતનો સંગ કરવો તથા મારી અને મારા ભકતોની નિરંતર સેવા કરવી તથા એકાદશી વિગેરેના ઉપવાસ અને મારા પર્વ ઉત્સવનું અનુમોદન કરવું, મારી

કથાનું શ્રવણ, પાઠ અને વ્યાખ્યાનને વિષે સદા પ્રીતિ રાખવી. તેમજ મારી પૂજાને વિષે નિષ્ઠા રાખવી તથા મારા નામનું કીર્તન કરવું. એ રીતે મારા ધ્યાનયુક્ત પુરૂષોને અખંડિત પ્રેમ લક્ષણા ભકિત જ્યારે મારે વિષે થાય છે ત્યારે તેને કાંઇ અવશેષ રહેતું નથી. એ પછી મારી ભક્તિથી યુક્ત થયેલા પુરૂષને જ્ઞાન, વિજ્ઞાન અને વૈરાગ્ય તત્કાળ થાય છે. તે પછી તે મુક્તિને પામે છે. એ રીતે તમારા પ્રશ્નને અનુસારે આ સર્વ આખ્યાન મેં તમને કહ્યું. આ જ્ઞાનને વિષે જે પુરૂષ સારી રીતે મનનું સમાધાન કરીને રહે તે મુક્તિનો ભોકતા છે. માટે હે લક્ષ્મણ, આ તત્વજ્ઞાન મારી ભકિતથી વિમુખ પુરૂષને કહેવું નહીં. પણ જો મારો ભક્ત હોય તો તેને બોલાવીને પણ પ્રયત્નથી સમજાવવું. આ તત્વ જ્ઞાનનો શ્રદ્ધા અને ભકિતથી યુકત જે મનુષ્ય નિત્ય પાઠ કરે છે, તે અજ્ઞાનના સમૂહ રૂપ અંધારાને મટાડી મુકત થાય છે. સુંદર, નિર્મળ અને અતિ શાન્ત અંતઃકરણવાળા, મારી સેવામાં અતિ પ્રીતિ યુક્ત મનવાળા, નિર્મળ જ્ઞાન જેના મનમાં ભર્યું છે એવા, મારા યોગી ભકતોનો સદા ઉદ્યોગી, બુદ્ધિમાન, સતપુરૂષના સેવનને વિષે અનન્ય પ્રીતિમાન્, જે પુરૂષ સદા સંગ કરે છે તેના હાથને વિષે મોક્ષ રહ્યો છે અને હું તેમને નિરંતર પ્રત્યક્ષ દર્શન દઉં છું. પરંતુ મારા ભકતના સત્સંગ રહિત પુરૂષને હું કોઇ દિવસ પ્રસન્ન થતો નથી.

भक्तानां मम योगिनां सुविमलस्वातातिशांतात्मनां
मत्सेवाभिरतात्मनां च विमलज्ञानात्मनां सर्वदा।
संगं यः कुरुते सदोद्यतमंतिः सत्सेवनानन्यधीः
मोक्षस्तस्य करे स्थितोहमनिशं दृश्योभवेनान्यथा॥

**ઈતિ શ્રીઅધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૫ મો.

## श्रीमहादेव उवाच.

तस्मिन्काले महारण्ये राक्षसी कामरूपिणी।
विचचार महासत्वा जनस्थाननिवासिनी ॥

શ્રી મહાદેવ કહે છે–એક દિવસે જનસ્થાનને વિષે રહેનારી, ઈચ્છા પ્રમાણે રૂપને ધરનારી, શૂર્પનખા નામની રાક્ષસીએ ગોદાવરીના તીર ઉપર પંચવટીની પાસે પદ્મ, વજ્ર, અંકુશના ચિન્હવાળાં શ્રી રામનાં પગલાંને જોયાં; ત્યારે તે મહા બળવાળી રાક્ષસી પગલાંના સુંદરપણાથી મોહ પામેલી, કામથી અંતઃકરણ જેનું વ્યાપ્ત છે એવી, તે પગલાંને જોતી જોતી રામને આશ્રમે આવી. ત્યાં સીતા સહિત બેઠેલા, લક્ષ્મીના પતિ એવા, કામદેવ સરખા શ્રી રામને જોઇને કામથી મોહિત થયેલી રાક્ષસી નિચે પ્રમાણે રામને કહેવા લાગી.

શૂર્પનખા કહે છે–તમે કોણ છો? કોના પુત્ર છો? અને જટાવલ્કલથી યુક્ત એવા તમે આ આશ્રમને વિષે કેમ રહ્યા છો? તથા અહિં રહીને તમારે શું કરવાની ઇચ્છા છે? "એમ કહીને તે રામના પ્રશ્ન વિના તેની જીજ્ઞાસાને પૂરી કરવા માટે પોતાના કુળને જણાવવાને સારૂં પોતાના નામને નિચે પ્રમાણે કહી બતાવવા લાગી." રાક્ષસના સ્વામી, મહાત્મા રાવણની ઈચ્છા પ્રમાણે રૂપ લેનારી હું, શૂર્પનખા નામે તેની બેન થાઉં છું. આ વનને વિષે મારા ભાઇ ખરની સાથે રહું છું. મારા ભાઇ રાજા રાવણે આ સર્વ વન મને આપ્યું છે, માટે અહિં મુનિયોનું ભક્ષણ કરીને હું રહું છું. પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તમને હું જાણવાને માટે ઈચ્છા રાખું છું. માટે આપ કોણ છો તે કહો.

રામ કહે છે–હે શૂર્પનખા, અયોધ્યાંપતિ રાજા દશરથને રામ એવા નામનો હું પુત્ર છું, અને જનક રાજાની પુત્રિ આ સીતા મારી સ્ત્રી છે તથા આ અતિ સુંદર એવા મારા પુત્ર સરખા પ્રિય એવા નાના ભાઇ લક્ષ્મણ છે. હે સુંદરી, તારે મારી પાસે શું

કાર્ય કરવાને માટે ઇચ્છા છે? એ રીતે રામનાં વચન સાંભળી કામથી પીડિત એવી શૂર્પનખાએ નિચે પ્રમાણે કહ્યું.

શૂર્પનખા કહે છે–હે રામ, અહિં મારી સાથે આવો, આપણે બંને આ પર્વત અને વનને વિષે ક્રીડા કરીયે. કામથી પીડિત થએલી હું કમળ સરખા નેત્રવાળા આપનો ત્યાગ કરવાને માટે શક્તિવાન્ નથી. એવાં શૂર્પનખાનાં વાક્ય સાંભળી રામ સીતા સામું કટાક્ષથી જોઇ તેને હસીને કહેવા લાગ્યા.

રામ કહે છે–હે સુંદરી, મારે તો નિર્દોષ એવી અર્થાત્ ક્ષણ પણ ત્યાગ કરવાને યોગ્ય નહીં એવી આ કલ્યાણરૂપ સ્ત્રી છે તેથી તું તેના શોક્યના દુઃખથી કેમ રહીશ? તથા મારે પણ એક પત્નિવ્રત છે, માટે બીજીનું મારે કંઇ અવશ્ય નથી. પરંતુ અતિ સુંદર એવા મારા ભાઈ લક્ષ્મણ જે બાહેર છે તે તુંને અનુકૂળ પતિ થશે માટે તેની પાસે જાઓ. એ રીતે રામે કહ્યું ત્યારે તે શૂર્પણખા રાક્ષસી આવીને લક્ષ્મણને કહેવા લાગી કે હે સુંદર, તમે મારા પતિ થાઓ. તમારા ભાઇની આજ્ઞા લઇને આપણે આજે સાથે ક્રીડા કરીયે, વાર લગાડો મા. કામથી પીડાએલી, ભયંકર રાક્ષસીએ એ રીતે જ્યારે કહ્યું ત્યારે લક્ષ્મણે તેને કહ્યું–હે સાધ્વિ, તે અતિ સુંદર બુદ્ધિવાળા રામનો હું દાસ છું, તેથી તમે દાસી થશો એથી વધારે દુઃખ કયું? માટે તે રામની પાસેજ જાઓ. કે જેથી તમને સુખ મળે, કેમકે તે સર્વના ઇશ્વર એવા રામ સમર્થ રાજા છે. તે સાંભળી દુષ્ટ મનવાળી રાક્ષસી ફરીને રામ પાસે આવીને ક્રોધથી કહેવા લાગી.

શૂર્પનખા કહે છે–હે રામ, અનવસ્થિત અર્થાત્ સત્ય બોલવામાં નિશ્ચય વગરનો તું મને શા વાસ્તે ભમાવે છે? માટે જેની પ્રીતિથી તું મને ભમાવે છે તે સીતાને હમણાં હું તારી આગળ ખાઇ જાઉં છું. એમ કહી ભયંકર આકારવાળી તે રાક્ષસી જાનકીની પાછળ દોડી ત્યારે રામની આજ્ઞાથી લક્ષ્મણે તેને ઝાલીને તેનાં નાક અને કાન કાપ્યાં. જ્યારે મોટા પરાક્રમવાળા લક્ષ્મણે તેનાં કાન નાકનું છેદન કર્યું ત્યારે તે ભયંકર શબ્દ કરીને ત્યાંથી દોડતી ચીચીયારી કરતી એકદમ ખર નામના રાક્ષસની આગળ

આવી ધિક્કારવા લાગી. ત્યારે તે ખર રાક્ષસે મોટો શબ્દ કરીને કહ્યું કે, મોતના મોઢામાં રહેનારા કયા પુરૂષે આવું તમારૂં અપમાન કર્યું? તે મને કહો. પછી જો તે કદી કાળ સરખો હશે, તોપણ તેનો ક્ષણમાં નાશ કરીશ.

શૂર્પનખા કહે છે—આ ગોદાવરીના કાંઠાપર સીતા અને લક્ષ્મણ સહિત રામ રહે છે, કે જેનાથી આખું દંડક વન નિર્ભય થયું છે. તે રામના ભાઇ લક્ષ્મણે રામની પ્રેરણાથી મને આવી રીતે નાક કાન વગરની કરેલી છે. માટે તું જો ખરેખર આપણા કુળમાં ઉત્પન્ન થયેલો શૂરવીર હો તો તે બે શત્રુઓને માર. વળી જ્યારે તે બન્નેનું હું રૂધિરપાન કરૂં અને અતિ દુષ્ટ મદવાળા તે બંનેનું ભક્ષણ કરૂં તોજ જીવું, નહીં તો મારા પ્રાણનો પરિત્યાગ કરીને યમપુરીમાં જાઇશ. તે સાંભળીને ક્રોધથી મૂર્છિત થયેલો ખર દાનવ એકદમ ચાલ્યો અને ભયંકર કર્મ કરનારા ચૌદ હજાર રાક્ષસોને રામના વધ કરવાની ઇચ્છાથી રામની સમીપે મોકલ્યા. એ રીતે નાના પ્રકારનાં હથિયારો જેણે ઊગામેલાં છે એવા ખર, ત્રિશિરા અને દુશણ વગેરે સર્વે રાક્ષસો ઉતાવળથી જ્યાં રામની પાસે આવે છે એટલામાં તેમના કોલાહલને સાંભળી રામ લક્ષ્મણને કહેવા લાગ્યા.

રામ કહેછે—હે લક્ષ્મણ, આ જે ભયંકર શબ્દ સંભળાય છે, તે નક્કી રાક્ષસો આપણી સામા આવે છે તેનો છે, માટે આજ ખરેખર તેઓને મારી સાથે મોટું યુદ્ધ થશે. હે મહાબળ લક્ષ્મણ, સીતાને ગુફામાં લઇ જઇને તમે ત્યાં રહો અને ભયંકર રૂપવાળા સર્વે રાક્ષસોને હું હણવાની ઇચ્છા રાખું છું. એ ગુફામાં જઈને જો તમે બોલો તો તમને મારા સમ છે. ત્યારે લક્ષ્મણ તે પ્રમાણે પ્રતિજ્ઞા લઇને સીતા સહ ગુફામાં ગયા, ત્યારપછી ભેઠ બાંધીને અખુટ બાણવાળા ભાથાને બીડી સમર્થ એવા શ્રી રામ કઠોર ધનુષને લઇ તૈયાર થયા તેટલામાં રાક્ષસો આવીને વિચિત્ર પ્રકારનાં શસ્ત્ર અસ્ત્રને તથા પાશાણ અને વૃક્ષોને રામના ઉપર ફેંકવા લાગ્યા, ત્યારે તે આવતાં એવાં બાણ, પાષાણ તથા વૃક્ષ વિગેરેને તલ તલ જેટલા કટકા કરી નાંખવા લાગ્યા. તે પછી ક્ષણ

માત્રમાં રામે હજારો બાણે કરીને સર્વ રાક્ષસોને હણ્યા, તેમજ ખર, ત્રિશિરા અને દૂષણ વિગેરે સર્વ રાક્ષસોને અરધા પહોરમાં હણ્યા. પછી લક્ષ્મણ સીતાને લઇ ગુફામાંથી નિકળીને સીતા રામને સોંપ્યાં અને હણાએલા સર્વ રાક્ષસોને જોઇ વિસ્મય પામ્યા. પછી પ્રસન્ન મુખકમળવાળાં સીતાએ રામને આલિંગન કર્યું તથા શ્રીરામના અંગને વિષે જે શસ્ત્રોના ઘા હતા તેને શાંત કર્યા. તે શૂર્પનખા રાક્ષસી સર્વ રાક્ષસોને હણાએલા જોઇને એકદમ લંકામાં જઇ રાવણની સભાની મધ્યમાં રાવણના પગ પાસે પડી રડવા લાગી ત્યારે ભયથી વિહ્વળ થએલી બેન શૂર્પનખાને જોઈ રાવણ કહેવા લાગ્યો.

રાવણ કહે છે—હે પુત્રિ! હે કલ્યાણિ! ઉભી થા, તારૂં વિરૂપકરણ અર્થાત્ કાનનાકનું છેદન યમરાજાએ, વરૂણે ઈંદ્રે કે કુબેરે વા કોણે કર્યું? તેમને તું કહે એટલે ક્ષણમાં તેને બાળીને ભસ્મ કરૂં. તે સાંભળીને શૂર્પનખાએ કહ્યું હે ભાઇ? તું ગાફલ અને મૂઢ બુદ્ધિવાળો છો તથા મદ્યપાનમાં આસક્ત, સ્ત્રીઓને પરવશ અને સર્વ બાબતમાં નપુંસક જણાય છે, કેમકે દૂત રૂપ ચક્ષુ તારે નથી તેથી તું કેમ રહી શકીશ. ખરને સંગ્રામમાં હણ્યો તથા દૂષણ ત્રિશિરાને હણ્યા તે શિવાય બીજા પણ મહાબળિયા ચૌદ હજાર રાક્ષસોને, અસુરોના શત્રુ એવા રામે ક્ષણમાત્રમાં હણ્યા. તેમજ તે સ્થાનને મુનિઓને માટે ચોતરફથી ભય વગરનું કર્યું. તેને અતિમૂઢ એવો તું જાણતો પણ નથી, માટે મારે એમ કહેવું પડે છે.

રાવણ કહે છે-હે શૂર્પનખે! તે રામ કોણ છે? વળી તેણે રાક્ષસોને શા માટે હણ્યા? તે વનને વિષે શું કામ રહ્યા છે? તે મને તું સારી રીતે કહે એટલે તે રામ વિગેરે સર્વનો હું સમૂળો નાશ કરૂં.

શૂર્પનખા કહે છે—હે ભાઇ! જ્યારે હું એક દિવસ જનસ્થાનની પાસે ગૌતમી કાંઠે મુનિઓનાં આશ્રમો જેમાં પૂર્વે હતાં, તે પંચવટી નામના સ્થળને વિષે આવી ત્યારે તે આશ્રમને વિષે કમળ સરખા નેત્રવાળા, ધનુષબાણને ધરનાર, જટા અને વલ્કલથી શોભાયમાન,

શ્રીરામને મેં જોયા; તે રામનો નાનો ભાઈ લક્ષ્મણ પણ તેવોજ છે. વળી તે રામની વિશાળકમળ સરખાં નેત્રવાળી સ્ત્રી બીજી લક્ષ્મી જેવી છે. હે રાજન્! દેવ, ગંધર્વ, નાગ અને મનુષ્ય લોકોની મધ્યે તે સ્ત્રીસરખી સુંદર સ્ત્રી ક્યાંઇ જોવા સાંભળવામાં આવી નથી. કેમકે તે પોતાની કાંતિથી સર્વ વનને પ્રકાશ યુક્ત કરે છે માટે હે નિષ્પાપ! તેને તમારી સ્ત્રી કરવાને સારૂં હું પ્રયત્નમાં હતી ત્યારે તે રામના ભાઇ લક્ષ્મણે મારાં નાકને કાપ્યું તેમજ તે રામની પ્રેરણાએ કરીને મહા બળવાળા લક્ષ્મણે મારા કાન કાપ્યા. તે દુઃખથી અતિ દુઃખિણી થયેલી હું ખરની પાસે ગઇ હતી, તે સાંભળીને ખર સર્વ રાક્ષસોને સાથે લઇ રામની સાથે યુદ્ધ કરવાને ગયો હતો, ત્યારે તે બળવાન રામે ખર વિગેરે ભયંકર પરાક્રમવાળા સર્વ રાક્ષસોનો ક્ષણમાત્રમાં નાશ કર્યો. હે સમર્થ રાવણ! રામ જો મનમાં કરવું ધારે તો અર્ધ નિમિષમાં સર્વ જગતને ભસ્મ કરે એવું મને ભાસે છે એમાં સંદેહ નથી. હે રાજેંદ્ર, તે રામની સ્ત્રી સીતા જ્યારે તમારી સ્ત્રી થાય ત્યારેજ મારૂં જીવિત સફળ થાય. માટે હે રાજન, કમળ સરખાં નેત્રવાળી, સર્વ સ્ત્રિઓને વિષે અતિ સુંદર એવી તે સીતા તમારી પ્રાણપ્રિયા જેમ થાય તેમ યત્ન કરો. હે ભાઈ, સાક્ષાત્ રામના સામા તમે ઉભા રહેવાને માટે સમર્થ નથી. માટે તે રામચંદ્રને માયાયે કરી મોહ પમાડીને તે સીતાને તમારે લેવી એ પ્રમાણે તે શૂર્પનખાનાં વાક્યને સાંભળીને સારાં વાક્યથી અને દાન માનથી પોતાની આશ્વાસના આપીને રાવણ પોતે ઘરમાં ગયો. ત્યાં આખી રાત્રિને વિષે તેને નિદ્રા આવી નહીં, તેમજ શોક કરવા લાગ્યો. મારો ભાઈ બળ, વીર્ય અને ગર્વ યુક્ત એવો ખર દાનવ કે જે મોટા સૈન્ય સહિત હતો, તેને એક મનુષ્ય જાતિવાળા રામે કેમ હણ્યો હશે? અથવા રામ મનુષ્ય નથી. પરંતુ સાક્ષાત્ પરમાત્મા છે, કેમકે તે વાંદરાની સેનાયે કરી સૈન્ય સહિત મને હણવાની ઇચ્છાથી પૂર્વે બ્રહ્માયે આ રામની પ્રાર્થના કરી હતી, તેથી હમણાં રઘુના કુળને વિષે મનુષ્ય રૂપે અવતરેલા છે. કદિ જો મને પરમાત્મા હણશે તો હું વૈકુંઠના રાજ્યનું પરિપાલન

કરીશ ને જો ન હણાયો તો આ રાક્ષસોના રાજ્યને ઘણા દિવસ ભોગવીશ. એ કારણ માટે નાના રાજ્ય કરતાં મોટા રાજ્યની પ્રાપ્તિ સારૂ હું તે રામની પાસે જઇશ. સર્વ રાક્ષસોનો અધિપતિ રાવણ રામને પરમેશ્વર રૂપ જાણી વિચાર કરવા લાગ્યો કે હું શ્રીરામને વિરોધ બુદ્ધિથીજ પ્રાપ્ત થાઉં, કેમકે ભગવાન ભક્તિથી તરત પ્રસન્ન થતા નથી.

इत्थं विचिंत्याखिलराक्षसेंद्रो रामं विदित्वा परमेश्वरं हरिं ।
विरोधबुद्धयैव हरिं प्रयामि द्रुतं न भक्त्या भगवान् प्रसीदेत् ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામહેશ્વરના સંવાદનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠો.

### श्रीमहादेव उवाच.

विचिंत्यैवं निशायां स प्रभाते रथमास्थितः
रावणो मनसा कार्यमेकं निश्चित्य बुद्धिमान् ।

શ્રી મહાદેવ કહે છે—એ રીતે રાત્રિને વિષે વિચાર કરીને બુદ્ધિમાન્ એવો રાવણ એક વાતનો નિશ્ચય કરીને 'અર્થાત્ સીતાના હરણથી રામને હાથે પોતાનું મરણ' એમ ધારીને રથમાં બેસી સમુદ્રને બીજે કાંઠે રહેલા મારીચના આશ્રમ પ્રત્યે આવ્યો, ત્યાં તે આશ્રમને વિષે મુનિની પેઠે જટા વલ્કલને ધારણ કરનાર, મારીચ હૃદયને વિષે ગુણને પ્રકાશ કરનાર નિર્ગુણ પરમાત્માનું ધ્યાન કરતા હતા. તે સમાધીથી વિરામ પામ્યા પછી ઘેર આવેલા રાવણને જોઇ તત્કાળ ઉઠીને તેને મળ્યા. પછી યથાવિધિ પૂજા કરી, તેનો પરોણાગત સત્કાર કરીને સુખાસનપર બેઠેલા રાવણને મારીચ નિચે પ્રમાણે વાકય કહેવા લાગ્યો.

મારીચ કહે છે—હે રાવણ, આજ માત્ર એક રથથી તમારૂં આવવું કેમ થયું ? વળી હૃદયને વિષે કાંઇ કાર્યનો વિચાર કરતા

એવા તમે ચિંતાતુર જણાઓ છો. હે રાજેંદ્ર, તે, જો મારાથી ગુપ્ત રાખવા જેવું ન હોય તો મને કહો, તે પ્રમાણે તમારૂં પ્રિય કરૂં. પરંતુ તે કાર્ય જો ન્યાયરૂપ હોય અર્થાત્ કરવાને યોગ્ય હોય તથા જે કરવાથી મને પાપ સ્પર્શ કરે નહીં, એમ હોય તો કહેજો.

રાવણ કહે છે—હે મારીચ, અયોધ્યા નગરીનો પતિ રાજા દશરથ નામે છે, તેનો રામ નામનો જ્યેષ્ઠ પુત્ર છે. તે રામ કે જેને વનવાસી મુનિજન અતિ પ્રિય છે. લક્ષ્મણ અને સીતા નામની સ્ત્રી સહિત તે રામચંદ્રને સત્યવાદિ રાજા દશરથે વનવાસ મોકલ્યા છે. તે હમણાં આ ઘોર વનમાં પંચવટી નામના આશ્રમમાં રહે છે, તેની સ્ત્રી સીતા કે જે કમળના સરખાં નેત્રવાળી, સર્વ લોકને મોહ પમાડનારી છે, તેને મારે હરણ કરવાનો વિચાર છે. કેમકે રામે મારા અપરાધ વગરના મોટા પરાક્રમવાળા રાક્ષસોને હણ્યા છે તથા ખર, ત્રિશરા વિગેરેને હણીને તે આ વનને વિષે અતિ નિર્ભય થઈ સુખથી રહે છે. વળી અતિ નિર્ભય એવા, દુષ્ટ અંતઃકરણવાળા તે રામે મારી બેન શૂર્પનખાનાં નાક, કાન કાપ્યાં છે; એ કારણ માટે તારા સહાયે કરી ત્યાં જઇને મારે તેની પ્રાણપ્રિય સીતાને હરી લાવવી છે. તેથી તું માયાએ કરી વિચિત્ર પ્રકારના વર્ણવાળો મૃગ થઇને તેના આશ્રમની પાસે ચર અને હું પણ યુક્તિ રચી યોગી થઇ તેને આશ્રમે જાઇશ. તુંને રામ મારવા આવે ત્યારે તારે લક્ષ્મણના નામથી ચીસ પાડવી એટલે લક્ષ્મણ પણ આવશે, તે સમયે જઇને હું સીતાનું હરણ કરીશ. માટે ત્યાં સુધી તું મને સહાય કર. એ રીતે બોલતા એવા રાવણને જોઇ વિસ્મય પામીને મારીચ બોલ્યો.

મારીચ કહે છે—હે ભાઇ, તારા કુળનો સમૂળ નાશ કરનાર આ વાક્યનો તને કોણે ઉપદેશ કર્યો? તે રામ કોઇ થકી હણી શકાય તેમ નથી. પરંતુ એ રામ તારો અને મારો બંનેનો નાશ કરવાની વાટ જુવે છે. માટે હે રાવણ, તે રામનાં પરાક્રમને સંભારીને આજ સુધી પણ મારૂં ચિત્ત વિહ્વળ થાય છે. કેમકે તે રામ વિશ્વામિત્રના યજ્ઞના રક્ષણને વાસ્તે જ્યારે બાળ અવસ્થામાં આવ્યા હતા, ત્યારે પણ તેણે મને એક બાણે કરી ચારસો

આઉ દૂર સાગરને વિષે નાંખ્યો હતો, તે દિવસથી આરંભીને હું રામના ભયે કરી વિહ્વળ થાઉં છું. હજી પણ તે રામના પરાક્રમને સંભારતાં ચોતરફ જોઉં છું; તેમજ આ દંડક વનને વિષે હું પૂર્વે એક દિવસ તીક્ષ્ણ શીંગડાવાળા મૃગના રૂપને લઇ મારા સરખા ઘણા મૃગથી વિંટાઇ, જાનકી લક્ષ્મણ સહિત તે રામની પાસે વેગથી ગયો હતો. ત્યારે મને જોઇ તે તત્કાળ હણવાને આવ્યા. તે સમે તેણે મારા પર એક બાણ ફેંક્યું કે જેથી મારૂં હૃદય વિંધાઇ ગયું અને હું ચકરી ખાઇ સાગરમાં પડ્યો. હે રાક્ષસના અધિપતિ ! તે દિવસથી આરંભી તેના ભયને લીધે હું આવા નિર્ભય સ્થાનમાં રહ્યો છું. રામના નામનું ચિંતવન કરતાં હું ભોગના સમૂહથી પણ અત્યંત ભય પામું છું. વળી તે રામના નામમાં પહેલો રકાર છે, તેથી રાજ્ય, રત્ન, રમણી, અને રથ, વિગેરેનું નામ કાનથી સાંભળતાં મને ભય થાય છે. વળી કોઈ કહે કે રામ અહીં આવ્યા છે. તો તે સાંભળતાં અતિ શંકાયે કરી બહારનાં કામ હું છોડી દઉં છું. જ્યારે નિદ્રાથી ઘેરાયેલો હું સુઉં છું ત્યારે પણ મનથી રામનુંજ ચિંતવન કરતો રહું છું. વળી જ્યારે હું સ્વપ્નમાં પણ રામ જોઉં છું તો મારી નિદ્રા તરત જતી રહેતાં હું જાગી જાઉં છું, તે કારણ માટે હે રાવણ, તું રામ પ્રત્યે આ દુરાગ્રહ કરવો છોડી ઘેર જા. અને ઘણા દિવસ થયા ઉદય પામેલા રાક્ષસોના કુળનું રક્ષણ કર. વળી જો તું તે રામની સાથે વિરોધ કરવાનું સ્મરણ કરીશ તો કેવળ તેની સ્મૃતિથી તારૂં સઘળું કુળ નાશ પામશે. માટે તારા હીત રૂપ ભાષણને કહેતો એવો હું તેના વચનને માન, અને પરમાત્મા રામચંદ્રની સાથે વિરોધ કરવાની મતિને મૂકી દઇ ભક્તિથી તેને ભજ; કેમકે તે રઘુનંદન પરમ દયાળુ છે. પૂર્વે સત્યુગને વિષે આ સમગ્ર ઇતિહાસ મેં. નારદનાં વાક્યથી સાંભળ્યો છે કે, રામ સાક્ષાત્ પરમેશ્વર છે. પૂર્વે બ્રહ્માની પ્રાર્થનાથી વિષ્ણુએ તેને કહ્યું છે કે હે બ્રહ્મન્, તમારૂં ઇચ્છિત શું છે? તે કહો, એટલે હું સિદ્ધ કરી આપું. તે સાંભળી બ્રહ્માએ કહ્યું કે, હે પદ્મલોચન પરમાત્મન્, પૃથ્વીને વિષે મનુષ્ય શરીર ધારણ કરીને દશરથ

રાજાના પુત્ર થઇ રણસંગ્રામને વિષે રાવણને અનાયાસથી હણ્યો. એવો પ્રાચીન ઇતિહાસ મેં નારદ મુનિ પાસેથી સાંભળ્યો હતો. એ કારણ માટે હે રાવણ, રામ મનુષ્ય નથી, પરંતુ અવિનાશી એવા સાક્ષાત્ નારાયણ છે, કે જે માયાએ કરી મનુષ્ય વેશને ધારણ કરી અતિ નિર્ભય એવા ઇશ્વર, વનમાં આવેલા છે, માત્ર પૃથ્વીના ભારને ઉતારવાને વાસ્તેજ તેને તેમ કરવું પડ્યું છે. તે કારણ માટે હે તાત! તું સુખે ઘેર જા. એવાં મારીચનાં વચન સાંભળી રાવણ કહેવા લાગ્યો.

રાવણ કહે છે–હે મારીચ, ખરેખર બ્રહ્માની પ્રાર્થનાથી પરમાત્મા એવા રામ મને હણવાને માટે યત્નથી મનુષ્ય રૂપ થઇ આહં પધાર્યા છે, તો તે સત્ય સંકલ્પવાળા ઇશ્વર પોતાનું દેવ કાર્ય થોડા વખતમાં સિદ્ધ કરશે. એ કારણ માટે હું પણ પ્રયત્ને કરી રામચંદ્રની પાસેથી અવશ્ય સીતાનું હરણ કરી લાવીશ. પછી રણસંગ્રામને વિષે રામથી મરણ પામીને હું પરમ પદને પામીશ અથવા રણમાં રામને હણીને નિર્ભય એવો હું સીતાને પ્રાપ્ત કરીશ. એ કારણ માટે હે મોટા ભાગ્યવાળા મારીચ, તું વિચિત્ર પ્રકારનું મૃગ રૂપ ધારણ કરી લક્ષ્મણ સહિત રામને આશ્રમથી ઘણે છેટે તારા શરીરની ખુબસુરતીથી ખેંચિને જોવાને લઈ જજે. ત્યાર પછી ફરી આશ્રમે આવી સુખથી રહેજે. આ ઉપરાંત જો આ બાબતની વાત મારા ભાઇ વિભીષણને કહીશ તો આ ખડ્ગથીજ તુંને અહિં નિઃશંક મારીશ. એ પ્રમાણે રાવણનાં વચન સાંભળીને મારીચ મનમાં વિચાર કરવા લાગ્યો કે જો મને રામ હણશે તો હું ભવ સાગરથી મુક્ત થઇશ, પરંતુ જો આ દુષ્ટ મને હણશે તો મને ખરેખર નરકની પ્રાપ્તિ થશે. એ રીતે મનમાં નિશ્ચય કરી, રામથી મરણ થવું એ શ્રેષ્ઠ છે, એમ ધારી, એકદમ ઉતાવળથી ઉઠી, રાવણને કહેવા લાગ્યો.

મારીચ કહે છે–હે મહા સમર્થ રાજા, તારી આજ્ઞા પ્રમાણે હું કરૂં છું, એમ કહી રથમાં બેસીને રામના આશ્રમ તરફ ગયો. પછી તે મારીચ સુંદર કાંચનમય રૂપેરી ટીલીવાળો, રત્નના શીંગડાવાળો, મણીની ખરીયોવાળો, નીલમણિના સરખા નેત્રવાળો, સુંદર મુખવાળો અને વિજળી સરખો પ્રકાશિત મૃગ થઇ

રામના આશ્રમ પાસે સીતાની દૃષ્ટિ આગળ ચરતો ચરતો વનમાં વિચરવા લાગ્યો. ક્ષણ માત્ર દોડે છે, ક્ષણ માત્ર ઉભો રહે છે તથા ઘડીકમાં પાસે આવી પાછો ભયથી જતો રહે છે. એ રીતે માયાયે કરી મૃગ વેશના રૂપને ધરનાર તે ખળ સીતાને મોહ પમાડવા સારૂ ચરવા લાગ્યો.

क्षणं च धावत्यवतिष्ठते क्षणं समीपमागत्य पुनर्भयावृतः ।
एवं स मायामृगवेषरूपधृक् चचार सीतां परिमोदयन् खलः ॥

**ઈતિ શ્રીઅધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમા માહેશ્વરના સંવાદનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૭ મો.

### श्रीमहादेव उवाच.

अथ रामोपि तत्सर्वं ज्ञात्वा रावणचेष्टितं ।
उवाच सीतामेकान्ते शृणु जानकीमेव च ॥

શ્રી મહાદેવ કહે છે—એ પછી તે સર્વ રાવણના ચરિત્રને, શ્રીરામ પોતે જાનકીને કહેવા લાગ્યા કે હે સુંદરિ! મારાં વચન સાંભળ. રાવણ ભિક્ષુક રૂપે તારી પાસે આવશે, માટે તમારા સરખા આકારવાળી, તમારી છાયાને અર્થાત્ છાયા સીતાની પ્રતિમાને કરી આશ્રમમાં રહો; મારી આજ્ઞાએ કરી તમારા મૂળ સ્વરૂપને અદૃશ્ય રૂપથી એક વર્ષ સુધી અગ્નિને વિષે રહો. હે કલ્યાણી, રાવણનો વધ કર્યા પછી તમે પાછાં પહેલાંની પેઠે મમ પ્રાપ્ત થાશો. એવાં રામનાં વચન સાંભળી તે સીતાએ ત્યાં માયા સીતાને બહાર રાખીને પોતે સાક્ષાત્ સીતા અગ્નિને વિષે અંતર્ધાન થયાં. ત્યાર-પછી તે માયા સીતા માયા નિર્મિત મૃગને જોઇ હસીને વિનય યુક્ત થઈ રામ પાસે આવી કહેવા લાગ્યાં. હે રામ, રત્નથી શોભાયમાન, વિચિત્ર પ્રકારના બિંદુઓથી યુક્ત અને નિર્ભય ચરતા-એવા આ સુવર્ણ મૃગને જુઓ. આ અતિ સુંદર મૃગને હણીને મને

લાવી આપો. તેને હું ક્રીડા કરવાનો મૃગ કરીશ. સીતાનાં વચન સાંભળી, તેનું બોલવું સ્વીકારી, ધનુષ લઇ, જાતી વખતે લક્ષ્મણને કહેવા લાગ્યા કે, મારી પ્રાણ પ્રિયા સીતાની તમારે અતિ યત્નથી રક્ષા કરવી. કેમકે આ વનમાં ભયંકર રૂપવાળા ઘણા માયાવી રાક્ષસો રહે છે, એ કારણ માટે અહિં તમે સાવધાન રહી અનિંદિત એવાં સતી સીતાનું સંરક્ષણ કરજો.

લક્ષ્મણ કહે છે–હે દેવ, મૃગ રૂપને ધરનાર આ મારીચ નામનો રાક્ષસ મૃગ કાં ન થયો હોય? કેમકે તે વિના એવો મૃગ સંભવતો નથી. માટે નિઃસંદેહ મારીચ છે.

શ્રીરામ કહે છે–હે લક્ષ્મણ, જો તે મારીચ હશે તો પણ તેને નિસ્સંશય હણીશ અને જો માત્ર મૃગ હશે તો તેને સીતાના વિશ્રામને સારૂ અહિં લાવીશ, માટે જાઉં છું. મૃગને બાંધી એકદમ ઉતાવળો અહિં લાવીશ. માટે તમે પ્રયત્ને કરી સીતાના સંરક્ષણ સારૂ સાવધાન રહેજો. એમ કહીને રામ માયાના મૃગની પાછળ દોડયા. એ રીતે જેના આશ્રયવાળી, જગત રૂપે કરી પરિણામ પામનારી માયા સર્વ લોકને મોહ પમાડનારી છે. કેમકે નિર્વિકાર, ચિદાત્મા, પૂર્ણ અને ભકતો ઉપર દયા કરનાર ભગવાન રામ, મૃગની પાછળ દોડયા. સારાંશ. પોતાના ભકતનાં વચનને સત્ય કરવાને માટે મારીચને જાણતાં છતાં પણ સીતાના પ્રિય પદાર્થનો ઉદ્દેશ કરી મૃગની પાછળ ગયા એમ કરવામાં ઇશ્વરને એજ અભિષ્ટ હતું. જે. પોતાથી મારીચનું મરણ તથા પોતાને વિષે રાવણના પહેલા દર્શાવેલા વિચાર પ્રમાણે ભકત તરીકે પ્રેમ છે માટે તેના મનોરથ પૂર્ણ કરવાને માટે માયા મૃગની પછવાડે ગમનાદિ ચરિત્ર કર્યું? એમ ન હોય તો પોતાના સ્વરૂપને જાણનાર પૂર્ણ કામ એવા પરમાત્મા રામને મૃગથી અને સ્ત્રીથી વિશેષ શું કર્તવ્ય હતું? કાંઇજ નહીં. ત્યાર પછી તે મૃગલો કયારેક પાસે દેખાય છે, ક્ષણમાં દોડે છે, ક્ષણમાં મુદલ દેખાતો નથી, અને ક્ષણમાં પાછો દૂર દેખાય છે. એ રીતે રામ પણ તેની પાછળ દૂર આવ્યા. પોતે સ્પષ્ટ જાણતા હતા કે આ રાક્ષસ છે, તેમ છતાં પણ રામે બાણ લઇને તે મૃગ રૂપી રાક્ષસને ભેદ્યો.

ત્યારે તે મારીચ પહેલાંનું રૂપ ધારણ કરતાં પહેલાં જેનું મોઢું લોહીથી ખરડાઇ રહ્યું છે એવો તે રાક્ષસ રામના સરખી વાણીથી હે મહા બાહુ લક્ષ્મણ, હું હણાયો છું. મારી તત્કાળ રક્ષા કર. એ રીતે કહી મૂર્ચ્છા ખાઇને પડયો. વળી મરણ સમે જેના નામનું સ્મરણ કરતાં સાયુજ્ય મુક્તિ મળે છે. ત્યારે તેજ રામે હણેલો રાક્ષસ રામની આગળ જોતાં મરણ પામ્યો તેને સારૂપ્ય મુક્તિ મળે તેમાં શું કહેવું? તે રાક્ષસના દેહમાંથી નિકળેલું તેજ સર્વ લોકો જુવે છે તેટલામાં રામને વિષે પ્રવેશ થયું. તે જોઇ દેવતા કહેવા લાગ્યા કે મુનિને હણનાર મહા પાપી તેણે શું કર્મ કર્યું હતું? અને કેવા પદાર્થને પામ્યો? એ રીતે વિસ્મય પામ્યા તે રામનોજ મહિમા છે એમાં સંશય નથી. રામના બાણે કરી તે સિદ્ધ થયા પહેલાં રામનું સ્મરણ કરતો હતો. પછી રામનું બાણ લાગ્યા બાદ ઘર, ધન, સ્ત્રી, પુત્ર વિગેરે સર્વનો ત્યાગ કરીને ભયથી હૃદયને વિષે સદા રામનું ધ્યાન કરીને સર્વ પાપથી મુક્ત થયો. અંતે રામે હણ્યો તેથી રામને જોતો થકો રામને પામ્યો. માટે બ્રાહ્મણ હોય, રાક્ષસ હોય અથવા પાપી હોય કે અધર્મી હોય તોપણ શરીરનો ત્યાગ કરતી વખતે જો રામનું સ્મરણ કરે તો તે પરમ પદને પામે છે. એ રીતે તે દેવતાઓ અન્યોન્ય કહીને સ્વર્ગ પ્રત્યે ગયા. ત્યાર પછી રામ વિચાર કરવા લાગ્યા કે તે અધમ અસુર મારીચ મરતી વખતે હા લક્ષ્મણ, એ રીતે મારી પેઠે વાકયને કહી મરણ પામ્યો. તે મારાં સરખાં વાક્યને સાંભળી સીતા શું પરિતાપને કરતાં નહીં હોય? એ રીતે ચિંતાયુક્ત મનવાળા રામ છેટેથી પાછા વળ્યા. સીતાયે દુષ્ટ અંતઃકરણવાળા મારીચનું વચન સાંભળીને ભય પામતાં અતિ દુઃખે કરી ખેદયુક્ત થતાં લક્ષ્મણને આ રીતે કહેવા લાગ્યાં.

સીતા કહે છે—હે લક્ષ્મણ, તમારા ભાઇને કોઇ અસુરે પીડા કરી છે માટે તત્કાળ ત્યાં જાઓ. હા લક્ષ્મણ, ઝટ દોડી આવી મારી રક્ષા કરો, એ રીતે તમારા ભાઇનું વચન કેમ સાંભળતા નથી?

લક્ષ્મણ કહે છે-હે દેવી, તે રામનું વચન નથી, પરંતુ કોઇ રાક્ષસને રામે હણ્યો છે, તે મરતાં મરતાં એવું વચન બોલ્યો છે. કેમકે ક્રોધ પામેલા રામ ક્ષણમાત્રમાં ત્રણે લોકનો નાશ કરે એવા છે; દેવતાયે પૂજાયેલા રામ દિન વચનનું ભાષણ કેમ કરે? તે સાંભળી ક્રોધ પામેલાં સીતા આંખમાં આંસુ લાવી લક્ષ્મણને કહેવા લાગ્યાં કે હે દુર્બુદ્ધિ લક્ષ્મણ, તમારા ભાઇને દુઃખ દેવાની ઇચ્છા રાખો છો કે રામનો નાશ કરવાને ઇચ્છનાર ભરતે તમને મોકલ્યા છે? માટે રામનો નાશ કર્યા પછી મને લઇ જવાને આવ્યા છો, એમ ઇચ્છા હશે તો તમે મને કોઇ પામશો નહીં. જુઓ મારા પ્રાણને હું હમણાં તજું છું. સ્ત્રી હરવાને વિષે તત્પર એવા તમે તેને રામે આવા જાણ્યા ન હતા. પરંતુ રામ વિના તમે કે ભરત તેનો હું સ્પર્શ કરીશ નહીં, એમ કહી હાથે કરી હૃદય ને માથાંપર પ્રહાર કરતાં એવાં તે સીતા રૂદન કરવા લાગ્યાં. તે સાંભળી અતિ દુઃખ પામેલા લક્ષ્મણ કાન આડી આંગળીઓ દઇ કહેવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે-હે ક્રોધ યુક્ત સ્વભાવવાળી, મને એમ કહો છો તેથી તમને ધિક્કાર છે, તમે થોડા વખતમાં અદર્શનને અર્થાત્ હરણ પામશો. એમ કહી તે જાનકી વન દેવતાઓને સોંપી, દુઃખથી અતિ ઉદ્વેગવાળા લક્ષ્મણ ધિમે ધિમે રામની પાસે ચાલ્યા. તેટલા વખતમાં રાવણ દંડકમંડળવાળા ભીક્ષુકનો વેશ લઇ સીતાની પાસે ગયો. તેને આવેલો જોઈ નમસ્કાર કરી ભક્તિથી તેની પૂજા કરી કહ્યું કે, હે મુનિ પધારો. આ કંદ, મૂળ વિગેરેનું ભોજન કરી, સુખથી વિશ્રામ કરો. એ રીતે કહી કંદ, મૂળ, ફળ વિગેરે તેને આપીને કહેવા લાગ્યાં કે હે મુનિ, મારા સ્વામી હમણાં આવશે એ તમારો વિશેષે કરી સત્કાર કરશે, માટે જો ઇચ્છા હોય તો રોકાવ.

ભીક્ષુક કહે છે-હે કમળ સરખાં નેત્રવાળી, હે પાપ રહીત કલ્યાણી, તમે કોણ છો? તમારો સ્વામી કોણ છે? અને રાક્ષસોએ સેવાએલા આ વનમાં તમે કેમ રહ્યાં છો. તે સર્વ વૃત્તાંત મને કહો.

સીતા કહે છે-અયોધ્યાના પતિ, શોભાયમાન રાજા દશરથના જ્યેષ્ઠ પુત્ર કે જે સર્વ લક્ષણ યુક્ત શ્રી રામ એવા નામના છે, તેની

શ્રી સીતા એવા નામની રાજા જનકની હું પુત્રી છું. તે રામના નાનેરા ભાઈ લક્ષ્મણ નામે છે કે, જે ભાઇની વાલપને લીધે પિતાની આજ્ઞાથી અમારી સાથે ચૌદ વર્ષ સુધી આ દંડક વનને વિષે રહેવાને માટે આવેલ છે. હે મુનિ, તમે કોણ છો ? તે હું જાણવાની ઇચ્છા કરૂં છું, તેથી કહો.

ભીક્ષુક કહે છે–હે કલ્યાણિ, રાક્ષસનો રાજા રાવણ એવા નામનો હું પોલસ્ત્યનો પુત્ર છું. તારી કામનાને માટે પરિતાપ પામેલો હું તને મારા નગર પ્રત્યે લઇ જવાને માટે આવ્યો છું. મુનિના સરખા વેશવાળા રામની સાથે તું શું કરીશ ? માટે મારી સેવા કર તથા મારી સાથે ઘણા ભોગને ભોગવી વનમાં રહેવાના દુઃખને તજી દે. એવાં રાવણનાં વચન સાંભળી ભય પામેલાં સીતાએ કાંઈક વચન તેને કહ્યાં.

સીતા કહે છે–હે મૂઢ, મને તું એમ કહે છે, માટે થોડા વખતમાં તું રામથી નાશ પામીશ. વળી લક્ષ્મણ સહિત રામ પણ હમણાં આવશે, તું ક્ષણ એક ઊભો રહે. સિંહની સ્ત્રીને જેમ શશલો પરાભવ કરી શકે નહીં. તેમ વિષ્ણુની ભાર્યા એવી હું તેને કોણ પરાભવ કરી શકે તેમ છે? રામના બાણથી ભેદાઇને તું પૃથ્વી ઉપર પડીશ. એ રીતે સીતાનાં વચન સાંભળી, ક્રોધાયમાન થઇ રાવણે મોટા પર્વત સરખું, દશ મુખ વાળું, વિશ ભુજાવાળું, પ્રલય કાળના મેઘ સરખી છાયાવાળું પોતાનું સ્વરૂપ તેને દેખાડયું. તે જોઈને વનદેવીઓ અને કેટલાંક પ્રાણીઓ ત્રાસ પામ્યાં. ત્યાર પછી પોતાના નખે કરી પૃથ્વીને ખોદી તે પૃથ્વી સહિત સીતાને બે હાથથી તોળી, રથમાં બેસારી, એકદમ આકાશ માર્ગે ચાલ્યો. ત્યારે હા રામ, હા લક્ષ્મણ, એ રીતે રૂદન કરતાં એવાં, ભયથી જેનું મન ઉદ્વેગવાળું છે એવાં તે જાનકી પૃથ્વીને જોતાં થકાં દીન થઇ વિલાપ કરવા લાગ્યાં. તે સીતાનું રૂદન સાંભળીને પક્ષિઓમાં શ્રેષ્ઠ એવો, તીક્ષ્ણ ચાંચવાળો જટાયુ પર્વતના શિખર ઉપરથી ઉડીને સાંમો આવી કહેવા લાગ્યો.

જટાયુ કહે છે–હે દુષ્ટ, સર્વ લોકના સ્વામી એવા શ્રી રામની શ્રી સીતાને શૂન્ય એવા વનના આશ્રમમાંથી ચોરીને યજ્ઞનાં મંત્રે-

એ કરી પુરોડાસને જેમ શ્વાન લઇ જાય તેમ તું કયાં લઇ જવાને ઇચ્છે છે? ઉભો રહે. ઉભો રહે. મારી આગળથી તું કોણ દુષ્ટ જાય છે. એમ કહીને તે જટાયુએ તીક્ષ્ણ ચાંચે કરી તેના રથને ચકચૂર કર્યો, તથા પગે કરી રથના ઘોડાને અને તેના ધનુષને ચૂર્ણ કરી નાંખ્યાં. પછી રાવણે સીતાને છોડી હાથમાં ખડ્ગ લઇ ક્રોધે કરી બુદ્ધિવાળા તે પક્ષીના રાજા જટાયુની બે પાંખો કાપી નાંખી ત્યારે કાંઇક બાકી રહેલા પ્રાણથી તે જટાયુ પૃથ્વીપર પડયો. ત્યારે રાવણે માયાથી રચેલા બીજા રથમાં હે રામ, હે રામ, એ રીતે પોકાર કરતી તથા હા રામ, હા જગતનાથ, દુઃખ પામેલી એવી હું તેને તમારા વિના બીજો કોઈ રક્ષા કરનાર નથી. હે રાઘવ, તમારી સ્ત્રી એવી હું તેને જે રાક્ષસ લઇ જાય છે, તેથી મૂકાવો. હા મોટા ભાગ્યવાળા લક્ષ્મણ, અપરાધવાળી એવી હું તેની રક્ષા કર. હે દેવ, મે તમને વાણીરૂપ બાણથી હણ્યા છે તે મારો અપરાધ ક્ષમા કરજો. રામને આવવાની શંકાથી એ રીતે પોકાર કરતાં એવાં તે સીતાને લઇ આકાશ માર્ગે વાયુ સરખા વેગવાળા રથે કરી ચાલ્યો જાય છે; ત્યાં આકાશ માર્ગે જતાં એવાં સીતા નીચું મોઢું કરી જોતાં હતાં ત્યાં પર્વતના શિખરપર બેઠેલા પાંચ વાંદરાને જોઇ પોતાની ચુંદડીના અરધા કટકામાં ઘરેણાં વિગેરેને બાંધી નિચે નાંખી, એવી સૂચના કરી કે આ સમાચાર શ્રી રામને કહેજો.

ત્યાર પછી સમુદ્રને ઓલંઘીને રાવણ લંકામાં આવ્યો. ત્યાં પોતાના અંતઃપુરને વિષે એકાંત એવા અશોક વનમાં ત્રીજટા વિગેરે રાક્ષસીઓથી વિંટાએલાં તે સીતાનું માતૃભાવથી અનુપાલન કરવા લાગ્યો. પછી તે અશોક વનને વિષે રાક્ષસીઓના સમૂહની મધ્યે રહેનારાં, દુર્બળ થયેલાં, અતિ દીન, અભ્યંગ વિગેરે શરીરના સંસ્કારથી રહિત, તથા જેનું મુખ સુકાતું જાય છે એવાં, હા રામ, હા રામ, એ રીતે વિલાપ કરતાં એવાં અતિ વિહ્વળ થયેલાં સીતા ઉદ્વેગ યુક્ત રહ્યાં.

दशातिदीना परिकर्मवर्जिता दुःखेन शुष्यद्वदनातिविह्वला ।
हाराम हारामेति विलप्यमाना सीता स्थिता राक्षसीवृंदमध्ये ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો સાતમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮ મો.

### श्रीमहादेव उवाच.

रामो मायाविनं हत्वा राक्षसंकामरूपिणं ।
प्रतस्थे स्वाश्रमं गंतुं ततो दूराद्ददर्श तं॥

શ્રી મહાદેવ કહે છે—ઇચ્છા પ્રમાણે રૂપને ધરનારા, તે રાક્ષસને હણીને દૂરથી પાછા વળીને રામ પોતાના આશ્રમ પ્રત્યે આવે છે ત્યાં છેટેથી સામા આવતા લક્ષ્મણને દીઠા, ત્યાં તેનું મુખ સુકાઇ ગયું છે એવા, દીન થઇ ગયેલા જોઇ મોટાં મતિવાળા રામે મનમાં વિચાર કર્યો કે મે માયાસીતા કરી રાખેલાં છે તેને લક્ષ્મણ જાણતો નથી, માટે જાણતાં છતાં હું પણ જેમ સાધારણ સંસારી પ્રાકૃત જીવ શોક કરે તેમ શોક કરૂં. જો હું મુંગો રહીને આશ્રમમાં સ્થિર થઇ રહીશ તો કરોડો રાક્ષસોના વધનો ઉપાય કેમ થઇ શકશે? માટે મારે કામીની પેઠે દુઃખથી તાપ પામીને તે સીતાનો શોક કરવો જોઇએ; તેથી ક્રમે કરી સીતાને શોધી પછી લંકામાં જઇ કુળ સહિત રાવણને હણીશ. ત્યાર પછી પૂર્વે અગ્નિમાં રાખેલાં સીતા તેની છાયા પ્રતિમારૂપ બહાર રાખેલાં માયાં સીતાને જે કરેલાં હતાં તેને રાવણ હરી ગયો છે, તે રાવણને હણી માયા સીતાને લઇ અયોધ્યામાં આવીશ. પૂર્વે બ્રહ્માએ મારી પ્રાર્થના કરી હતી તેથી હું મનુષ્યના રૂપે કરી જન્મ્યો છું, માટે મનુષ્ય ભાવને પામેલો હું કેટલાક કાળ સુધી પૃથ્વી વિષે રહીશ, માટે માયાએ કરી મનુષ્ય એવો હું તેનાં ચરિત્રો સાંભળતાં તથા મારી ભક્તિ માર્ગમાં અનુસરનાર લોકોને અનાયાસે મુક્તિ મળે છે. એ રીતે નિશ્ચે કરીને રામ

લક્ષ્મણને કહેવા લાગ્યા કે હે ભાઇ, મારી પ્રિયા સીતાને છોડીને તમે અહિં કેમ આવ્યા ? તે જાનકીને કોઇ રાક્ષસો લઇ ગયા હશે અથવા ભક્ષ કરી ગયા હશે. તે સાંભળી લક્ષ્મણ હાથ જોડી રૂદન કરતાં સીતાનાં દૂરવચનને કહેવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે-હે ભગવન ! હા લક્ષ્મણ, એ રીતનું વચન તમારા વાક્ય સરખું રાક્ષસે કહ્યું, તે સાંભળીને મને સીતાયે કહ્યું કે, હે લક્ષ્મણ, ત્વરાથી જાઓ; એમ મને કહ્યું ત્યારે રૂદન કરતાં એવાં તે સીતાને મેં કહ્યું કે હે પવિત્ર હાસ્યવાળાં દેવી, એ રામનું વચન નથી. તમે સ્વસ્થ રહો. કેમકે તે વચન રાક્ષસે કહેલું છે. એ રીતે મેં સતી સીતાની સાંત્વના કરી ત્યારે તેમણે ફરીને મને જે દુરવચન કહ્યાં છે તે હે રામ, તમારી પાસે કહેવાય તેમ નથી. જ્યારે સીતા મને દુરવચન કહેવા લાગ્યાં. ત્યારે હું કાન ભીડીને ત્યાંથી નિકળી તમારા દર્શન કરવા માટે આવ્યો.

રામ કહે છે-હે લક્ષ્મણ, તમે સ્ત્રીનું કહેલું સત્ય માનીને તે સુંદર મુખવાળીનો ત્યાગ કર્યો તે યોગ્ય કર્યું નહિ, કેમકે તેને રાક્ષસો લઇ ગયા હશે અથવા ખાઇ ગયા હશે એમાં સંશય નથી. એ રીતે ચિંતામાં તત્પર એવા રામ ઉતાવળથી પોતાને આશ્રમે આવ્યા, ત્યાં જાનકીને ન જોયાં, તેથી અતિ દુઃખી થઇ વિલાપ કરવા લાગ્યા. હા પ્રિયે, પેલાંની પેઠે તમે નથી દેખાતાં તેથી કયાં ગયાં અથવા મને વિમોહ કરવાને માટે રમતથી કયાં સંતાઇ ગયાં છો? એ રીતે સર્વ વનમાં ગોતતાં જાનકીને કયાંય જોયાં નહીં, ત્યારે વનદેવીઓને પૂછયું કે મારી પ્રાણપ્રિયા સીતા કયાં ગયાં છે ? તે ખબર હોય તો કહો. એ રીતે મૃગને, પક્ષિને અને વૃક્ષોને કહેવા લાગ્યા કે હે ચરાચર પ્રાણીઓ, મારી પ્રિયાની ખબર હોય તો કહો. એ રીતે વિલાપ કરતા એવા રામ તેને કોઇ ઠેકાણે સીતા મળ્યાં નહીં. વળી તે સર્વજ્ઞ એવા રામે કોઇ ઠેકાણે પણ સીતાને જોયાં નહીં ત્યારે તે આનંદરૂપી રામ સીતાનો શોક કરવા લાગ્યા તથા અચળ છતાં પણ તેની પાછળ દોડવા લાગ્યા. મમતા રહિત એવા, નિરહંકાર અને અખંડ

આનંદમય રૂપવાળા તે રામ મારી સ્ત્રી સીતા ક્યાં ગઈ? એ રીતે અતિ દુઃખી થઈ વિલાપ કરવા લાગ્યા. હે પાર્વતિ, એ રીતે માયાને અનુસરનાર રામ આસક્ત નહીં છતાં પણ મૂઢ લોકોને આસક્ત જેવા ભાસે છે; પરંતુ તત્વવેત્તાને તેવા જણાતા નથી. એ રીતે લક્ષ્મણ સહિત સર્વ વનમાં શોધતા એવા રામે ભાંગેલા રથ, છત્ર, ધનુષ અને ઉટડો પૃથ્વીમાં પડયાં છે તેને જોઈ લક્ષ્મણને કહેવા લાગ્યા. હે લક્ષ્મણ, આ જુઓ. જાનકીને કોઇ લઇ જતો હશે તેને જીતીને કોઇ બીજો લઈ ગયો છે. ત્યારપછી કેટલોક પૃથ્વીનો ભાગ આગળ જોતાં લોહીથી જેનું અંગ ખરડાઇ રહ્યું છે, તેવા પર્વત સરખા જીવને જોઇ રામ લક્ષ્મણને કહેવા લાગ્યા. હે લક્ષ્મણ, આ શુભ રૂપવાળો જાનકીનું ભક્ષણ કરીને અતિ તૃપ્ત થઈ જંગલમાં સુતો છે, માટે તે રાક્ષસને હું હણું છું તે જુઓ. હે રઘુકુળને આનંદ આપનાર લક્ષ્મણ, બાણને તાકીદથી લાવો. એ પ્રમાણે રામનાં વચન સાંભળી જટાયુ ભયભીત થઇ કહેવા લાગ્યો.

જટાયુ કહે છે—હે શત્રુઓનું મર્દન કરનાર, પોતાના કર્મથી મરતો એવો હું તેને મારશો મા. કેમકે હું જટાયુ છું. તમારી સ્ત્રીને લઇ જનાર રાવણની પાછળ દોડીને હું ગયો હતો. ત્યાં તેની સાથે મારે યુદ્ધ થયું હતું. ત્યારે તેના ઘોડા, રથ અને ધનુષ વિગેરેને કાપીને હું તેની સાથે યુદ્ધ કરવા મંડયો હતો. ત્યારે તેણે મને હણ્યો છે માટે હે જગન્નાથ, હું પ્રાણનો ત્યાગ કરૂં છું. તે સાંભળીને દીનની પેઠે કંઠપ્રાણ થયેલા તે જટાયુને હાથે કરી શ્રી રામે સ્પર્શ કર્યો અને દુઃખે કરી આંખમાં તેને આસુ આવી ગયાં.

રામ કહે છે—હે જટાયુ, રૂડા મુખવાળી મારી સ્ત્રીને કોણે હરી? મારા કાર્ય માટે તમે હણાયા છો માટે તમે મારા પ્રિય બંધુ છો. ત્યારે મુંગી વાણીથી રહેલો જટાયુ મોઢામાંથી લોહીને ઓકતાં કહેવા લાગ્યો કે ભયંકર પરાક્રમવાળો રાવણ રાક્ષસ લઈ ગયો છે. હે રામ, તે રાવણ સીતાને લઇ દક્ષિણ દિશામાં ગયો. આ ઉપરાંત કહેવાને માટે મારી શક્તિ નથી. હવે તમારી આગળ હું પ્રાણનો ત્યાગ કરીશ. હે નિષ્પાપ રામ, મને મરતી વખતે તમારૂં

દર્શન થયાં, તે બહુ સારૂં થયું. કેમકે મનુષ્ય રૂપને ધરનાર તમે સાક્ષાત્ વિષ્ણુ પરમાત્મા છો. હે રઘુકુળમાં શ્રેષ્ઠ, અંતકાળને વિષે તમારૂં દર્શન કરવાથી મુક્ત થયોછું. માટે હે રામ, તમારા હસ્ત કમળે કરી મને સ્પર્શ કરો, જેથી હું પરમ પદને પામીશ. તે સાંભળી રામે હસીને તેના અંગનો સ્પર્શ કર્યો. ત્યાર પછી પૃથ્વીમાં પડેલો જટાયુ પ્રાણનો ત્યાગ કરી પરમ પદને પામ્યો. રામ પણ તેનો શોક કરવાથી સંબંધિની પેઠે આંખમાં આસું લાવવા લાગ્યા. પછી લક્ષ્મણની પાસે કાષ્ટ મંગાવીને તેને બાળ્યો. ત્યારપછી લક્ષ્મણ સહિત રામ સ્નાન કરીને બે ઘડી ખેદયુક્ત રહ્યા. તે પછી વનમાં મૃગને હણીને તેના માંસથી પિંડ દીધા. તે પિંડને રામે ચોતરફ લીલા ખડની ઘ્રોખડ ઉપર નાંખી કહ્યું કે આ પિંડથી પક્ષિના રાજા જટાયુ તૃપ્ત થાઓ, ને સર્વે પક્ષિઓ આ પિંડને ખાઓ. એમ કહીને રામે આજ્ઞા કરી કે હે જટાયુ, તમે મારા સારૂપ્ય નામના પદને પામો અને તેને સર્વે લોકો જુઓ. ત્યાર પછી દિવ્ય રૂપને ધરનાર 1 જટાયુ સૂર્ય સરખા પ્રકાશિત વૈમાનમાં બેશી શંખ, ચક્ર, ગદા, પદ્મ, મુકુટ વિગેરે શ્રેષ્ઠ આભુષણોએ કરી પોતાના પ્રકાશથી સર્વને પ્રકાશયુક્ત કરતા એવા, પીતાંબરને ધારણ કરતાર, પોતે નિર્મળ થઇ પોતા સરખા પવિત્ર, ચાર પાર્ષદો જેની પૂજા કરે છે એવા, યોગિઓ જેની સ્તુતિ કરે છે એવા રામની હાથ જોડીને નીચે પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા.

જટાયુ સ્તુતિ કરેછે–અગણિત ગુણવાળા, અપ્રમેય, આદ્ય, સર્વ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારના કારણરૂપ, ઉપરામ એજ જેની પરમ શોભારૂપ છે તેવા, પરમાત્મ સ્વરૂપ રામચંદ્રને હું પ્રણામ કરૂં છું. નિરવધિ સુખરૂપ એવા, લક્ષ્મી ઉપર પ્રેમ સહિત જોનાર, જેણે ઇંદ્ર અને બ્રહ્મા વિગેરે દેવનું દુઃખ દૂર કરેલું છે એવા, વરદાનને દેનાર, શ્રેષ્ઠ, ધનુષ અને બાણને હાથને વિષે ધારણ કરનાર, નરવર, શ્રીરામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. ત્રિભુવનને વિષે જેનું સુંદર સ્વરૂપ શોભારૂપ છે એવા, સેંકડો સૂર્ય સરખા પ્રકાશિત, ઇચ્છિતને પૂર્ણ કરનાર, શરણે આવેલાનું

રક્ષણ કરનાર, સુંદર પ્રીતિવાળાના આશ્રયરૂપ એવાં રામચંદ્રને શરણે હું પ્રાપ્ત થયો છું. વળી જેમનું નામ સંસારરૂપ વનને બાળવામાં દાવાનલ રૂપ છે તેવા, શિવાદિ મુખ્ય દેવગણના પરમ દૈવત રૂપ, દયાળુ, કરોડો દાનવોના નાશ કર્તા, શ્રી યમુના સરખા શ્યામ શ્રીરામને શરણે હું પ્રાપ્ત થયો છું. વળી નિરંતર સંસારની ભાવના રાખનાર પુરૂષોથી અતિ દૂર એવા, શંકરાદિ મુખ્ય દેવ મુનિઓને સદા દેખાતા એવા, સંસારરૂપ સમુદ્ર તારવામાં જેનુ ચરણ વહાણરૂપ છે એવા, શ્રી રઘુકુળને આનંદ આપનાર શ્રી રામને શરણે હું પ્રાપ્ત થયો છું. શંકર પાર્વતીના મનને વિષે નિવાસ કરનાર, ગિરિવરને ધારણ કરનાર, અર્થાત્ કૃષ્ણ સ્વરૂપ, જેમનાં ચરિત્રો અતિ આનંદ કારક છે એવા, જેના ચરણની દેવ દૈત્યો વિગેરે સેવા કરે છે એવા, દેવતાઓને વરદાન દેનાર, શ્રી રામને શરણે પ્રાપ્ત થયો છું. પરધન અને પર સ્ત્રીથી વિમુખ એવા, પારકા ગુણ અને સમૃદ્ધિને વિષે સંતોષ યુકત મનવાળા, પારકા હિતને વિષે પ્રીતિ યુકત અંતઃકરણવાળા પુરૂષો સદા જેમનું સેવન કરે છે એવા, રઘુકુળમાં શ્રેષ્ઠ, કમળ નેત્ર શ્રી રામને શરણે હું આવ્યો છું. મંદ હાસ્યથી જેનું મુખ કમળ શોભે છે એવા, ઇંદ્ર નીલમણિ સરખા શ્યામ, શ્વેત કમળ સરખા નેત્રની શોભાથી યુકત એવા, બ્રહ્માના ગુરૂ શ્રી રામને શરણે પ્રાપ્ત થયો છું. વિષ્ણુ, બ્રહ્મા અને શંકર એ રીતે રૂપના ભેદે કરીને તમે. ત્રણ ગુણને અનુસારે ત્રણ સ્વરૂપવાળા ભાસો છો. જેમ સૂર્ય પાણિથી ભરેલા ઘડાઓને વિષે એક છતાં અનેક ભાસે છે તેમ તમે ભાસો છો. હે રામ, દેવતાઓને સ્તુતિ કરવા યોગ્ય તમે તેની હું સ્તુતિ કરૂં છું. કોટી કામદેવના સરખા સુંદર અંગવાળા, શતપથ આદિ માધ્યંદિની બ્રાહ્મણની પ્રત્યક્ષ ભાવનાએ કરી પ્રાપ્ત થાય એવા મોટા ત્યાગિ, પરમ હંસોના હૃદયને વિષે સદા પ્રકાશમાન એવા, ભકતોની પીડાને હરનાર શ્રીરામને શરણે હું પ્રાપ્ત થયો છું.

શ્રીરામ કહે છે–હે જટાયુ ! તું કલ્યાણ કારક એવા મારાં પરમ પદને પામ થાઇશ. આ સ્તોત્રનો જે કોઇ પાઠ કરે અથવા આ સ્તોત્રને જે લખે વા સાંભળે તેને મરણ સમયે મારૂં સ્મરણ રહેછે તેમને તે નિયમ

મુક્ત મનુષ્ય મારા સારૂપ્યને પામે છે. એ રીતે રામના ભાષણુને હર્ષ યુક્ત થએલો તે જટાયું બ્રહ્માએ પૂંજેલા વૈકુંઠને વિષે શ્રીરામની સારૂપ્ય નામની મુક્તિને પામ્યો.

इति राघवभाषितं तदा श्रुतवान् हर्षसमाकुलोद्विजः ।
रघुनंदनसाम्यमास्थितः प्रययौ ब्रह्मसुपूजितं पदं ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામહેશ્વરના સંવાદનો આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯ મો.

### श्री महादेव उवाच.

ततोरामोलक्ष्मणेन जगाम विपिनांतरं ।
पुनर्दुःखं समाश्रित्य सीतान्वेषणतत्परः ॥

શ્રી મહાદેવ કહે છે—ત્યાર પછી લક્ષ્મણ સહિત રામ અતિ દુઃખ યુક્ત થઇ બીજા વનમાં જઇને સીતાને ગોતવા લાગ્યા. તે વનમાં એક અતિ વિકટ આકારવાળો, છાતીને વિષે મોટું મોટું પેશી ગયું છે એવો, આંખ વગરનો દૈત્ય પડેલો છે, સર્વને હણનાર કબંધ નામનો દૈત્ય પોતાના એક યોજન સુધી બે હાથને પોહોળા કરીને સુતો છે, તેના બે હાથની વચ્ચેના ભાગમાં ફરતાં ફરતાં રામ લક્ષ્મણ આવી ચડયા ત્યારે રામે તે મોટા બળવાળા રાક્ષસને જોઇ હસીને કહ્યું કે—હે લક્ષ્મણ! છાતીમાં મુખવાળો, માથું અને પગ વિનાનો આ રાક્ષસ છે તેને જો. આ રાક્ષસને જે પદાર્થ હાથમાં આવે છે તેનું ભક્ષણ કરે છે. હે લક્ષ્મણ, આપણે પણ ખરેખર આના બે હાથની વચમાં આવી ગયા છીએ. હવે જવાને માટે બીજો રસ્તો નથી. આપણને આ હમણાં ખાઇ જશે, એ માટે આપણે શું કરવું!

લક્ષ્મણ કહે છે—હે રામ, વિચાર કરેથી શું થાય? આપણે બે સાવધાન રહી ખરેખર આ રાક્ષસના એકેકા હાથને કાપી નાં-

પડીએ. એ પ્રમાણે લક્ષ્મણનાં વાક્યને સાંભળી તરવારથી તે રાક્ષસના જમણા હાથને કાપી નાંખ્યો. તેમજ લક્ષ્મણે પણ સહજમાં તેના ડાબા હાથને કાપ્યો. તેથી અતિ વિસ્મય પામેલો દૈત્ય કહેવા લાગ્યો કે મારા હાથને કાપનારા તમે બે જણા આ લોકને વિષે શ્રેષ્ઠ દેવતા સરખા ક્યાંથી આવ્યા ? સ્વર્ગ વિષેના દેવતાઓમાંના તમે બે કોણ છો ? તે કહો. તે સાંભળી હસીને કમળ સરખા કોમળ રામ કહેવા લાગ્યા કે અયોધ્યા નગરીના પતિ રાજા દશરથ જે મોટા શ્રીમાન હતા તેમનો હું રામ નામનો પુત્ર છું અને આ સુંદર બુદ્ધિવાળા મારા ભાઇ લક્ષ્મણ છે. ત્રૈલોક્યમાં સુંદર એવી જનકની પુત્રી અને મારી સ્ત્રી સીતાને અમે બે મૃગયા રમવા ગયા હતા ત્યારે કોઇ રાક્ષસ હરી ગયો છે, માટે તેને અમે ગોતતાં ગોતતાં અઘોર વનમાં આવ્યા છીએ. એટલામાં અમે તમારા બે હાથમાં વિટાઇ ગયા હતા. તે તમારા હાથને અમારા પ્રાણની રક્ષા કરવા માટે કાપ્યા છે, તે માટે વિકટ રૂપને ધારણ કરનાર, હાથ વગરના તમે કોણ છો ?

કબંધ કહે છે–હે ભગવન ! મારી પાસે તમે રામ પધાર્યા તેથી હું ધન્ય ભાગ્યવાળો છું. હે પ્રભુ, રૂપ અને યૌવનથી ગર્વિત થએલો હું પૂર્વે ગંધર્વનો રાજા હતો ત્યારે શ્રેષ્ઠ સ્ત્રીઓના મનને હરનાર હું વૈમાનમાં બેસી સર્વ લોકમાં ફરતો હતો. હે રામ, તપે કરી બ્રહ્માની પાસેથી મને અવધ્યપણાનું વરદાન મળ્યું હતું. પૂર્વે કોઇ દિવસે અષ્ટાવક્ર મુનિને જોઇ હું હસ્યો હતો ત્યારે ક્રોધાયમાન થઇ તે મુનિયે મને કહ્યું કે હે દુષ્ટ, હે દુરમતિ, તું રાક્ષસ થા. એ પ્રમાણે શ્રાપ સાંભળી મેં તે અષ્ટાવક્ર મુનિને વંદન કરીને પ્રાર્થના કરી ત્યારે તપથી પ્રકાશિત કાન્તિવાળા તે દયાળુ મુનિયે મારા શ્રાપનો અંત કહ્યો હતો કે ત્રેતાયુગને વિષે સાક્ષાત્ નારાયણ પોતે દશરથના પુત્ર રામ થઇને વનમાં આવશે ત્યારે એક યોજન પોહોળા તારા બેય હાથને કાપશે ત્યારે તું શ્રાપથી મુક્ત થઇ પૂર્વની પેઠે ગંધર્વપણાને પામીશ. એ રીતે તેનો શ્રાપ થયો તેટલામાં મેં મારા શરીરને રાક્ષસ આકૃતિ દીઠું. ત્યાર પછી કોઇએક દિવસે ક્રોધે કરીને હું ઇંદ્રના સામો દોડયો હતો ત્યારે તે ઇંદ્રે વજ્રને મારા મસ્તકમાં માર્યું તેટલામાં મારૂં માથું પેટમાં પેશી ગયું અને પગ

નાશ પામ્યા. હે રઘુકુળને આનંદ આપનાર રામ, બ્રહ્માના દીધેલા વરદાનના પ્રતાપે કરી ઇંદ્રના વજ્રપ્રહારથી પણ મારૂં મૃત્યુ થયું નહીં. વળી તે વખતે મને મોઢા વગરનો જોઇ દયાયુકત સર્વે દેવતાઓ ઇંદ્રને કહેવા લાગ્યા કે હે દેવના પતિ ઇંદ્ર, મોઢું નહીં છતાં આ રાક્ષસ કેમ જીવશે. તે સાંભળી ઇંદ્રે મને કહ્યું કે હે રાક્ષસ, તારા ઉદરને વિષે મુખ થશે તેમજ તારા બે હાથ એક યોજન સુધી વિસ્તારવાળા થશે. એથી તું સાથળે કરી ચાલીને અહીંથી વનમાં જા. એવું ઇંદ્રનું વચન સાંભળી અહીં વનમાં રહી હમેશાં મારા હાથમાં આવેલા વનના જીવોનું હું ભક્ષણ કરૂં છું. હે પાપ રહિત રામ, તે મારા બે હાથને હમણાં તમે કાપ્યા માટે હવે મને અગ્નિ સહિત ખાડામાં નાંખો એટલે અગ્નિથી દગ્ધ થએલો હું મારા પૂર્વ રૂપને પામીશ. હે રામ, તમારી સ્ત્રીનો માર્ગ તમને હું કહીશ. એ સાંભળી તત્કાળ લક્ષ્મણે ખાડો કરી તેમાં અગ્નિ અને કાષ્ટ નાંખી તે રાક્ષસના દેહનો સંસ્કાર કર્યા પછી તે રાક્ષસના દેહમાંથી કામદેવ સરખા આકારવાળો, સર્વ આભૂષણોથી શોભિત પુરૂષ નિકળ્યો. તે રામને પ્રદક્ષિણા અને સાષ્ટાંગ દંડવત કરી. હાથ જોડી ભકિતથી ગદ્‌ગદ્ વાણીએ કરી નીચે પ્રમાણે વચન કહેવા લાગ્યો.

ગંધર્વ કહે છે–હે રામ, તમારી સ્તુતિ કરવાને માટે મારૂં મન અતિ સંભ્રમથી આજ ઉત્સાહ પામે છે, કેમકે તમે અનંત, આદિ અંતથી રહિત અને મન વચનથી અગોચર છો. હે રામ? હિરણ્ય ગર્ભ એવા, વિરાટ્ રૂપ, સ્થૂલ, સૂક્ષ્મ એવાં બંને રૂપથી વિલક્ષણ એવું તમારૂં સૂક્ષ્મ રૂપ સર્વ પ્રકારે યોગિઓને જાણવું અશક્ય છે. હે પ્રભુ! બીજું સર્વ જડ એવુ અનાત્મરૂપ છે માટે તમારાથી વ્યતિરિક્ત જડ રૂપ એવું મન, તમને શુદ્ધ પ્રકાશ ચૈતન્ય સ્વરૂપને કેમ જાણે? બુદ્ધિ અને આત્માનું ઐકયપણું તે જીવ એ રીતે કહેવાય છે. બુદ્ધિ આદિના સાક્ષીરૂપ એવા તમે શુદ્ધ ચૈતન્ય બ્રહ્મરૂપ છો. એ કારણ માટે વાણી અને મનથી અગોચર અર્થાત્ પ્રત્યક્ષાદિ વિષયમાં ન આવો એવા તમે તેને વિષે આ સર્વ જગત છે. અજ્ઞાન વશથી નિર્વિકાર એવા તમે તેને વિષે આ

જન્મ આદિનો આરોપ કરાય છે. વળી હિરણ્યગર્ભ તે તમારો દેહ છે, કેમકે સર્વ લિંગદેહના સમષ્ટિ રૂપે છે અને જે વિરાટ્ સર્વના સ્થૂલ સમષ્ટિ રૂપે છે તે તમારો સ્થૂલ દેહ છે. હે રામ! એ કારણ માટે તમારૂં સૂક્ષ્મ શરીર છે તે ભાવના વિષયરૂપ અને ધ્યાન કરનાર પુરૂષના કલ્યાણકારક છે અર્થાત્ હૃદય કમળમાં ધ્યાન કરવા યોગ્ય છે. હે ભગવન્, તેથી જે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળરૂપ આ સર્વ જગત જેને વિષે રહેલું જણાય છે, માટેજ તે બ્રહ્મ વિષયની ભાવના સિદ્ધ થયા પછી ભૂત, ભવિષ્ય અને વર્તમાનકાળના પદાર્થોનું જ્ઞાન થાય છે. 'આના વિષયના વિશેષ સાધનોનો વિશેષ વિસ્તાર યોગસૂત્રમાં છે.' હે ભગવન્! ઉત્તરોત્તર દશગુણિત એવાં મહત્તત્વ આદિ સાત પદાર્થોથી વિંટાએલા તમારા સ્થૂળ દેહરૂપ અંડકોશને વિષે આ ધારણાના આશ્રયરૂપ વૈરાટ પુરૂષ રહેલા છે. આ ઠેકાણે પૌરાણિક સાંખ્ય સંમત પ્રક્રિયા છે, અંડકોશરૂપ, ભગવાનનો જે વિરાટ્ દેહ છે તે મહત્તત્વ આદિ સાત પદાર્થોથી ઉત્તરોત્તર દશ ગણો વિંટાઇ રહેલો છે અર્થાત્ પોતાના વ્યાપ્ય એવા અહંકારના આવરણથી દશગણું મહત્તત્વનું બાહ્ય આવરણ છે, તેની મધ્યે અહંકારનું આવરણ પોતાના વ્યાપ્ય એવા આકાશાવરણથી દશગણું છે, તેની મધ્યે આકાશ આવરણ દશગણું છે, તેની મધ્યે વાયુનું આવરણ છે, તે દશગણાં. વાયુના આવરણની મધ્યે તેજનું આવરણ છે, તે દશગણા તેજના આવરણની માંહી જલનું આવરણ છે, તે દશગણા જલના આવરણની મધ્યે પૃથ્વીનું આવરણ છે, તે દશગણી પૃથ્વીના આવરણની મધ્યે પૃથ્વી અને તેજથી ઉત્પન્ન થયેલું ઈંડું છે, તે દશગણાં ઈંડાની માંહી ચૌદ ભુવનાત્મક એવું સ્વયંભુનું સ્થૂલ શરીરછે, તે સ્વયંભુના સંકલ્પથીજ ઉત્પન્ન થાય છે. એ રીતે પોતાની અંદર રહેલાં આવરણો કરતાં બહારનાં દશ ગણાં મોટાં છે. એ રીતે એ વૈરાજ પુરૂષ ધારણાશ્રય છે અર્થાત્ ભ્રુકુટીના મધ્ય ભાગને વિષે ધ્યાન ભાવના કરવાના આશ્રય સ્થાન રૂપ છે. હે પ્રભુ! તમેજ સર્વને અંતે પામવા યોગ્ય એવા કૈવલ્ય રૂપ છો અને સર્વે લોકો તમારા અવયવ રૂપ છે, પાતાલ તમારા પગ છે, તમારી પેની મહાતલ રૂપ છે, રસાતળ અને તળાતળ તમારી ઘુંટી

છે અને હે રામ, સુતળ તમારા ઢીચણુ છે તથા વિતળ તમારા સાથળ છે. હે રામ, અતળ અને પૃથ્વી તમારી જાંઘ છે. આકાશ તમારી નાભી છે, તારાગણુ તમારૂં વક્ષસ્થળ છે, મહર્લોક તમારી ડોક છે, જનલોક તમારૂં મુખ છે, તપલોક તમારૂં બ્રહ્મરંધ્ર છે. હે રઘુ કુળમાં શ્રેષ્ઠ રામ, સત્ય લોક તમારા મસ્તકને વિષે રહ્યો છે. હે પ્રભુ, ઇંદ્રાદિ લોકપાલ તમારા હાથ છે, દિશાઓ તમારા કાન છે, અશ્વિની કુમાર તમારૂં નાક છે. હે રામ, અગ્નિ તમારૂં મુખ છે, સૂર્ય તમારાં નેત્ર છે, ચંદ્ર તમારા મનરૂપે છે. તમારી ભ્રુકુટીનો ભંગ તે કાળ છે, તમારી બુદ્ધિ તે બૃહસ્પતિ છે, રૂદ્ર તે તમારા અહંકાર રૂપ અર્થાત્ ચિત્ત છે. હે અવિનાશિ, વેદ તમારી વાણી છે, યમરાજા તમારી ડાઢના ભાગમાં રહ્યા છે, નક્ષત્રો તમારી દાંતની પંકિત છે, સકળ જનને મોહ કરનારી માયા તમારૂં હાસ્ય છે. તમારૂં કટાક્ષનું મૂકવું તે સૃષ્ટિ છે, ધર્મ તે તમારી પાસેના ભાગમાં છે, અધર્મ તે તમારા વાંસાના ભાગમાં છે. હે રઘુકુળમાં ઊત્તમ, તમારી આંખનું ઊઘાડવું ને મીંચવું તે રાત્રિ દિવસ છે, સાત સમુદ્ર તમારૂં ઉદર છે. હે પ્રભુ, નદીઓ તમારી નાડીઓ છે. વૃક્ષ અને ઔષધિઓ તમારાં રૂવાડાં છે. હે પ્રભુ, વૃષ્ટિ તમારૂં વીર્ય છે, જ્ઞાન શક્તિ તમારો મહીમા છે, એ રીતનું તમારૂં સ્થૂલ રૂપ છે; જે પુરૂષો આ તમારા સ્થૂળ રૂપને વિષે મનને સારી રીતે ધારણ કરે છે, તેને અનાયાસે મુક્તિ પ્રાપ્ત થાય છે, એ વિના બીજો કોઇ ઉપાય નથી. એ કારણુ માટે હે રામ, તમારા સ્થૂલ રૂપનું સદા ચિંતવન કરૂ છું. જે સ્વરૂપનું ધ્યાન કરતાં જ્યારે પ્રેમ રસ ઉત્પન્ન થાય છે અને અંગે રોમાંચ થાય છે ત્યારેજ મુક્તિ મળે છે. માટે તમારા સ્થૂળ રૂપનું ચિંતવન કદિ કરવું અશક્ય થાય તો આ તમારા રૂપનું હું ચિંતવન કરીશ. ધનુષ બાણુને ધરનાર, જટા વલ્કલથી શોભિત, સુંદર નાજુક વપવાળા, લક્ષ્મણુ સહિત સીતાને ગોતતા એવા શ્યામ સ્વરૂપ શ્રી રામનું ચિંતવન કરીશ. હે રઘુનંદન ! આવાં તમારાં સ્વરૂપનું સદા પાર્વતી સહિત સર્વજ્ઞ એવા સાક્ષાત્ શંકર ધ્યાન કરે છે. કાશીને વિષે મરણુની ઇચ્છા કરનારા અથવા પોતાના સ્વરૂપને વિષે ઉપરામ પામવાની ઇચ્છા રાખનારા, નિષ્ઠાવાળા પુરૂષોને તત્વમસિ વિગેરે

વાક્યોથી ઉપદેશ દ્વારાએ તારનાર બ્રહ્મ સ્વરૂપનો હે રામ! હે રામ! એ રીતે સદા સંતોષ યુક્ત મનથી શિવજી પોતે ઉપદેશ કરે છે. એ કારણ માટે હે જાનકીના નાથ! તમે નિશ્ચયથી પરમાત્મા છો. તમારી માયાએ કરીને મૂઢ એવા સર્વે લોકો તત્વથી અર્થાત્ પરમાત્મપણાથી તમને જાણતા નથી, માટે કર્તા એવા રામ પરમાત્મા તમને નમસ્કાર કરૂં છું. હે અયોધ્યાના અધિપતિ! હે સુમિત્રના પુત્ર લક્ષ્મણને સેવવા યોગ્ય! હે જગતના નાથ! તમારી માયા મને આવરણ કરે નહિ, એ રીતે મારી રક્ષા કરો.

રામ કહે છે-હે પાપરહિત દેવ ગંધર્વ! તમારી ભક્તિ અને સ્તુતિથી તમને હું પ્રસન્ન થયો છું, માટે યોગિઓને પ્રાપ્ત થાય તેવા સનાતન પરમ સ્થાનને પામો. વળી જે મનુષ્યો ઘણી બુદ્ધિ અને ભક્તિથી તમે કહેલા પુરાણોક્ત સ્તોત્રનો પાઠ કરે છે તેઓ અજ્ઞાનથી ઉત્પન્ન થએલા સંસારનો ત્યાગ કરીને નિત્ય જ્ઞાનથી અને અનુભવથી અનુમેય એવાં મારાં સ્વરૂપને પામે છે.

जपंति ये नित्यमनंतबुद्ध्या भक्त्या त्वदुक्तं स्तवमागमोक्तं ।
तेऽज्ञानसंभूतभवं विहाय मां यांति नित्यानुभवानुमेयं ॥

**ઈતિ શ્રી અધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો નવમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦ મો.

### શ્રી મહાદેવઉવાચ.

लब्ध्वा वरं स गंधर्वः प्रयास्यन् राममब्रवीत् ।
शबर्यास्ते पुरोभागे आश्रमे रघुनंदन ॥

શ્રીમહાદેવ કહે છે-વરદાન મળ્યા પછી જવાને તૈયાર થએલો તે ગંધર્વ રામને કહેવા લાગ્યો કે હે રઘુનંદન, અહિં પાસેના ભાગના આશ્રમમાં શબરી રહે છે. તમારા ચરણ કમળને વિષે

ધ્યાનવાળી તે શબરી ભક્તિ માર્ગમાં કુશળ છે. હે મહાભાગ, તેની પાસે તમે જાઓ, તે તમને સર્વ કહેશે. અર્થાત્ સીતાની સ્થિતિ અને તેમની પ્રાપ્તિના ઉપાયને દર્શાવશે. એ રીતે કહીને તે ગંધર્વ સૂર્ય સરખા તેજવાળા વિમાનથી વિષ્ણુ પદને પામ્યો. માટે હે પાર્વતી, રામના નામનું સ્મરણ કરવામાં એવું ફળ છે. ત્યાર પછી સિંહ અને દીપડા વિગેરેથી ભયંકર તે વનને છોડી ધિમે ધિમે શ્રીરામ શબરીના આશ્રમ પાસે આવ્યા. લક્ષ્મણ સહિત રામને આવતા જોઇ, તે શબરી હર્ષથી એકદમ ઉઠીને સામી આવી. શ્રીરામના પગમાં પડતાંજ તેણીને આંખમાં હર્ષનાં આંસુ ભરાઇ ગયાં. એ રીતે આગતા સ્વાગતાથી તેમને પ્રસન્ન કરીને સુંદર આસનપર બેસાર્યા. તે પછી તે શબરીએ રામ લક્ષ્મણના પગને સારી રીતે ધોઇને તેના ચરણનું જળ ભક્તિથી માથે ચડાવ્યું. અર્ઘ વિગેરે પૂજાની સામગ્રીથી તે શબરીએ આદર યુક્ત થઇ વિધિથી શ્રીરામની તથા લક્ષ્મણની પૂજા કરી. ત્યાર પછી શબરીએ અમૃત સરખાં દિવ્ય ફળોને રામને અર્થે હર્ષથી જે સંગ્રહ કરેલાં હતાં તે ભક્તિથી આપ્યાં. પછી ફૂલ અને સુગંધિ ચંદનોએ કરી રામના ચરણની પૂજા કરી અતિથિ સત્કાર જેનો સારી રીતે કર્યો છે એવા લક્ષ્મણ સહિત આસનપર બેઠેલા શ્રીરામને ભક્તિથી સંપન્ન એવી શબરી હાથ જોડી આ પ્રમાણે વાક્ય કહેવા લાગી.

શબરી કહે છે–હે રઘુકુળમાં શ્રેષ્ઠ રામ, આ આશ્રમને વિષે મારા ગુરૂ મહર્ષિઓ રહ્યા હતા. તેની મેં સારી રીતે સેવા કરી હતી. હજારો વર્ષની અન્તે તે મહર્ષિઓ બ્રહ્મપદને પામ્યા પહેલાં જવાની ઇચ્છા રાખનાર તે મુનિઓએ મને કહ્યું કે તું એકાગ્ર ચિત્ત થઇ આ આશ્રમમાંજ રહેજે. કેમકે દશરથના પૂત્ર રામ સનાતન પરમાત્મા પૃથ્વીમાં જન્મ્યા છે તે રાક્ષસોના વધને અર્થે અને રૂષિઓના સંરક્ષણને અર્થે અહીં આવશે. માટે તું એકાગ્ર ધ્યાનને વિષે નિષ્ઠા રાખી સ્થિર થઇને રહેજે. કેમકે તે રામ હમણાં ચિત્રકુટ પહાડને વિષે આશ્રમમાં રહે છે. માટે તે રામનું આવવું જ્યાં સુધીમાં થાય ત્યાં સુધી તારે કલેવરનું રક્ષણ કરવું. રામને જોયા પછી દેહને બાળીને તું તેના પદને પામીશ. હે રામ, તમારા ધ્યાનને વિષે

પરાયણ એવી હું તે તે પ્રમાણે કરવા લાગી અને તમારી વાટ જોઇને રહી હતી. તે મારા ગુરૂનું બોલવું આજ સફળ થયું. હે રામ, તમારાં દર્શન મારા ગુરૂને પણ થયાં ન હતાં. હે અપ્રમેય સ્વરૂપવાળા, હીન જાતિમાં ઉત્પન્ન થએલી એવી હું મૂઢ સ્ત્રી છું, તેને તમારા દાસના દાસની મધ્યે દાસીપણાને વિષે એક સોમા ભાગની પણ અધિકારિણી નથી, ત્યારે સાક્ષાત્ આપના દાસીપણાને વિષે તો અધિકાર કયાંથીજ ગણાય. હે રામ, મન, વાણીથી અગોચર એવા તમે તેનાં મને દર્શન આજ કયા પુણ્યથી થયાં ? હે દેવેશ, હું તમારી સ્તુતિ કરી જાણુતી નથી, માટે મને પ્રસન્ન થાઓ.

શ્રી રામ કહે છે—મારા ભજનને વિષે પુરૂષ કે સ્ત્રીનો તથા જાતિ આશ્રમ વિગેરેનો કાંઇ ભેદ નથી, માત્ર મારી ભક્તિજ કારણ છે, મારી ભક્તિથી વિમુખ પુરૂષોને યજ્ઞ, દાન, તપ, અથવા વેદાધ્યયન કર્મથી પણ હું કોઇ દિવસ પ્રસન્ન થતો નથી અર્થાત્ મનુષ્યો ભક્તિ વિના મને કોઇ દિવસે જોઇ શકતા નથી, તે કારણ માટે હે કલ્યાણિ, તમને હું સંક્ષેપથી ભક્તિનું સાધન કહું તે સાંભળો. આ લોકને વિષે સત્ પુરૂષોનો સંગ તે પહેલું સાધન છે, મારી કથા, ચરિત્ર, અને નિબંધોનો આલાપ કરવો તે બીજું સાધન છે, મારા ગુણનું કીર્તન કરવું તે ત્રીજું સાધન છે, મારા ઉપનિષદ્ રૂપ વચનોનું વ્યાખ્યાન કરવું તે ચોથું સાધન છે; આચાર્યની નિષ્કપટપણે સદ્બુદ્ધિપૂર્વક સેવા કરવી તથા નિરંતર પુણ્ય-નિષ્ઠાને વિષે પ્રેમ સહિત રસિક પ્રવૃત્તિ, અને યમ અર્થાત્ અહિંસા, ચોરી ન કરવી, બ્રહ્મચારિપણું રાખવું, અનાસક્તિ રાખવી, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર આદિ, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઇશ્વર પ્રણિધાન, ધારણા, ધ્યાન, સમાધિ વિગેરે નિયમ, એ પાંચમું સાધન છે, મારા પૂજનને વિષે નિષ્ઠા રાખવી એ છઠ્ઠું સાધન છે તથા મંત્રકલ્પ વિગેરે અંગ, ઉપાંગ સહિત વિધિથી મારી ઉપાસના કરવી તે સાતમું સાધન કહેલું છે. હે કલ્યાણ રૂપ શબરિ ! મારા ભક્તોને વિષે અધિક આદરપૂર્વક પૂજા કરવી. સર્વ પ્રાણિઓને વિષે મારા સરખી અર્થાત્ સર્વાંતર્યામી ભગવાન્ સર્વને વિષે સમાન છે તથા સર્વ જગત ઇશ્વરને વિષે છે એવી મતિ રાખવી. આ

પદાર્થો અને ઇંદ્રિયોનો નિગ્રહ તે દમ, તેમજ અન્તઃકરણના ઉપશમ સહિત વૈરાગ્ય રાખવો તે આઠમું સાધન છે; તત્ત્વોનો વિચાર કરવો તે નવમું સાધન છે. એ રીતે નવ પ્રકારની ભક્તિ એજ માત્ર મને પામવાનું સાધન છે. હે શુભ લક્ષણયુક્ત કલ્યાણિ ! સ્ત્રીને અથવા પુરૂષને કે કોઇ જડ એવી સાધારણ પ્રાણિની યોનિને વિષે જન્મેલાને પણ જો તે પ્રેમલક્ષણા ભક્તિ ઉત્પન્ન થાય તો તે ભક્તિને થવા માત્રમાં તેને મારા શુદ્ધ બ્રહ્મતત્વનો અનુભવ થાય છે. એ રીતે મારો અનુભવ જેને સિદ્ધ થયો છે તેને તેજ જન્મને વિષે મુક્તિ મળે છે. તે કારણ માટે ભક્તિ તે મોક્ષનું ખરેખરૂં કારણ છે, જેને તે ભક્તિ પ્રથમ સાધનરૂપ સત્સંગ સદા રહે છે તેને તે ભક્તિ થાયછે. વળી તેનેજ ક્રમે કરી સર્વ પ્રાપ્ત થાય છે, તેથી ભક્તિ હોય તોજ ખરેખર મુક્તિ મળે છે. વળી તમે મારી ભક્તિવાળાં છો માટેજ હું તમારી પાસે પ્રાપ્ત થયો છું. હવે મારા દર્શનથી તમને મુક્તિ મળશે એમાં સંશય નથી. હે કલ્યાણ યુક્ત શબરિ ? જો તમે જાણતાં હો તો કહો કે કમળ સરખાં નેત્રવાળાં સીતા કયાં છે અને તે પ્રિય દર્શનવાળી મારી પ્રિયા સીતાને કોણ હરી ગયું છે તે દર્શાવો?

શબરી કહે છે—હે સર્વને જાણનાર ! હે દેવ ! હે જગતના પાલન કરનાર, હે પ્રભુ ! તમે સર્વ જાણો છો, તો પણ લોકને અનુસરતાં છતાં તમે મને પૂછો છો તેથી તમને હમણાં સીતા જ્યાં છે તે કહું છું તે સાંભળો. હે ભગવન્ ! તમારાં પ્રિય સતી સીતાને રાવણ હરી ગયો છે, તેથી તે જાનકી હમણાં લંકામાં છે. હે રામ ! અહિંથી પાસે પંપા નામનું સરોવર છે તેની પાસે ઋષ્યમૂક નામનો મોટો પર્વત છે તેને વિષે અતુલ પરાક્રમવાળો સુગ્રીવ નામનો વાંદરાઓનો રાજા ચાર વાનર મંત્રિઓની સાથે તેના ભાઇ વાળીના ભયથી ત્યાં રહે છે. વાળી પણ ઋષિના શ્રાપના ભયથી તે પર્વતને વિષે જાતો નથી માટે હે પ્રભુ ! તે સુગ્રીવની સાથે મિત્રતા કરો, તે સુગ્રીવ તમારાં સર્વ કાર્ય કરશે; હે રઘુકુળને આનંદ આપનાર રામ ! હું તો તમારાં દર્શન કરીને તમારી આગળ અગ્નિમાં પ્રવેશ કરીશ, માટે હે રાજેંદ્ર ! જ્યાં સુધી મારા કલેવરને બાળું ત્યાં સુધી ઘડી અહીં રહો. હે ભગવન ! હે રામ ! જેથી આપ વ્યાપકનાં

પરમ પદ રૂપ બ્રહ્મ લોકને પામીશ. એ રીતે રામની આજ્ઞા લ-
ઇને તે શબરીએ અગ્નિમાં પ્રવેશ કર્યો. પછીથી ક્ષ-
ણમાત્રમાં અવિદ્યાએ કરેલા બંધનરૂપ સંસારનો નાશ કરીને
રામના તપથી તે શબરી અતિ દુર્લભ એવા મોક્ષને પામી. માટે
જગતના સ્વામી એવા ભક્તવત્સલ શ્રીરામ પ્રસન્ન થતાં શું દુર્લભ
રહે છે? કેમકે અધમ જાતિને વિષે જન્મેલી તે શબરી પણ જેની
કૃપાથી મુક્તિ પામી, ત્યારે શ્રીરામનું ચિંતવન કરનારા વર્ણોમાં
મુખ્ય એવા પવિત્ર બ્રાહ્મણો પામે તેમાં શું કહેવું? માટે તમારી
ભક્તિ તેજ મુક્તિ કરવામાં મુખ્ય સાધનરૂપ છે એમાં સંશય
નથી. હે લોકો! ભગવાન શ્રીરામચંદ્રની ભક્તિ મુક્તિને આપ-
નારી છે, એ કારણ માટે અતિ ઉત્સાહયુક્ત થઇને કામનાને પૂર્ણ
કરનાર તે શ્રીરામચંદ્રના યુગલ ચરણ કમળની સેવા કરો, તેમજ
હે સત્પુરૂષો! નાના પ્રકારના અજ્ઞાન વિશેથી ઉત્પન્ન થએલા
વિવિધ પ્રકારના મંત્રસમૂહ રૂપ પડદાનો ઘણે દૂરથી ત્યાગ કરીને
માત્ર કામનો સંહાર કરનાર શ્રી શિવના હૃદયને વિષે પ્રકાશ
કરનાર શ્યામ શરીર શ્રીરામને ભજો.

भक्तिर्मुक्तिविधायिनी भगवतः श्रीरामचंद्रस्य हे
लोकाः कामदुघांघ्रिपद्मयुगलं सेवध्वमत्युत्सुकाः ।
नानाज्ञानविशेषमंत्रविततिं त्यक्त्वा सुदूरे भृशं
रामं श्यामतनुं स्मरारिहृदये भांतं भजध्वं बुधाः ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના અરણ્યકાંડનો**
**ઉમામાહેશ્વરના સંવાદનો દશમો**
**સર્ગ સંપૂર્ણ.**



શ્રી

# અધ્યાત્મરામાયણ.

## किष्किंधाकांडः प्रारंभः

### સર્ગ ૧ લો.

**श्रीमहादेव उवाच.**

ततः स लक्ष्मणोरामः शनैः पंपासरस्तटं ।
आगत्य सरसां श्रेष्ठं दृष्ट्वा विस्मयमाययौ ॥

શ્રી મહાદેવ કહે છે—ત્યાર પછી લક્ષ્મણ સહિત રામ, સરોવરામાં શ્રેષ્ઠ એવા પંપાસરોવરના તટપર આવ્યા ત્યારે તે શ્રેષ્ઠ એવા પંપાસરોવરને જોઇને વિસ્મય પામ્યા. વળી તે સરોવર એક ગાઊ પર્યંત વિસ્તારવાળું છે, તથા જેમાં અગાધ નિર્મળ જળ રહ્યું છે, જેમાં કમળ, કલ્હાર, કુમુદ અને ઊત્પલ વિગેરે વિવિધ પ્રકારનાં સૂર્ય, ચંદ્ર વિકાશિ કમલો શોભી રહ્યાં છે, હંસ, કારંડવ અને ચક્રવાક વિગેરેથી જે શોભી રહ્યું છે તથા જળકુકડી કોયલ અને ક્રૌંચ વિગેરેના શબ્દોના પડછંદાથી ગાજી રહ્યું છે, નાના પ્રકારનાં ફૂલ અને વેલોથી તથા નાના પ્રકારનાં ફળોએ કરીને ચોમેર જે વ્યાપ્ત થયેલું છે, તેમજ સત્પુરૂષોના મન સરખું, સ્વચ્છ કમળોના કેશર તંતુઓથી સુગંધી જળ જેની અંદર ભરેલું છે, તે સરોવરનાં શ્રમને મટાડનાર શીતળ જળનું લક્ષ્મણ સહિત રામે પાન કર્યું. ત્યાર પછી તે સરોવરના તીર ઉપર શીતળ અને સુગંધી માર્ગે

આવી રામ અને લક્ષ્મણ કે જે ધનુષ બાણને ધરનાર જીતેંદ્રિય, જટા અને વલ્કલથી શોભી રહ્યા છે, તે સુંદર પરાક્રમવાળા બન્ને ભાઇ વિવિધ પ્રકારનાં વૃક્ષો અને પર્વતની શોભાને જોતા જોતા ચાલ્યા આવે છે તેને રૂષ્યમૂક પર્વતના પડખામાં પ્રાપ્ત થએલા જોઇને સુગ્રીવ પોતે પોતાના ચાર મંત્રિ વાંદરાઓની સાથે પર્વતના શીખર ઉપર ચડીને ભયથી હનુમાનને કહેવા લાગ્યા કે, હે મિત્ર ! તે બન્ને વીર લોકોમાં શ્રેષ્ઠ એવા કોણ છે? હે ભાઇ, બ્રાહ્મણને આકારે બટુક થઈ તેને જઈને પૂછો, કારણ કે મને હણવાને માટે વાળીએ મોકલ્યા હોય તેથી તો આવ્યા નથી? માટે તેની પાસે જઇ તેની સાથે ભાષણ કરીને તેના હૃદયને જાણી આવો. જો તે હૃદયને વિષે દોષ યુકત વિચાર વાળા હોય તો તમારે મને હાથના અગ્ર ભાગથી સંજ્ઞા કરવી. એ રીતે ત્યાં જઇ વિનયથી નમ્ર થઇ મારા સંકેતના નિશ્ચયને જાણીને આવો. સુગ્રીવનાં વચન સાંભળી હનુમાન બટુકનું રૂપ લઇ ત્યાં જઇ વિનયથી નમ્ર થઇ રામને નમસ્કાર કરી નીચે પ્રમાણે કહેવા લાગ્યા.

હનુમાન કહે છે—હે વીર પુરૂષોમાં માનવા લાયક, પુરૂષમાં શ્રેષ્ઠ એવા, પોતાની પ્રભાએ કરી સૂર્યની પેઠે સર્વ દિશાઓને પ્રકાશ યુક્ત કરતા એવા, કીશોર વયવાળા તમે બન્ને કોણ છો? મારા મનને તો એમ ભાસે છે કે જગતના કારણરૂપ, જગતમય એવા આપ બન્ને ત્રૈલોક્યના કર્ત્તા નર નારાયણ રૂપ છો. માયાએ કરી મનુષ્યનો અવતાર લઇ પૃથ્વીના ભારને ઊતારવા સારૂ તથા ભક્તોના પરિપાલનને માટે, તેમજ લીલાએ કરી જગતનીજ સ્થિતિ, ઉત્પત્તિ અને સંહાર કરવા સારૂ પરબ્રહ્મ રૂપ એવા તમે બન્ને બંધુ ક્ષત્રિના કુળમાં અવતરેલા છો. માટે સ્વતંત્ર, પ્રેરક એવા, સર્વ પ્રાણિઓના હૃદયને વિષે રહેનારા, નર નારાયણ રૂપ બને ઇશ્વર આ લોકને વિષે અવતરેલા છો. એવી રીતે મારા મનને ભાસે છે. એ પ્રમાણે વાક્યામૃતો સાંભળીને રામ લક્ષ્મણને કહેવા લાગ્યા કે હે લક્ષ્મણ, આ બટુક રૂપવાળાને જુઓ. આ બટુકે સમગ્ર શબ્દ શાસ્ત્ર અર્થાત વ્યાકરણ સર્વ પ્રકારે સાંભળ્યું છે, માટે તેણે જે ભાષણ કર્યું છે તેમાં કાંઈ અશુદ્ધ શબ્દવાળું તેમનું બોલવું થયું નથી.

શ્રી રામ કહે છે-હે બટુક! હું દશરથ રાજાનો પુત્ર રામ છું. આ મારો મહાનો ભાઈ લક્ષ્મણ છે. અમે બને ભાઈ મારી સ્ત્રી સીતાને સાથે લઈ પિતાની આજ્ઞાથી આ દંડક વનમાં આવીને રહ્યા હતા, ત્યાંથી કોઈ રાક્ષસ મારી સ્ત્રી સીતાને હરી ગયો છે, માટે તેને શોધવાને વાસ્તે અમે અહિં આવેલા છીએ. તમે કોણ છો? તે કહો.

બટુક કહે છે-હે મોટી બુદ્ધિવાળા રામ! આ પર્વતના શિખર ઉપર રૂડી મતિવાળો, વાંદરાઓનો રાજા સુગ્રીવ પોતાના ચાર મંત્રિઓની સાથે રહે છે. વળી તે સુગ્રીવ, પાપ યુંકત ચિત્તવાળા વાળીનો નાનો ભાઈ થાય છે, તેજ સુગ્રીવની સ્ત્રીને હરી લઈને વાળિયે તેને રાજ્યભ્રષ્ટ કરી કાઢી મૂકયો છે; માટે તે વાળીના ભયથી આ ઋષ્યમૂક નામના પર્વતમાં આવીને રહ્યો છે, તેનો હુ સચિવ છું. હું અંજનીને વિષે ઉત્પન્ન થએલો વાયુનો પુત્ર હનુમાન્ એ નામથી વિખ્યાત છું. તે કારણ માટે હે રઘુકુળમાં ઉત્તમ! તે સુગ્રીવની સાથે મિત્રતા કરવી યોગ્ય છે; કેમકે તે તમારી સ્ત્રીના હરણ કરનારને હણવામાં સહાય થશે, માટે જો આપની ઇચ્છા હોય તો ચાલો. હમણાંજ આપણે તેની પાસે જઈએ.

શ્રીરામ કહે છે-હે કપીશ્વર! હું પણ તે સુગ્રીવની સાથે મિત્રતા કરવાને માટે આવ્યો છું, તેમજ તે સુગ્રીવનું પણ જે કાર્ય છે તેને હું કરી આપીશ એમાં સંશય ન રાખવો. તે સાંભળતાં હનુમાન્ પોતાનું રૂપ લઇ રામને કહેવા લાગ્યા કે હે મહારાજ, તમે બને ભાઇ મારા ખભા ઉપર બેસો એટલે વાળીના ભયથી મંત્રિઓની સાથે સુગ્રીવ જ્યાં રહે છે ત્યાં પર્વતની ઉપર જઈએ. તે રામ અને લક્ષ્મણ હનુમાનના કહેવાથી તેના ખભા ઉપર ચડયા, કે તરત મહા કપી હનુમાન્ ક્ષણ એકમાં ઉંચા પર્વત ઠેકીને ઉપર આવ્યા. પછી રામ, લક્ષ્મણને વૃક્ષની છાયામાં બેસારીને હનુમાન્ સુગ્રીવ પાસે આવી હાથ જોડી કહેવા લાગ્યા.

હનુમાન્ કહે છે-હે રાજન્, તમારો ભય જતો રહ્યો, કેમકે શ્રીરામ અને લક્ષ્મણ અહિં પધાર્યા છે. માટે એકદમ ઉઠીને તે રામની સાથે મિત્રતા કરો. વળી તે રામ અને લક્ષ્મણે મિત્રતા કરવાનું મારી

પાસે અંગીકાર કરેલું છે, તેથી અગ્નિને સાક્ષી કરી તેની સાથે તત્કાળ સખ્યભાવને સાંધો. તે સાંભળી સુગ્રીવે અતિ હર્ષથી રામની પાસે આવી પોતે વૃક્ષની શાખાને કાપીને પ્રેમથી રામને આસન આપ્યું. અને હનુમાને લક્ષ્મણને આપ્યું. તેમ લક્ષ્મણે સુગ્રીવને આપ્યું. એ રીતે તે સર્વે અતિ હર્ષયુકત થઇ બેઠા છે, તેટલામાં લક્ષ્મણે પેહેલાંથી આરંભી વનવાસ આવવાનું તથા સીતાના હરણ વિગેરે રામનું સર્વ વૃત્તાંત સુગ્રીવને કહી સંભળાવ્યું. એ પ્રમાણે લક્ષ્મણનાં વચન સાંભળી સુગ્રીવ રામને કહેવા લાગ્યા.

સુગ્રીવ કહે છે–હે રાજેંદ્ર, હે રામ, સીતાના શોધ વિગેરેમાં તથા તમને શત્રુના વધ વિગેરે કાર્યમાં હું સહાય કરીશ. હે રામ, મેં જે કાંઇ જોએલું છે તે તમને કહું છું તે સાંભળો. એક દિવસે આ પર્વતના શિખર ઊપર મારા મંત્રિઓની સાથે બેઠો હતો તે સમયે કોઇ એક રાક્ષસ ઉત્તમ સ્ત્રીને આકાશ માર્ગે લઇ જતો હતો, ત્યારે તે સુંદરીએ અમને પર્વત ઉપર બેઠેલા જોઇ હે રામ, હે રામ, એમ પોકાર કરતાં પોતાનાં વસ્ત્રમાં ઘરેણાં બાંધીને નીચે નાંખ્યાં હતાં. હે પ્રભુ, તે ઘરેણાંને મેં ગુફાને વિષે રાખી મૂકયાં છે તેને આપ જુઓ કે તે આપનાં છે કે નહીં ? એમ કહીને સુગ્રીવે તે ઘરેણાં લાવી રામની પાસે જોવા મૂકયાં. તે ભૂષણને જોઇ સંસારી મનુષ્યના પેઠે રામ હા સીતા ! એ રીતે કહી વારંવાર ઘરેણાં યુકત તે વસ્ત્રને હૃદયમાં ચાંપી શોક કરવા લાગ્યા. ત્યારે નાનાભાઇ લક્ષ્મણે રામની આશ્વાસના કરી નીચે પ્રમાણે કહ્યું.

લક્ષ્મણ કહે છે–હે રામ ! તમારાં કલ્યાણી જાનકી સુગ્રીવના સહાયે કરી રણસંગ્રામમાં રાવણને હણતાં હમણાં થોડા વખતમાં પ્રાપ્ત થશે. વળી સુગ્રીવ પણ કહેવા લાગ્યો કે હે રામ, તમારે માટે હું પ્રતિજ્ઞા કરૂં છું કે, રણસંગ્રામને વિષે રાવણને હણી જાનકીને તમારી પાસે લાવી આપીશ. ત્યાર પછી હનુમાને તે બન્નેની પાસે અગ્નિને પ્રજ્વલિત કર્યો, ત્યારે રામ અને સુગ્રીવે અગ્નિને સાક્ષી રાખી નિષ્પાપ એવા તે બંને જણો અન્યોન્ય હાથ લાંબા કરી સ્નેહથી મળ્યા. પછી સુગ્રીવ પણ રામની પાસે બેસીને વિનયપૂર્વક સ્નેહથી પોતાનું વૃત્તાંત શ્રી રઘુ કુલના પતિને કહેવા લાગ્યો.

સુગ્રીવ કહે છે–હે સખા શ્રીરામ ! પૂર્વે મારા ઉપર વાળીએ જે કરેલું છે તે સાંભળો. અતિ મદવાળો, મયદાનવનો માયાવી એવા નામનો પુત્ર કિષ્કિંધામાં આવીને વાળીને યુદ્ધ કરવા સારૂ તિરસ્કારના શબ્દથી બોલાવવા લાગ્યો. ત્યારે તેના મોટા સિંહનાદથી ક્રોધે કરી લાલચોળ નેત્રવાળો, તેના અપમાનના શબ્દને સહન ન કરનાર વાળી બહાર નીકળી તેને દૃઢ મુષ્ઠિથી મારવા લાગ્યો. ત્યારે તે વાળીના મારથી ઉદ્વેગ પામેલો દાનવ પોતાની ગુફા તરફ દોડયો. ત્યારે તે માયાવી દાનવની પાછળ વાળી પણ દોડયો. તે બંનેની પાછળ હું પણ ત્યાં ગયો હતો. તે વખતે તે માયાવી દાનવને ગુફામાં પેસેલો જોઇ વાળીએ મને કહ્યું કે હું આની પાછળ ગુફામાં જાઉં છું, તું બહાર ઉભો રહેજે, એમ કહી. તે વાળી ગુફામાં ગયો. તેને એક માસ થઇ ગયો તો પણ તે બહાર નીકળ્યો નહિ ત્યારે એક માસ ઉપરાંત તે ગુફાના બારણામાંથી ઘણું લોહી નીકળ્યું તે જોઇને હું પરિતાપ પામ્યો ને મારો ભાઇ વાળી મરણ પામ્યો હશે એમ માની અતિ દુઃખી થઇને હું ગુફાના દ્વાર આડી શિલા દઇને ઘેર આવ્યો. ત્યાર પછી ઘેર આવી મેં કહ્યું કે, ગુફામાં રાક્ષસે વાળીને હણ્યો. તે સાંભળીને સર્વે લોકોએ દુઃખ યુક્ત થઇ મારી ઇચ્છા ન હોતી તો પણ સર્વ વાનર મંત્રિઓએ મુને રાજ્યાભિષેક કર્યો. હે શત્રુઓનું દમન કરનાર રામ ! ત્યાર પછી કેટલાક કાળ સુધી મેં રાજ્યનું પાલન કર્યું, તેવામાં વાળી, મારો ઘણો તિરસ્કાર કરીને મને મુષ્ઠિના પ્રહારોથી મારી, ક્રોધથી કઠોર વચન કહેવા લાગ્યો, ત્યારે ઘણી બીકથી હું તે નગરમાંથી નીકળી સર્વ લોકોમાં ભમીને છેવટ ભાગતાં ભાગતાં આ ઋષ્યમૂક પર્વતમાં આવીને રહ્યો છું. વળી તે વાળી પણ ઋષિના શાપની બીકથી આ પર્વતમાં આવી શકતો નથી. હે પ્રભુ, તે દિવસથી માંડીને તે મૂઢ બુદ્ધિવાળો વાળી, પોતે મારી સ્ત્રીને ભોગવે છે. એ કારણ માટે તે દુઃખે કરી પરિતાપને પામેલો જે હું, તેની સ્ત્રીને અને રાજ્ય આશ્રયને હરી લીધાં છે, માટે અહિં રહ્યો છું. હે ભગવન્ ! એ રીતે અતિ દુઃખી એવો હું આજ તમારા ચરણ સ્પર્શથી સારી રીતે સુખ યુક્ત થયો છું. એ સાંભળી મિત્રના દુઃખે કરી સંતાપને પામેલા

કમળ નેત્ર રામે સુગ્રીવની પાસે પ્રતિજ્ઞા કરી કે હે મિત્ર, તારી સ્રીને હરનાર તારા દ્વેષીને હું હમણાં હણીશ.

સુગ્રીવ કહે છે—હે રાજેંદ્ર, હે બળવાનમાં શ્રેષ્ઠ રામ! તે વાળી મહા બળવાનમાં પણ બળવાન છે. વળી જેનું બળ દેવતાઓથી પણ નાશ પામે તેવું નથી તેને તમે કેમ કરી હણુશો? હે રામ, તેનું બળ તમને કહું તે સાંભળો. કોઇએક દિવસે મોટી કાયાવાળો, મહા બળવાન, મહિષના રૂપને ધરનાર, અતિ ભયંકર, દુંદુભિ નામનો દાનવ કિષ્કિંધા નગરીમાં આવી રાત્રિએ વાળીની સાથે યુદ્ધ કરવા સારૂ તેને કઠોર શબ્દથી બોલાવા લાગ્યો. તે સાંભળી તેનું સહન ન કરનાર, અતિ કોપવાળા વાળીએ તેને શિંગડે ઝાલી એક પગે કરી તેના શરીરને પૃથ્વીમાં દબાવી પછી બે હાથે ઝાલીને આકાશમાં ફેરવી, પૃથ્વી ઉપર પછાડયો, ત્યારે તેનું માથું ફેંકવાના વેગે કરી એક યોજન ઉપર મુનિના આશ્રમ મંડળ પાસે માતંગ મુનિના આશ્રમમાં પડયું ત્યારે ઉંચેથી ઘણી લોહીની વૃષ્ટિ પડવા લાગી. તે જોઇ ક્રોધાયમાન થએલા માતંગે વાળીને કહ્યું કે જો હવેથી તું મારા પર્વતમાં આવીશ તો તારૂં માથું કપાઇ જતાં મરણ પામીશ એમા સંશય નથી. તે દિવસથી આરંભી એ રીતે ઋષિનો શાપ થયો છે, માટે તે વાળી આ ઋષ્યમૂક પર્વતમાં આવતો નથી. હે રામ, હું પણ એના શાપના કારણને જાણી અહીં નિર્ભય થઇ રહું છું. હે રામ, તે દુંદુભિનું માથું પર્વત સરખું અહિં પડેલું છે તે તમે જુઓ. જો તેના માથાંને ફેંકવામાં શકિતમાન થાઓ તો તમે વાળીનો વધ કરી શકશો, એમ કહીને સુગ્રીવે પર્વત સરખું તે દૈત્યનું માથું રામને દેખાડયું, તે જોઈ હસીને રામે તે માથાને પગને અંગુઠે કરી દશ યોજન પર્યંત દૂર ફેંકયું; તે આશ્ચર્યને જોઇ મંત્રિ સહિત સુગ્રીવ બહુ સારૂં બહુ સારૂં એમ કહેવા લાગ્યા. ફરીને તે સુગ્રીવ ભકત પરાયણ રામને કહેવા લાગ્યા કે, હે રઘુકુળમાં ઉત્તમ રામ, આ મહા કઠોર એવા સાત તાડને તમે એકેકો ચલાયમાન કરી ક્રમથી સર્વને પાંદડા વગરના કરીને જો એક બાણથી તે સાતેને વિંધીને છિદ્ર કરો તો તમે વાળીને હણુશો. અને તેમ કરી દેખાડવાથી મને પણ તેથી

પક્કો વિશ્વાસ થાય. તે સાંભળી રામે ધનુષ લઇ એક બાણને તે તાડ ઊપર ફેંક્યું કે તરત તે સાતે તાડ વિંધાઇ ગયા. એ રીતે તે રામનું બાણ સાત તાડ, પર્વત અને પૃથ્વીને ભેદી પાછું રામ પાસે આવી ભાથામાં પેહેલાંની પેઠે રહ્યું તે જોઇ હર્ષથી અતિ વિસ્મય પામેલા સુગ્રીવ રામને કહેવા લાગ્યા.

સુગ્રીવ કહે છે હે-દેવ, તમે જગતના નાથ પરમાત્મા છો એમાં સંશય નથી. કેમકે ઈશ્વર એવા તમે મને પૂર્વ જન્માંતરમાં કરેલાં મોટાં પુણ્યના સમૂહથી મળ્યા છો. હે રામ, મોક્ષના પ્રધાન રૂપ એવા તમે તેને મહાત્મા લોકો સંસારની નિવૃત્તિને માટે ભજે છે. સંસારથી મુક્તિ કરનાર આપને હું પ્રાપ્ત થઇ હવે સંસારને સા વાસ્તે માગું? હે દેવ દેવેશ, સ્ત્રી, પુત્ર, ધન અને રાજ્ય વિગેરે સર્વે તમારી માયાએ કરીને ક્ષણિક છે. એ કારણ માટે એવા બીજા કાંઇ પણ સુખની ઇચ્છા કરતો નથી. માટે પ્રસન્ન થઇને સર્વ ઉ-પાધિથી નિવૃત્ત કરો. હે સત પુરૂષના પતિ રામ, માટીને માટે પૃથ્વીને ખોદનાર પુરૂષને જેમ ભંડાર મળે તેમ મારા મોટા ભાગ્યથી આનંદ અને અનુભવ સ્વરૂપ આપ આજ મને પ્રાપ્ત થયા છો. તેથી આજે અમારૂં અનાદિ કાળની અવિદ્યાથી થએલું, સંસારને પ્રવર્તાવનારૂં, વિષય વાસના રૂપ બંધન કપાઇ ગયું. હે પ્રભુ, જે સંસૃતિ અને તેના કારણરૂપ વિષય વાસનાનું બંધન, યજ્ઞ, દાન, તપ, કર્મ, ઇષ્ટાપૂર્ત અર્થાત્ વાવ, કુવા, તળાવ, સદાવ્રત વિગેરેથી જીર્ણ થતું નથી પરંતુ પાછું દ્રઢપણાને પામે છે. માટે તે સર્વ સંસ્કારનું બંધન તમારા ચરણના દરશનથી તત્કાળ નાશ પામે છે એમાં સંશય નથી. જે પુરૂષનું મન અર્ધ ક્ષણ પણ તમારે વિષે ચંચળતાને તજી સ્થિર થઈ રહે છે તેનું અનર્થના મૂળ રૂપ અજ્ઞાન ક્ષણ માત્રમાં નાશ પામે છે. હે રામ, મારૂં મન સદા તમારે વિષે રહો. પરંતુ તમારા શિવાય બીજે કોઇ સ્થળે જશો નહીં. જે પુરૂષની વાણી હે રામ, હે રામ, એ રીતે ક્ષણે ક્ષણે મધુર નામને ગાય છે. તે કદિ બ્રહ્મઘાતી કે મદ્યપાની હોય તોપણ સર્વે પાપથી મૂકાઈ જાય છે. હે રામ, સ્ત્રી પુત્રનાં સુખ વિગેરેની તથા વિજયની હું ઇચ્છા રાખતો નથી. માત્ર ભવબંધનથી મુક્ત કરનાર, તમારા

વિષે સદા ભકિતને માગું છું. હે રઘુત્તમ, તમારી માયાએ કરી જેને સંસાર અર્થાત્ જન્મ મરણ થએલાં છે એવો હું તમારો પ્રતિબિંબ હોવાને લીધે તમારો અંશરૂપ છું. એ કારણ માટે તમારા ચરણની ભક્તિ આપીને મારૂં ભવના સંકટથી રક્ષણ કરો. હે રાઘવ, તમારી માયાથી જેનું ચિત વિંટાએલ છે એવો હું તેને પૂર્વે મિત્ર, શત્રુ અને ઉદાસી વિગેરે હતાં. પરંતુ આજ તમારા ચરણના દરશનથીજ સર્વ જગત બ્રહ્મરૂપ ભાસે છે. જ્યારે સર્વ જગત મને બ્રહ્મરૂપ ભાસ્યું ત્યારે મિત્ર અને શત્રુ કયાં રહ્યા? વળી પુરૂષ જ્યાં સુધી તમારી માયાએ કરી બંધાએલો છે ત્યાં સુધી તેને સત્વ ગુણ, તમો ગુણ અને રજો ગુણનો ભેદ છે. તે ભેદ જ્યાં સુધી છે ત્યાં સુધી તેને શત્રુ, મિત્ર અને મધ્યસ્થ વિગેરેનું નાના પ્રકારપણું છે. તેના પ્રકારપણાનો ભેદ જ્યાં સુધી અજ્ઞાનથી રહે છે ત્યાં સુધી તેને કાળકૃત અર્થાત્ મૃત્યુનો ભય મટતો નથી. એ કારણ માટે જે મનુષ્ય અવિદ્યાને સેવે છે તે પુરૂષ અંધ નર્કને વિષે બુડે છે. એ કારણ માટે હે રામ, પુત્ર, સ્ત્રી વિગેરેનું આ સર્વ બંધનનું મૂળ માયા છે. માટે હે રઘુ કુળમાં ઉત્તમ રામ, તમારી દાસી રૂપ માયામાંથી મને બહાર કાઢો. હે રામ, મારા ચિત્તની વૃત્તિ તમારા ચરણકમળને વિષે રહો. મારી વાણી સદા તમારા નામના સંગીતવાળી કથામાં રહો. મારા હાથ તમારા ભકતોની સેવામાં પ્રીતિથી તત્પર રહો. મારૂં અંગ હમેશાં તમારા અંગની સાથે સંગ પામો. મારાં નેત્ર તમારી મૂર્ત્તિ, તમારા ભકત અને ગુરૂનું નિરંતર દર્શન કરો. મારા કાન નિરંતર તમારા જન્મ ચરિત્રોને સાંભળો. મારા પગ નિરંતર તમારા મંદિરો પ્રત્યે ગમન કરો. હે ગરૂડધ્વજ, મારાં અંગ હમેશાં તમારા ચરણની રજથી મિશ્રિત એવાં તિર્થોને ધારણ કરો. હે રામ, શંકર બ્રહ્માદિકે સેવેલા તમારા ચરણને મારૂં મસ્તક નિરંતર નમો.

अंगानि ते पादरजोविमिश्र तीर्थानि बिभ्रत्वहिशत्रुकेतो।
शिरस्त्वदीयं भवपद्मजाद्यैर्जुष्टं पदं राम नमत्वजस्त्रं ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો પેહેલો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૨ જો.

## શ્રીमहादेव उवाच.

इत्थं स्वात्मपरिष्वंग निर्धूताशेषकल्मषं ।
रामः सुग्रीवमालोक्य सस्मितं वाक्यमब्रवीत् ॥

શ્રી મહાદેવ કહે છે—એ રીતે પોતાના મળવાથી જેનાં સર્વ પાપ ધોવાઈ ગયાં છે એવા સુગ્રીવને જોઈ રામ તેને વિષે મોહ કરનારી માયાનો વિસ્તાર કરતાં તેના કાર્યની સિદ્ધિને અર્થે હસીને વાક્ય બોલ્યા.

શ્રી રામ કહે છે—હે સખે! તમે જે મને કહ્યું તે સત્ય છે એમાં સંશય નથી. કેમકે સર્વ લોકો મને એમ કહેશે કે રામે અગ્નિને સાક્ષી રાખી સુગ્રીવની સાથે મિત્રતા કરીને તેણે શું કર્યું? એ રીતે મારા ઉપર લોકાપવાદ થશે એમાં શક નથી. તે કારણ માટે હે સુગ્રીવ, તારા દ્વેષિ વાળીને યુદ્ધ કરવા બોલાવ, કે તરત એક બાણથી તે વાળીને હણી રાજ્ય વિષે તારો અભિષેક કરીશ. એવાં રામનાં વચન સાંભળી સુગ્રીવ તત્કાળ કિષ્કિંધાની ફુલવાડીમાં જઇને મોટા સિંહનાદથી વાળીને યુદ્ધ કરવા સારૂ બોલાવવા લાગ્યો. ભાઇના શબ્દને સાંભળી ક્રોધથી લાલ નેત્રવાળો વાળી ઘરમાંથી એકદમ નિકળીને જ્યાં વાનર સુગ્રીવ છે ત્યાં આવ્યો. તેને આવતો જોઇ સુગ્રીવે એકદમ તેના હૃદયને વિષે પ્રહાર કર્યો. ક્રોધથી વ્યાપ્ત થએલા વાળીએ સુગ્રીવને બે મુઠીથી પ્રહાર કર્યો. એ રીતે વાળી અને સુગ્રીવ પરસ્પર ક્રોધ પામી યુદ્ધ કરવા લાગ્યા; ત્યારે તે બન્નેને એક સરખા આકારવાળા જોઇ, અતિ વિસ્મય પામેલા રામે સુગ્રીવને લાગવાની શંકાથી બાણ મૂક્યું નહીં, ત્યારે લોહી ઓકતો એવો, ભયથી વ્યાકુળ થએલો સુગ્રીવ દોડીને રામ પાસે ગયો અને વાળી પોતાને ઘેર ગયો. ત્યારપછી સુગ્રીવે રામને કહ્યું કે હે રામ, બંધુરૂપી શત્રુ આગળ મને મરાવવો છે કે શું? જો તમારે મને હણાવવાની ઇચ્છા હોય તો હે પ્રભુ, તમે પોતેજ મને હણો. હે શરણાગત વત્સલ, હે સત્ય-

વાદી રામ, હું વાળીને હણીશ. એ રીતે મને વિશ્વાસ કરાવીને હવે મારી શા વાસ્તે ઉપેક્ષા કરો છો? એ રીતે સુગ્રીવનાં વચન સાંભળીને જેની આંખમાં આંસુ આવેલાં છે એવા રામ સુગ્રીવને આલિંગન કરી કહેવા લાગ્યા.

રામ કહે છે—હે સખા, તું ભય પામીશ નહીં, તમો બન્નેને સરખા રૂપવાળા જોઇ, મિત્રને હણાવાની શંકાથી મેં બાણ મૂક્યું નહીં. માટે હમણાંજ તે સરખી અણસારના વેહેમને મટાડવા સારૂ નિશાની કરૂં છું, માટે પાછા જઈ વાળીને યુદ્ધ કરવા બોલાવો. હે ભાઇ, હું તારા સમ ખાઇને કહું છું, કે હવે ક્ષણમાત્રમાં તારા શત્રુને હણીશ. એ રીતે રામ સુગ્રીવને ધારણા આપીને લક્ષ્મણને કહેવા લાગ્યા કે હે લક્ષ્મણ, હે મોટા ભાગ્યવાળા, સુગ્રીવને ગળામાં ફૂલની માળા પેરાવીને વાળીની પાસે મોકલો. તે સાંભળી લક્ષ્મણે ફૂલની માળા આદરથી પેરાવીને વાળી સામે યુધ્ધ કરવા જાઓ એ રીતે કહી સુગ્રીવને મોકલ્યો. તેણે પણ ત્યાં જઈ, અદ્ભુત શબ્દ કરી, વાળીને બોલાવ્યો. તે સાંભળી વિસ્મય પામેલો વાળી મહા ક્રોધાયમાન થઇ સારી રીતે ભેઠ બાંધી, લડવા જાવા માટે તૈયાર થયો; તેટલામાં તારા ત્યાં આવીને વાળીને ના પાડવા લાગી.

તારા કહે છે—હે સ્વામિન, મને અતિ શંકા થાય છે, માટે હમણાં તમારે યુદ્ધ કરવા જવું નહીં, કેમકે તે સુગ્રીવનો કોઇ મોટો સહાય કરનાર ખરેખર કોઈ મહા બળવાન આવ્યો છે; માટે હમણાં તમારી પાસેથી હારીને જે ગયો હતો તે પાછો વેગથી આવે છે.

વાળી કહે છે—હે સુભ્રુ, તારે સુગ્રીવના સહાય બાબતની શંકા રાખવી નહીં. હે પ્રિયે, મારો હાથ છોડી તું અંતઃપુરમાં જા. મારાથી બીજો કોણ સુગ્રીવની રક્ષા કરવા માટે સમર્થ છે? માટે તેનો જે સહાય હશે તેને હણી હું તત્કાળ અહિં આવીશ. હે સુંદરી, સુગ્રીવનો જો કોઇ સહાય કરનાર હશે તો બંનેને હણીને હમણાં આવીશ. તું શોક કરીશ નહીં. શત્રુનો શબ્દ સાંભળીને શૂરવીર પુરૂષ ઘરમાં કેમ રહે?

તારા કહે છે—હે રાજેંદ્ર, મૃગયામાં સાંભળેલું વચન અંગદે

અને કહ્યું હતું, તે મારી પાસેથી સાંભળીને પછી જેમ યોગ્ય ભાસે તેમ કરો. અયોધ્યાના પતિ દશરથના પુત્ર શ્રી રામ પોતાના ભાઇ લક્ષ્મણ અને પોતાનાં સ્ત્રી સીતા સહિત હમણાં દંડક વનમાં આવેલાં છે. ત્યાં સીતાને રાવણ હરી ગયો છે જેથી પોતાના ભાઈ લક્ષ્મણ સહિત જાનકીને ગોતતાં અહિં ઋષ્યમૂક પર્વતમાં સુગ્રીવને મળેલા છે. સુગ્રીવે તે રામચંદ્રની સાથે અગ્નિને સાક્ષી રાખી મિત્રતા કરી છે. વળી લક્ષ્મણ સહિત રામે સુગ્રીવની પાસે પ્રતિજ્ઞા કરી છે કે, રણ સંગ્રામને વિષે વાળીને હણીને હું તને રાજા કરીશ, એવો નિશ્ચય કરીને તે બન્ને બંધુ આવેલા છે. એ મારા વચનને તમારે સત્ય જાણવું, નહિ તો જે સુગ્રીવ તમારી પાસેથી હમણાંજ હારીને ગયો હતો, તે પાછો કેમ આવે? એ કારણ માટે સર્વ પ્રકારે વેરને મૂકી સુગ્રીવને અહિં લાવો, અને તેનો રાજ્ય ઉપર અભિષેક કરો તેમજ તાત્કાળ શ્રીરામને શરણે જાઓ. હે વાંદરાઓમાં શ્રેષ્ઠ, એ પ્રમાણે વર્તીને મારી, અંગદની તથા રાજ્યની રક્ષા કરો. એ રીતે કહી જેનું મુખ આંસુથી ભરાઇ રહ્યું છે એવી તારા વાળીના પગમાં પ્રમામ કરી, બે હાથે તેના પગને ઝાલી, ભયથી વિહ્વળ થઇ, રૂદન કરવા લાગી ત્યારે તેને હૃદયમાં ચાંપીને વાળી સ્નેહથી આવાં વચન કહેવા લાગ્યો.

વાળી કહે છે-હે પ્રિયે, તું સ્ત્રી સ્વભાવથી ભય પામે છે, પરંતુ મને ભય નથી. જો સમર્થ એવા રામ, લક્ષ્મણ સહિત આવ્યા હશે તો તે રામની સાથે મારે સ્નેહ થશે, એમાં સંશય નથી. કેમકે હે પાપ રહિત પ્રિયે, તે રામ સાક્ષાત્ નારાયણ પ્રભુ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ અવતરેલા છે. એમ મેં પૂર્વે સાંભળ્યું છે. વળી તે પરમાત્માને કોઇ પોતાનો પક્ષ અને પારકો પક્ષ નથી. અર્થાત્ તે સર્વત્ર સમદર્શી છે. માટે હે સાધ્વી, તેના ચરણ કમળને નમસ્કાર કરી તેને હું ઘેર તેડી લાવીશ. કેમકે તે ભક્તિથી પ્રાપ્ત થાય એવા દેવતાઓના ઇશ્વર શ્રીરામ ભજનારાઓને ભજે છે. જો કદિ સુગ્રીવ સહાય વગરનો આવતો હશે તો હું તે સુગ્રીવને ક્ષણમાં હણીશ. હે સુંદર લક્ષણવાળી તારા, તમે જે સુગ્રીવના રાજ્યાભિષેકને માટે મને કહ્યું. તે હું કેમ કરૂં? કેમકે જે શત્રુ

મને યુદ્ધને માટે બોલાવે છે તેની પાસે સર્વ લોકને માનવા લાયક હું વાળી શૂરવીર થઇને બીકણની પેઠે વાક્ય કેમ બોલું? હે પ્રિયે, હે સુંદરી, તે કારણ માટે તું શોકનો પરિત્યાગ કરી, મંદિરની અંદર સુખથી સ્વસ્થ રહે. એ રીતે શોક કરતી અને જેની આંખમાં આંસુ આવેલાં છે એવી તે તારાને ધારણા આપી યુદ્ધને વાસ્તે તૈયાર થએલો વાળી સુગ્રીવના વધને વાસ્તે ગયો. વાળીને આવતો જોઇ, જેને ગળે ફૂલની માળા રહેલી છે એવા ભયંકર પરાક્રમવાળા સુગ્રીવે પોતે પતંગની પેઠે ઉડી બે મુઠીથી વાળીને પ્રહાર કર્યો. ત્યારે વાળીએ પણ સુગ્રીવને તે રીતે પ્રહાર કર્યો. એ રીતે વાળી અને સુગ્રીવ અન્યોન્ય યુદ્ધ કરી રહ્યા છે તેટલામાં યુદ્ધને વિષે સુગ્રીવે રામને જોઇ, સૂચના કરી ત્યારે પ્રતાપી શ્રીરામે બન્નેને યુદ્ધ કરતા જોઇ ભાથામાંથી બાણ લઇ, અગસ્ત્યે આપેલા ઈંદ્રના ધનુષ ઉપર સાંધી, કાન સુધી ખેંચી, વૃક્ષોની ઝાડીમાં અદૃષ્ય રહી સારી રીતે વાળીને જોઇ, તેના હૃદયને લક્ષ્ય અર્થાત્ નિશાન કરી, મહા બળવાન એવા રામે મોટા વેગવાળા, વજ્ર સરખા કઠોર બાણને ફેંક્યું. તે બાણ પૃથ્વીને કંપાવતું વાળિના હૃદયને ભેદવા લાગ્યું ત્યારે તે વાળી ઉડી પડી, મોટો શબ્દ કરી, પૃથ્વી ઉપર પડયો. બે ઘડી સંજ્ઞા વગરનો થઇને પડયા પછી બે ઘડીએ ચેતના પામ્યો ત્યારે પોતાના આગળ કમળ સરખા નેત્રવાળા, ડાબા હાથને વિષે ધનુષ તથા જમણા હાથને વિષે બાણને ધારણ કરનાર, વલ્કલને પેહેરનાર, જટા મુકુટ ધારી, વિશાળ વૃક્ષઃસ્થળવાળા, પ્રકાશિત વનમાળાથી શોભાયમાન, પુષ્ટ, સુંદર અને લાંબી ભુજાવાળા, નવીન ધ્રોના પુંખડા સરખા શ્યામ, અને બન્ને પડખે સુગ્રીવ અને લક્ષ્મણ જેની સેવા કરી રહ્યા છે એવા રામને જોઇ, વાળી ધીમેથી રામની નિંદા કરતો કહેવા લાગ્યો.

વાળી કહે છે–હે રામ, મેં તારો શું અપકાર કર્યો છે જેથી મને તેં હણ્યો. વૃક્ષની ઝાડીમાં સંતાઇ રહીને તેં બીજાની સાથે યુદ્ધ કરનાર જે હું, તેનીપર બાણ ફેંક્યું તે તે રાજાના ધર્મને જાણ્યા શિવાય અતિ નિંદિત કામ કર્યું છે. હે રામ, તું ચોરની પેઠે સંતાઇ

સંગ્રામ કરનારો છે તેથી મને ભુલવીને માર્યો તેમાં તું કાંઈ યશને પામીશ નહીં. જો તું મનુના વંશને વિષે ઉત્પન્ન થએલો, ક્ષત્રિનો પુત્ર, સાચો હો તો મારી સાથે સમક્ષ યુદ્ધ કરીશ ત્યારેજ તું તેના ફળને પામીશ. અર્થાત્ યશ અને મરણના ફળને પામીશ. હે રામ, સુગ્રીવે તમારૂં શું કર્યું? અને મેં શું ન કર્યું? હે રામ, તમારી સ્ત્રીને રાવણ હરી ગયો છે, માટે આ મોટા વનમાં તે સીતાને પ્રાપ્ત કરવા સારૂ સુગ્રીવને શરણે આવ્યા છો એમ મેં સાંભળ્યું છે. હે રામ, મને એજ અપસોસ છે કે લોકોમાં વિખ્યાત એવા મારા બળને તું જાણતો નથી. કુળ સહિત, રાવણને બાંધી સીતા અને લંકા સહિત રાવણને એક અરધી ઘડીની અંદર જો ઇચ્છા કરૂં તો આણી શકું એવો છું. હે રઘુકુળને આનંદ આપનાર રામ, તમે આ લોકને વિષે ધર્મિષ્ઠ કહેવાઓ છો માટે પારાધીના પેઠે મને વાંદરાને હણીને તમે શા ધર્મને પામશો તે કહો. વળી વાંદરાનું માંસ પણ અભક્ષ્ય કહેવાય છે માટે મને હણીને તમે શું કરશો ?

શ્રી રામ કહે છે—હે વાળી, હું આ લોકને વિષે ધર્મનો રક્ષક છું, તેથી હાથમાં ધનુષ લઇ અધર્મના કરનારાઓને હણું છું અને ધર્મનું પાલણ કરૂં છું. જે મૂઢ બુદ્ધિવાળો દીકરી, બેન, ભાઇની સ્ત્રી અને પુત્રની વહુ તે ચારમાંની એક સાથે પણ રમણ કરે છે તેને પાતકી જાણવો. વળી એવા અધર્મી હમેશાં રાજાએ હણવા. હે વાનર, તું તો નાના ભાઇની સ્ત્રી તારા સાથે બળથી રમણ કરે છે, માટે ધર્મને જાણનાર મેં તુને હણ્યો છે. હે વાળી, તું તારા વાનરપણાથી જાણતો નથી કે મોટા પુરૂષો પોતાના ચાલવાથી લોકોને પવિત્ર કરે છે. માટે એમની નિંદા કરવી નહીં. તે સાંભળી ભયથી ત્રાસ પામેલો વાળી રામને લક્ષ્મી પતિ જાણી તેને પ્રણામ કરી નિચે પ્રમાણે વચન કહેવા લાગ્યો.

વાળી કહે છે—હે રામ, હે મહા ભાગ, તમને હું પરમેશ્વર રૂપ જાણું છું. હે પ્રભુ, મેં અજાણતાં જે કાંઈ કહેવાયું હોય તે તમે ક્ષમા કરવાને માટે યોગ્ય છો. હે રામ, સાક્ષાત્ તમારા બાણથી તેમાં પણ વિશેષે કરી તમારી આગળ હું મારા પ્રાણનો પરિત્યાગ કરૂં છું. કેમકે તમારૂં દર્શન મોટા યોગીઓને પણ દુર્લભ છે. વળી

મરનાર મનુષ્ય પરવશ થતાં પણ જો તમારા નામનું ગ્રહણ કરે તો તે સાક્ષાત્ પરમ પદને પામે. સમર્થ એવા તમે શ્રી રામ આજ મને મરતી વખતે પાસે પ્રાપ્ત થયા છો. હે દેવ, તમને હું પરમ પુરૂષરૂપ જાણું છું. અને કલ્યાણી જાનકીને સાક્ષાત્ શ્રી લક્ષ્મી માનું છું. હે રામ, બ્રહ્માની પ્રાર્થનાથી તમે રાવણનો વધ કરવા સારૂ અવતરેલા છો. હે રામ, તમારા ઉત્તમ ચરણકમળની પાસે આવેલા મને આજ્ઞા કરો. તેમ મારા સરખા બળવાન, મારા પુત્ર અંગદને વિષે તમે દયા કરજો. હે રામ, તમે હાથે સ્પર્શ કરી મારા હૃદયમાંથી સલ્ય કાઢો. એ રીતે વાળીનાં વચન સાંભળી રામે હાથથી સ્પર્શ કરીને બાણ કાઢયું ત્યારે તે વાળી વાંદરાના દેહનો ત્યાગ કરી ક્ષણ માત્રમાં મોટો દેવેંદ્ર થયો. રામના બાણથી હણાએલો, નિષ્પાપ થએલો વાળી પરમ સુખકારક રામના શિતળ હસ્તથી તત્કાળ સ્પર્શ થતાં વાંદરાના દેહને મૂકી બીજાને ન મળે એવાં અને પરમ હંસોના સમૂહને પણ ન મળે એવાં પરમ પદને પામ્યો.

वाली रघूत्तमशराभिहतो विमृष्टो रामेण शीतलकरेण सुखाकरेण ।
सद्योविमुच्य कपिदेहमनन्यलभ्यं प्राप्तः परं परमहंसगणैर्दुरापं ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

### શ્રીમહાદેવ उवाच.

निहते वालिनि रणे रामेण परमात्मना ।
दुद्रुवुर्वानराः सर्वे किष्किंधां भयविव्हलां ॥

શ્રી મહાદેવ કહે છે—એ રીતે પરમાત્મા રામે રણમાં વાળીને હણ્યો, ત્યારે ભયથી વિવ્હળ થએલા સર્વે વાંદરાઓ દોડીને કિષ્કિંધામાં જઇ તારાને કહેવા લાગ્યા કે હે મોટા ભાગ્યવાળી તારા, તારો

પતિ વાળી રણમાં હણાયો, માટે અંગદની રક્ષા કરવાને માટે મંત્રિઓને નગરની રક્ષા કરવા સારૂ મોકલો. હે સુંદરી, અંગદને વાંદરાઓનો રાજા કરો એટલે અમે ચોતરફ દરવાજાનાં કમાડ બંધ કરી નગરીની રક્ષા કરીએ. એ રીતે વાંદરાઓની પાસેથી વાળીને હણવાના ખબર સાંભળીને શોકથી મૂર્છા પામેલી તારા એ ઘડી પછી સાધ્ય આવતાં વારંવાર પોતાના હાથથી માથું અને હૃદય કુટતી વિલાપ કરવા લાગી કે, અંગદ, રાજ્યનગર અને ધન તેનાથી મારે શું પ્રયોજન છે? હું તો હમણાંજ મારા પતિની સાથે મરણ પામીશ. એમ કહી એકદમ ઉતાવળી રૂદન કરતી, છૂટા કેશવાળી અને શોકથી પીડાએલી તારા જ્યાં પોતાના સ્વામિનું શરીર પડયું હતું ત્યાં ગઇ, અને તે રણ ભૂમિમાં પડેલા, લોહી અને રજથી વિંટાએલા વાળીને જોઇ, તેના પગ પાસે પડીને હે નાથ, હા પ્રાણપતિ, કયાં ગયા? એ રીતે અતિ કરૂણાજનક, વિલાપ કરતી એવી તારાએ રામને જોઈ નિચે પ્રમાણે કહ્યું.

તારા કહે છે—હે રામ, હે રઘુનંદન, જે બાણે કરીને તમે વાળીને હણ્યો તે બાણે કરીને મને પણ મારો. એટલે હું પતિના સાલોક્ય (સરખા લોક)ને પામું. કેમકે મારો પતિ વાળી મારી ઇચ્છા કરે છે, માટે હે પ્રભુ, તેને મારા વિના સ્વર્ગને વિષે પણ સુખ મળશે નહીં. હે નિષ્પાપ, તમે સ્ત્રીના વિયોગનું દુઃખ અનુભવ કરેલું છે તેથી જાણો છો; માટે હે નાથ, મને વાળીને સોંપો, એટલે તે ધર્મથી તમને પણ પત્નિના દાનનું ફળ થશે. સારાંશ સ્ત્રીનો લાભ થશે. હે સુગ્રીવ, વાળિને હણનાર રામે તમને રાજ્ય આપ્યું માટે તે શત્રુ રહિત રાજ્યને તમે રૂમા સહિત સુખથી ભોગવો. એ રીતે વિલાપ કરતી એવી તે તારાને મોટા મનવાળા રામ તત્વ જ્ઞાનના ઉપદેશથી દયાએ કરી સાન્ત્વના કરવા લાગ્યા.

રામ કહે છે—હે ભીરૂ, શોકના અવિષયરૂપ અર્થાત્ શોકના સ્થાનકરૂપ નહીં એવા પતિનો તું વ્યર્થ શોક કેમ કરે છે! હે કલ્યાણી, આ દેહ તારો પતિ છે કે જીવ તારો પતિ છે. તે તત્વથી કહે. જો દેહને પતિ માનતી હો તો આ જડ દેહ ત્વચા, માંસ, રૂધિર અને હાડકાંમય છે. તે પંચમહાભૂતનો દેહ કાળ, કર્મ અને ગુણથી

ઉત્પન્ન થએલો છે. વળી તે પણ હજી સુધી તારી પાસે પડયો છે. કદિ તું જો જીવને પતિરૂપ માનતી હો તો તે જીવ નાશ રહિત છે. માટે તે આત્મા જન્મ, મરણ, સ્થિતિ કે ગતીને પામતો નથી, તેમજ સર્વ વ્યાપક, અવિનાશી જીવ સ્ત્રી, પુરૂષ કે નપુંશક નથી માત્ર તે આત્મા, એક, અદ્વિતીય, નિત્ય, જ્ઞાનમય, શુદ્ધ, બુદ્ધ અને સદા મુકત સ્વરૂપ છે. તે આકાશની પેઠે નિર્લેપ આત્માનો શોક કરવાને તું કેમ યોગ્ય છો!

તારા કહે છે—હે રામ, દેહ કાષ્ટની પેઠે અચેતન છે. જીવ નિત્ય અને ચિદાત્મક છે માટે સુખ દુઃખ વિગેરેનો સંબંધ કેને થાય છે? તે કહો.

શ્રીરામ કહે છે—જ્યાં સુધી દેહ અને ઇન્દ્રિયોની સાથે અહં, મમ એ રીતે બુધ્ધિના વિષય અહંકાર વિગેરેની સાથે જીવને સબંધ છે, ત્યાં સુધી અવિવેકવાળા અંતઃકરણથી આત્માને સંસાર થાય છે. એ રીતે શુધ્ધ આત્માને અન્ય અવિવેકથી આરોપણ કરેલો સસાર પોતાની મેળે નિવૃત્તિ પામતો નથી. પરંતુ જે રીતે સ્વપ્નાને વિષે સ્વપ્ન ગત મિથ્યા પદાર્થનું દર્શન સ્વપ્નાવસ્થામાંજ નિવૃત્ત થતું નથી, પરંતુ જાગૃત અવસ્થામાં નિવૃત્ત થાય છે, તેમ સંસાર પણ સાક્ષાત્ સ્વરૂપની અનુસધાનભાવનાથી નષ્ટ થાય છે. અનાદિ અવિધાના સંબંધથી, તેના કાર્યરૂપ અહંકારથી અને રાગ દ્વેષ વિગેરેથી વ્યાપ્ત છતાં સંસારઅત્યંતમિથ્યા છે. હે કલ્યાણિ! મન એજ સંસારનું મૂળ કારણ છે. મન એજ સુખ દુઃખાદિ ભોગ તથા બંધનનું કારણ છે. વળી તે આત્મા મનોગત સુખ દુઃખાદિ ભોગનો ભોકતા નછતાં પણ તે મનની સાથે સરખાપણાંને પામે છે. જે રીતે શુદ્ધ એવો સ્ફાટિકમણી પણ લાખ વિગેરેના સામીપ્યથી તેવા વર્ણવાળો થાય છે. તેમ વસ્તુતાએ તેને રંગ હોતો નથી તો પણ તેના સરખો ભાસે છે. તે રીતે જન્મ મરણના ધર્મવાળા દેહ, બુદ્ધિ અને ઇંદ્રિય વિગેરેને સમીપ રહેવાથી આત્મામાં હઠથી લોકો સંસારનો આરોપ કરે છે. વળી તેને સ્પષ્ટ જણાવે છે કે મન જડ છે માટે તેને જ્ઞાન થવાનો સંભવ નથી. તેથી ચેતનરૂપ આત્માના

અનુમાપક એવા અંતઃકરણને ગ્રહણ કરી તેનાથી અવિવેકને પ્રાપ્ત થઇ, તેમનાથી થએલા કામાદિ વિષયને સેવે છે તેથી ગુણે કરી નિત્ય મુક્ત અને અબદ્ધ છતાં બંધાય છે. તે આત્મા પરવશ થઇ સંસારને વિષે વર્તે છે. વળી તે આત્મા પહેલાં મનના ગુણો, રાગ દ્વેષાદિકને બનાવીને પછી સાત્વિક, રાજસ અને તામસ કર્મને અનુસારે ગતિને પામે છે. એ પ્રકારે જીવ કર્મ વશથી પ્રલય પર્યંત ફરે છે એટલે શુક્લ કર્મથી બ્રહ્મ લોકની પ્રાપ્તિરૂપ ઉત્તમ ગતિ મળે છે. લોહિત અર્થાત્ રાજસી કર્મથી સ્વર્ગની ગતિ મળે છે અને કૃષ્ણ અર્થાત્ તામસી કર્મથી અધમ નરકાદિકની ગતિ મળે છે. સર્વનો ઉપસંહાર કરનાર, પ્રલયને વિષે જીવ, વાસના અને કર્મની સાથે અભિનિવેશ પામતાં અનાદિ અવિદ્યાને વશ થઇ તેમાં લીન થઇ રહે છે, ત્યારે કોઈ એમ આશંકા કરે કે જ્યારે આ જીવને એમ અવિદ્યાને વિષે લીન થવું પડે છે ત્યારે શું મુક્તિની આશાજ ન રાખવી કે શું ? તો તેનો ઉત્તર એ કે તેમ નથી પણ જ્યારે તેની મતિ મારે વિષે થાય છે ત્યારે તે મુક્ત છે. પાછો ફરીથી સૃષ્ટિકાળને વિષે તે પરવશ જીવ પૂર્વ કાળના મન અને કર્મની સાથેજ રેંટની પેઠે ફર્યા કરે છે. જેમ વર્ષા ઋતુને વિષે દેડકાં ઉત્પન્ન થાય છે તેમ જીવ પૂર્વ કર્મ વાસના સહિત થયા કરે છે. જીવને જ્યારે કોઇ મોટા પુણ્યના ભાગથી સત્પુરૂષોની સંગતિ મળે છે ત્યારે તે અતિ શાન્ત એવા મારા ભક્તોના સંગથી જીવની મતિ મદ્વિષયક થાય છે અર્થાત્ ઇશ્વર મહાન્, શક્તિમાન્ અને સર્વ કર્ત્તા છે એવી બુદ્ધિ થાય છે, તે થતાં મારી કથાને વિષે બીજાને દુર્લભ એવી શ્રદ્ધા થાય છે, તેથી અનાયાસે કરી મારા સ્વસ્વરૂપનું વિજ્ઞાન થાય છે, તે વિજ્ઞાનથી વિષયોને વિષે અનિત્ય સુખ અપવિત્ર છે, એ રીતે નિત્ય અનિત્ય વિગેરેના વિવેકવાળું વૈરાગ્ય થાય છે. વૈરાગ્ય થતાં આચાર્ય ગુરૂના પ્રસાદે કરીને તત્વમસિ ઇત્યાદિ મહા વાક્યના અર્થ જ્ઞાનના શ્રવણ, મનનરૂપ ઉત્સાહથી વારંવાર પવિત્ર કર્મ કરતાં દેહ, ઇંદ્રિય, મન, પ્રાણ અને અહંકારથી નોખા રહેલા સત્ય, આનંદરૂપ, અદ્વિતીય આત્માને સ્વાત્મ સ્વરૂપના અનુભવથી જાણીને હું

અખંડ પૂર્ણ બ્રહ્મ છું, એ રીતે સદા નિદિધ્યાસથી પોતાના સ્વરૂપનો અપરોક્ષ અનુભવ કરીને તત્કાળ મુક્ત થાય છે. હે કલ્યાણિ, આ મારા સ્વરૂપનું જ્ઞાન મેં તમને કહ્યું. જે કોઇ મનુષ્ય આ મારા કહેલા જ્ઞાનનો નિરંતર યુક્તિથી નિર્ણય કરે છે, તેને કોઇ દિવસ પણ સંસારનાં દુઃખ સ્પર્શ કરતાં નથી. તમે પણ આ મેં કહેલા જ્ઞાનનું નિરંતર આલોચન એટલે શુદ્ધ બુદ્ધિથી પરિચિંતન કરશો તો દુઃખની જાળ તમારો સ્પર્શ કરી શકશે નહિ અને તમે કર્મબંધનથી મુક્ત થાશો. હે સુંદર ભ્રૂકુટીવાળી, પૂર્વે તમે મારી ઉત્તમ ભક્તિ કરી હતી. હે કલ્યાણિ, એ કારણ માટે મેં તમને મુક્ત કરવા સારૂ મારૂં વિશ્વરૂપ દેખાડયું. તે મારા રૂપનું મારાં કેહેવા પ્રમાણે નિરંતર ધ્યાન કરવાથી તમે સંસાર પ્રવાહના કાર્ય કરતાં છતાં પણ તેથી લેપાશો નહિ. એ રીતે શ્રીરામે કહેલા સર્વ જ્ઞાનને સાંભળી અતિ વિસ્મય પામેલી તારા દેહાભિમાનથી થએલા શોકનો ત્યાગ કરી રઘુકુળમાં ઉત્તમ એવા રામને પ્રણામ કરીને સદ્દગુરૂ સ્વરૂપ, પરમાત્મા શ્રીરામની સાથે ક્ષણ માત્રના સત્સંગથી મળેલા ઉપદેશે કરીને પોતાના સ્વરૂપના અનુભવથી સંતુષ્ટ થએલી તારા, અનાદિ બંધ રૂપ અવિદ્યાને ટાળીને નિષ્પાપ અને જીવન્મુક્ત થઇ. સુગ્રીવ પણ, રામના મુખથી નિકળેલાં તે તત્વજ્ઞાન મય વાકયને સાંભળી સર્વ અજ્ઞાનને તજીને સ્વસ્થ ચિત્તવાળા થયા. તે પછી વાંદરાઓમાં શ્રેષ્ઠ એવા સુગ્રીવને રામ કહેવા લાગ્યા.

શ્રીરામ કહે છે–હે સુગ્રીવ, તમારા ભત્રીજા અંગદની સાથે તમારા મોટા ભાઇનું જે કાંઈ અગ્નિ સંસ્કાર વિગેરે પારલૌકિક કામ કરવું હોય તે કરો. મારી આજ્ઞા છે કે સર્વે મુખ્ય બળવાન વાંદરાઓ મળીને સર્વ રાજ યોગ્ય ઉપચારોથી વાળીને પુષ્પક વૈમાન સરખા પાલખી વિગેરે વાહનમાં લઇને, ભેરી, નગારાં વિગેરે વાજીંત્રો, બ્રાહ્મણો, મંત્રિઓ, સેનાપતિ, વાંદરાઓ, શેહેરનાં માણસો, અંગદ તથા તારાને સાથે લઇ યથાવિધિ સંસ્કાર કરો. એવી રીતે રામની આજ્ઞા પ્રમાણે કરીને સ્નાન કરી સુગ્રીવ રામની પાસે આવી, પગમાં પડી મંત્રિઓ સહિત હર્ષ પામી કહેવા લાગ્યા.

સુગ્રીવ કહે છે–હે રાજેન્દ્ર, હે રામ, સમૃધ્ધિવાળાં આ વાંદ-

રાઓના રાજ્યને તમે પાળો અને હું તો લક્ષ્મણની પેઠે નિરંતર તમારો દાસ છું, માટે તમારા ચરણકમળની સેવા કરીશ. એ રીતે સુગ્રીવે જ્યારે રામને કહ્યું ત્યારે રામ હસીને સુગ્રીવને કહેવા લાગ્યા કે હે સુગ્રીવ! તું છો તેજ હુંજ છું. સારાંશ તું જે રાજ્ય ભોગવીશ તે હુંજ રાજ્યને ભોગવું છું. માટે મારી આજ્ઞાથી તમે તમારો કિષ્કિંધા નગરીના અધિપતિપણાનો અભિષેક કરાવો. હે સખે! હું ચૌદ વર્ષ સુધી નગરમાં પ્રવેશ નહિ કરૂં. માટે મારા નાના ભાઇ લક્ષ્મણ તમારા નગરને વિષે આવશે. હે સુગ્રીવ! લક્ષ્મણ સહિત તમે અંગદનો યુવરાજ્ય ઉપર આદરથી અભિષેક કરો. હું અહિં સમીપ પર્વતના શિખર ઉપર એક વર્ષ સુધી રહીશ, માટે તમે પ્રયત્ન કરી થોડા દિવસ નગરમાં રહ્યા પછી અહિં આવો ત્યારે સીતાની શોધ કરવાને જજો. તે સાંભળીને સુગ્રીવ રામના ચરણમાં સાષ્ટાંગ દંડવત્ કરીને કહેવા લાગ્યા.

સુગ્રીવ કહે છે–હે દેવ! જે રીતે તમે આજ્ઞા કરો છો તે પ્રમાણે હું કરીશ. પછી લક્ષ્મણ સહિત સુગ્રીવે રામની આજ્ઞા પ્રમાણે કિષ્કિંધામાં જઈને સર્વ કાર્ય કર્યું. ત્યાં જઇને સુગ્રીવે યથા-યોગ્ય રીતિથી લક્ષ્મણનો સત્કાર કર્યો; તે પછી લક્ષ્મણ, થોડા વખતમાં રામની પાસે પ્રણામ કરી ઉભા રહ્યા ત્યારે લક્ષ્મણ સહિત રામ, પ્રવર્ષણ નામના પર્વતના ઘણા પહોળા શિખર ઉપર ગયા. ત્યાં જેની સમીપમાં ફળ, કંદ અને ફૂલવાળી, સ્ફટિક મણિ સરખી પ્રકાશિત, વર્ષાદ, વાયુ, અને તડકો જેની અંદર રહેવાથી લાગે નહિ એવી એક સુંદર ગુફાને જોઇને લક્ષ્મણ સહિત રામને તેમાં રહેવાને રૂચિ થઇ ત્યારે દિવ્ય એવાં કંદ, મૂળ, ફળ અને ફૂલોથી યુક્ત, મોતી સરખા સ્વચ્છ, નિર્મળ જળવાળા જળાશય યુક્ત, વિચિત્ર પ્રકારના વર્ણવાળાં મૃગ અને પક્ષિઓથી સુશોભિત પ્રવર્ષણ પર્વતને વિષે રઘુકુળમાં ઉત્તમ એવા રામ લક્ષ્મણ સહિત રહ્યા.

दिव्यमूलफलपुष्पसंयुते मौक्तिकोपमजलौघपल्वले ।
चित्रवर्णमृगपक्षिशोभिते पर्वते रघुकुलोत्तमोऽवसत् ॥

**ઇતિ શ્રીઅધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમામહેશ્વરના સંવાદનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૪ થો.

## श्रीमहादेव उवाच.

तत्रवार्षिकादिनानि राघवो लीलयामणिगुहासु संचरन् ।
पक्वपुष्पफलभोगतोषतो लक्ष्मणेन सहितोवसत्सुखं ॥

શ્રી મહાદેવ કહે છે-તે પર્વતને વિષે લીલાથી મણિમય, ગુફાઓમાં ફરતા એવા, પાકેલાં પુષ્પ, મૂળ અને ફળના ભોજનથી પ્રસન્ન એવા રામ લક્ષ્મણ સહિત સુખે રહી રહ્યા. તે વનમાં વાયુએ ચલાવેલા, જળથી પૂર્ણ, નવીન મેઘ સરખા શ્યામ, તથા હાથીના શબ્દરૂપી જેમાં ગર્જના થઇ રહેલી છે એવા, વાંસા ઉપર પાથરેલી સોનાની ઝુલરૂપ જેમાં વિજળી ચમકી રહી છે એવાં હાથીઓના ટોળાને જોઈ રામ અતિ વિસ્મયને પામ્યા. જે વનને વિષે નવાં ઘાસના સ્વાદથી હૃષ્ટ પુષ્ટ થએલાં, મૃગ વિગેરે વનનાં પશુઓ ચોમેરથી રામને જોઇ, નેત્રને ઉત્સાહ આનંદથી દોડી રહ્યાં હતાં, તેઓ, મનુષ્ય રૂપે કરી પર્વતની વન ભૂમિને વિષે વિચરતા એવા, પરમાત્મા રામને જોઇ ધ્યાનને વિષે નિષ્ઠા યુક્ત મુનીશ્વરોની પેઠે નિશ્ચળ થઇ રહ્યાં. પૃથ્વી ઉપર વિચરતા પરમાત્માને. જાણીને સિદ્ધ ગણો, મૃગ અને પક્ષિના ગણો થઈ રામની સેવા કરે છે. એક દિવસે એકાંત ધ્યાનમાં તત્પર, રામ જ્યારે સમાધિથી વિરામ પામ્યા ત્યારે વિનયયુક્ત લક્ષ્મણ આવીને ભક્તિથી પૂછવા લાગ્યા: .

લક્ષ્મણ પૂછે છે—હે રામ. જે રીતે આ લોકને વિષે યોગિઓ ક્રિયા માર્ગે કરીને અર્થાત્ પૂજા વિગેરે લૌકિક ઉપચારોથી તમારૂં પૂજન કરે છે એ આરાધનનેજ મુનિ લોકો મુક્તિના સાધન રૂપ છે એમ કહે છે. વળી નારદ, વ્યાસ અને કમળથી ઉત્પન્ન થએલા બ્રહ્મા વિગેરે મહાત્માઓએ પણ આ તમારા આરાધનનેજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રો વિગેરે ચાર વર્ણને, ચાર આશ્રમોને તથા સ્ત્રી, શૂદ્રોને પણ મોક્ષને આપનાર સુલભ સાધન કહેલું છે. માટે હે રાજેંદ્ર રામ, તે તમારા આરાધન રૂપ, સર્વ લોકોનો ઉપકાર કરનારૂં સાધન, મને આપનો ભક્ત અને બંધુ જાણી કૃપા કરી કહો.

શ્રીરામ કહે છે–હે રઘુકુળને આનંદદાયક લક્ષ્મણ, મારી પૂજાના વિધાનનો અંત નથી, તો પણ યથાર્થ અનુક્રમથી સંક્ષેપે કરી કહું તે સાંભળો. પોતાના ગૃહ્યસૂત્ર વિગેરેમાં કહેલા પ્રકાર પ્રમાણે જ્યારે મનુષ્યને ઉપનયન વિગેરે દ્વિજ સંસ્કાર થાય ત્યારે તે મારી ભક્તિ યુક્ત મનુષ્યે ગુરૂ પાસેથી મંત્રનું ગ્રહણ કરીને તે ગુરૂએ જે પ્રમાણે વિધિ દર્શાવ્યો હોય તે પ્રમાણે હૃદયને વિષે, અગ્નિને વિષે, પ્રતિમા વિગેરેને વિષે કે શાલિગ્રામની શિલાને વિષે આળસ રહિત થઇ મારૂં પૂજન કરવું. પ્રથમ દેહ શુદ્ધિને અર્થે પ્રાતઃકાળને વિષે સ્નાન કરવું, ત્યારે માટી, ગોમય વિગેરેનું લેપન કરવું. ત્યાર પછી સર્વ કર્મની સિદ્ધિને અર્થે પ્રથમ સંકલ્પ કરી ગુરૂને વિષે પ્રભુ બુદ્ધિથી મારા સેવકે પૂજન કરવું. સંધ્યા વિગેરે નિત્ય કર્મ પણ પ્રીતિથી કરવાં, શાલિગ્રામની શિલાને સ્નાન કરાવવું, પ્રતિમાને વિષે માર્જન કરવું. એ રીતે હે લક્ષ્મણ, મારા ભક્તે સિદ્ધિને આપનારી પૂજા નિષ્કપટ થઇ ગુરૂના ઉપદેશ પ્રમાણે નિરંતર કરવી. હે રઘુકુળને આનંદ આપનાર લક્ષ્મણ, પ્રતિમાને અલંકાર ધરાવવા, અગ્નિને વિષે હુત દ્રવ્યે કરીને મારૂં યજન કરવું તથા સૂર્ય અને સ્થંડિલને વિષે મંત્ર આરાધને કરી મારૂં પૂજન કરવું. એ રીતે મારો ભક્ત શ્રદ્ધાએ કરીને મને જળ વિગેરે જે કાંઇ અર્પણ કરે છે, તેને હું પ્રીતિથી ગ્રહણ કરૂં છું. મને જે ભક્ષ્ય, ભોજ્ય વિગેરે તથા ચંદન, પુષ્પ અને અક્ષત વિગેરેને અર્પણ કરે તેને હું ગ્રહણ કરૂં તેમાં શું આશ્ચર્ય? એ રીતે પૂજાની સામગ્રીને સંપાદન કરીને મારા પૂજનનો આરંભ કરવો. તે પૂજાનો પ્રકાર કહું તે સાંભળો. વસ્ત્ર અથવા દર્ભે કરી કરેલા આસન ઉપર શુદ્ધ મનવાળા મારા ભક્તે દેવની સન્મુખ બેસીને અંતરમાતૃકા અને બહિર્માતૃકાથી ન્યાસ કરવા તથા કેશવ વિગેરેનાં નામ લેવાં. અર્થાત્ કેશવાય નમઃ નારાયણ નમઃ એ રીતે ચોવીશ નામે કરીને ન્યાસ કરવા. તે પછી આળસ રહિત મારા ભક્તે મારી મૂર્ત્તિ વિગેરેને વિષે પણ વિષ્ણુ પંજર વિગેરે સ્તોત્રોથી અને મંત્રોથી ન્યાસ કરવા. એ રીતે જેમ આત્માને વિષે ન્યાસ કરવા તેમ દેવને વિષે પણ કરવા. પોતાની પાસે ડાબી બાજુ તરફ

જળથી ભરેલા કુંભને રાખવો તથા જમણી બાજુ અર્ઘ, પાદ્ય, આચમન અને મધુપર્કને સારૂ ફૂલ વિગેરે પૂજન સામગ્રીને રાખવી. તેમજ આચમનને સારૂ ચાર પાત્ર રાખવાં. હે કામ ક્રોધાદિ શત્રુને દમન કરનાર લક્ષ્મણ, સૂર્યથી નિર્મળ એવા હૃદય કમળને વિષે જીવ નામની મારી કળાનું ધ્યાન કરવું તથા મારી ચૈતન્ય કળાએ કરી વ્યાપેલા પોતાના સમગ્ર શરીરને જાણવું. વળી તે મારી ચૈતન્ય કળાને પણ નિત્ય પ્રતિમા વિગેરેને વિષે આવાહન કરવું. એ રીતે જો વૈભવ હોય તો પાદ્ય, અર્ઘ, આચમન, સ્નાન, વસ્ત્ર, આભૂષણ, કર્પૂર, કંકુ, કેશર, અગર, ચંદન અને સુંદર સુગંધી પુષ્પોએ કરી નિરંતર મંત્ર પ્રમાણે મારૂં પૂજન કરવું અને જો વૈભવ ન હોય તો પોતાની શક્તિ પ્રમાણે મળેલા ઉપચારોથી નિષ્કપટ રહી મારૂં સ્તવન કરવું. અગસ્ત્ય સંહિતા વિગેરે આગમમાં કહેલી પૂજા પ્રમાણે દશાવરણ પૂજા કરવી. આરતી, ધૂપ, દીપ અને ઘણા પ્રકારનાં નૈવેદ્યોથી શ્રદ્ધાએ કરી નિત્ય મારૂં પૂજન કરવું. શ્રધ્ધાથી કરનારા ભક્તોનાં પૂજનને હું પ્રીતિથી ગ્રહણ કરૂં છું. આગમ વિધિને જાણનાર, મંત્રમાં કુશળ ચતુર પુરૂષે પ્રયત્નથી અગસ્ત્યના કહેલા માર્ગ પ્રમાણે કુંડ કરી મૂળ મંત્ર તથા પુરૂષ સૂક્તથી હોમ કરવો. ઉપાસનો કરવાના અગ્નિને વિષે ચરૂથી, હુત દ્રવ્યથી કે ઘૃતથી હોમ કરવો. પછી તે હોમ સમયે તપાવેલા સોના સરખા પ્રકાશિત, દિવ્ય આભૂષણથી શોભાયમાન, તે અગ્નિની મધ્યમાં રહેલા, ભગવાન યજ્ઞ નારાયણનું સદા ચતુર પુરૂષે ધ્યાન કરવું. તે પછી હોમથી શેષ રહેલું બળીદાન પાર્ષદોને આપી સમાપ્તિ કરવી. તે પછી વાણીને નિયમમાં રાખી મારૂં સ્મરણ કરનારા પુરૂષે જપ કરવો. તે પછી પ્રીતિ યુક્ત મારા ભક્તે મુખવાસાદિ આપી મારી પ્રીતિ માટે નૃત્ય, ગીત વિગેરે સ્તુતિના પાઠ કરાવવા. પછી હૃદયને વિષે મારૂં ધ્યાન કરી પૃથ્વીને વિષે દંડવત્ કરવા. મારા આપેલા ભાવનામય મારા પ્રસાદને માથે ચડાવી બે હાથ જોડી માથાને મારા પગને વિષે નમાવી, ભક્તિ યુક્ત થઇ, નિચે પ્રમાણે મારી પ્રાર્થના કરવી. હે ભગવન્, આ ઘોર સંસારથી મારી રક્ષા કરો, એ રીતે કહી, પ્રણામ કરવા.

તેમજ સુંદર બુદ્ધિવાળા પુરૂષે પૂર્વે કહેલા વિધિ પ્રમાણે હૃદયમાં મારૂં સ્મરણ કરવું. સારાંશ એ કે જો પેહેલાં ધ્યાન કરેલી જીવ કળાનું પ્રાતમાને વિષે આવાહન કર્યું હતું, તેનું વિસર્જન કરવું અર્થાત્ તે પ્રતિમામાં આવાહન કરેલી જીવકળાને ઉદવાસ કરતી વખતે પોતામાંજ પ્રવિષ્ટ થઇ એવી ભાવના કરવી. એ પ્રમાણે જો વિધિથી મારૂં પૂજન કરે તો તે પુરૂષ મારા અનુગ્રહથી આ લોક પરલોકને વિષે સિદ્ધિને પામે છે. વળી એ રીતે જો નિરંતર મારો ભકત મારી પૂજા કરે તે મારી સારૂપ્ય મુકિતને પામે એમાં સંશય નથી. આ પરમ પવિત્ર એવું સાક્ષાત્ સનાતન રહસ્ય મેં તમને કહી સંભળાવ્યું. જે પુરૂષ આ પૂજા રહસ્યને નિત્ય શીખે કે સાંભળે તેને સર્વ પૂજાનું ફળ મળે છે. હે પાર્વતી! એ રીતે પરમાત્મા શ્રીરામે ઉત્તમ એવો ક્રિયા યોગ પોતાને પૂછ્યા પ્રમાણે પોતાના ભકત એવા શેષના અંશરૂપ મહાત્મા લક્ષ્મણને સંભળાવ્યો. વળી પાછા રામ માયા વશ મનુષ્યની પેઠે માયાનું આલંબન કરી, હા સીતા, એ રીતે કહેતાં, કોઈ પ્રકારે નિદ્રાને ન પામતાં દુઃખ યુકત થવા લાગ્યા. એ સમયની અંતરે કિષ્કિંધાને વિષે રૂડી બુદ્ધિવાળા હનુમાન્ એકાંતમાં કપિના રાજા સુગ્રીવને કહેવા લાગ્યા.

હનુમાન્ કહે છે–હે રાજન્, તારા એક ઉત્તમ હિતને કહું તે સાંભળ. પૂર્વે રામે તારો અતિ ઉત્તમ ઉપકાર કરેલો છે, તું ખરેખર આજે કૃતઘ્નની માફક તે રામને વિસરી ગયો છે એમ મને ભાસે છે. જે રામે તારે માટે ત્રૈલોકયમાં માનવા લાયક શૂરવીર વાળીને હણ્યો અને તને રાજ્ય ઉપર બેસાર્યો માટે વાળીના જીવિત સુધી પ્રાપ્ત ન થાય એવી તારાને પામીને તેં રામને વિસારી દીધા છે. તે સુંદર બુદ્ધિવાળા રામ હમણાં પોતાના ભાઇ લક્ષ્મણની સાથે પ્રવર્ષણ પર્વત ઉપર સીતાના શોધ કરવા સારૂં તારા આવવાની એકાગ્ર ચિતથી વાટ જુવે છે, પરંતુ તું તો વાનર ભાવે કરી સ્ત્રીમાં આસકત થઇ તેને જાણતો પણ નથી. પૂર્વે તેં રામની પાસે પ્રતિજ્ઞા કરી હતી કે હું સીતાનો શોધ કરી આપીશ. પરંતુ આજે કૃતઘ્ન થઈ તેમ કરતો નથી માટે થોડા વખતમા વાળીની પેઠે હણાઇશ. એવાં હનુમાનનાં વચન સાંભળી ભયથી વિહ્વળ થએલો સુગ્રીવ હનુમાન્ પ્રત્યે કહેવા લાગ્યો.

સુગ્રીવ કહે છે—હે ભાઈ, તમે સાચું કહ્યું. હવે મારી આજ્ઞાને માની તમે તત્કાળ વેગવાળા દશ હજાર વાંદરાઓને દશ દિશામાં મોકલો અને કહો કે સાત દ્વીપની અંદર રહેલા સર્વે વાંદરાઓને તમે સર્વે શ્રેષ્ઠ વાંદરાઓ એક પળની અંદર બોલાવી લાવો. જેઓ પળ ઉપરાંત રહેશે તેઓ નીઃસંદેહ મારા હુકમને ઉલ્લંઘન કરવાથી અપરાધ પાત્ર થવાને લીધે હણવાને યોગ્ય છે. એ રીતે સુગ્રીવ હનુમાનને આજ્ઞા કરી ઘરમાં ગયા, ત્યાર પછી મંત્રિઓમાં શ્રેષ્ઠ હનુમાને સુગ્રીવની આજ્ઞાને સ્વીકારી તત્કાળ વાંદરાઓને દશ દિશાઓ તરફ મોકલ્યા; જેઓ અગણિત ગુણ અને પરાક્રમવાળા, વાયુ સરખા વેગવાળા, સર્વ વનચરોમાં મુખ્ય ગુણવાળા અને જેમનાં રૂપ તથા આકાર પર્વત સરખા છે એવા દૂત વાંદરાઓને અતિ વેગ યુકત અંતઃકરણવાળા અર્થાત્ અતિ ઉતાવળા એવા પવનના પ્રિય પુત્ર હનુમાને દાન, સન્માન વિગેરેથી પ્રસન્ન કરીને ચોતરફ ચાલતા કર્યા.

अगणितगुणसत्वान् वायुवेगप्रचारान्
वनचरगुणमुख्यान्पर्वताकाररूपान् ।
पवनहितकुमारः प्रेषयामास दूता-
नतिरभसतरात्मा दानमानादितृप्तान् ॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫ મો.

**श्रीमहादेव उवाच.**

रामस्तु पर्वतस्याग्रे मणिसानौ निशामुखे ।
सीताविरहजं शोकमसहन्निदमब्रवीत् ॥

શ્રીમહાદેવ કહે છે—મણિયુકત શિખરવાળા પર્વતને વિષે રહેલા, સીતાના વિયોગથી થએલા શોકને સહન ન કરી શકતા એવા

રામ કહેવા લાગ્યા કે હે લક્ષ્મણ, મારી સ્ત્રી સીતાને રાક્ષસ બળથી હરી ગયો છે, તે આજ સુધી જીવતી હશે કે મરણ પામી હશે તે કાંઇ નિશ્ચયે કહી શકાતું નથી. જો કોઇ પણ કોઇ ઠેકાણે જીવતી તે સતીનો શોધ કરી આવી મને કહે તો તે મને બહુ પ્રિય થાય. હે ભાઇ, એક મારી પ્રતિજ્ઞા સાંભળો કે મારી સ્ત્રી જાનકીનું જે હરણ કરી લઇ ગયો હશે, તેને હું પુત્ર, સેના અને વાહન સહિત જેમ સમુદ્રમાંથી અમૃત કાઢયું હતું તેમ તે સીતાને હું હઠથી લાવીને તેને ભસ્મ કરીશ. હે સીતા, હે ચંદ્ર મુખિ, રાક્ષસના ઘરમાં રેહેતી એવી તું દુઃખથી પીડાએલી મને જોયા વગર પ્રાણને કેમ ધારણ કરતી હશે! હે ચંદ્રમુખિ, તારા વિના મને ચંદ્ર પણ સૂર્ય સરખો તીવ્ર લાગે છે. હે ચંદ્ર, તારાં શિતળ કિરણોએ કરી મારી સ્ત્રી જાનકીનો સ્પર્શ કરી તે કિરણવડે મારો સ્પર્શ કર. વળી સુગ્રીવ પણ દયાહીન થયો છે. માટે મને દુઃખીને જોવા આવતો નથી. તે સુગ્રીવ નિષ્કંટક રાજ્યને પામી ખાનપાનમાં આસકત થઇ એકાંતમાં અતિ કામી એવો સ્ત્રીઓથી વિંટાઇ રહ્યો છે. માટે તેથી તે ખુલ્લી રીતે કૃતઘ્ન થયો એમ જણાય છે. કેમકે આ શરદ્ ઋતુ આવી તેને જોઈને પણ સુગ્રીવ મારી પ્રિયાનો શોધ કરવાને માટે આવ્યો નહીં, તેથી તે દુષ્ટ કૃતઘ્ની ઉપકાર કરનારા મને તે વિસરી ગયો છે. માટે જેમ વાળીને હણ્યો તેમ નગર અને સબંધિઓ સહિત તે સુગ્રીવને પણ આજ હણીશ.

લક્ષ્મણ કહે છે—હે પ્રભુ, મને આજ્ઞા કરો તો હું હમણાંજ તે દુષ્ટ મનવાળા સુગ્રીવને હણી તમારી પાસે આવું. એમ કહી ધનુષ, તરવાર અને ભાથાને લઇ જવા માટે તૈયાર થએલા લક્ષ્મણને જોઇ રામ કહેવા લાગ્યા.

રામ કહે છે—હે વત્સ, મારા પ્રિય સખા સુગ્રીવને તમારે હણવો નહીં, પરંતુ તે સુગ્રીવને જઇને ભયયુકત કરો, પણ તેને વાળીની પેઠે હણશો નહીં. સુગ્રીવ શું કહે છે? તે સાંભળીને અહિં આવો. પછી મારે જે કરવું યોગ્ય હશે તે નિઃસંશય કરીશ. એવાં રામનાં વચન સાંભળી ભયંકર પરાક્રમવાળા લક્ષ્મણ એકદમ ઉતાવળા કિષ્કિંધા નગરી પ્રત્યે જઈ કોપે કરીને સર્વ વાંદરાઓને બાળવા

લાગ્યા. અહિં પર્વત ઉપર નિત્ય સ્વસત્તારૂપ લક્ષ્મીવાળા, સર્વજ્ઞ એવા, વિજ્ઞાનયુક્ત અંતઃકરણવાળા, અર્થાત્ નિર્વિષય જ્ઞાન સ્વરૂપ, રામ પણ પ્રાકૃત એટલે અજ્ઞાની મનુષ્ય જેમ સંયોગ વિયોગવાળી પ્રાકૃત અર્થાત્ માયામાં લીન એવી સ્ત્રીનો શોક કરે તેમ સીતાને માટે પીડિત થઇ શોક કરવા લાગ્યા. બુદ્ધ આદિ ઇંદ્રિઓના સાક્ષી, માયા કાર્યનું ઉલ્લંઘન કરનાર, અર્થાત્ માયાથી સ્પર્શ કરી શકાય નહિ એવા, રાગ દ્વેષાદિથી રહિત રામને તે માયાનાં કાર્ય, હર્ષ શોકાદિ સંભવેજ નહિ. કારણ કે જે રામ બ્રહ્માની પ્રાર્થનાથી રાવણના વધ વિગેરે દેવ કાર્યને સત્ય કરવા માટે તથા રાજા દશરથને તપનું ફળ આપવા સારૂ મનુષ્યનો વેષ ધારણ કરીને જન્મ્યા છે. વળી જે મનુષ્યો માયાએ કરી મોહ પામ્યા છે તથા જેઓ અજ્ઞાનમાં બુડી ગયા છે તેમને મોક્ષ કેમ થાય ! એ રીતે વિચાર કરીને વિષ્ણુ ભગવાન સર્વ લોકના પાપને નાશ કરનારી રામાયણ નામની કથાને લોકમાં ફેલાવવા માટે મનુષ્યની ચેષ્ટાવાળા રામ થઇ લોકોને ક્રોધ, મોહ અને કામ વિગેરેને વખતે વ્યવહારમાં અર્થ સિદ્ધ કરવાને સારૂ તે તે સમયે ઉચિત વ્યવહારને ગ્રહણ કરીને ગુણથી રહિત છતાં પણ તમામ ગુણને વિષે આસકતની પેઠે અર્થાત્ શત્રુનો નાશ અને સ્ત્રીને વિષે અનુરાગ એ રીતે ગુણકાર્યમાં આસક્તિ વ્યવહારને દેખાડતા, માયાને વશ એવી પ્રજાને મોહ પમાડવા લાગ્યા. પરંતુ તે રામ વિજ્ઞાન મૂર્ત્તિ, ચૈતન્ય ઘન, વિજ્ઞાન રૂપ શકિતવાળા તથા સાક્ષી અને નિર્ગુણ છે, માટે નિરંતર આકાશની પેઠે કામ ક્રોધ વિગેરેથી અલિપ્ત છે. તે રામને સનક વિગરે કેટલાક મુનિઓ શ્રુતિવાકયથી જાણીને તેમનો અપરોક્ષપણાથી સાક્ષાતકાર કરે છે તથા નિર્મળ અંતઃકરણવાળા ભકતો પણ તેમને નિરંતર સારી રીતે જાણે છે. ભકતના ચિત્તને અનુસારે અજન્મા એવા ભગવાન પણ તેવા થાય છે. લક્ષ્મણ પણ તેટલામાં કિષ્કિંધા નગરી પાસે આવી સર્વ વાંદરાઓને ભય પમાડવા માટે ધનુષની પ્રતિંચાનો તીવ્ર શબ્દ કરવા લાગ્યા. લક્ષ્મણને આવ્યા જોઈ માયામાં લીન થએલા સર્વ વાંદરાઓ હાથમાં વૃક્ષ અને પાશાણો લઇ ગઢના કાંગરા ઉપર ચડીને ક્રોધથી વાંદરાની

જાતનો કિલકિલા શબ્દ કરવા લાગ્યા. તેમને જોઇને ક્રોધથી લાલ નેત્રવાળા અતિ પરાક્રમી લક્ષ્મણ ધનુષને ખેંચી સર્વે વાંદરાઓને નિર્મૂળ કરવાને માટે તૈયાર થયા. તે જાણી શ્રેષ્ઠ એવો અંગદ સર્વે વાંદરાઓને વારી, લક્ષ્મણને આવેલા જાણી, તેમની પાસે જઇ, દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. ત્યારે પ્રિયજનની વૃદ્ધિ કરનાર લક્ષ્મણ અંગદને હૃદયમાં ચાંપી કહેવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે–હે પુત્ર, ભયંકર મૂર્ત્તિવાળા રામે મને મોકલ્યો છે, તેથી હું આવ્યો છું, માટે તું જઇ તારા કાકાને નિવેદન કર. તે સાંભળી ઉતાવળથી અંગદ ગયો અને સુગ્રીવને નિવેદન કરવા લાગ્યો. હે તાત સુગ્રીવ, ક્રોધથી જેનાં નેત્ર લાલ થયાં છે એવા લક્ષ્મણ નગર બહાર દરવાજા પાસે ઉભા છે. તે સાંભળીને વાંદરાનો સ્વામી એવો સુગ્રીવ અતિ ત્રાસ પામ્યો અને પોતાના મંત્રિઓમાં શ્રેષ્ઠ એવા હનુમાન્‌ને બોલાવી કહેવા લાગ્યો કે હે પવન પુત્ર, વિનયવાળા તમે અંગદ સહિત લક્ષ્મણની પાસે તાકીદથી જઇ કોપાયમાન થએલા તે વીરને ધીરતાથી શાંત કરો અને અહિં રાજમંદિરમાં તેડી લાવો. એ રીતે હનુમાન્‌ને મોકલીને સુગ્રીવ તારાને કહેવા લાગ્યો.

સુગ્રીવ કહે છે–હે કલ્યાણિ! તમે લક્ષ્મણ પાસે જઇને કોમળ મધુર વચનથી તેને શાંત કરીને અંતઃપુરમાં લાવી મને તેમનાં દર્શન કરવા બોલાવજો. એ સાંભળી બહુ સારૂં એમ કહીને તારા ચચલી ડોઢીં પાસે આવ્યાં, તેટલામાં હનુમાન અંગદ સહિત લક્ષ્મણ પાસે જાતા હતા, તેને જોઈ તારા ત્યાં ક્ષણવાર ઉભાં રહ્યાં, તેવામાં અંગદ સહિત હનુમાન, લક્ષ્મણ પાસે ગયા અને મસ્તકથી પ્રણામ કરીને કહેલા લાગ્યા.

હનુમાન્ કહે છે–હે વીર, હે મહાભાગ, પધારો. આ આપનુંજ ઘર છે એમાં કાંઇ શંકા રાખવી નહિ. રાજમંદિરમાં પધારીને રાજપત્ની વિગેરેને જોઈ સુગ્રીવને તથા અમને જે આજ્ઞા કરશો તે સર્વ અમે કરશું. એ રીતે લક્ષ્મણને કહીને વાયુપુત્ર હનુમાન્, ભક્તિથી લક્ષ્મણનો હાથ પોતાના હાથથી ગ્રહણ કરી નગરના મધ્ય ભાગમાંથી રાજમંદિર.પ્રત્યે તેડી લાવ્યા,

ત્યાં ચોતરફ યુથપતિના મોટા મહેલોને જોઇ ઈંદ્રના મંદિર સરખા રાજમંદિરમાં જાય છે તેટલામાં ડોઢીના મધ્ય ભાગમાં ઉભેલાં, તારાપતિ ચંદ્ર સરખાં મુખવાળાં, સર્વ આભૂષણોથી યુકત તથા યૌવન મદથી જેના આંખના ખુણાનો ભાગ લાલ દેખાય છે એવાં તારા મંદ હાસ્ય કરી, લક્ષ્મણને નમસ્કાર કરી કહેવા લાગ્યાં.

તારા કહે છે—હે દેવર, તમારૂં કલ્યાણ થાઓ. હે ભકત-વત્સલ સત્પુરૂષ, પધારો. તમારા ભકત એવા વાનરના પતિ સુગ્રીવને વિષે ક્રોપ શા વાસ્તે કરો છો ? હે લક્ષ્મણ ! તે સુગ્રીવ ઘણા દિવસ થયાં દુઃખનોજ અનુભવ કરતા હતા, તેને હમણાંજ આપે દુઃખના સમુદાયથી મુક્ત કર્યા છે, માટે તમે કરેલા રક્ષણથી અને માત્ર તમારાજ પ્રસાદથી તે મહા મતિ સુગ્રીવને સુખ મળ્યું છે. તેથી કદિ સુખને વિષે કામમાં આસક્ત થઇ તે વાનર શ્રીરામની સેવા કરવાને માટે આવ્યા નથી, તેનો આ અપરાધ તમે ક્ષમા કરો. હે પ્રભુ, તે સુગ્રીવે દશ દિશાઓમાં દશ હજાર વાંદ-રાઓને મોકલ્યા છે, તે સર્વે વાંદરાઓ મોટા પર્વત સરખા વાંદરાઓને તેડી લાવશે. સુગ્રીવ પોતે પણ સર્વ વાનરના સેનાપતિઓ સહિત આવીને રાવણ વિગેરે દૈત્ય ગણને હણશે. આજ વાનર પતિ સુગ્રીવ, તમારી સાથેજ રામની પાસે આવશે. માટે તમે રાજમંદિરની અંદર જોવાને ચાલો. ત્યાં રાજાનાં પુત્ર, સ્ત્રીઓ, સંબંધિઓ વિગેરેને જોઇ તે સુગ્રીવને અભય દાન આપી, સુગ્રીવને આપની સાથેજ સુખે તેડી જજો. એવાં તારાનાં વચન સાંભળીને શાંત થએલા લક્ષ્મણ જ્યાં વાંદરાઓનો પતિ સુગ્રીવ છે ત્યાં આવ્યા. તે સમયે સુગ્રીવ રૂમા નામની પોતાની સ્ત્રીને આલિંગન કરીને પલંગપર બેઠો હતો. તે લક્ષ્મણને આવતા જોઇને એકદમ ભયથી ઉઠીને તેના ચરણમાં પડયો. મદથી વિહ્વળ નેત્રવાળા સુગ્રીવને જોઇ લક્ષ્મણ કહેવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે—હે દુરાચારિન્ ! તેં રામને વિસારી દીધા છે માટે જે બાણે કરીને રામે વાળીને હણ્યો તેજ બાણ આજ તારી

વાટ જોઈ રહ્યું છે. માટે મારાથી મરાએલો તું વાળીને માર્ગે જા. આમ કઠોર વચન કહેતા એવા લક્ષ્મણને હનુમાન્ કહેવા લાગ્યા.

હનુમાન્ કહે છે—હે વીર, એમ આપ શું કહો છો? તમારા કરતાં આ સુગ્રીવ રામનો અત્યંત ભક્ત છે, માટે નિરંતર રામના કાર્યને સારૂ જાગૃત રહે છે. તેણે કંઇ રામને વિસાર્યા નથી. હે પ્રભુ, આ સુગ્રીવે મોકલેલા કરોડો વાંદરાઓ ચોતરફથી આવે છે તે જુઓ. વળી આ સુગ્રીવ સીતાના શોધ વિગેરે રામનું કાર્ય સર્વ પ્રકારે સિદ્ધ કરશે. એવાં હનુમાન્નાં વાક્ય સાંભળી સુમિત્રના પુત્ર લક્ષ્મણ લજ્જાયુક્ત થયા. પછી સુગ્રીવ અર્ઘ પાદ્ય વિગેરેથી લક્ષ્મણની સારી રીતે પૂજા કરી તેને નમીને વિનયથી કહેવા લાગ્યા.

સુગ્રીવ કહે છે—હે લક્ષ્મણ, હું રામનો દાસ છું. માટે રામે મારી રક્ષા કરી છે. શ્રીરામ પોતાના તેજે કરી અર્ધ ક્ષણમાં સર્વ લોકને જીતવાને માટે શક્તિમાન છે. હે પ્રભુ, સર્વ વાનર સહિત હું તો કેવળ તેને નિમિત્ત માત્ર સહાય છું.

લક્ષ્મણ કહે છે—હે મહાભાગ, મેં જે કાંઇ પ્રણય કોપથી કહ્યું તે સર્વ ક્ષમા કરજો. હે સુગ્રીવ, રામ એકલા વનમાં છે, માટે આપણે આજ તાકીદથી જઇએ. કેમકે તે પ્રભુ એકલા છે, માટે જાનકીના વિરહથી તેને દુઃખ થતું હશે. તે સાંભળી સુગ્રીવ લક્ષ્મણની સાથે રથમાં બેઠા અને વાંદરાઓ સહિત સુગ્રીવ રામની પાસે આવવાને ચાલતા થયા. જેની અંદર હનુમાન્ મુખ્ય છે એવા નિલ, અંગદ વિગેરે વાંદરાઓથી અનેરીંછથી વિંટાએલા ભેરી અને મૃદંગ સહિત, ધોળા છત્ર અને ચામરોથી શોભાયમાન સુગ્રીવ રામની પાસે આવ્યા.

भेरीमृदंगैर्बहुऋक्षवानरैः श्वेतातपत्रैर्व्यजनैश्चशोभितः ।
नीलांगदाद्यैर्हनुमत्प्रधानैः समावृतोराघवमभ्यगाद्धरिः ॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના કિષ્કંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૬ ઠો.

## श्री महादेव उवाच.

दृष्ट्वा रामं समासीनं गुहाद्वारि शिलातले ।
चैलाजिनधरं श्यामं जटामौलिविराजितं ॥

શ્રી મહાદેવ કહે છે–ગુફાના દ્વાર પાસે શિલા ઉપર બેઠેલા, મૃગચર્મને ધરનાર, શ્યામ, જટા મુકુટથી શોભાયમાન, વિશાળ નેત્રવાળા, શાંન્ત, મંદ હાસ્યથી સુંદર મુખાર્વિંદવાળા, મૃગ અને પક્ષીઓને જોતા, સીતાના વિરહથી તાપ પામેલા શ્રી રામને જોઈ ભક્તિથી યુક્ત એવા સુગ્રીવ અને લક્ષ્મણ રથમાંથી એકદમ ઉતરી, રામના ચરણ આગળ પડયા. રામે સુગ્રીવને મળી પાસે બેસારીને કુશળ પ્રશ્ન પૂછયું. તે પછી ધર્મને જાણનાર રામે યથાયોગ્ય સુગ્રીવનો સત્કાર કર્યો, ત્યાર પછી ભક્તિથી નમ્ર બુદ્ધિવાળા સુગ્રીવ રામને કહેવા લાગ્યા.

સુગ્રીવ કહે છે–હે દેવ, હિમાલય વિગેરે સાત કુલાચલ પર્વત સરખી ચાલી આવતી વાંદરાઓની મોટી સેનાને જુઓ. નાના પ્રકારના દ્વીપ, નદીઓ અને પર્વતોમાં રહેનારા પર્વત જેવા મોટા મેરૂ અને મંદર સરખા, મરજી મુજબ રૂપને ધરનારા અસંખ્યાત વાંદરાઓ દેવતાના અંશથી અવતરેલા છે. માટે તે તમામ યુદ્ધને વિષે કુશળ છે. હે પ્રભુ, આ સેનાની અંદર કેટલાક હાથી સરખા બળવાનં છે, કેટલાક દશ હાથી તુલ્ય બળવાળા છે તથા કેટલાક દશ હજાર હાથીના બળવાળા છે, કેટલાક અપ્રમિત બળવાળા છે. હે ભગવન્, કેટલાક કાજળના પર્વત સરખા કાળા છે, કેટલાક સોના સરખા છે, કેટલાક લાલ મુખવાળા છે, અને કેટલાક લાંબા વાળવાળા છે, કેટલાએક ચોખ્ખા સ્ફટિક સરખા છે, કેટલાક રાક્ષસ સરખા છે, યુદ્ધની ઇચ્છા કરનાર કેટલાક વાંદરાઓ ગર્જના કરતા ચોમેર ફર્યાં કરે છે. હે પ્રભુ, ફળ, મૂળને ખાનારા તે સર્વે વાંદરાઓ તમારી આજ્ઞા પ્રમાણે વર્તનારા છે. હે પ્રભુ! રીંછનો અધિપતિ અતિ બુદ્ધિવાળો આ વીર જાંબવાન કરોડો રીંછના સમુદાયનો પાળક

મારા મંત્રિઓમાં શ્રેષ્ઠ છે. અને અતિ તેજસ્વી, બુધ્ધિવાળા-ઓમાં શ્રેષ્ઠ, મહા ધૈર્ય અને પરાક્રમવાળા આ વાયુના પુત્ર વિખ્યાત હનૂમાન મારા મંત્રિ છે. હે રામ, નળ, નીલ, ગવય, ગવાક્ષ, ગંધમાદન, સરભ, મૈંદવ, ગજ, પનસ, બળીમુખ, દધીમુખ, સુષેણ, તાર, અને મહા બળવાન કેસરી એ મેં કહ્યા તેટલા મારા મુખ્ય યુથના પાલકો છે. મોટા વિર્યવાળા મહાત્મા એવા તેઓ સર્વે એક કોટી યુથના વાંદરાના પાળકો દેવતાના અંશથી ઉત્પન્ન થઇ તમારી આજ્ઞા પ્રમાણે કરનારા ઇંદ્રના સરખા પરાક્રમવાળા છે. વા-ળિનો પુત્ર આ શ્રીમાન અંગદ એ નામથી વિખ્યાત છે, તે પણ વાળી સરખો બળવાન, વીર, રાક્ષસોની સેનાનો નાશ કરનાર છે. હે રઘુકુળમાં શ્રેષ્ઠ, એ વિગેરે બીજા સર્વે પણ. તમને વશ થઇ વર્તનારા અને તમારે અર્થે જેમણે જીવિતનો ત્યાગ કરેલો છે એવા આ સર્વે યોદ્ધાઓ પર્વતના શિખરોથી યુદ્ધ કરનારાઓ છે. તે સર્વે શત્રુઓને હણવામાં અતિ નિપુણ છે. એ રીતે કહીને હર્ષથી જેની આંખમાં આંસું.આવી ગયાં છે એવા સુગ્રીવને રામ હૃદયમાં ચાંપી કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે–હે સુગ્રીવ, તમે મારે કરવાનાં સર્વ કાર્યને જાણો છો, માટે જો.તમને રૂચતું હોય તો જાનકીને ગોતવા સારૂ સર્વની યોજના કરો. એવાં રામનાં વચન સાંભળી, પ્રસન્ન મનવાળા વાંદરાઓના રાજા સુગ્રીવે બળવાન એવા સર્વ વાંદરાઓને સર્વ દિ-શાઓમાં મોકલ્યા. દક્ષિણ દિશા તરફ મહા બળવાન એવા અંગદ, જાબવાન, હનુમાન્, નળ, સુષેણ, શરભ, મૈંદ, અને દ્વિવિધ વિગેરેને મોકલતી વખતે સુગ્રીવે નિચે પ્રમાણે કહ્યું–હે સર્વે વાંદરાઓ, મારી આજ્ઞા પૂર્વક પ્રયત્ને કરી કલ્યાણી એવી જાનકીને શોધો અને માસ એકની અંદર પાછા અહીં આવો. હે વાંદ-રાઓ, સીતાના શોધને જોયાં વિના જો તમને મહિના ઉપર એક દિવસ થયો તો તમોને પ્રાણાંત દંડ મારા તરફથી મળશે. એ રીતે ભયંકર પરાક્રમવાળા વાંદરાઓને મોકલીને સુગ્રીવ.રામને પ્ર-ણામ કરીને તેના પડખામાં બેઠા. તે સમયે જાવાને તૈયાર થએલા વાયુના પુત્ર હનુમાનને જોઇ રામ વચન કહેવા લાગ્યા કે હે મારૂતિ,

મારી ઓળખાણ આપવાને માટે આ મારી જે મુદ્રિકામાં મારા નામના અક્ષરો રહ્યા છે, તે જઇને એકાંતમાં સીતાને આપજો. હે કપિસત્તમ, આ કાર્યને વિષે તમેજ પ્રમાણ રૂપ છો અર્થાત્ સિદ્ધિ કર્ત્તા છો. વળી હું તમારાં સત્તા, મહત્વ, ધૈર્ય, બળ અને બુધ્ધિ વિગેરેને જાણું છું. હે વત્સ, જાઓ. તમને કલ્યાણરૂપ માર્ગ થાઓ. એ રીતે રામે હનુમાનને સીતાના શોધ સારૂ મોકલ્યા, તે શિવાય વાંદરાઓના રાજા સુગ્રીવે સીતાની શોધ કરવાને સારૂં અંગદ વિગેરે વાંદરાઓને મોકલ્યા. તેઓ શોતરફ ફરવા લાગ્યા. એ રીતે ભમતાં ભમતાં તેઓએ વિંધ્યાચળના ઘાટા વનમાં મોટા પર્વત સરખા ભયંકર મૃગો અને હાથિઓને ભક્ષણ કરનાર એવા રાક્ષસને જોયા, તેને કેટલાક વાંદરાઓ આ રાવણ છે એમ જાણીને કિલકિલા શબ્દને કરતા થકા મુઠિઓથી મારવા લાગ્યા. પછી આ રાવણ નથી એમ કહીને બીજા મોટા વનમાં ગયા ત્યાં તે વાંદરાઓ અતિ તરસ્યા થયા અને કયાંઇ પાણી ન મળ્યું ત્યારે તે મોટા વનમાં ભમતાં તેઓનાં કંઠ અને તાળવાં વિગેરે સુકાઇ ગયાં છે એવા તે કપિઓએ તૃણ તથા લતાના ગુચ્છોથી ઢંકાએલી મોટી ગુફાને દીઠી, તેમાંથી નીકળતા એવા ક્રૌંચ અને હંસ વિગેરેને ભીંજાએલી પાંખોવાળા જોયા, તેથી જાણ્યું કે અહીં જરૂર જળ હશે, માટે તે ગુફામાં આપણે જઇએ, એમ કહીને હનુમાન્ આગળથી અંદર ગયા: તેની પાછળ ઉત્સાહ પામેલા સર્વે વાંદરાઓ પરસ્પર એક બીજાના હાથને હાથે કરી ઝાલીને અંદર ગયા. ત્યાં અંધારામાં દૂર ગયા ત્યારે તે વાંદરાઓએ મણિ સરખા સ્વચ્છ જળવાળા જળાશયને જોયો. તેની આસપાસ પાકા ફળથી નમી રહેલાં કલ્પ વૃક્ષ જેવાં મધપુડાવાળાં વૃક્ષોને જોયાં. મણિ અને વસ્ત્ર વિગેરેથી ભરપૂર, દિવ્ય ખોરાકીનાં અન્નવાળાં, સર્વ ગુણ યુકત મનુષ્ય વગરનાં મંદિરોને જોઇને તે વાંદરાઓ વિસ્મય પામ્યા. આગળ જતાં તે મંદિરને વિષે દિવ્ય સોનાના આસનપર બેઠેલી, પ્રભાએ કરી પ્રકાશ યુકત દેખાતી એવી, યોગમાં રહેલી ચીર વસ્ત્રને પેહેરનારી એકલી સ્ત્રીને ધ્યાન કરતી દીઠી, ત્યારે તે મોટા ભાગ્યવાળી તે યોગિનીને સર્વે વાંદરાઓએ બીક અને ભક્તિથી પ્રમાણ કર્યા ત્યારે તે વાંદરાઓને જોઇ દેવી કહેવા લાગી કે તમો

અહીં કેમ આવ્યા છો? તમો કેના દૂત છો? આ મારા સ્થાનને તમે શા વાસ્તે બગાડો છો?

હનૂમાન કહે છે–હે દેવી, અમારૂં વૃત્તાંત કહું તે સાંભળો. અયોધ્યાના અધિપતિ શ્રીમાન રાજા દશરથના મોટા પુત્ર મહા ભાગ રામ એ રીતે વિખ્યાત છે, તે પોતે પીતાની આજ્ઞાથી નાના ભાઇ લક્ષ્મણ અને સ્ત્રી સાથે વનમાં આવ્યા છે. ત્યાં તેમની સ્ત્રી સતી સીતાને દુષ્ટ અંતઃકરણવાળો રાવણ હરી ગયો છે. તે કારણ માટે લક્ષ્મણ સહિત રામ સુગ્રીવને મળ્યા. તે સુગ્રીવે રામના મિત્ર ભાવે કરી અમને કહ્યું કે હે વાંદરાઓ, તમે રામનાં પ્રિય વલ્લભ સીતાને ગોતવા જાઓ. તે કારણ માટે જાનકીને ગોતતાં તરસ્યા થયા માટે આ વનમાં આવ્યા, ત્યાં પણ જળ ન મળવાથી દૈવ યોગથી આ તમારી ગુફામાં આવ્યા. હે કલ્યાણી, તમે અહીં શા વાસ્તે રહ્યાં છો? તમે કોણ છો? તે અમને કહો. વાંદરાઓને જોઇ હર્ષ પામેલાં યોગિની કહેવા લાગ્યાં કે હે વાંદરાઓ, તમારી મરજી મુજબ ફળ અને કંદમૂળને ખાઇ સુંદર અમૃત સરખા જળને પીને પછી અહીં આવો એટલે પેહેલેથી મારૂં વૃત્તાંત કહી સંભળાવું. તે સાંભળીને સર્વે વાંદરાઓ ફળ વિગેરેને ખાઇ, જળપાન કરી, પ્રસન્ન થઇ, તે દેવીની પાસે જઇ, હાથ જોડીને ઉભા રહ્યા. ત્યારે દિવ્ય દર્શન વાળી તે યોગિની હનુમાનને કહેવા લાગી કે પૂર્વે વિશ્વકર્માની દીકરી હેમા નામની હતી તેણે નૃત્યે કરી શંકરને પ્રસન્ન કર્યા હતા, ત્યારે તે પ્રસન્ન થએલા શંકરે તેને આ મહાન્ દિવ્ય પુર આપ્યું હતું. સુંદર મુખવાળી તે હેમા આ નગરને વિષે દશ કરોડ વર્ષ સુધી રહી હતી. તેની સખી એવી હું વિષ્ણુને વિષે તત્પર, મોક્ષની ઇચ્છા રાખનારી, સ્વયંપ્રભા નામની દિવ્ય નામના ગંધર્વ રાજની દીકરી છું. તે હેમા અહિંથી પૂર્વે જ્યારે બ્રહ્મ લોકમાં જાતી હતી ત્યારે તેણે મને કહ્યું કે, હે સખી, સર્વ પ્રાણીઓથી રહિત એવા આ વનમાં રહીને તું તપશ્ચર્યા કર. ત્રેતાયુગને વિષે જ્યારે અવિનાશી એવા નારાયણ પોતે દશરથના પુત્ર રામ થઈ પૃથ્વીનો ભાર ઉતારવાને સારૂ વનને વિષે વિચરશે ત્યારે તેની સ્ત્રી સીતાને ગોતતા વાંદરાઓ તમારી ગુફા પ્રત્યે આવશે, તેઓની પૂજા કરી,

રામની પાસે જઈ તમે તેની સ્તુતિ કરીને યોગિઓને ન મળે એવા સનાતન વિષ્ણુના ધામને પામશો. માટે હવે હું અહિંથી ઉતાવળી રામનાં દર્શન કરવાને જાઉં છું. તમે આંખ્યો મીંચી જાઓ. એટલામાં ગુફાની બહાર તમે પહોંચશો. તેના કહેવા પ્રમાણે સર્વ વાંદરાઓએ આંખ્યો મીંચી તેટલામાં પૂર્વની પેઠે જે વનમાં હતા ત્યાં આવ્યા. તે પછી તે સ્વયંપ્રભાએ પણ ગુફાને મૂકી એકદમ શ્રી રામની પાસે જઇ, લક્ષ્મણ અને સુગ્રીવ સહિત રામના દર્શન કર્યાં. સુંદર બુદ્ધિવાળી તે સ્વયંપ્રભાએ ઘણીવાર રામને પ્રણામ કરી, પછી પ્રદક્ષિણા કરી; ત્યાર પછી જેનાં રોમાંચ ઉભાં થયાં છે એવી તે યોગિની ગદ્ ગદ્ વાણીએ કરી કહેવા લાગી.

સ્વયંપ્રભા કહે છે—હે રાજેંદ્ર! તમારાં દર્શન કરવાને વાસ્તે તમારી દાસી એવી હું અહિં આવી છું. હે રામ! તમારાં દર્શન કરવાને સારૂ મેં ગુફાને વિષે હજારો વર્ષ સુધી મહા દુશ્ચર તપ કર્યું હતું. તે સર્વ તપનું ફળ મને આજે મળ્યું. માયાથી પર એવા તમે તેનાં હું આજે દર્શન અને નમસ્કાર. વિગેરે કરૂં છું; હે પ્રભુ! સર્વ પ્રાણિઓને વિષે અલક્ષ્ય રહેલા તમે બહાર અને અંદર વ્યાપી રહ્યા છો. યોગ માયા રૂપ પડદે કરીને ઢંકાએલા તમે મનુષ્ય દેહધારી જેવા જણાઓ છો, માટે નટની પેઠે રૂપને ધારણ કરનાર તમે અજ્ઞાત યુક્ત દૃષ્ટિવાળાને જણાતા નથી. હે ભગવન્! મહા ભગવદ્ ભક્તોને ભક્તિ યોગને આપવાની ઇચ્છાથી અવતરેલા એવા તમે તેને, સ્ત્રી શરીર હોવાથી તામસી એવી હું તે કેમ જાણી શકું? હે રઘુકુલમાં ઉત્તમ એવા રામ! આ લોકને વિષે તમારા તત્વને કોઇકજ જાણતો હશે. હે રામ, આ તમારૂં રૂપ સદા મારા હૃદયને વિષે પ્રકાશ કરો. હે રામ, મોક્ષના ઉપાયને દર્શાવનારા, ભવસાગરને તારનારા, સન્માર્ગ એટલે તત્વ જ્ઞાનના ઉપાયને આપનારા એવા તમે કે જે નિષ્કિંચનને ધન રૂપ છો તેના ગુણગાન કરવાને માટે ધન, પુત્ર, સ્ત્રી અને સમૃદ્ધિથી ગર્વ પામેલા પુરૂષ યોગ્ય નથી. હે ભગવન્, મોક્ષને આપનારા તમારા ચરણ કમળનાં દર્શન થયાં, તેથી મને બીજા કાંઇ પણ પદાર્થની ઇચ્છા નથી. હે ભગવન્, પ્રવૃત્તિના માર્ગ રૂપ સંસાર પોતાથીજ જેને નિવૃત થએલો છે એવા,

ોનિષ્કિંચનના ધન રૂપ, પોતાના સ્વરૂપને વિષે આનંદ રૂપ, નિર્ગુણ અને ગુણાત્મા એવા તમે તેને હું નમસ્કાર કરૂં છું. હે દેવ, કાળ રૂપી ઇશ્વરના નિયંતા, આદિ, મધ્ય અને અંત રહિત, સર્વ પ્રાણીને વિષે અંતર્યામિ પણાએ કરી સમાન વિચરતા એવા તમે તેને હું પરમ પુરૂષ રૂપ માનું છું. હે નાથ, મનુષ્ય દેહના વ્યવહારને અનુસરનારા તમારા ચરિત્રને કોઇ જાણી શકતું નથી. હે પ્રભુ, તમે સર્વને વિષે સમાન રૂપ છો, માટે તમને કોઇ પોતાનો વાહલો અને બીજો કોઇ દ્વેષ કરવા યોગ્ય તેમજ ઉદાસીન અર્થાત્ મધ્યસ્થ પણ નથી. તો પણ તમારી માયાથી જેનાં અંતઃકરણ ઢંકાએલાં છે, તેઓ શત્રુ, મિત્ર અને મધ્યસ્થની પેઠે જુવે છે અર્થાત્ જેમ રાવણ શત્રુ છે, વિભીષણ મિત્ર છે અને બીજા મધ્યસ્થ છે એમ માને છે. પરંતુ હે પ્રભુ, તમારી માયાથી જેનાં અંતઃકરણ ઢંકાએલાં નથી તે તમને તેવા રૂપથી જોતા નથી. અજન્મા અને અકર્તા એવા ઇશ્વરના દેવ, પક્ષ અને મનુષ્ય વિગેરેમાં જે જન્મ, કર્મ આદિ ચરિત્ર છે તે અત્યંત આશ્ચર્ય કારક છે. કેટલાક લોકો, અક્ષર એવા તમે, ભક્તોને કથા શ્રવણની સિદ્ધિ કરવાને સારૂ જન્મ્યા છો એમ માને છે. વળી કેટલાએક તો એમ માને છે કે રાજા દશરથના તપના ફળને સિદ્ધ કરવા સારૂ કૌસલ્યાની પ્રાર્થનાથી પરમાત્મા જન્મ્યા છે. વળી બીજા કેટલાક લોકો એમ કહે છે કે, આ શ્રીરામ દુષ્ટ રાક્ષસોનો જે પૃથ્વી ઉપર ભાર છે તેનો નાશ કરવાને માટે બ્રહ્માની પ્રાર્થનાથી મનુષ્ય રૂપે થયા છે. હે રઘુનંદન, જે તમારી કથાને સાંભળે છે, ગાય છે તથા ભવસાગરથી તારનાર તમારા ચરણ કમળનાં જેઓ દર્શન કરે છે તેમને ચિદાનંદાત્મક તમારૂં સ્વરૂપ પ્રાપ્ત થાય છે. હે પ્રભુ, તમારી માયાના ગુણદોષમાં બંધાએલ એવી હું ને માયાના ગુણદોષથી અળગા એવા મન, વાણીથી અપ્રાપ્ય એવા તમે તેની સ્તુતિ કરવાને માટે હું કેમ પ્રવૃત્ત થઇ શકું ? હે રામ, તમારા સ્વરૂપનું જ્ઞાન દુર્લભ છે, માટે સ્તુતિ કરવાને મારૂં કાંઇ સામર્થ્ય નથી; માટે ધનુષ બાણથી યુક્ત, નાના ભાઇ લક્ષ્મણ સહિત સુગ્રીવ વિગેરે વાંદરાઓથી વિંટાએલ, રઘુકુળમાં શ્રેષ્ઠ એવા તમે તેને હું પ્રણામ કરૂં છું. પ્રણામ કરનાર

પુરૂષોના પાપને હરનાર રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામ એ રીતે સ્તુતિ કરવાથી પ્રસન્ન થઇને ભક્તિવાળી તે યોગિનીને કહેવા લાગ્યા.

રામ કહે છે—હે કલ્યાણિ, તમારા મનને વિષે શું ઇચ્છા છે? તે માંગો તે સાંભળી તેણે રામને કહ્યું કે હે ભક્ત વત્સલ પ્રભુ, હું જે કોઇ સ્થળમાં જન્મું ત્યાં પણ તમારી નિશ્ચળ ભક્તિ રહે એ મને આપો તથા તમારા ભક્તોનો સદા મને સત સંગ થાય અને પ્રવાહિ જીવને વિષે મને કોઇ દિવસ આસક્તિ ન થાય. હે રામ, સર્વદા મારી જીભ તમારા રામ, રામ, એ રીતના નામને ભક્તિથી કહ્યા કરો. હે પ્રભુ, મારૂં મન સદા સીતા, લક્ષ્મણ સહિત ધનુષ બાણને ધરનાર, પીતાંબર પેહેરનાર, ઉજ્વળ મુકુટવાળા, બાજુબંધ, ઝાંઝર, મોતીના હાર, કૌસ્તુભમણિ અને કુંડળથી પ્રકાશિત એવા શ્યામ સુંદર સ્વરૂપનું સ્મરણ કરો. હે પ્રભુ, એજ વરદાનને હું માગું છું.

શ્રી રામ કહે છે—હે મોટા ભાગ્યવાળી, એ રીતે થાઓ. હવે તમે અહીંથી બદરીકાશ્રમમાં જાઓ. ત્યાં જઇને મારૂં સ્મરણ કરતાં એવાં તમે આ પંચમહાભૂતમય શરીરનો ત્યાગ કરી થોડા વખતમાં મારા પરમાત્મ સ્વરૂપને પામશો. એ રીતે અમૃત સરખાં અતિ મધુર એવાં શ્રી રામનાં વચન સાંભળીને તે યોગિની બદરીકાશ્રમમાં જઇને ત્યાં પવિત્ર એવા રઘુપતિનું મનથી સ્મરણ કરતી એવી તે સ્વયંપ્રભા શરીરનો ત્યાગ કરી પરમ પદને પામી.

श्रुत्वा रघूत्तमवचोऽमृतसारकल्पं गत्वा तदैव बदरीतरुखंडजुष्टं ।
तीर्थं तदा रघुपतिं मनसा स्मरंती त्यक्त्वा कलेवरमवाप परं पदं सा ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૭ મો.

## श्रीमहादेव उवाच.

अथ तत्र समासीना वृक्षखंडेषु वानराः ।
चिन्तयंतोविमुह्यंतः सीतामार्गणकर्शिताः ॥

શ્રી મહાદેવ કહે છે-એ પછી તે વનમાં વૃક્ષોની નિચે બેઠેલા, સીતાનો શોધ ન મળવાથી થાકી ગએલા, સર્વે વાંદરાઓ મોહ પામી વિચાર કરવા લાગ્યા. એવામા વાંદરાઓમાં શ્રેષ્ઠ અંગદ કેટલાએક વાંદરોને કહેવા લાગ્યા.

અંગદ કહે છે-આ વનમાં તથા ગુફામાં ભમતાં આપણને ખરેખર એક માસ વીતી ગયો તો પણ આપણને કયાંઇ સીતા મળ્યાં નહિ, તેમ આપણે કંઇ રાજા સુગ્રીવના હુકમ પ્રમાણે કર્યું નથી, માટે જો આપણે કિષ્કિંધાને વિષે જશું તોપણ આપણને સુગ્રીવ હણશે. તેમાં વળી મનેતો શત્રુનો પુત્ર જાણીને રામના કામને ન કરવાના મિષથી વિશેષે કરી મારવાનો સંભવ છે. કેમકે મારે વિષે રામની અતિ પ્રીતિ છે, તેમ રામે મારૂં રક્ષણ કર્યું છે. હમણાં મેં રામનું કામ કર્યું નથી તેનું તેને મિષ છે. માટે તે દુષ્ટ અંતઃકરણવાળો સુગ્રીવ મને અવશ્ય હણવાનો યત્ન કરશે. હે વાનર પુંગવો, પાપયુકત અંતઃકરણવાળો તે સુગ્રીવ માતા સરખી ભાઇની સ્રીને અનુભવ કરવાને ઇચ્છે છે, તેથી હે વાંદરાઓ, તેની પાસે હું નહિ આવું, માટે મૃત્યુના કાંઇ ઉપાયથી હું અહિં મારા જીવિતનો ત્યાગ કરીશ. એ રીતે બોલતાં જેની આંખ્યોમાં આંસુ આવેલાં છે એવા અંગદને જોઇને અતિ દુઃખયુકત થએલા અને તે સર્વેની આંખ્યોમાં આંસુ આવી ગયાં છે એવા કેટલાક વાંદરાઓ દીલગીર થઇને અંગદને કહેવા લાગ્યા.

વાંદરાઓ કહે છે-હે અંગદ, તમારે શા વાસ્તે શોક કરવો જોઇએ ! અમે તમારા પ્રાણની રક્ષા કરનારા છીએ માટે તમે જો અહિં રહેશો તો અમે પણ આ ગુફામાં રહેશું. હે દેવ, આ નગર પણ દેવતાઓના નગર જેવું છે એ રીતે પરસ્પર ધીમે ધીમે

કહેતા એવા વાંદરાઓનાં વાક્યને સાંભળીને નીતિમાં કુશલ એવા હનુમાન, અંગદને હૃદયમાં ચાંપીને કહેવા લાગ્યા.

હનુમાન્ કહે છે—હે અંગદ, સુગ્રીવ તારો વધ કરશે એ રીતે વૃથા ચિંતા શા વાસ્તે કરો છો. વળી વાંદરાઓ જે આ ગુફામાં રહેવાનું કરે છે તે નઠારો વિચાર પણ કરવો યોગ્ય નથી. કેમકે સુગ્રીવને તારાનો પુત્ર એવો તું અતિ પ્રિય છો, તેથી તારે બીજો વિચાર કરવો નહીં. વળી તું કદિ એમ કહીશ કે મેં રામનું કાર્ય કર્યું નથી માટે મને રામથી ભય રહે છે. પરંતુ રામની પ્રીતિ તારાઉપર લક્ષ્મણ કરતાં વિશેષ છે, માટે રામચંદ્રથી તને બીક તો બીલકુલ સંભવતી નથી. હે વત્સ, વળી હું પણ તમારા હિતને વિષે આસક્ત છું, તેથી તમારે બીજો કંઇ પણ વિચાર કરવો નહીં. હે વાંદરાઓમાં શ્રેષ્ઠ તમને બીજા વાંદરાઓએ કહ્યું કે આ ગુફામાં રહેવાથી આપણને કોઇનું બાણ ભેદી શકશે નહિ, એ રીતે જેઓ તમને નઠારો બોધ આપે છે તેઓ પણ પોતાનાં સ્ત્રી, પુત્ર વિગેરેને છોડીને શું તમારી પાસે રહેશે ? હે વત્સ, રામના બાણથી ભેદી ન શકાય એવું શું છે ? કાંઇ પણ નથી. અહીં રહેવામાં રામનો મોટો ભય છે. માટે તેમ કરવું ઉચિત નથી. હે પુત્ર, બીજું અતિ ગુપ્ત રહસ્ય હું તમને કહું તે સાંભળો. રામ કંઇ મનુષ્ય નથી પણ એ તો અવિનાશી એવા સાક્ષાત્ નારાયણ દેવ છે. મનુષ્યોને મોહ કરનારી સીતા પણ સાક્ષાત્ ભગવાનની માયા છે. તેમ લક્ષ્મણ પણ સર્વ ભૂવનના આધાર રૂપ, નાગના ઇશ્વર શાક્ષાત્ શેષ છે. તે સર્વે બ્રહ્માની પ્રાર્થનાથી સર્વ લોકોનું રક્ષણ કરવા સારૂ, અને પાપી રાક્ષસ ગણનો નાશ કરવા સારૂ, માયાથી મનુષ્ય ભાવે કરી થએલા છે. તે પરમાત્મા પોતાની ઇચ્છાએ કરી મનુષ્ય ભાવને પામ્યા છે. માટે વૈકુંઠ વાસી વિષ્ણુના આપણે સર્વે પાર્ષદ તેની માયાથીજ વાંદરારૂપે કરી અવતર્યા છીએ, નહીંતો આપણને વાંદરારૂપ થવાનું શું પ્રયોજન? વળી પૂર્વે આપણે જગતના પતિનું તપથી આરાધન કર્યું હતું, તેથી તેમણે અનુગ્રહ કરીને આપણ સર્વેને પાર્ષદ કર્યા. હમણાં પણ તેમની સેવા કરીને પછી આપણે સર્વે વૈકુંઠમાં જઇને સુખથી રહેશું. એ રીતે અંગદની આશ્વાસના કરીને મહા પર્વત વિંધ્યની સમીપે

ગયા. ત્યાર પછી ત્યાંથી ધિમે ધિમે જાનકીને ગોતતા દક્ષિણ મહાસાગરના તીર ઉપર મહેંદ્રાચળની પાસેના પર્વતની તળાટીમાં આવ્યા. ત્યાં આવીને, ન તરી શકાય એવા ભયંકર અગાધ સમુદ્રને જોઇ આપણે શું કરશું ! એ રીતે સર્વે વાંદરાઓ ભયભીત થઈ, ચિંતા યુકત બની, સમુદ્રના તીર ઉપર બેસીને અંગદ વિગેરે મહા બળવાન વાંદરાઓ અન્યોન્ય સલાહ કરવા લાગ્યા. વન અને ગુફાની અંદર ગોતતાં આપણને ચોમેર ભમતાં એક માસ વિંતી ગયો, પરંતુ હજી સુધી આપણને રાવણ કે જનકનાં પુત્રીસીતા જોવામાં આવ્યાં નહીં; પરંતુ તીવ્ર દંડવાળો સુગ્રીવ આપણને હણશે એમાં શક નથી પણ તે સુગ્રીવના હણવા કરતાં આપણે અહીં નિરાહાર વ્રત કરી મરવું એ વધારે કલ્યાણ કારક છે. એમ નિશ્ચય કરીને તે સર્વે વાંદરાઓ એક માત્ર મરવાનોજ નિશ્ચય કરીને ત્યાં સમુદ્ર તીર ઉપર ચોતરફ દર્ભ પાથરીને બેઠા, એ સમયને વિષે ત્યાં મહેંદ્રાચળની ગુફામાંથી નિકળીને એક મોટા પર્વત સરખો ગીધ આવ્યો અને અનશન વ્રતથી બેઠેલા તે સર્વે વાંદરાઓને જોઇ તે ગીધ ધીમેથી કહેવા લાગ્યો.

ગીધ કહે છે—આજે મને પુષ્કળ ભક્ષ મળ્યો છે, માટે સર્વેનું અનુક્રમે કરી પ્રતિ દિવસ. ભક્ષણ કરીશ. એવાં ગીધનાં વચન સાંભળી સર્વે વાંદરાઓ મનમાં ભય પામ્યા કે આપણ સર્વેને આ ગીધ ખાઇ જશે એમાં સંશય નથી. હે કપીશ્વરો, આપણે કાંઇ પણ રામનું કામ કર્યું નથી, તેમ સુગ્રીવના હિત રૂપ જાનકીના સમાચારને કહેવાથી રામને સંતોષકારક અને સુગીવને પ્રસન્ન કરનારૂં આપણું હિત રૂપ કાર્ય પણ આપણે કર્યું નથી. તેથી આની પાસે વૃથા હણાઇને આપણે યમપુરીમાં જાશું. અહો! આનંદની વાત છે કે જે રામને અર્થે મર્ણ પામેલો સુંદર બુદ્ધિવાળો જટાયુ ધર્માત્મા થઈ ગયો. કામ ક્રોધાદિ શત્રુઓને. દમન કરનાર જટાયુ યોગીઓને પણ ન મળે તેવા મોક્ષ પદને પ્રાપ્ત થયો. એવાં વાંદરાઓએ કહેલાં જટાયુ અક્ષરવાળાં વાકયને સાંભળી સંપાતિ ગીધ કહેવા લાગ્યો.

સંપાતિ ગીધ કહે છે—હે વાંદરાઓ, મારા કાનને અમૃત

સરખું મીઠું એવું જે જટાયુનું નામ તેને આજ અહિં અન્યોન્ય તમો કહો છો તે શુ? શું મારા ભાઇના તમે મિત્ર છો? તે કહો. હે શ્રેષ્ઠ વાંદરાઓ, મારાથી તમને ભય થશે નહીં. એ પ્રમાણે સંપાતિનાં વચન સાંભળી, અંગદ, ગીધની પાસે આવીને કહેવા લાગ્યો.

અંગદ કહે છે—હે ગૃધ્રરાજ! દશરથના પુત્ર શ્રીમાન રામ, લક્ષ્મણ સહિત પોતાની સ્ત્રી સીતાને સાથે લઇ પિતાની આજ્ઞાથી વનમાં વિચરતા હતા. તે રામનાં સ્ત્રી સીતાને દુષ્ટ અંતઃકરણવાળો રાવણ રામ અને લક્ષ્મણ મૃગયા રમવા ગયા હતા તેટલામાં હઠથી હરીને જતો હતો ત્યારે હે રામ; હે રામ, એ રીતે સીતા પોકાર કરતાં હતાં. તે સાંભળીને પક્ષિઓના રાજા તમારા ભાઈ જટાયુએ રાવણની સાથે મહા દારૂણ યુદ્ધ કર્યું; છેવટે તે મહા બળવાન વીર રામના કામ માટે હણાયો, છતાં સીતાના વરદાનથી પ્રાણ ધારણ કરીને રામનાં દર્શનની વાટ જોતો હતો, તેટલામાં રામે આવી તેને અગ્નિ સંસ્કાર કર્યો. પછી તે જટાયુ ક્ષણમાત્રમાં રામની સાયુજ્ય મુક્તિને પામ્યો. તે પછી રામે અગ્નિની સાક્ષી પૂર્વક સુગ્રીવની સાથે મિત્રતા કરી, તે પછી સુગ્રીવના કહેવાથી અતિ અસહ્ય બળવાળા વાળિને રામે હણ્યો. અને મહા બળવાન રામે સુગ્રીવને વાંદરાઓનું રાજ્ય આપ્યું. તે મહા બળવાળા સુગ્રીવે મોટા પરાક્રમવાળા અમારા વાંદરાઓના સમૂહને સીતાનો શોધ કરવા સારૂ મોકલેલો છે અને કહ્યું છે કે તમો બધાઓ એક મહિનાની અંદર પાછા આવજો. જો નહિ આવો તો હું તમારા પ્રાણનું હરણ કરીશ. એવી એની આજ્ઞાથી આ વનમાં ભમતા એવા અમે આ ગુફાની અંદર ગયા હતા. હવે અમને એક માસ થઈ ગયો છે. તોપણ તે સીતા અથવા રાવણનું અમને જાણ થયું નથી. માટે આ લવણ સાગરને કાંઠે અમો અનશન વ્રત કરીને મરવાને બેઠેલા છીએ. હે પક્ષિરાજ! જો તમને સીતાની ખબર હોય તો અમને તે કલ્યાણરૂપ રામ પત્ની કયાં છે? તે કહો. એવાં અંગદનાં વાક્ય સાંભળીને સંપાતિ મનમાં હર્ષ પામીને કહેવા લાગ્યો.

સંપાતિ કહે છે—હે કપિ વર્યો, જટાયુ મારો પ્રિય હતો.

આજ મેં હજારો વર્ષોને અંતે મારા પ્રિય ભાઇની વાત સાંભળી છે, માટે હે કપિ વર્યો, તમને હું વાણીથી પુષ્કળ સહાય કરીશ. હે કપિવર્યો, મારે ભાઇને જળ આપવું છે માટે મને જળસમીપે લઇ જાઓ. (આથી એમ સૂચના થાય છે કે મૃગ, પક્ષિ વિગેરેને પણ જ્ઞાન પ્રમાણે ધર્મનો અધિકાર છે.) ત્યારબાદ તમારા કાર્યની સિદ્ધિને અર્થે સર્વ વૃત્તાંત સારી રીતે કહી સંભળાવીશ. તે સાંભળીને સર્વે વાંદરાઓ તે સંપાતિને સમુદ્રને કાંઠે લઇ ગયા. તે સંપાતિએ પણ સ્નાન કરીને પોતાના ભાઇ જટાયુને જળની અંજલિ આપી. ત્યાર પછી સર્વે વાંદરાઓ તેને પોતાના પૂર્વના ઠેકાણામાં લઇ ગયા, ત્યારે ત્યાં જઇને તે સ્વસ્થ થઇ બેઠા. ત્યારે તે સંપાતિ સર્વે વાંદરાઓને હર્ષ પમાડીને કહેવા લાગ્યો કે હે વાંદરાઓ, લંકા નામની નગરી ત્રિકૂટા ચલના શિખર ઉપર છે, તેમાં અશોક વનને વિષે સીતાને રાક્ષસીઓની સાથે રાખ્યાં છે; તમે પૂછશો કે તે લંકા કયાં છે? તે કહું છું. તે સાંભળો. તે લંકા નગરી સમુદ્રની વચ્ચે અહિંથી સો યોજન દૂર છે; તેને તથા સીતાને હું દેખું છું, એમાં સંશય નથી. કેમકે હું ગીધ છું, માટે મારી દૃષ્ટિ દૂર પહોંચી શકે છે, એમાં કશો સંદેહ કરતા નહિ; જો કોઇ સો યોજન પહોળા સમુદ્રનું ઉલ્લંઘન કરી શકે તેવો હોય તો તે જાનકીને જોઇ સમાચાર લઇને. પાછો આવી શકશે. વળી મારા ભાઇને હણનાર તે દુષ્ટ અંતઃકરણવાળા રાવણને હું પણ હણવાને શક્તિમાન છું, પરંતુ શું કરૂં કે હું એકલો અને જાતે પાંખ વગરનો છું. (આથી એમ સિદ્ધ થાય છે કે અતિ બળવાન છતાં પાંખ વગરનો છું માટે ઉડવાની અશક્તિ દર્શાવી) હે વાનરો, આ મહા સાગરને અતિ યત્નથી ઉલ્લંઘન કરવાને માટે પુરૂષાર્થથી તજવીજ કરો. તે પછી રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામ, રાક્ષસના અધિપતિ રાવણને હણશે, તેથી સો યોજન વિસ્તારવાળા સમુદ્રને ઓલંઘી લંકામાં જઇને જનકના પુત્રીને જોઇ તેની સાથે ભાષણ કરી સમાચાર લઇને પાછો સમુદ્રને તરીને અહીં આવે એવો તમો સર્વમાં કોણ શક્તિમન છે? તેનો વિચાર કરો.

उल्लंघ्य सिंधुं शतयोजनायतं लंकां प्रविश्याथ विदेहकन्यकां ।
दृष्ट्वा समाभाष्य च वारिधिं पुनस्तर्तुं समर्थः कतमोविचार्यतां ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો સાતમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮ મો.

### શ્રીમહાદેવ ઉવાચ.

अथ ते कौतुकाविष्टाः संपातिं सर्ववानराः ।
पप्रच्छुर्भगवन् ब्रूहि स्वमुदं तत्वमादितः ॥

શ્રી મહાદેવ કહે છે—એ પછી આશ્ચર્ય યુક્ત સર્વે વાંદરાઓ સંપાતિને પૂછવા લાગ્યા કે હે ભગવન્, તમારૂં પોતાનું વૃત્તાંત પેહેલેથી કહો. તે સાંભળીને સંપાતિ પોતાનું પૂર્વે કરેલું વૃત્તાંત કહેવા લાગ્યો. હું અને જટાયુ અને ભાઇ જ્યારે જુવાન હતા, ત્યારે અમે બળના ગર્વથી તેને જાણવા સારૂ હર્ષથી સૂર્યના મંડળ સુધી જાવાને માટે ઉડયા. એ રીતે અમે બે પક્ષી હજારો યોજન સુધી ઊંચા ગયા, તે સમયે મારો ભાઈ જટાયુ સૂર્યના કિરણથી તપવા લાગ્યો, ત્યારે તેનું રક્ષણ કરવાને માટે મારી પાંખથી તેને ઢાંકીને હું ઉડયો તેટલામાં સૂર્યના તિવ્ર કિરણથી મારી પાંખો બળી ગઇ તેથી હું આ વિંધ્યાચળના શિખર ઉપર પડયો. ઘણે ઊંચેથી પડયો તેથી હું મૂર્છા પામી ગયો. હે કપીશ્વરો, તે મૂર્છામાંથી ત્રણ દિવસે મને સંજ્ઞા આવી પરંતુ પાંખો બળી જવાને લીધે મનને વિષે અતિ ભ્રાંતી પામેલો હું આ સ્થાન કે પર્વતોના શિખરોને જાણતો ન હતો; ત્યાર પછી ધિમેથી આંખો ઉઘાડીને જોયું તો ત્યાં સુંદર આશ્રમ જોયો ત્યારે તે આશ્રમની પાસે હું ધિમે કરી ગયો. તે સમયે મને જોઇને વિસ્મય પામેલા ચંદ્રમા નામના મુનિરાજ નિચે પ્રમાણે મને કહેવા લાગ્યા.

ચંદ્રમા મુનિ કહે છે—હે સંપાતિ, આવું તારૂં વિકૃત રૂપ કોણે કર્યું? હું તને પહેલાંથી જાણું છું કે તું અત્યંત બળવાન્

છો. તે છતાં પણ તારી પાંખો કોણે કાપી ? તે કહો. તે સાંભળીને મેં મારૂં સર્વે વૃત્તાંત અતિ દુઃખી થઇ કહી સંભળાવ્યું. પછી નમ્ર થઇને મેં મુનિને નિવેદન કર્યું કે હે પ્રભુ, પાંખ વગરનો હું શી રીતે જીવી શકું? તે સાંભળી દયાથી જેનાં નેત્ર ભિંજાઇ રહ્યાં છે એવા મુનિ મને કૃપા દૃષ્ટિથી જોઇને નિચે પ્રમાણે કહેવા લાગ્યા. હે વત્સ, આજે મારૂં તું એક વચન સાંભળ, પછી તારી જેમ ઇચ્છા હોય તેમ કરજે. આ દુઃખનું મૂળ દેહ છે અને દેહ કર્મથી ઉત્પન્ન થએલો છે. તે કર્મથી પુરૂષને અહં બુધ્ધિ પ્રવર્તે છે, તે અહંકાર અવિદ્યાથી ઉત્પન્ન થએલો છે અને જડ છે પરંતુ તે ચૈતન્યની છાયાથી યુક્ત છે. માટે તપાવેલા લોઢાના ગોળામાં જેમ અગ્નિ રહ્યો છે તે જુદો કરવો અશક્ય છે તેમ આ અહંકાર ચૈતન્યની સાથે તાદ્રુપ્યપણાંને પામેલો છે, તે ચૈતન્યના યોગથી ચૈતન્ય સરખો જણાય છે. તે દેહ અહંકારની સાથે તાદાત્મય પણાથી ચેતનવાળો જણાય છે. વળી ચેતન સ્વરૂપ આત્માને અહંકારના બળથી અને તેના સંબંધથી હું દેહ છું એ રીતે બુધ્ધિ થાય છે. તેમજ તે અહંકારાત્મક બુદ્ધિથી થએલો સુખ દુઃખ વિગેરેને આપનાર સંસાર અથવા જન્મ મરણ થાય છે; એ રીતે નિર્વિકાર એવા આત્માને અહંકાર વિગેરેની સાથે મિથ્યા તાદાત્મ્યપણાથી હું દેહ છું અથવા તો તે દેહથી જુદો હું કર્મનો કર્તા છું એવી પુરૂષની બુદ્ધિ થાય છે. વળી કોઇકંની પૂર્વના પુણ્ય યોગથી તેવી દેહાકાર બુદ્ધિ મટી જતાં પણ કર્મ કર્તા છે એ રીતની બુધ્ધિ રહે છેજ. વળી હું દેહ છું અને કર્મને કરનારો છું એવા સંકલ્પથી પરવશ એવો જીવ કર્મોને કરે છે, તેમ તે કર્મના ફળ રૂપ સુખ દુઃખે કરીને નિરંતર પોતે પુણ્ય પાપાત્મક થઇને ઉંચે નિચેના લોકોને વિષે ભમ્યા કરે છે. મેં યજ્ઞ, દાન વિગેરે ઘણાં પુણ્ય કર્મ કર્યા છે, માટે ખરેખર હું સ્વર્ગમાં જઇને સુખ ભોગવીશ એવા સંકલ્પો કરે છે. તેમજ હું બહુ પુણ્યવાન્ છું એવા અધ્યાસથી તે સ્વર્ગમાં રહીને ઘણા કાળ સુધી મોટા સુખોને ભોગવે છે. તે પુણ્યો ક્ષીણ થાતાં કર્મની પ્રેરણાથી પડવાની ઇચ્છા ન રાખતો એવો પોતે જીવ, નીચે પડતી વખતે

ચંદ્રના મંડલમાં પ્રવેશ કરે છે; ત્યાંથી ચંદ્રના કિરણ દ્વારાએ ઝાકળની સાથે ભૂમિ સંબદ્ધ પરમાણુઓથી પૃથ્વીને વિષે પડે છે, તે પછી તે ધાન્ય વિગેરેને વિષે આવે છે. તે પછી તે ભોજ્ય ભક્ષ્યાદિને વિષે પ્રાપ્ત થઇને વીર્ય થયા પછી તે વીર્ય પુરૂષે ઋતુકાળ પછી સ્ત્રીની યોનિને વિષે સેચન કરાતાં યોનિના રૂધિરની સાથે મળી જઇ એક દિવસે કલલ જેવું સ્થિર થઇને ઓરથી વિંટાઇ જાય છે. તે પાછું પાંચ રાત્રિએ પરપોટા જેવું થાય છે. સાત રાત્રિએ માંસની પેશી સરખું થાય છે. તે પેશી એક પખવાડીએ લોહીથી વ્યાપ્ત થઇ રહે છે. પચીશ રાત્રિ ગયા પછી તે પેશીમાં અંકુરોની ઉત્પત્તિ થાય છે. એટલે અનુક્રમે કરીને ડોક, માથું, ખભા, વાંસાનો ભાગ તથા પેટ વિગેરે એક એક માસે થાય છે. હાથ, પગ, પડખાં, કડ, ઢીંચણ વિગેરે ક્રમથી બે મહિના પછી થાય છે. ત્રણ મહિને અનુક્રમથી અંગના સાંધાઓ થાય છે. ચાર મહિને ક્રમથી સર્વ આંગળિયો ઉત્પન્ન થાય છે. નાક, કાન અને આંખ્યો પાંચ મહિને થાય છે. પાંચમે મહિને દાંત, નખ, ગુદા અને શિશ્ન વિગેરે થાય છે. છ મહિના પછી બંને કાનમાં છિદ્ર થાય છે; તેમ પાયુ, ઉપસ્થ અને નાભિ વિગેરે થાય છે. સાતમે મહિને રોમ, મસ્તક મોવાળા અને પ્રત્યેક સર્વ અંગનો વિભાગ થાય છે, તેમજ આઠમે મહિને સર્વ અંગ સ્પષ્ટ થાય છે. હે પક્ષિઓમાં શ્રેષ્ઠ સંપાતિ! એ રીતે ગર્ભ સ્ત્રીના ઉદરને વિષે વૃદ્ધિ પામે છે. તે જીવ પાંચમે મહિને ચૈતન્યને પામે છે. વળી તે ગર્ભમાં રહેલો પિંડ માતાએ ખાધેલા અન્નના રસથી નાભિના નાળવાના ઝીણા વીંધે કરીને ઉતરેલા રસના આહારથી વધે છે; પરંતુ પોતાના કર્મ યોગથી મરણ પામતો નથી. વળી તે જીવ પોતાનાં પૂર્વ જન્મના કરેલા સર્વ કર્મને યાદ કરે છે તથા જઠરાગ્નિથી તાપ પામેલો જીવ નીચે પ્રમાણે કહે છે કે પૂર્વે મેં હજારો યોનિઓને વિષે નાના પ્રકારના જન્મ લઇને પુત્ર, સ્ત્રી વિગેરેના સંબંધનો અને બાંધવોનો તથા કરોડો વાર પશુઓનો અનુભવ કરેલો છે, તેમજ કુટુંબ ભરણની આસક્તિથી ન્યાય અને અન્યાએ કરીને ધન સંપાદન કર્યું, પરંતુ મેં દુર્ભાગ્યથી કોઇ દિવસ સ્વપ્ને પણ વિષ્ણુ

ભગવાનનું ચિંતવન કર્યું નહિ, માટે હમણાં હું તે ગર્ભવાસનું મોટું દુઃખ ભોગવું છું, તેમજ ક્ષણભંગુર એવા દેહને વિષે અચલ વસ્તુની પેઠે આ મારૂં છે એમ માનીને તૃષ્ણાથી ભમ્યા કરૂં છું, તેમજ મેં અકાર્યો કર્યાં પરંતુ કોઇ દિવસે આત્માનું હિત કર્યું નહિ. એ રીતે મેં મારા કર્મયોગથી ઘણા દુઃખોનો અનુભવ કર્યો. હવે આ નરક સરખા ગર્ભવાસથી પ્રભુ મને ક્યારે કાઢશે? જ્યારે પ્રભુ આ અસહ્ય દુઃખથી મને કાઢશે ત્યારથી આરંભીને હું નિત્ય વિષ્ણુનું પૂજન કરીશ. એ રીતે ચિંતવન કરતો એવો જીવ જ્યારે યોનીયંત્રમાં પીડા પામતો જન્મે છે ત્યારે પાપી જીવ નરકમાંથી નિકળતી વખતે અતિ દુઃખ પામે છે. આ જીવ ગંધાતા ગુંમડાના છીદ્રમાંથી જેમ કીડો નિકળે તેમ નિકળે છે, ત્યાર પછી બાળક અવસ્થાથી આરંભીને સર્વે જીવ બાળ અવસ્થામાં અત્યંત દુઃખ પામે છે. હે ગૃધ્ર! તમે જે યુવાવસ્થાને વિષે દુઃખ ભોગવેલાં છે તે સર્વ લોકોને જાણવામાં છે; તેઓનું હું અહિં વર્ણન કરતો નથી. વળી હું દેહ છું એવી રીતના અધ્યાસથી એટલે હું કર્ત્તા છું એવા અભિનિવેશથી જીવને સ્વર્ગ નરક વિગેરેમાં અને ગર્ભવાસમાં દુઃખો થયા કરે છે, માટે સ્થૂલ, સૂક્ષ્મ એવા બંને દેહથી જુદા, પ્રકૃતિથી પર એવા આત્માને જાણીને દેહ વિગેરેને વિષેથી આ હું અને આ મારૂં એવી બુદ્ધિનો ત્યાગ કરીને આ સર્વ જગત્ પરમાત્મમય છે, એ રીતે જ્ઞાનવાન્ થાવું: જાગૃત્, સ્વપ્ન અને સુષુપ્તિ વિગેરે ત્રણ અવસ્થાઓથી રહિત, શુદ્ધ અર્થાત્ માયાના દોષથી અલિપ્ત જ્ઞાન સ્વરૂપ એવા સદા શાંત આત્માનું ચિંતવન કરવું. એ રીતે જ્યારે શુદ્ધ ચિદાત્માને જાણ્યા અને અવિદ્યાથી ઉત્પન્ન થએલા મોહનો નાશ થયો ત્યાર પછી પ્રારબ્ધ કર્મના વેગથી દેહ રહ્યો તો પણ શું અથવા પડો તોપણ શું? અજ્ઞાનથી આત્મજ્ઞાનવાળા પુરૂષને ઉત્પન્ન થનારાં સુખ દુઃખ નથી, તે કારણ માટે જ્યાં સુધી પ્રારબ્ધ કર્મનો નાશ થાય ત્યાં સુધી દેહ રહિત રહીને સુખથી વિચર. હે પક્ષિન્, જ્યાં સુધી આ શરીરના પ્રારબ્ધ કર્મનો નાશ થાય ત્યાં સુધી કાંચળી ઉતારનાર સર્પની પેઠે વર્તો. હે સંપાતિ, એક બીજું તારૂં પરમ હિત કહું

તે સાંભળ. ત્રેતા યુગને વિષે અવિનાશી નારાયણ પોતે દશરથના પુત્ર અવતરીને પછી રાવણ વિગેરેને હણવા સારૂં દંડક વનમાં આવશે, ત્યારે સીતા અને લક્ષ્મણ વિગેરેને સાથે તેડી લાવશે. પછી બંને ભાઇ વગરના આશ્રમમાંથી રાવણ ચોરની પેઠે જનકની પુત્રી સીતાને હરી જઇને લંકામાં રાખશે. તે સુગ્રીવની આજ્ઞાથી સીતાને શોધવાને નીકળેલા વાનરો દક્ષિણ સમુદ્રને કાંઠે આવશે. ત્યાં તમને બીજી પાંખ આવવાના ફળને માટે તેઓની સાથે સમાગમ થાશે, ત્યારે તમે તેઓને સીતાના યથાર્થ ખબર કહેશો, તેટલામાંજ તમારી બન્ને પાંખો અતિ કોમળ એવી ઉગશે. મુનિકુળમાં શ્રેષ્ઠ એવા ચંદ્રમા નામના મુનિએ મને એ પ્રમાણે કહ્યું હતું માટે હે કપિવર્યો, જુઓ! આ અતિ કોમળ એવી પાંખો મને આવી છે. તમારૂં કલ્યાણ થાઓ, તમને નિશ્ચય પૂર્વક સીતાનાં દર્શન થશે, માટે આ અતિ દુઃખથી ઓલંઘી શકાય એવા સમુદ્રનું ઉલ્લંઘન કરવા સારૂ યત્ન કરો. હે વાનરો, ઇશ્વરના નામ માત્રના સ્મરણથી અપરિમિત એવા સંસારરૂપે સમુદ્રને તરીને દુર્જન પણ પરમ શાશ્વત એવા વિષ્ણુના પદને પામે છે. જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહાર કરનાર તે શ્રીરામના તમે પ્રિય ભક્ત વાંદરાઓ માત્ર સમુદ્રને શું નહિ તરી શકો! અર્થાત્ તરી જાશોજ.

यन्नामस्मृतिमात्रतोऽपरिमितं संसारवारांनिधिं
तीर्त्वा गच्छति दुर्जनोऽपि परमं विष्णोः पदं साश्वतं।
तस्यैव स्थितिकारिणस्त्रिजगतां रामस्य भक्ताः प्रिया
यूयं किं न समुद्रमात्रतरणे शक्ताः कथं वानराः ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના કિષ્કંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૯ મો.

## શ્રીમહાદેવ उवाच.

ते वै विहायसा गृध्रराजे वानरपुंगवाः ।
हर्षेण महताविष्टाः सीतादर्शनलालसाः ॥

શ્રી મહાદેવ કહે છે-એ રીતે કહીને તે ગીધનો રાજા સંપાતિ આકાશમાર્ગે ગયો ત્યારે ગીધને પાંખો આવેલી જોઇ, એ ગીધને સીતાનાં દર્શન થશે એવા વિશ્વાસથી સીતાના દર્શનની ઇચ્છાવાળા સર્વે વાંદરાઓ મોટા હર્ષથી વ્યાપ્ત થઇને મોજાઓથી વ્યાપ્ત અને આકાશની પેઠે સ્પર્શ ન કરી શકાય એવા મઘર વિગેરે જળ જંતુઓથી ભયંકર એવા સમુદ્રને જોઇ અન્યોન્ય કહેવા લાગ્યા કે હે વાનરોમાં ઉત્તમ, આ સમુદ્રને આપણે કેમ તરી શકશું? તે સાંભળીને અંગદ કહેવા લાગ્યો કે-હે વાનરો, તમે અતિ બળિયા, શૂર અને પરાક્રમી છો માટે આપણુંમાં એવો કોણ બળવાન છે કે જે સમુદ્રને પાર ઉતરીને રાજકાર્ય કરી શકે? તે આ સર્વે વાંદરાઓને પ્રાણનું દાન કરનાર છે એમાં સંશય નથી. એ કારણ માટે જે મહા બળવાન વાંદરો હોય તે તત્કાળ ઉઠીને મારી પાસે આવો. વળી તે સીતાના શોધરૂપી મોટા કાર્યને કરી લાવે તે આપણ સર્વે વાંદરાઓનો અને રામ, સુગ્રીવનો પણ પાળક થાય એમાં સંદેહ નથી. એ રીતે અંગદે કહ્યું. ત્યારે સર્વે વાનર યોદ્ધાઓ પરસ્પર જોવા લાગ્યા અને કાંઇ પણ બોલ્યા નહીં ત્યારે ફરીને અંગદ નિચે પ્રમાણે કહેવા લાગ્યો-હે સર્વે વાંદરાઓ, કાર્યની સિદ્ધિ કરવાને માટે પ્રત્યેક જુદા જુદા પોતાનું બળ કહો. ત્યાર પછી જાણવામાં આવશે કે કોનાથી તે કાર્ય સિદ્ધિ થઇ શકશે. એવાં અંગદનાં વચન સાંભળીને સર્વે વાંદર વીર નોખા નોખા પોતાના બળને એકએકથી દશ ગણું કહેવા લાગ્યા. એઓમાંથી એકે કહ્યું કે દશ યોજન સુધી હું ઠેકી શકું ત્યારે બીજે કહ્યું કે હું વીશ યોજન ઠેકી શકું, ત્રીજે કહ્યું કે હું ત્રીશ યોજન સુધી જઇ શકું, એમ ક્રમે કરી દશ દશ ગણું બળ વધારે કહેતાં સાંભળી વાંદરા અને રીંછ વિગેરે વનવાસીઓ ભમ્બે

જાંબવાન કહેવા લાગ્યા કે હું નેવું યોજન સુધી જઇ શકું. પૂર્વે જ્યારે ત્રિવિક્રમ ભગવાને ત્રણ પગલાંથી બળી રાજાની પૃથ્વી લીધી હતી ત્યારે તેનાં પગલાંની પૃથ્વીનું પ્રમાણ કરવા સારું હું તેમની વિધિ પ્રમાણે એકવીશ પ્રદક્ષિણા કરી આવ્યો હતો. પરંતુ હમણાં હું વૃધ્ધ થઇ ગયો છું, તેથી વધારે ઠેકી શકું નહીં. તે સાંભળીને અંગદ કહેવા લાગ્યો કે હે વાંદર વીરો, હું પણ મહા સાગરને પેહેલે પાર જઇ શકું, પરંતુ પાછો તે સમુદ્રને ઊલ્લંઘન કરવાનું સામર્થ્ય રહે કે ન રહે તે હું જાણતો નથી. તે સાંભળીને જાંબવાન કહેવા લાગ્યા કે હે વીર, તમે અમારા નિયામક રાજા છો, માટે જો કે તમે સમર્થ છો, તોપણ તમને આજ્ઞા કરવાને માટે મને યોગ્યતા નથી. તે સાંભળીને અંગદ કહેવા લાગ્યા કે જ્યારે એમ થાય ત્યારે તો આપણે સર્વે પેહેલાંની પેઠે દરભના સાથરા પર સુઇએ. વળી જ્યારે તે કામ કોઇથી પણ ન કરી શકાય ત્યારે કેમ જીવી શકાય? એ રીતે કહેતા એવા અંગદને જાંબવાન કહેવા લાગ્યા કે હે પુત્ર, જેનાથી આપણી કાર્ય સિધ્ધિ થશે તેવો વીર હું તમને થોડા વખતમાં દેખાડું છું. એમ કહીને જાંબવાન ત્યાં રહેલા હનુમાનને કહેવા લાગ્યા કે હે હનુમન્, આવાં મોટાં કાર્ય કરવાનો સમય પ્રાપ્ત થયા છતાં પણ તમે મહા બળવાન, પરાક્રમિ અને સામર્થ્યવાળા છતાં અજાણ્યાની પેઠે મુંગા કેમ થઇ રહ્યા છો? હે મહા બળવાન વીર, તમે સાક્ષાત્ વાયુના પુત્ર, વાયુ સરખા પરાક્રમી છો. માટે હે મહા બળવાળા વીર, આજ તમારું સામર્થ્ય દર્શાવો. કેમ કે મહાત્મા એવા ભગવાને જન્મતાં પહેલાં તમને ઉત્પન્ન કરેલા છે. વળી તમે જ્યારે જન્મ્યા હતા ત્યારે બાળક અવસ્થામાં ઉગેલા સૂર્યને પાકેલું ફળ જાણી તેને લેવાની ઇચ્છાથી બાલકની રમત પેઠે પાંચસો યોજન સુધી ઊંચા આકાશમાં ઉડયા હતા. તે પછી તમે પૃથ્વીમાં આવ્યા. એ કારણ માટે હે સુવ્રત! તમારા બળના મહાત્મ્યનું કોણ વર્ણન કરી શકે? હે વીર, ઉભા થાઓ અને રામનું કાર્ય કરી અમારું રક્ષણ કરો. એવાં જાંબવાનનાં વાક્ય સાંભળી અતિ હર્ષ પામેલા હનુમાન્ બ્રહ્માંડને ફોડી નાંખશે કે શું? એવી ગર્જનાથી મહાન્ સિંહના સરખો નાદ કરીને તત્કાળ બીજા ત્રિવિક્રમ ભગવાન સરખા મોટા પર્વતના

જેવા આકારવાળા થઇને કહેવા લાગ્યા. હે જાંબવન્, આ મહાસાગરનું ઉલ્લંઘન કરી લંકાને ભસ્મ કરી, કુળ સહિત રાવણને હણીને હમણાં જનકનંદિનીને અહિં લાવું; પરંતુ શું કરૂં કે શ્રીરામની આજ્ઞા નથી, નહીંતો દોરીથી રાવણને ગળે બાંધીને તથા પર્વત સુદ્ધાં લંકાને ડાબા હાથથી રામની આગળ ખેંચી લાવું. પરંતુ શ્રીરામની આજ્ઞા નથી, માટે શુભ લક્ષણવાળાં જાનકીનાં દર્શન અને સમાચાર લઇને હમણાં આવું છું. એવાં હનુમાનનાં વચન સાંભળી જાંબવાને કહ્યું કે હે વીર, કલ્યાણ કરનારાં જીવન યુક્ત જાનકીનાં દર્શન કરીને વેહેલા આવો, તેથી તમારૂં કલ્યાણ થશે. હે કલ્યાણ રૂપ હનુમન્, રાવણની સાથે તમારા પરાક્રમને પછી દરસાવજો. હમણાં અહીંથી આકાશ માર્ગે જતા એવા તમે તેને માર્ગે કલ્યાણ રૂપ થાઓ. રામના કાર્યને માટે જાતા એવા તમે તેને વાયુ અનુકૂળ રહો. એ રીતે આશિર્વાદ આપી સર્વે કપિના અધિપતિઓએ હનુમાનને વિદાય કર્યા. તે પછી અદ્ભુત દર્શનવાળા મહાત્મા વાયુના પુત્ર મહેન્દ્રાચળના શિખર ઉપર જઇને મોટા પર્વત સરખો અને સોનાના જેવો જેનો વર્ણ છે એવા હનુમાન્ અરૂણ સુંદર મુખવાળા મોટા નાગેન્દ્ર સરખી લાંબી ભુજાવાળા સર્વે પ્રાણીઓને દેખાવા લાગ્યા.

महानगेंद्रप्रतिमो महात्मा सुवर्णवर्णोरूणचारुवक्रः ।
महाकर्पांद्राभसुदीर्घबाहुर्वातात्मजोऽदृश्यत सर्वभूतैः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના કિષ્કિંધાકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો નવમો સર્ગ સંપૂર્ણ.**



# શ્રી
# અધ્યાત્મરામાયણ.

## सुंदरकांडः प्रारंभः

### સર્ગ ૧ લો.

**श्रीमहादेव उवाच.**

शतयोजनविस्तीर्णं समुद्रंमकरालयं ।
लिलंघयिषुरानंदसंदोहोमारुतात्मजः॥

શ્રીમહાદેવ કહે છે–સો યોજન વિસ્તારવાળા ગધર વિગેરે જળ જંતુઓથી વ્યાપ્ત એવા સમુદ્રને ઉલંઘન કરવાની ઇચ્છાવાળા આનંદ યુકત વાયુના પુત્ર હનુમાન્ પરમાત્મા રામનું ધ્યાન કરીને આવાં વચન બોલ્યા કે હે વાનરો, તમે સર્વે, રામના અમોઘ અર્થાત્ અખંડિત અને સફળ એવા બાણુની પેઠે આકાશ માર્ગે જતો એવો હું તેને જુઓ. આજ હું શ્રીરામનાં પત્ની જાનકીને જોઇશ, તેથી હું અત્યંત કૃતાર્થ થઇશ. તે સીતાને જોઇ તેના સમાચાર લાવી પછી હું રામનાં દર્શન કરીશ. પ્રાણના પ્રયાણ વખતે પણ જે મનુષ્ય એકવાર રામના નામનું સ્મરણ કરે તો તે અપાર એવા ભવ સાગરને તરીને તે શ્રીરામના પદને પામે છે. ત્યારે તેના અંગની આંગળીની મુદ્રિકાનો લેનાર હું કે જે રામનો પ્રિય દૂત છું, તે રામનું ધ્યાન કરીને આ અલ્પ સમુદ્રને ઓલંઘી જાઉં તેમાં શું આશ્ચર્ય? એમ કહી પુંછડાને પોહોળું કરી સરખી ડોક રાખી, દૃષ્ટિ ઉંચી કરીને વાયુના સરખા પરાક્રમવાળા હનુમાન બે પગને

સંકોચી દક્ષિણ દેશ તરફ મુખ રાખી, એકદમ આકાશ માર્ગે ઉડયા. વાયુના વેગથી આકાશ માર્ગે જતા એવા વાયુના પુત્ર હનુમાનને જોઇને દેવતાઓ તેના બળની પરીક્ષાને માટે આવાં વચન કહેવા લાગ્યા કે વાયુ સરખા પરાક્રમી, મહા બળવાન વાનર લંકામાં પેશી શકશે કે નહીં, તેવા તેના બળને આપણે જાણતા નથી. એમ વિચાર કરીને આશ્ચર્ય યુક્ત સર્વે દેવાતાઓ સુરસા નામની નાગની માતાને કહેવા લાગ્યા કે હે સુરસે, તમે જઇને આ વાંદરાને કાંઇક વિઘ્ન કરી તેના બળ અને બુદ્ધિને જાણીને પાછાં ઉતાવળાં અહિં આવો. એ રીતે દેવતાઓના કહેવાથી તે સુરસા હનુમાનને વિઘ્ન કરવા માટે તુરત ત્યાં આવીને માર્ગ રોકી, આગળ ઉભી રહી તે હનુમાનને કહેવા લાગી.

સુરસા કહે છે-હે મહા મતિ, તમે મારા મુખમાં પ્રવેશ કરો, કેમકે ક્ષુધાએ કરી પીડાતી એવી હું તેને માટે તમ જેવા વાંદરાઓનું ભક્ષણ દેવતાઓએ નિર્માણ કરેલું છે. તે સાંભળી હનુમાન તેને કહેવા લાગ્યા કે હે માત, રામની આજ્ઞાથી હું જાનકીજીને જોવા જાઊં છું, માટે તેને જોવાથી તેના કુશળ ખબર લાવી શ્રીરામને કહી પછી તરત તમારા મુખમાં પ્રવેશ કરીશ, માટે હમણાં તમે મને મારગ આપો. હે સુરસે, હું તમને નમસ્કાર કરૂં છું. એ રીતે હનુમાનનું કહેવું સાંભળી, સુરસાએ કહ્યું કે હે કપિ, હું ભૂખી છું, માટે તું મારા મુખમાં પ્રવેશ કર, નહીંતો હું તારૂં ભક્ષણ કરીશ. એમ જ્યારે સુરસાએ કહ્યું ત્યારે હનુમાન બોલ્યા કે હે દેવી, તારૂં મુખ તું ફાડ એટલે હું વેગથી તારા મુખમાં પ્રવેશ કરૂં, એમ કહીને પોતે એક યોજન વિસ્તાર યુક્ત દેહવાળા થઈ આગળ ઉભા રહ્યા, ત્યારે હનુમાનના રૂપને જોઇ સુરસાએ પોતે પોતાનું મુખ પાંચ યોજન પોહોળું કર્યું. તે જોઈ હનુમાને તેનાથી બમણું દશ યોજન સુધી વિસ્તારવાળું પોતાનું રૂપ કર્યું. તે જોઇ સુરસાએ વીશ યોજન પોતાનું મુખ કર્યું. તે જોઇ હનુમાને પોતાનું શરીર ત્રીશ યોજન પોહોળું કર્યું. તે જોઇને સુરસાએ પોતાનું મુખ પચાશ યોજન પોહોળું કર્યું, ત્યારે હનુમાન અંગુઠા સરખું નાનું રૂપ કરીને તે સુરસાના મુખમાં પેસીને

પાછા બહાર તેની આગળ ઉભા રહીને કહેવા લાગ્યા કે હે દેવિ, તમારા મુખમાં જઇને હું પાછો આવ્યો. હવે હું તમને નમસ્કાર કરૂં છું. એવી રીતે કહેતા એવા હનુમાનને જોઇને તે સુરસાએ કહ્યું કે હે બુદ્ધિવાળાઓમાં શ્રેષ્ઠ, તમે સુખથી જઇ રામના કાર્યને સાધો. હે હનુમન્, તમારા બળને જાણવાની ઇચ્છા રાખનારા દેવતાઓએ મને મોકલી હતી, તે તમારૂં અપાર બળ જણાયું; હવે તમે સીતાને જોઇ તેના કુશળ સમાચાર રામને જઇને કહો, એમ કહીને તે સુરસા દેવલોકમાં ગઇ. ત્યાર પછી હનુમાન્ આકાશ માર્ગે વાયુ સરખા વેગથી પક્ષિઓના રાજા ગરૂડની પેઠે ચાલ્યા જાયછે તેટલામાં તે હનુમાનને જોઇને સમુદ્ર, મણિ અને કાંચનમય એવા મૈનાક પર્વતને કહે છે કે હે મૈનાક, આ મહાબળવાળો વાયુનો પુત્ર હનુમાન્ રામના કામને સિદ્ધ કરવા સારૂ જાય છે માટે તમે તેને સહાય કરવા જાઓ, કેમકે પૂર્વે મને સગરના પુત્રોએ વધારેલો છે. તેથી હું સાગર એવા નામનો થયો છું. વળી તે સગરના વંશને વિષે એ રામ દશરથના પુત્ર થયા છે, તેના કામને સિદ્ધ કરવા સારૂ આ મહા કપિ જાય છે; માટે તત્કાળ તમે જળમાંથી ઊઠીને તેને સહાય કરો એટલે તે તમારા ઉપર વિશ્રામ કરીને જશે. તે સાંભળીને મોટો, ઊંચો એવો, નાના પ્રકારના મણિમય શિખરોથી શોભાયમાન, તે પર્વત જળથી બહાર નિકળ્યો. પછી તે પોતાના શિખર ઉપર પુરૂષ રૂપે થઇ હનુમાનને કહેવા લાગ્યો. હે મહા કપિ, હે વાયુના પુત્ર હનુમન્, સમુદ્રની આજ્ઞાથી હું મૈનાક તમને વિશ્રામ દેવાને માટે આવ્યો છું, માટે હે વીર, અહિં આવીને અમૃત સરખાં મારાં મીઠાં ફળોને ખાઇ, ક્ષણવાર વિશ્રામ કરી પછી જેમ તમને ઠીક પડે તેમ કરીને સુખે જાજો.

મારૂતિ કહે છે—હે મૈનાક, રામના કાર્યને અર્થે હું જાઉં છું માટે મારાથી ભોજન કેમ કરાય? વળી મારે ઉતાવળથી જાવું છે માટે મારાથી વિશ્રામ પણ કેમ કરાય? એ રીતે કહીને હાથથી તેના શિખરનો સ્પર્શ કરીને ચાલવા લાગ્યા. થોડે છેટે જતાં તે હનુમાનની છાંયાને ગ્રહણ કરી આકાશ માર્ગે જાતા એવા પ્રાણીઓને ખેંચનારી ભયંકર. સિંહિકા નામની રાક્ષસી કે, જે, હમેશાં પાણીમાં રહીને આકાશમાં જાતાં એવાં પ્રાણીઓની છાંયાને દબાવી તે પ્રાણીને ખેંચી ભક્ષણ કરતી

હતી, તે સિંહિકાએ છાંયાથી ગ્રહણ કરેલા પરાક્રમી હનુમાન વિચાર કરવા લાગ્યા કે કયા વિઘ્ન કરનારે મારા આ વેગનો રોધ કરેલો છે. પરતુ અહીં તેવું કોઇ પણ વિઘ્ન કરનારૂં જોવામાં આવતું નથી. એમ વિચારીને નિચે દૃષ્ટિ કરી ત્યાં મોટી કાયાવાળી, ભયંકર રૂપને ધરનારી સિંહિકા રાક્ષસીને જોઇ એકદમ જળમાં પડી, ક્રોધે કરીને તેને પગથી હણી, પાછા આકાશમાં ઉડીને હનુમાન દક્ષિણ દિશા તરફ ચાલ્યા. તે પછી થોડા વખતમાં નાના પ્રકારનાં ફળવાળાં અનેક પ્રકારનાં પક્ષિ અને મૃગો યુક્ત, નાના પ્રકારની પુષ્પલતાઓથી ચોતરફ વિંટાએલા દક્ષિણ કાંઠાની ઉપર આવ્યા. ત્યાંથી ત્રિકૂટાચળ પર્વતની ઉપર ઘણી જાતના બહાર કોટ, અંદરના કોટ અને તેની મધ્યના કોટને ચોતરફ વિંટાએલી ખાઇઓથી યુક્ત લંકા નગરને જોઇ મનમાં વિચાર કરવા લાગ્યા કે આ લંકામાં મારે શી રીતે પ્રવેશ કરવો ? એમ વિચારી, નિશ્ચય કરીને તે પ્રતાપી હનુમાન સૂક્ષ્મ શરીર કરીને દ્વારમાં ગયા. ત્યાં સાક્ષાત્ લંકાપુરી રાક્ષસીનો વેશ ધરી હનુમાનને જોઇ, તિરસ્કાર કરવા લાગી કે મારો લંકિનીનો અનાદર કરીને વાંદરાના રૂપથી અંદર આવનારો તું કોણ છે ? વળી રાત્રિને વિષે ચોરની પેઠે પુરીમાં પ્રવેશ કરીને તારે શું કરવાની ઇચ્છા છે ? એમ કહી ક્રોધથી રાતાં ચોળ નેત્રવાળી લંકિનીએ હનુમાનને પગથી પ્રહાર કર્યો ત્યારે હનુમાને તિરસ્કાર પૂર્વક તે લંકિનીને ડાબા હાથની મુઠીથી હણી, તેટલામાં અત્યંત લોહીને ઓકતી પૃથ્વી ઉપર પડી. તે પછી પાછી બેઠી થઇને તે લંકા દેવી મહા બળવાન હનુમાનને કહેવા લાગી કે હે હનુમન્, હે પાપ રહિત, અંદર પધારો, તમારૂં કલ્યાણ થાઓ, હવે તમે લંકાને જીતી. હે મહા વીર, પૂર્વે અઠાવીશમી વારના ફરતા આવેલા ત્રેતાયુગમાં બ્રહ્માએ મને કહ્યું હતું કે અવિનાશી નારાયણ પૃથ્વીનો ભાર ઉતારવા સારૂ મારી પ્રાર્થનાથી જ્યારે દશરથના પુત્ર રામ અવતરશે ત્યારે તેની માયા સીતા પણ જનક રાજાને ત્યાં જન્મ લેશે. તે શ્રીરામ સીતા સહિત પોતાના નહાના ભાઇ લક્ષ્મણને સાથે લેઇને મહા વનમાં જાશે, ત્યાં મહા માયા સીતાને રાવણ

હરી જાશે. પછી રામ અને લક્ષ્મણ સીતાને ગોતતા ઋષ્યમૂક પર્વત પાસે આવીને સુગ્રીવની સાથે મિત્રતા કરશે, ત્યારે તે સુગ્રીવ જાનકીને જોવા માટે વાંદરાઓને મોકલશે, તેઓમાં એક વાંદરો રાત્રિએ તારી પાસે આવશે, તેનો તું તિરસ્કાર કરીશ, તેટલામાં તે મુઠિથી તને હણશે ત્યારે તેથી પીડાએલી તું જ્યારે અતિદુઃખ યુક્ત થઈશ ત્યારે હે કલ્યાણિ, તારા શાપથી થોડા વખતમાં રાવણનો નાશ થશે, એમાં સંશય નથી. માટે હે નિષ્પાપ હનુમન્, તમે મને લંકાને જીતી તેથી સર્વને જીત્યા. હે મારૂતિ, રાવણના અંતઃપુરને વિષે એક ઉત્તમ એવું ક્રીડા કરવાનું વન છે, તેની મધ્યે દિવ્ય વૃક્ષોથી વિટાએલું અશોક વન છે, તે અશોક વનમાં એક મોટું શિંશપાનું વૃક્ષ છે, તેની નિચે ભયંકર . રાક્ષસીઓ જેની રક્ષા કરે છે એવાં સીતા રહ્યાં છે, તેને જોઇ સમાચાર લઈને તત્કાળ રામને નિવેદન કરો. વળી હું પણ આજ અતિ ધન્ય ભાગ્યવાળી છું, કારણકે ભવના બંધનને કાપીને મુક્ત કરનારી શ્રીરામની સ્મૃતિ ઘણા દિવસે આજ મને થઇ છે; તેમજ તે શ્રીરામના પ્રિય ભક્તની સાથે અતિ દુર્લભ એવો સત્સંગ પણ થયો છે, તેથી દશરથના પુત્ર શ્રીરામ સદા પ્રસન્ન થઈને સદા મારા હૃદયને વિષે વિરાજમાન રહો. જ્યારે પવનના પુત્ર હનુમાને દક્ષિણ મહા સાગરનું ઉલ્લંઘન કર્યું હતું ત્યારે પૃથ્વીનાં પુત્રી જાનકીની તથા રાવણનું ડાબી આંખ અને ડાબી ભુજા એ રીતે વામ અંગ અત્યંત ફરકવા લાગ્યું, તેમજ ઇંદ્રિયોથી રહિત એવા શ્રીરામનું જમણું અંગ ફરકવા લાગ્યું.

उल्लंघितेऽब्धौ पवनात्मजेन धरासुतायाश्च दशाननस्य ।
पुस्फोर वामाक्षिभुजश्च तीव्रं रामस्य दक्षांगमतींद्रियस्य ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના સુંદરકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પેહેલો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૨ જો.

## श्रीमहादेव उवाच.

ततो जगामहनुमाल्लंकां परमशोभनां ।
रात्रौ सूक्ष्मतनुर्भूत्वा बभ्राम परितः पुरीं ॥

શ્રી મહાદેવ કહે છે-ત્યાર પછી તે રાત્રિએ હનુમાન્ સૂક્ષ્મ શરીર કરીને પરમ શોભાયમાન એવી લંકાપુરીમાં ચોતરફ ફરવા લાગ્યા. એ રીતે સીતાને ગોતવાને માટે રાજમંદિરમાં જઇને હનુમાને સીતાને સર્વ સ્થાનકોને વિષે જોયાં, પરંતુ જ્યારે જાનકી ક્યાંઇ પણ મળ્યાં નહિ ત્યારે લંકાનું કહેલું સંભારીને હનુમાન્, કલ્પવૃક્ષ વિગેરે દિવ્ય વૃક્ષોથી વ્યાપ્ત, રત્નમય પગથિયાંવાળી વાવો જેમાં શોભી રહી છે એવી, નાના પ્રકારના મૃગો અને અને પક્ષિઓથી યુક્ત, સોનામય મહેલોથી શોભાયમાન, ફળોએ કરી શાખાઓના આગળના ભાગથી નમી રહેલાં વૃક્ષોએ કરી ચોમેર વીંટાએલી એવી અશોક વાટિકામાં જઇને પ્રત્યેક વૃક્ષમાં જાનકીને ગોતવા લાગ્યા. તે પછી તે અશોક વનમાં આકાશનો સ્પર્શ કરે એવા અર્થાત્ અતિ ઉંચા મણિમય સેંકડો થાંભલાવાળા દેવના પ્રાસાદને જોઇને કાંઇક વિસ્મય પામ્યા; તે પછી તે મહેલને મૂકી આગળ કંઈક દૂર ગયા ત્યારે અત્યંત ઘાટા પાનવાળું, સૂર્યના તડકાના પ્રવેશ વગરનું, જેમાં સોના સરખા વર્ણવાળાં પક્ષિઓ કલ્લોલ કરે છે એવા શિંશપા વૃક્ષના મૂળ પાસે રાક્ષસીઓની વચમાં બેઠેલાં, હરણ થયાના દિવસથી આરંભીને વેણીને સમી નહિ કરવાથી જેના કેશ જટા જેવા થઇ ગયા છે એવાં, દુબળાં, સ્વજનના વિરહથી અતિ દીન જેવાં, જેણે મેલાં વસ્ત્રો પેહેર્યા છે એવાં, ભૂમિ ઉપર સુતેલાં, હે રામ, હે રામ, એ રીતે શોક કરતાં કહેતાં, જેને કોઈ રક્ષા કરનાર નથી એવાં, તથા ઉપવાસોએ કરી અતિ ક્ષીણ થઇ ગએલાં સીતાને પૃથ્વીને વિષે આવેલાં દેવાંગનાની પેઠે મહા વીર હનુમાને જોયાં. પછી વૃક્ષની શાખાઓના પાંદડામાં ઢંકાઇ રહેલા તે હનુમાન્ કહેવા લાગ્યા કે આજ મને શ્રી જાનકીનાં દર્શન

થયાં, તેથી હું અતિ કૃતાર્થ થયો છું. એવી રીતે આનંદથી તેણે કિલકિલા શબ્દ કર્યો. પરમાત્મા એવા રામનું કાર્ય તેમની કૃપાએ કરી મારાથી જે કાંઇક સિધ્ધ થયું તે તેમનો પ્રતાપ છે, એમ વિચારીને પહેલાં પોતે સીતાના દર્શનથી થએલા આનંદે કરીને પોતાની કપિ જાતિનો જે શબ્દ કર્યો હતો, તે શબ્દ અંત:પુર બહાર સુધી ગાજી ગયો, તે જાણીને હનુમાને પાછો વિચાર કર્યો કે આ મેં શું કર્યું? એમ વિચારી વાયુના પુત્ર હનુમાન્ પોતે વૃક્ષનાં પાંદડાઓમાં સંતાઇ ગયા. તે પછી સ્ત્રિઓની સાથે વિંટાઇને આવતા એવા દશ માથાં અને વીશ ભુજવાળા કાજળના પર્વત સરખા રાવણને જોઇ વિસ્મય પામેલા હનુમાન્ જે વૃક્ષના પાંદડાઓમાં સંતાયા છે ત્યાં વિચાર કરવા લાગ્યા કે રાવણ શ્રી રામથી મરણ પામે તેમ છે, કેમકે જે રાવણ હમેશાં હૃદયને વિષે રામનું ચિંતવન કરે છે, માટે તે, શ્રી રામના બાણથી મરણ પામે તેમ છે, માટે મારાથી કેમ મરણ પામે? વળી શ્રી રામ પણ સીતાને સારૂ હજી સુધી કેમ આવતા નથી? તેનું શું કારણ હશે? વળી રાવણ પણ વિચાર કરવા લાગ્યો કે મારૂં મરણ થોડા વખતમાં શ્રી રામથી થવાનું છે, તે કઈ રીતે થશે? શ્રી રામ પણ સીતાને માટે કેમ આવ્યા નહિ હોય? એનો શો હેતુ હશે? એ રીતે સદા હૃદયને વિષે રામનું ચિંતવન કરતા એવા રાક્ષસના અધિપતિ રાવણને તે દિવસે રાત્રિએ સ્વપ્ન આવ્યું કે રામે મોકલેલો કોઇ એક વાંદરો, ઈચ્છા પ્રમાણે રૂપને ધરનારો, તે નહાનું રૂપ કરીને વૃક્ષની ઉપર બેસીને જુએ છે; એવા અદ્દ્ભુત સ્વપ્નને જોઇને મનમાં વિચાર કરીને એકદમ કહેવા લાગ્યો કે સ્વપ્ન પણ કોઇ દિવસે સત્ય થાય છે, માટે હું સીતાની પાસે જઇને જાનકીને વાણી રૂપ બાણથી વિંધીને અતિ દુ:ખ યુકતકરૂં એટલે તે વાંદરો તે વાતનું રામની પાસે નિવેદન કરશે, એમ વિચાર કરતો એવો રાવણ એકદમ સીતાની સમીપે આવ્યો; ત્યારે પગનાં ઘરેણાંની ઘુઘરીઓને અને ગળામાં પહેરેલી હંએલનું પટાદાર ચગદું સાથળ પર ભટકાવાને લીધે જે શબ્દ થાય છે તે સાંભળીને, સુંદર મધ્ય ભાગવાળા ભય પામેલાં સીતા સંકોચથી પોતાના શરીરને સંકોડવા લાગ્યાં તથા નીચું મોઢું કરીને બેઠેલાં, તેમજ જેની આંખોમાં આંસુ

આવી ગયાં છે એવાં થઈ, રામને વિષે જેનું અંતઃકરણ લીન છે એવાં તે જાનકી ખેદયુક્ત થવા લાગ્યાં.

રાવણ કહે છે—હે સુંદર મધ્ય ભાગવાળિ, હે સુંદર ભ્રૂકુટી વાળી, મને જોઇને તું શું કામ વૃથા શરમ પામીને તારા શરીરને સંકોચ કરે છે? લક્ષ્મણ સહિત રામ કોઇ દિવસે વનચરોની મધ્યે જોવામાં આવે છે અને કોઇ દિવસે જોવામાં આવતા નથી. મેં તો ઘણીવાર દૂતોને તે રામને જોવા સારૂ મોકલ્યા, પરંતુ તેઓએ પ્રયત્નથી ચો તરફ જોયા છતાં પણ ક્યાંઈ મળ્યા નહિ; માટે નિઃસ્પૃહ એવા તે રામની સાથે તમારે શું પ્રયોજન છે? કેમ કે તે રામનો તમારે વિષે સ્નેહ નથી, કારણ કે તે સર્વ વિષે સમાન છે અને પૂર્ણ કામ છે. વળી સદા તેનું હૃદયને વિષે ચિંતવન કરો છો તેમ જે સર્વાંતર્યામી હોવાથી તમારી પાસે રહેતા છતાં તમારે વિષે નિઃસ્પૃહ છે માટે તેની સાથે તમે શું કરશો? વળી જે રામ, તમે આપેલા સર્વ વિષય ભોગોને તથા તમે સ્વવૃત્તિ દ્વારાએ કરીને પ્રાપ્ત કરેલા સુખ સંકલ્પ અને કામ વિગેરે તમારા ગુણોને ભોગવતાં છતાં પણ હું ભોક્તા છું એમ માનતા નથી અર્થાત્ અભિમાનથી રહિત છે. વળી નિર્ગુણ હોવાથી કૃતઘ્ન છે એટલે જે ગુણવાન્ હોય છે તે તો ઉપકારને માને છે, પરંતુ તે રામ તમારા કરેલા ઉપકારને ભૂલી જાય છે, માટે કૃતઘ્ન છે અને કોઇને શબ્દ વિષય થાતા નથી તેથી અધમ છે. વળી તમારે વિષે તેને ભક્તિ નથી, માટે તમે કે જે સાધ્વીપણાથી અતિ દુઃખ અને શોકથી વિહ્વલ થાઓ છો, તે જાણતાં છતાં પણ હજુ સુધી તે નિર્બળ અને મમતા વગરનો અર્થાત્ તમારે વિષે આ મારી ધર્મપત્ની છે એવી બુદ્ધિથી રહિત થઇ, ને મૂઢ બની તથા હું પંડિત છું એવું અભિમાન રાખનારો રામ કેમ આવતો નથી? હે સુંદરિ, તારાથી વિમુખ એવા પુરૂષોમાં અધમ રામની સાથે પ્રીતિ રાખવાનું તમારે શુ પ્રયોજન છે? માટે અસુરોમાં ઉત્તમ એવો હું કે જે તારે વિષે અત્યંત આસક્ત છું તેને ભજ. વળી જો તું મને પ્રાપ્ત થઇશ તો તું દેવ, ગંધર્વ, નાગ, યક્ષ અને કિંનર જાતિની સ્ત્રિયોની મધ્યે મોટી આજ્ઞા કરનારી થઈશ. એવાં

રાવણનાં વચન સાંભળીને કોપાયમાન થએલાં સીતા નીચું મોઢું રાખીને તથા પ્રતિવ્રતા સતીને પરપુરૂષ સાથે પ્રત્યક્ષ ભાષણ કરવું અનુચિત જણાય માટે આડું તૃણ રાખીને કહેવા લાગ્યાં.

સીતા કહે છે–હે નીચ, રામથી ભય પામતો એવો તું તેણે ભિક્ષુકનું રૂપ લઇને રામ અને લક્ષ્મણ જ્યારે હતા નહિ ત્યારે યજ્ઞમાંથી પદાર્થને જેમ શ્વાન લઇ જાય તેમ મને તેં હરી છે, માટે તેનું ફળ તું થોડા વખતમાં પામીશ. જ્યારે રામના બાણ પ્રહારે કરી શરીર ચીરાશે ત્યારે તું રણભૂમિમાં પડીશ અને યમરાજાની પાસે જઇશ, પછી તે મનુષ્ય શરીરવાળા રામને જાણીશ. હે રાક્ષસોમાં અધમ, લક્ષ્મણ સહિત તે રામ બાણથી સમુદ્રને શોષીને અથવા બાંધીને રણને વિષે હણવા સારૂ હમણાં આવશે, તેને તું જોઇશ. પુત્ર તથા સેના સહિત તને હણીને પછી મને અયોધ્યા પુરીમાં લઇ જાશે. એ પ્રમાણે જાનકીનાં કઠોર વચન સાંભળીને રાતાંચોળ નેત્રવાળા રાક્ષસનો પતિ રાવણ અતિ ક્રોધાયમાન થઈ એકદમ હાથમાં તરવાર ઉગામીને જનકની પુત્રી સીતાને હણવાને માટે તૈયાર થયો ત્યારે પતિના હિતમાં પ્રીતિવાળી મંદોદરી પોતાના પતિ રાવણને વારીને કહેવા લાગી કે હે નાથ, એ દુબળી અને અતિ દુઃખવાળી મનુષ્ય જાતિવાળી સીતાને છોડી દો. કેમકે જેનાં મદ યુક્ત નેત્ર છે એવી, દેવ, ગંધર્વ અને નાગની શ્રેષ્ઠ સ્ત્રિયો ઘણી છે. તે સર્વે તમને વરવાને માટે અતિશય ઇચ્છા રાખે છે. તે સાંભળીને વિકરાળ મુખવાળી રાક્ષસિઓને દશાનન કહેવા લાગ્યો કે હે નિશાચરિઓ, બીવરાવવાથી તથા આદર સત્કાર વિગેરેથી જે રીતે સીતા કામના યુક્ત થઇ મને વશ થાય તેવી રીતે તમે યત્ન કરો. જો બે માસની અંદર સીતા મારે વશ થાય તો સર્વ પ્રકારનાં સુખ યુક્ત થઇને મારી સાથે રાજ્ય ભોગવે? જો બે માસ ઉપર થતાં તે સીતા મારી શય્યાને વિષે ન આવે તો તે માનુષીને હણીને સવારે મારા ભોજનમાં લાવજો. એ રીતે કહી રાવણ સ્ત્રિયો સહિત અંતઃપુરમાં ગયો. તે પછી તરત રાક્ષસીઓ જાનકીની પાસે આવી, પોતાના ક્રૂરપણાથી ભય પમાડવા લાગી. તેમાંની એક રાક્ષસી જાનકીને કહેવા લાગી કે હે સુંદરી, તારૂં યૌવન વૃથા

ગયું માટે તું રાવણને મળ, કે જેથી તે સફળ થાય. બીજી રાક્ષસી પણ કોપ કરીને કહેવા લાગી કે વિલંબ કરવાથી શું ફળ થયું? માટે તત્કાળ આ જાનકીના અંગને કાપી જુદાં જુદાં રાંધવા લાગો. વળી કોઇ રાક્ષસી તરવારને ઉગામી જાનકીને હણવાને તૈયાર થઇ, કોઇ એક વિકરાળ મુખવાળી રાક્ષસી મોઢું ફાડી બીવરાવવા લાગી. એવી રીતે તે સીતાને બીવરાવતી વિકરાળ મુખવાળી રાક્ષસીઓને વારીને વૃદ્ધ એવી ત્રિજટા નામની રાક્ષસી નિચે પ્રમાણે વાક્ય કહેવા લાગી. હે રાક્ષસીઓ, તમારા હિતરૂપ મારાં વાક્યને સાંભળો. રોતાં એવાં જાનકીને તમે બીવરાવો નહીં પણ તે પૂજ્ય દેવીને સદા નમસ્કાર કરતાં રહો. હમણાંજ મને એવું સ્વપ્નું આવ્યું કે કમળ સરખા નેત્રવાળા રામ લક્ષ્મણ સહિત ઉજ્વળ એવા ઐરાવત હાથી ઉપર બેસીને અહિં પધાર્યા અને સર્વ લંકાપુરીને બળાવીને રણસંગ્રામમાં રાવણને હણીને જાનકીને પોતાના ખોળામાં બેસારીને પર્વતના શિખર ઉપર હર્ષથી વિરાજી રહ્યા છે અને રાવણ છાણ ભરેલા ખાડામાં પોતાના પુત્ર અને પૌત્રો સહિત મુંડમાળાને પેહેરીને અંગ ઉપર તેલ ચોળી નગ્ન થઇ નહાય છે. વિભીષણ રામની પાસે મનમાં હર્ષ પામીને રામના ચરણ કમળની ભક્તિ યુક્ત થઇ સેવા કરે છે. માટે સર્વ પ્રકારે શ્રીરામ સહજમાં કુળ સહિત રાવણને હણી વિભીષણને લંકાનું રાજ્ય આપી, સુંદર મુખવાળાં સીતાને લઇ પોતાની અયોધ્યા નગરીમાં જાશે એમાં સંશય નથી. એવાં ત્રિજટાનાં વચન સાંભળી તે રાક્ષસીઓ ભય પામીને મૌન થઇ રહી. તેમાંની કેટલીક રાક્ષસીઓ મૂર્છાથી સુઇ ગઇ. એ રીતે રાક્ષસીઓએ તિરસ્કાર કરવાને લીધે ભયથી અતિ વિહ્વળ થએલાં સીતા કે જેની ત્યાં કોઇ રક્ષા કરનાર નથી એવાં ઉદ્વિગ્ન થઇ દુઃખથી મૂર્છા પામતાં, આંસુથી જેમની આંખો ભરાઇ રહી છે એવાં જાનકી વિચાર કરવા લાગ્યાં કે રાક્ષસીઓ સવારે મારૂં ભક્ષણ કરશે એમાં શક નથી, માટે હમણાં મારૂં મરણ કયા ઉપાયે કરીને થાય? એ રીતે અતિ દુઃખથી અકળાએલાં, મરણને વિષે જેમણે નિશ્ચય કરેલો છે એવાં સીતા ઘણી વાર સુધી શાખાનું આલંબન કરી કોઇ

ઉપાયને ન જાણતાં એવાં તે ઉભાં રહ્યાં અને કંઠને મોકળો મૂકીને રોવા લાગ્યાં.

एवं सुदुःखेन परिप्लुता सा विमुक्तकंठं रुदती चिराय ।
आलंब्य शाखां कृतनिश्चया मतौ न जानती कंचिदपायमंगना ॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના સુંદરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

### श्रीमहादेव उवाच.

उद्बंधनेन वा मोक्ष्ये शरीरं राघवं विना ।
जीवितेन फलं किं स्यान्मम रक्षोधिमध्यतः ॥

શ્રીમહાદેવ કહે છે—હે પાર્વતિ, તે સમયે સીતા કહેવા લાગ્યાં કે રામ વિના રાક્ષસોની મધ્યે મારે જીવીને શું કરવું! માટે ગળા ફાંસો ખાઇને હું મારા શરીરનો ત્યાગ કરીશ. વળી મારી વેણી લાંબી છે માટે તે ગળા ટૂંપાને માટે અત્યંત ઉપયોગી થશે. એ રીતે મરવાને માટે બુદ્ધિથી નિશ્ચય કરીને તત્પર થઇ રહેલાં સીતાને જોઇને હનુમાન્, કાંઇક વિચાર કરીને નહાના રૂપથી જાનકીના કાન સુધી સંભળાય એવાં વચન ધીમેથી કહેવા લાગ્યા.

હનુમાન્ કહે છે—ઇક્ષ્વાકુ રાજાના વંશમાં થએલા અયોધ્યાના અધિપતિ રાજા દશરથ મોટા વિખ્યાત હતા, તેના, સર્વ લોકમાં વિખ્યાત, દેવ તુલ્ય સર્વ લક્ષણ યુક્ત રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એવા ચાર પુત્રની મધ્યે મોટા એવા શ્રીરામ પિતાના વચનથી પોતાના નાના ભાઇ લક્ષ્મણ અને પોતાની સ્ત્રી સીતાને સાથે લઇ દંડકવનમાં આવ્યા હતા. ત્યાં આવીને મહા ઉદાર મનવાળા શ્રીરામ ગૌતમીને તીરે પંચવટીને વિષે રહ્યા હતા, ત્યાંથી મોટાં ભાગ્યવાળાં જનકની પુત્રી સીતાને રામ અને લક્ષ્મણ ન હતા ત્યારે દુરાત્મા રાવણ હરી ગયો. તે પછી અતિ દુઃખથી પીડિત

રામ જાનકીને ગોતતા વનમાં ગયા. ત્યાં પૃથ્વી ઉપર પડેલા પક્ષીના રાજા જટાયુને જોયો. પછી તેને સ્વર્ગમાં મોકલી તરત ઋષ્યમૂક પર્વતની પાસે આવ્યા, તે જાણીને સુગ્રીવે મને તેની પાસે મોકલ્યો; તે પછી જેનું અંતઃકરણ જાણવામાં આવ્યું છે એવા રામની સુગ્રીવે મિત્રતા કરી. તે પછી રામે સુગ્રીવની સ્ત્રીને હરનાર વાળીને હણીને તે સુગ્રીવને રાજ્ય ઉપર બેસાર્યો; તે પછી વાંદરાઓના સ્વામિ સુગ્રીવે પોતાના મિત્ર એવા શ્રીરામનું કામ કરવા સારૂ સર્વ વાંદરાઓને બોલાવી તેમને ચોતરફ સીતાનો શોધ કરવાને માટે મોકલ્યા. તે વાંદરાઓ મધ્યેનો હું એક વાંદર કે જે સુગ્રીવનો મંત્રિ છું તે સંપાતિના વચનથી તત્કાળ સો યોજન પહોળા દક્ષિણ મહા સમુદ્રને ઓલંઘી આ લંકામાં કલ્યાણી જાનકીને ગોતતો ધિમે ધિમે આ અશોક વાટિકામાં આવ્યો, ત્યાં શિંશપાના વૃક્ષ નિચે શોક કરતાં એવાં, દુઃખમાં બુડેલાં રામનાં પત્ની દેવી જાનકીને જોઇને હું કૃતાર્થ થયો છું. એ રીતે કહીને મહા બુદ્ધિવાળા મારૂતી બોલતાં વિરામ પામ્યા. તે પછી તે સર્વ કથા જાણીને સીતા અતિ વિસ્મય પામ્યાં કે આ મેં આકાશમાંથી શું સાંભળ્યું? આ શું વાયુએ કહ્યું હશે વા સ્વપ્ન હશે કે મારા મનનો ભ્રમ હશે? પરંતુ એ સર્વે પદાર્થને હું યથાર્થ સ્વરૂપથી જાણું છું; માટે ભ્રમનો સંભવ નથી. તેમ મને દુઃખથી નિદ્રા પણ નથી. તેથી તે કહેલું વૃત્તાંત સર્વ સત્ય છે. જેણે મારા કાનને અમૃત સરખું વચન કહ્યું, તે પ્રિય વાદી મહા ભાગ્યવાન પુરૂષ મારી આગળ ખુલ્લી રીતે જોવામાં આવે તો બહુ સારૂં. એવાં જાનકીનાં વચન સાંભળીને હનુમાન પાંદડાનાં સમૂહમાંથી ઉતરીને ધિમેથી સીતાની પાસે ચકલાના સરખા અંગવાળા, રાતા મુખવાળા, શરીરે પીળા વર્ણવાળા હનુમાન હાથ જોડીને ઉભા રહ્યા. તે જોઇને ભય પામેલાં જાનકી વિચાર કરવા લાગ્યાં કે માયા કરી વાંદરાના સરખા આકારવાળો આ રાવણ મને મોહ પમાડવાને માટે આવ્યો હશે? એમ ધારી નિચું મુખ કરી મુંગાં થઇ રહ્યાં.

હનુમાન કહે છે—હે દેવી, તમે ભય પામો માં. હે માત, કોશળ દેશના અધિપતિ પરમાત્મા રામનો હું દાસ છું, માટે મારે વિષે તમારે

કાંઇ પણ શંકા રાખવી નહીં. હે કલ્યાણને આપનારી દેવી જાનકી, વાંદરાઓના અધિપતિ એવા સુગ્રીવનો મંત્રિ એવો હું વાયુનો પુત્ર હનુમાન છું. તે સાંભળી હાથ જોડીને ઉભા રહેલા હનુમાનને જાનકી કહેવા લાગ્યાં. હે વીર, વાંદરાઓને મનુષ્યોની સાથે સંગતી કેમ ઘટે ? વળી કહો છો કે હું રામ ચંદ્રનો દાસ છું તે સાંભળીને પ્રસન્ન થએલા હનુમાન જાનકીને કહેવા લાગ્યા કે જ્યારે શબરીએ મોકલેલા રામ ઋષ્યમૂક પર્વત પ્રત્યે આવ્યા ત્યારે તે ઋષ્યમૂક પર્વત ઉપર રહેલા સુગ્રીવે ભય પામીને રામની પાસે તેમના હૃદયને જાણવા માટે મને મોકલ્યો, ત્યારે બ્રહ્મચારિનું રૂપ લઇને હું રામની પાસે ગયો. રામના સુંદર ભાવને જાણી તે રામ લક્ષ્મણને ખંભે બેસારીને હું સુગ્રીવની પાસે લઇ ગયો. પછી તે બંને બંધુની સુગ્રીવની સાથે મિત્રાઇ કરાવી. સુગ્રીવની સ્ત્રીને જે વાળી હરી ગયો હતો તેને રામે એક બાણથી હણીને સુગ્રીવનો રાજ્ય ઉપર અભિષેક કર્યો. તે પછી સુગ્રીવે મહા બળવાન એવા વીર વાંદરાઓને તમારા શોધ સારૂ સર્વ દિશાઓમાં મોકલ્યા. જ્યારે તમારો શોધ કરવાને સારૂ હું તૈયાર થયો ત્યારે મને જોઇને શ્રીરામે આદર પૂર્વક કહ્યું કે હે વાયુનંદન, તમારે વિષે મારૂં સમગ્ર કાર્ય રહ્યું છે, માટે મારા અને લક્ષ્મણના સર્વ કુશળ ખબર સીતાને કહેજો અને ઓળખાણને માટે આ મારી ઉત્તમ વિંટી કે જેમાં મારા નામના અક્ષરની છાપ છે, તે સીતાને આપજો, એમ કહીને પોતાના હાથની આંગળીમાંથી મેહેનતથી વિંટી કાઢીને મને આપી છે. હે દેવી, તે આ મુદ્રિકાને તમે જુઓ, એમ કહીને વાયુના પુત્ર હનુમાને તે મુદ્રિકા સીતાને આપીને નમસ્કાર કરી, હાથ જોડી, દૂર ઉભા રહ્યા. રામના નામ યુક્ત તે મુદ્રિકાને જોઇ અતિ હર્ષ પામેલાં સીતાએ તે મુદ્રિકાને માથે ચડાવી ત્યારે આંખમાંથી આનંદનાં આસુ ચાલવા લાગ્યાં. હે વનચર વીર, તમે મને પ્રાણ આપનારા છો. વળી તમે શ્રીરામને વિષે ભકિતવાળા અને તેનું પ્રિય કરનારા છો, માટે તમારો મને અત્યંત વિશ્વાસ છે, નહીં તો બીજા પુરૂષને મારી પાસે કેમ મોકલે ? હે હનુમન્, તમે મારૂં સર્વ દુઃખ વિગેરે ઉદ્વેગનું કારણ જોયું ? તે સર્વ શ્રી રામને કહેજો; કે જેથી કરી

મારે વિષે તેમને દયા ઉત્પન્ન થાય. હે સત્ પુરૂષોમાં શ્રેષ્ઠ, શ્રીરામ જો બે મહીનાની અંદર નહીં આવે તો મારા પ્રાણ રહેશે નહીં અને છેવટે રાવણ મારા શરીરનું ભક્ષણ કરશે. એ કારણ માટે વાંદરાઓના સ્વામિ સુગ્રીવ અને વાંદરાઓના સેનાપતિ સહિત શ્રીરામ અહિં આવીને રણ સંગ્રામમાં સેના અને પુત્ર સહિત રાવણને હણીને જ્યારે મને મૂકાવશે ત્યારે હું તે રાવણના બંધનથી મુકત થઇશ. હે વીર, બ્રહ્મનિષ્ઠ પુરૂષોએ વર્ણન કરેલું રામનું ચરિત્ર મુને કહો. વળી હે હનુમન્, તે શ્રી રામ તત્કાલ રાવણને હણી મને આ દુઃખ સમુદ્રથી તારે તેવી રીતે તમારે યત્ન કરવો. હે વત્સ, તમે વાણીથી પરમ ધર્મને પામશો. તે સાંભળીને હનુમાને કહ્યું કે હે દેવી, લક્ષ્મણ સહિત રામને જેવા રૂપમાં જોયા છે તેથી હું જાણું છું કે આયુધ સહિત સૈન્ય યુકત સુગ્રીવને લઇ હમણાં આવશે અને બળથી રાવણને હણીને હે દેવી, તમને અયોધ્યા પ્રત્યે લઇ જાશે એમાં સંશય નથી. તે સાંભળી જાન-કીજી કહેવા લાગ્યાં કે હે વીર, અપ્રમેય સ્વરૂપવાળા શ્રીરામ વાંદરાઓના સેનાપતિ સહિત અતિ વિસ્તારવાળા સમુદ્રને તરીને શી રીતે આવશે?

હનુમાન્ કહે છે-હે માત, પુરૂષોમાં શ્રેષ્ઠ એવા તે રામ લક્ષ્મણ મારા ખંભા ઉપર બેસીને આવશે અને વાંદરા-ઓના અધિપતિ સુગ્રીવ સેના સહિત આકાશ માર્ગે કરી ક્ષણ માત્રમાં અતિ વિસ્તારવાળા સમુદ્રને એક ક્ષણ માત્રમાં તરીને અહિં આવશે. હે દેવી, ત્યારે શ્રી રામ સર્વ રાક્ષસોના સમૂહને બાળી નાખશે એમાં સંદેહ નથી. હે કલ્યાણી, મને આજ્ઞા આપો એટલે ઉતાવળથી લક્ષ્મણ સહિત રામને જોવા માટે જાઉં અને તેમને શીઘ્રતાથી તમારી પાસે લાવું. હે દેવી, કાંઇ ઓળખાણની નિશાની આપો કે, જેથી રામ મારા ઉપર વિશ્વાસ કરે. તમે કાંઇ પણ અભિજ્ઞાન થવાને માટે એવો પદાર્થ આપો એટલે તે લઇ ઉત્સાહથી હું જાઉં. તે સાંભળીને કમળ સરખાં નેત્રવાળાં સીતાએ જરા વિ-ચાર કરીને પછી પોતાના કેશ પાસમાં રહેલો ચૂડામણી-અર્થાત્ ચંદો હનુમાનને આપી કહ્યું કે, હે સુવ્રત, આનાથી તમને લક્ષ્મણ સ-

હિત રામ અતિ વિશ્વાસ પાત્ર ગણશે. હે કપીંદ્ર, મને મળવાની ખાત્રીને માટે તમને એક બીજી નિશાની આપું છું તે સાંભળો. પૂર્વે જ્યારે અમે ચિત્રકુટ પર્વતને વિષે રહેતા હતા ત્યારે એક દિવસે શ્રી રામ એકાંતમાં મારા ખોળાને વિષે માથું રાખીને સુતા હતા ત્યારે ઇંદ્રનો પુત્ર જયંત કાગડો થઇને આવ્યો અને વારંવાર માંસની આશાથી મારા પગના અંગુઠાને ચાંચ મારવા લાગ્યો તેથી લોહી નિકળ્યું, ત્યારે રામ જાગીને મારા પગમાં લોહી નિકળેલું જોઇને બોલ્યા કે હે કલ્યાણી, કયે દુષ્ટ પુરૂષે આ તમને દુઃખ રૂપ મારૂં અપ્રિય કર્યું? એમ કહીને આગળ જુવે છે તેટલામાં ફરીથી મારા પગનો નખ અને લોહી જેની ચાંચમાં ભરેલું છે એવા કાગડાને આવતો જોઇ કોપાયમાન થયા. ત્યારે દર્ભનું બાણ કરી સહજ લીલાથી તે બાણ કાગડા ઉપર ફેંક્યું ત્યારે ભય પામેલો કાગડો સર્વ લોકમાં ભમ્યો, પરંતુ ઇંદ્ર બ્રહ્માદિકે પણ રક્ષા કરી નહીં ત્યારે પાછો ફરીથી બીકે કરી દયાનિધિ શ્રી રામના ચરણ આગળ પડયો ત્યારે તેને શરણાગત જોઇને રામે કહ્યું કે-હે જયંત, મારૂં અસ્ત્ર અમોઘ છે, માટે તારૂં એક જમણું નેત્ર તે બાણને અર્પણ કરીને જા, ત્યારે તે જયંત રામના કહેવા પ્રમાણે કરીને ગયો. માટે એવા સમર્થ છતાં પણ શ્રી રામ હમણાં મારી શા વાસ્તે ઉપેક્ષા કરે છે?

હનુમાન બોલ્યા-હે દેવી, શ્રી રામ તમે અહિં રહ્યાં છો એમ જ્યારે જાણશે ત્યારે રાક્ષસોથી શોભાયમાન આ લંકાને ક્ષણ માત્રમાં ભસ્મ કરશે.

જાનકી કહે છે-હે પુત્ર, તમે અતિ નાના શરીર વાળા છો અને સર્વે વાંદરાંઓ પણ જો તમારા સરખા હશે તો રાક્ષસોની સાથે શી રીતે યુદ્ધ કરશે? એવાં સીતાનાં વચન સાંભળીને હનુમાને રાક્ષસોના ગણને ભયંકર મેરૂ અને મંદ્રાચલ સરખું પોતાનું પૂર્વ રૂપ સીતાને દેખાડયું ત્યારે મહા પર્વત સરખા હનુમાનને જોઇ મોટા હર્ષ યુકત એવાં સીતા તે કપિ શ્રેષ્ઠને કહેવા લાગ્યાં કે, હે મહા પરાક્રમિ, તમે અતિ સમર્થ છો. જો મહાબળવાન એવા તમે તેને રાક્ષસિઓ દેખશે તો રાવણને કહેશે. પછી તેથી શો અનર્થ થાય!

એ કાંઇ કહી શકાય નહીં. માટે તત્કાળ તમે શ્રી રામની પાસે જાઓ. હે પુત્ર, તમને કલ્યાણ કારક માર્ગ થાઓ. તે સાંભળી ભૂખ્યા થએલા હનુમાન સીતાને કહેવા લાગ્યા કે હે દેવી, તમારા દર્શનથી મને પારણું થવું યોગ્ય છે, માટે તમારી દૃષ્ટિ પાસે રહેલાં ફળોથી મને પારણું થશે. તે સાંભળી સીતાએ તથાસ્તુ એમ કહ્યું ત્યારે હનુમાન ફળનું ભક્ષણ કરીને ચાલવાની તૈયારી કરતી વખતે જાનકીને પ્રણામ કરીને કાંઇક આગળ ગયા. ત્યારે મનમાં વિચાર કરવા લાગ્યા કે જે કામને અર્થે હું આવ્યો છું તે સ્વામિનું કાર્ય મેં વિશેષ સહિત સિદ્ધ કર્યું; પરંતુ સ્વામિની આજ્ઞા ઉપરાંત જે દૂત અધિક ઉત્કૃષ્ટ કર્યા વિનાનો જાય તે દૂત અધમ ગણાય છે. માટે હું કાંઇક બીજું વીર કર્મ કરીને તથા રાવણને જોઇ તેની સાથે ખૂબ ભાષણ કરીને પછી રામનાં દર્શનને માટે જાઉં, એવો મનથી નિશ્ચય કરીને મહા બળવાન્ હનુમાને અનેક વૃક્ષોને ઉપાડી નાંખીને ક્ષણ માત્રમાં અશોક વાટિકાને વૃક્ષ વગરની કરી. માત્ર એક સીતાના આશ્રય રૂપ વૃક્ષ શિવાય સર્વે વનને વૃક્ષ વગરનું કર્યું ત્યારે તે ઝાડવાને ઉપાડનાર હનુમાનને જોઇ રાક્ષસિઓ જાનકીને પૂછવા લાગી કે આ વાંદરાના આકારવાળો મહા બળવાન યોદ્ધો કોણ છે? તે સાંભળી જાનકીએ કહ્યું કે તમારી રાક્ષસની રચેલી માયાને તમેજ જાણો. દુઃખ અને શોકથી વિહ્વળ થએલી હું એને જાણતી નથી. એમ કહ્યું ત્યારે ભયથી પીડાએલી તે રાક્ષસિઓએ હનુમાનનું સર્વ કર્મ રાવણને નિવેદન કર્યું કે હે દેવ, કોઇ મહા પરાક્રમી વાંદરાના શરીરવાળા અમિત બળવાળે યોદ્ધે સીતાની સાથે ભાષણ કરીને પછી ક્ષણ માત્રમાં વાડીમાં રહેલો મોટો મેહેલ ઉપાડીને ભાંગી નાખ્યો; તે દેવના પ્રાસાદના સર્વે રખવાળાઓને હણીને પોતે તે મેહેલની ભૂમિ ઉપર ઉભો છે. વન અને મહેલના ભાંગવાની મહા અપ્રિય એવી ખબર સાંભળીને તત્કાળ રાક્ષસના અધિપતિ રાવણે દશ કરોડ માણસોને મોકલ્યાં. તે આવીને જુવે છે ત્યાં જેમણે મેહેલને ભાંગીને તેનાં લોઢાના મોટા થાંભલાનું જાણે હથિયાર કરેલું છે, એવા ભયંકર આકારવાળા, લાલ મુખવાળા તથા જરાક પુંછડાને હલાવતા એવા મોટા પર્વત સરખા મહા ભયંકર આ-

કારવાળા હનુમાનને દીઠા. તે, ભાંગેલા દેવ મેહેલની ભૂમિની મધ્યે ઉભા રહ્યા છે, તે આવતા એવા રાક્ષસોના મોટા સમુદાયને જોઇ સિંહનાદ કરવા લાગ્યા. તે સાંભળીને સર્વે રાક્ષસો અત્યંત મૂર્ચ્છા ખાઇને પડયા. વળી કેટલાક રાક્ષસો તે સર્વ રાક્ષસોને હણુનારા ભયંકર આકારવાળા તે હનુમાનને જોઇ વિવિધ પ્રકારના અસ્ત્રના સમૂહે કરીને તેને હણુવા લાગ્યા, ત્યારે લોઢાના થાંભલાના મુદ્‌ગરવાળા મહા યુથપતિ હનુમાન એકદમ તે મેહેલથી ઉડીને ચોતરફ તે મુદ્‌ગરથી ક્ષણુમાત્રમાં મચ્છરની પેઠે દળી નાંખવા લાગ્યા. એ રીતે સર્વ રાક્ષસોને હ[illegible]એલા સાંભળીને ક્રોધથી વ્યાપ્ત થએલા રાવણે દુ[illegible] મદવાળા પાંચ સેનાપતિઓને હનુમાનની પાસે મોકલ્યા. તે સર્વેને હનુમાને લોઢાના થાંભલાથી હણ્યા. ત્યારપછી ક્રોધાયમાન થએલા રાવણે પોતાના મંત્રિઓના સાત પુત્રને મોકલ્યા. તે સર્વેને આવતા જોઇ વાંદરાઓના અધિપતિ એવા વાયુના પુત્ર હનુમાને પેહેલાંની પેઠે તે રાવણે મોકલેલા રાક્ષસોને ક્ષણમાત્રમાં લોહસ્તંભથી હણીને પૂર્વે જ્યાં ઉભા હતા ત્યાં જઇને રાક્ષસોની વાટ જોવા લાગ્યા. ત્યારે બળવાન અને અતિ પ્રતાપી એવા અક્ષય કુમારને સાંમો આવતો જોઇ હનુમાન મુદ્‌ગર સહિત આકાશમાં ઉડીને ત્યાંથી એકદમ તે અક્ષયકુમારના માથાંમાં હણીને ઉભા રહ્યા. એ રીતે તે અક્ષયકુમારને તથા સર્વ સૈન્યને હણીને ગાજવા લાગ્યા. તે પછી રાક્ષસોને વિષે શ્રેષ્ઠ એવો રાવણ અક્ષયકુમારના વધને સાંભળી, મહા ક્રોધ વ્યાપ્ત થઇ ઇંદ્રજીતને આ પ્રમાણે કહેવા લાગ્યો. હે પુત્ર, તે મહા શત્રુ કે જે પુત્રને હણુનાર વાનર જ્યાં રહ્યો છે ત્યાં હું જાઉં છું માટે તેને હણીને અથવા બાંધીને હું તારી પાસે લાવીશ. એવાં રાવણનાં વચન સાંભળી ઇંદ્રજીત પિતાને કહેવા લાગ્યો કે, હે મહામતિ, તમે શોક કરવો મૂકી દ્યો. હું વિદ્યમાન છતાં આવાં દુઃખિત વચન શા માટે કહો છો. હે તાત, તે વાનરને બ્રહ્મ પાસથી બાંધીને હું હમણાં અહિં લાવીશ. એમ કહીને ઘણા રાક્ષસોથી વિંટાએલ, અતિ પરાક્રમિ ઇંદ્રજીત રથમાં બેસીને વાયુ પુત્રની પાસે ગયો. ત્યાં જઇ ઇંદ્રજીતે ગર્જના કરી, તે સાંભળીને મહા પરાક્રમી વાયુના પુત્ર હ-

નુમાન ગરૂડની પેઠે આકાશમાં ઉડયા, ત્યારે આકાશમાં ઉડતા એવા હનુમાનના માથાંના ભાગ ઉપર ઇંદ્રજીતે આઠ બાણુ માર્યાં તથા હૃદય અને બે પગ ઉપર છ બાણુ માર્યાં. તેમજ એક બાણુથી તેના પુછડાંને ભેદીને ઇંદ્રજીતે ઘોર એવા સિંહનાદ કર્યો. ત્યારે અતિ હર્ષ પામેલા તે હનુમાને અતિ પરાક્રમથી લોઢાંના થાંભલાએ કરીને સારથીને હણ્યો તથા ક્ષણુ માત્રમાં તે લોહમુદ્ગરથીજ ઘોડા સહિત રથને ચૂર્ણ કરી નાંખ્યો. તે પછી મહા બળવાન એવો મેઘનાદ બીજા રથમાં બેશી તત્કાળ બ્રહ્માસ્ત્ર લઈ, તેથી હનુમાનને બાંધીને રાવણુની પાસે લઇ ગયો. જેઓ શ્રીરામના નામનો જપ કરે છે તેઓ ક્ષણુ માત્રમાં અજ્ઞાનથી ઉત્પન્ન થએલા કર્મ કરી બંધન સ્વરૂપ સંસારને છોડીને તત્કાળ કોટીસૂર્ય સરખા પ્રકાશિત તે રામના કલ્યાણુ રૂપ પદને અર્થાત્ સચ્ચિદાનંદ પદને પામે છે. તો તે શ્રીરામનું ચરણુ કમળ જેના હૃદય કમળની મધ્યે સદા રહેલું છે, તેવા મારૂતિ હમેશાં સર્વ બંધનથી મુક્ત છે, એવા હનુમાનને તે બ્રહ્માસ્ત્રના પાસલાથી અને બીજાં બંધનોથી શું દુ:ખ થવું સંભવે? અર્થાત્ કાંઇજ નહીં.

तस्यैव रामस्य पदांबुजं सदा हृत्पद्ममध्ये सुनिधायमारुतिः ।
सदैव निर्मुक्तसमस्तबंधनः किं तस्य पाशैरितरैश्च बंधनैः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના સુંદરકાંડનો ઉમામહેશ્વરના સંવાદનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪ થો.

### श्रीमहादेव उवाच.

यातं कपींद्रं धृतपाशबंधनं विलोकयंतं नगरंविभीतवत् ।
अताडयन् मुष्टितलैः सुकोपनाः पौराः समंतादनुयांतामीक्षितुं ॥

શ્રી મહાદેવ કહે છે–પોતાના હાથે કરીને જેણે પાશનું બંધન ધારણુ કરેલું છે એવા, ભય પામેલાની પેઠે લંકાપુરીને જોતા એવા તે હનુમાનને ઘણાં ક્રોધયુક્ત સ્વભાવવાળાં શેહેરનાં લોકો મુઠિથી

મારતાં મારતાં ચોતરફથી જોવાને માટે પાછળ ચાલ્યાં આવે છે. વળી એ હનુમાનને બ્રહ્માએ પહેલાં વરદાન દીધું છે કે મારૂં બ્રહ્માસ્ત્ર તમને સ્પર્શ કરશે નહિ, તેથી બ્રહ્માસ્ત્ર તેનો ક્ષણમાત્ર સ્પર્શ કરીને પાછું ગયું. તે હનુમાન જાણતાં છતાં પણ પાતળાં દોરડાંઓથી બંધાઇને લંકાને બાળવાના તથા રાવણ સાથે ભાષણ કરવાના હેતુથી ગયા. ત્યાં સભાની અંદર બેઠેલા રાવણની પાસે ઈંદ્રજીત તેને લાવી કહેવા લાગ્યો–હે તાત, આ વાંદરે ઘણા અસુરોને હણ્યા હતા, તેથી તેને બ્રહ્માસ્ત્રથી બાંધીને હું અહિં લાવ્યો છું. માટે હે તાત, આ વાંદરો લૌકિક સાધારણ વાંદરા જેવો નથી, માટે મંત્રિઓની સાથે વિચાર કરીને જે કરવું હોય તે કરો. તે સાંભળીને રાક્ષસનો અધિપતિ રાવણ, આગળ ઉભા રહેલા પ્રહસ્તને જોઇને કહેવા લાગ્યો, હે પ્રહસ્ત, આને પૂછો કે તે વાંદરો કોણ છે? ક્યાંથી આવ્યો છે? અહિં આવીને એને શું કરવાનું છે? તેણે સર્વ વનનો અને મેહેલનો શા વાસ્તે નાશ કર્યો? તેમજ તેણે બળથી રાક્ષસોને શા વાસ્તે માર્યા?

પ્રહસ્ત પૂછેછે–હે હનુમન્, હે વાનર, તને કોણે મોકલેલો છે? તે જો તું અમારા અધિપતિ એવા, અને સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ એવા રાવણ રાજેંદ્રની સમીપે સાચું બોલીશ તો તને કાંઇ ભય કરવામાં આવશે નહિ અને હું તુંને છોડાવીશ. તે સાંભળીને પવનના પુત્ર હનુમાને અતિ હર્ષથી વારંવાર શ્રી રામનું મનમાં સ્મરણ કરતાં ત્રૈલોક્યના કંટકરૂપ શત્રુ રાવણને જોઇને અનુક્રમે કરીને રામની સુંદર કથા કહેવાને માટે આરંભ કર્યો. હે સર્વ દેવગણના શત્રુ, તું ખુલ્લી રીતે સાંભળ. કે જે અખિલ જગતના અધિપતિ શ્રીરામની સ્ત્રીને હમણાં તું 'જેમ શ્વાન યજ્ઞના હવિને લઇ જાય તેમ' તારા પોતાના નાશને માટે હરી લાવ્યો છો. તે સર્વ પ્રાણિઓના અંતર્યામિ શ્રીરામનો હું દૂત છું. તે રામે ઋષ્યમૂક પર્વતને વિષે આવી, અગ્નિની સમીપે સુગ્રીવની સાથે મિત્રાઇ કરી, વાળીને હણી સુગ્રીવને રાજ્યનો અધિપતિ કર્યો. વાંદરાઓનો અધિપતિ તે સુગ્રીવ જે મહા બળવાન્ છે, તે, અતિ બળવાળા કરોડો વાંદરાઓનાં યૂથોને હમણાં તારા ઉપર અતિ કોપાયમાન થઇને રામ લક્ષ્મણ સહિત પ્રવર્ષણ પર્વતને વિષે રહ્યા છે; તે

સુગ્રીવે પૃથ્વીની પુત્રી જાનકીનો શોધ કરાવવાને સારૂ મોટા બળ-વાળા વાનરોને દશ દિશાઓમા ગોતવાને સારૂ મોકલ્યા છે. તેમાંનો હું એક વાંદરો કે જે પવનનો પુત્ર છું, તે ધીમે ધીમે સીતાને ગોતતો અહિં આવ્યો. ત્યાં અશોક વાટિકામાં પદ્મપત્રસરખાં નેત્રવાળી સીતાને જોયાં. તે વખતે મારા વાનરપણાના ચંચળ સ્વભાવથી મેંસર્વ વનનાં વૃક્ષોને ઉખેડી નાંખ્યાં. તે જોઇને રાક્ષસો હાથમાં ધનુષ લઇ મને માર-વાને માટે આવ્યા, તેથી હે પ્રભુ, મેં તે સર્વ હણ્યા. કેમકે હે રાજન્, સર્વને દેહ બહુ પ્રિય છે, તેથી મેં મારી રક્ષા કરી. તે પછી બ્રહ્માસ્ત્ર ના પ્રસંગથી મને બાંધીને આ તારો પુત્ર મેઘનાદ અહિં લાવ્યોછે. વળી તે બ્રહ્માસ્ત્ર, બ્રહ્માના વરદાનથી મારો સ્પર્શ કરીને પાછું ચાલ્યું ગયું છે. હે રાવણ, તે સર્વ હું જાણું છું. તો પણ તારાપર દયાને લીધે મારૂં મન ભીંઝાયું છે જેથી તને કાંઇક હિત રૂપ વચન કહેવાને માટે હું છૂટો છતાં બંધાયાની પેઠે તારી પાસે આવ્યો છું, માટે હે રાવણ, સત્, અસત્ વસ્તુના વિવેકથી લોકની ગતિનો વિચાર કરી, ધર્મથી સ્વર્ગ અને અધર્મથી નરક મળે છે, એમ ધારીને રાક્ષસી બુદ્ધિને રાખ મા અને તારૂં પોતાનું કલ્યાણ કરવા સારૂ દેવે કહેલી મોક્ષના કારણ રૂપ શુદ્ધ બુદ્ધિનો આશ્રય કર. કદિ તું કહીશ કે તે જ્ઞાન માર્ગમાં મને અધિકાર નથી, તો તે વિષે કહું છું તે સાંભળ. હે દશાનન, તું પૌલસ્ત્યનો પુત્ર, કુબેરનો ભાઇ, ઉત્તમ વંશમાં ઉત્પન્ન થએલો બ્રાહ્મણ છો. કદિ જો કે તુંને દેહને વિષે આત્મ બુદ્ધિ છે, તો પણ તું વિચારી જો તો રાક્ષસ નથી. પરંતુ ઉત્તમ વંશમાં થએલો બ્રાહ્મણ છે. જો દેહથી આત્મા અળગો છે, એવી બુદ્ધિથી વિચાર કરીશ તો પણ તું રાક્ષસ નથી અર્થાત્ એક અખંડ આત્મ સ્વરૂપ છો. એ રીતે રાક્ષસપણાનો નિષેધ સિદ્ધ કરીને વિચાર કરતાં સ્થૂળ શરીર, બુદ્ધિ વિગેરે સૂક્ષ્મ શરીર તથા ચક્ષુ આદિ ઇંદ્રિયો એ વિગેરેથી ઉત્પન્ન થએલો આધિ, વ્યાધિ, કામ, ક્રોધ વિગેરે દુઃખનો સમુદાય, તારા નિર્વિકાર સ્વરૂપને ઘટતો નથી. ત્યારે હું કામી, ક્રોધી, સુખી, દુઃખી એવી બુદ્ધિ શાથી થાય છે? એમ કહીશ તો તે વિષે કહું તે સાંભળ. આત્મ સ્વરૂપને ન જાણવાના કારણથી સ્વપ્નાવસ્થાવાળા પુરૂષને સ્વપ્નગત

વિષયની પ્રતીતિનો જેમ ભ્રમ મિથ્યા છે તેમ આ પ્રત્યક્ષ પ્રતીતિ થાતી એવી દુઃખ સંતતિનો ભ્રમ મિથ્યા છે. ત્યારે કોઇ એમ કદિ આશંકા કરે કે આ જગતમાં કાંઈ પણ વસ્તુ સત્ય નથી અને જો કદિ સત્ય છે તો તે કયો પદાર્થ સત્ય છે. તેનો ઉત્તર આજ કે માત્ર એક તારૂં સ્વરૂપ સત્ય છે. વળી તું અવિકારી, એક, અદ્વિતીય, સત્ય જ્ઞાન સ્વરૂપ છો. ત્યાં આશંકા આવી પણ થાય કે તે વિકારના કારણનું અજ્ઞાન પણ સત્ય નથી. ત્યાં આમ સમજવું કે તુને અદ્વિતીય સ્વરૂપને વિકારનું કારણ પણ સંભવતું નથી. માટે જેમ સર્વ ગત આકાશ લેપ રહિત છે, તેમ તું પણ દેહને વિષે રહેલો છતાં અલિપ્ત અને અતિ સૂક્ષ્મ છે. અર્થાત્ તે દેહગત સુખાદિથી વસ્તુતાએ તું લિપ્ત થતો નથી. માટે જેમ આકાશ નીલ વર્ણવાળું છે એવી પ્રતીતિની પેઠે હું સુખી, દુઃખી એ પ્રતીતિ પણ ભ્રમાત્મક છે. ત્યારે મુક્ત અને સંસારી અર્થાત્ જન્મ મરણવાળાની વ્યવસ્થા શુ નથી ? તેનો ઉત્તર આ કે જે સૂક્ષ્મ દેહ, સ્થૂળ દેહ અને પ્રાણ ઇંદ્રિયો વિગેરેમાં રહેલો આત્મા, તેમના અવિવેકથી એટલે તેમને વિષે રહેલી આત્મ બુદ્ધિએ કરીને સમગ્ર બંધ મોક્ષાદિકનો ભોક્તા થાય છે; તેમ આત્મા અનાત્માનો અવિવેક એજ જન્મ મરણ થવાનું મુખ્ય કારણ છે. ત્યારે કોઇ આશંકા કરે કે જીવને મુક્તિ અતિ દુર્લભ ગણાય તેને માટે કારણ કહું તે સાંભળ. જ્યારે જીવને નિચે પ્રમાણે હું ચૈતન્ય માત્ર તથા અજન્મા એવો અક્ષર સ્વરૂપ છું અર્થાત્ અખંડ આનંદ રૂપ છું એવી રીતે આત્મ વિવેક થાય ત્યારે નિત્ય મુકત છતાં પણ મુકત થાય છે તથા દેહ તે તો પૃથ્વીના વિકાર પરમાણુંઓથી થએલો અનાત્મા છે અર્થાત્ જડ છે. પ્રાણ પણ આત્મા નથી કેમકે તે બહાર દૃષ્ય એવા જડ વાયુ રૂપે છે; મન પણ આત્મા નથી કેમકે તે અહંકારનો વિકાર છે. વળી બુદ્ધિ અર્થાત્ અહંકાર પણ આત્મા કહેવાય નહિ કેમ કે તે પ્રકૃતિના વિકાર રૂપ મહત્તત્વથી ઉત્પન્ન થાય છે, માટે ઇશ્વરના સ્વરૂપથી અભિન્ન એવો આત્મા ચિદાનંદમય, નિર્વિકાર અને દેહાદિના સમુદાયથી અળગો છે. વળી તે નિરંજન, સદા ઉપાધિથી મુકત અર્થાત્ ઉપાધિભૂત એવા ચિત્તના

મંદ રૂપ દુઃખ વિગેરેથી અલિપ્ત એવા, શુદ્ધ, બુદ્ધ અને નિત્ય મુક્ત પોતાના આત્માને જાણવાથી મનુષ્ય આ સંસારથી મુક્ત થાયછે, હે મહા મતિ રાવણ, તું કદિ કહીશ કે એવું જ્ઞાન મનુષ્યને કેમ થાય ? તેને માટે મોક્ષના ઉતમ સાધનને કહું તે સાંભળ. વિષ્ણુની ભકિત ચિત્તને શુદ્ધ કરનારી છે, જ્યારે ચિત્તની શુદ્ધિ થઇ ત્યાર પછી ને ચિત્તની વિશુદ્ધિથી નિત્ય અનિત્યના વિવેકની દ્વારાએ કરીને આત્મા ચૈતન્ય ઘન અને આનંદ મય છે એવું અતિ નિર્મળ જ્ઞાન ઉત્પન્ન થાય છે. ત્યાર પછી તે આત્મ વિષય જ્ઞાનના નિદિધ્યાસથી વિશુદ્ધ એવા તત્વનો અનુભવ થાય છે. સારાંશ એકે આત્મ સ્વરૂપના અપરોક્ષ સાક્ષાત્કાર થાય છે, તેથી સારી રીતે પોતાના સ્વરૂપને જાણવાથી પરમ પદ અર્થાત્ બ્રહ્મ સાયુજ્યને પ્રાપ્ત થાય છે. એ કારણ માટે હે દશાનન, હવેથી તું પ્રકૃતિથી પર એવા લક્ષ્મીના પતિ પુરાણ પુરૂષ અને ભયને હરનાર શ્રી રામનું ભજન કર. જો તે રામને તું દશરથ રાજાના પુત્ર છે એમ ધારીને ભજન ન કરવું એમ જાણતો હો તો તે શ્રી રામ પ્રકૃતિથી પર છે અને વસ્તુતાએ કરીને દશરથના પુત્ર વિગેરે છે એવું ભાન માત્ર કલ્પિત છે. માટે એ મનુષ્ય છે એવી બુદ્ધિ રૂપ મૂર્ખ પણાએ કરીને તેને વિષે કરેલી શત્રુપણાની ભાવનાને મૂકી દે. જેને શરણાગત અતિ પ્રિય છે એવા શ્રી રામનું હૃદયને વિષે ભજન કર. વળી સીતાને આગળ કરી પુત્ર અને બાંધવો સહિત રામની પાસે જઇને નમસ્કાર કર એટલે તરત ભયથી મુક્ત થઇશ. જે મનુષ્ય હૃદયને વિષે વિરાજતા એવા સુખ રૂપ અદ્વિતીય અને પરમાત્મા એવા શ્રી રામનું ભકિતથી ધ્યાન કરતો નથી તે મનુષ્ય દુઃખ રૂપ માળાવાળા ભવ સમુદ્રના પારને કેમ પામી શકે ? અર્થાત્ પાર પામી શકે નહિ. જો તું મારા કહેવા પ્રમાણે કરીશ નહિ તો અજ્ઞાનમય અગ્નિથી બળતા એવા આત્માની રક્ષાને નહિ કરતો એવો તું શત્રુની પેઠે તારા પોતાના આત્માને પોતાના કરેલા પાપથી નિચે નરકમાં લઇ જાય છે તેથી તને સ્વપ્ને પણ મોક્ષની આશા થવી દુર્લભ છે. એવાં અમૃત સરખાં વાયુના પુત્ર હનુમાનનાં વચન સાંભળીને તેને ન સહન કરનાર દશ મુખવાળો

રાવણ અતિ ક્રોધથી લાલ ચોળ નેત્ર કરી કપિઓના ઈંદ્ર એવા હનુમાન પ્રત્યે કહેવા લાગ્યો.

રાવણ કહે છે—હે અધમ વાનર, મારી પાસે નિર્ભયની પેઠે તું કેમ બડબડે છે? તું કોઈ વાંદરાઓની મધ્યે અતિ અધમ અને દુષ્ટ બુદ્ધિવાળો છે. તું જે કહે છે તે તારો રામ કોણ છે? તથા વનમાં રહેનારો તારો સુગ્રીવ કોણ છે? તે કહે. નરમાં અધમ એવા તારા રામને હું સુગ્રીવ સુદ્ધાં હણીશ. હે વાનર, આજ પેહેલાં તને મારીને પછી જાનકીને હણીશ, તે પછી લક્ષ્મણ સહિત રામને હણીશ, તે પછી થોડા વખતમાં વાંદરાઓના રાજા બળવાન સુગ્રીવને વાંદરાઓ સહિત હણીશ. એવાં રાવણનાં વચન સાંભળીને વાયુના પુત્ર હનુમાન મહા કોપાયમાન થઈને તે રાવણને બાળી નાંખશે કે શું? તેવા થઈ નિચે પ્રમાણે કહેવા લાગ્યા. હે અધમ, કરોડો રાવણ થાય તો પણ તે મારા સરખા નથી, કેમકે હું અપાર પરાક્રમવાળો રામનો દાસ છું, એવાં હનુમાનનાં વચન સાંભળીને રાવણે અતિ કોપ કરી એક રાક્ષસને કહ્યું કે આ પડખામાં ઉભા રહેલા વાંદરાને મારી કાપીને તેના શરીરના કટકા કર, અને મારા સર્વે મિત્રો અને બાંધવો તે કપિનો નાશ થાય તે જુઓ.

વિભીષણ કહે છે—હે રાજન્, પર રાજાનો એટલે મોટા રાજેંદ્રનો અથવા શત્રુ એવા રાજાનો વાંદરો પ્રતાપવાળા રાજાઓએ કોઈ પ્રકારે પણ હણવાને યોગ્ય નથી. વળી જો કદિ તે દૂત એવા વાંદરાને હણશો તો જેને ઉદ્દેશીને તમે વધ થવાને માટે તૈયાર છો તે રામને આ વાર્તાનું નિવેદન કોણ કરશે? એ કારણ માટે તમે કંઈ વધ જેવું દુઃખ કરવાને વાસ્તે વિચાર કરો, કે જેથી તે ચિન્હવાળો થઈને રામની પાસે જાય, તેથી કરી સુગ્રીવ સહિત રામ તાકીદીથી અહિં આવશે. તે પછી તેની સાથે તમે યુદ્ધ કરો. એવાં વિભીષણનાં વચન સાંભળીને રાવણે આ વાકય કહ્યું કે ખરૂં જોતાં તો વાંદરાઓને પુછડાંને માટે અતિ માન હોય છે, માટે પ્રયત્ને કરીને વસ્ત્રો વિગેરે એના પુછડાંને વીંટીને પછી અગ્નિથી બાળીએ અને ગામમાં ચોતરફ ફેરવી તેને કાઢી મેલીએ, અને સર્વે વાંદ

રાખો એને પુચ્છ વગરનો જાશે. એવાં રાવણનાં વચન સાંભળીને બળવાન એવા સર્વે અસુરો ગુણપાટ તથા અનેક પ્રકારનાં વસ્ત્રો તેલમાં બોળીને તેને પુછડે વીટીને તેને છેડે જરા અગ્નિ સળગતો કરી, પછી તે મારૂતિને મજબૂત નાડાઓથી બાંધીને તેને ઝાલીને આ ચોર છે એમ કહેતા ચોતરફ તુરી, ભેરી વિગેરે વાજીત્રોના શબ્દો કરતા પછવાડેથી વારંવાર તેને મારવા લાગ્યા. લંકાને બાળવાની ઇચ્છાથી હનુમાને તે સર્વ સહન કર્યું, તે પછી પશ્ચિમ દરવાજાની પાસે જઇ મારૂતિ, નાના થઇને તે બંધનમાંથી નિકળી ગયા અને તરત મોટા પર્વત સરખા આકારવાળા થઈને દરવાજા ઉપર ચડી ગયા, ત્યાં જઇને તેમાંથી એક થાંભલાને કહાડીને તેથી સર્વ રખવાળા એવા રાક્ષસોને માર્યા. પછી બાકી જે કામ કરવાનું રહ્યું છે તેનો વિચાર કરીને તે દરવાજાના મેહેલના અગ્ર ભાગ ઉપરથી ઘરોઘર ઉપર ઠેકી ઠેકીને પોતાના બળતા પુછડાથી અટારિઓ, મેહેલો અને દરવાજા સુધ્ધાં સઘળી લંકાને બાળવા લાગ્યા, ત્યારે મેહેલના ઉપર રહેલા રાક્ષસોની સ્ત્રિયો અને છોકરાંઓ હા તાત! હા પુત્ર! અને હા નાથ! એ રીતે ચારે બાજુએ પોકાર કરવાં લાગ્યાં. તેમાંથી જેઓ અગ્નિમાં પડયાં તે સર્વે તે વખતે અગ્નિની પેઠે દેખાવા લાગ્યાં. એ રીતે એક વિભીષણના ઘરને મૂકીને મારૂતિએ સર્વ નગરને બાળીને ભસ્મ કર્યું. તે પછી વાયુના પુત્ર હનુમાન એકદમ સમુદ્રને વિષે ઠેકીને પડયા અને પોતાના પુછડાને ઠારીને પોતે સ્વસ્થ ચિત્ત થયા. સીતાએ પેહેલાં અગ્નિની પ્રાર્થના કરી હતી તેથી અને અગ્નિ વાયુનો પ્રિય સખા છે તેથી અત્યંત શીતલ થએલા અગ્નિએ હનુમાનના પુછડાંને બાળ્યું નહિ. વળી જેના નામના સ્મરણે કરીને જેઓએ સમસ્ત પાપને ધોએલાં છે એવા પુરૂષો તત્કાળ અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ વિગેરે ત્રણ તાપોને શાંત કરે છે અર્થાત્ જે પ્રભુના સ્મરણના પ્રતાપે કરીને ભક્તોને ત્રિવિધ તાપ પીડા કરી શકતો નથી ત્યારે તેજ સાક્ષાત્ રઘુવરના વિશેષે કરીને પ્રિયદૂત એવા આ હનુમાન્ પ્રાકૃત અર્થાત્ લૌકિક અગ્નિથી કેમ સંતાપને પામે? સારાંશ પામે નહિજ.

यन्नामसंस्मरणधूतसमस्तपापास्तापत्रयानलमपीह तरंति सद्यः ।
तस्यैव किं रघुवरस्य विशिष्टदूतः संतप्यते कथमसौ प्रकृतानलेन ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના સુંદરકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫ મો.

### श्रीमहादेव उवाच.

तत: सीतां नमस्कृत्य हनूमानब्रवीद्वचः ।
आज्ञापयतु मां देवि भवती रामसन्निधिं ॥

શ્રી મહાદેવ કહે છે–તે પછી સીતાને નમસ્કાર કરીને હનુમાન્ આવાં વચન કહેવા લાગ્યા કે, હે દેવિ, મને તમે આજ્ઞા આપો એટલે હું રામની પાસે જાઉં અને ત્યાં જઇને નિવેદન કરૂં એટલે લક્ષ્મણ સહિત શ્રીરામ તમને જોવાને અહીં આવે; એમ કહીને વાયુના પુત્ર હનુમાને ત્રણ વાર જાનકીને પ્રદક્ષિણા તથા પ્રણામ કરીને જવાને તૈયાર થએલા હનુમાન સીતાને આવું વચન કહેવા લાગ્યા. હે દેવી, તમારૂં કલ્યાણ થાઓ તથા તમે કુશળ રહો. હવે તમે થોડા વખતમાં શ્રી રામનાં દર્શન કરશો, કેમકે કરોડો વાંદરાઓને સાથે લઇ લક્ષ્મણ અને સુગ્રીવ સહિત શ્રી રામ થોડા વખતમાં આવશે, માટે હવે હું જાઉં છું. તે સાંભળીને દુઃખથી દુબળાં એવાં જાનકી હનુમાનને કહેવા લાગ્યાં કે હે મારૂતિ, તમને જોવાથી મારૂં સઘળું દુઃખ વિસર્યું છે, હવે તમે જાશો ત્યારે શ્રી રામની વાર્તા વિના હું શી રીતે વર્તીશ? તે સાંભળીને હનુમાન્ કહેવા લાગ્યા કે હે દેવિ, તમારી ગરજી હોય ને જો આવવું હોય તો મારા ખંભા ઉપર બેસો. ક્ષણ માત્રમાં શ્રી રામની સાથે મેળવી આપું. તે સાંભળી સીતા બોલ્યાં કે, હે હનુમન, શ્રી રામ સાગરનું શોષણ કરીને અથવા બાણના સમૂહે કરીને સમુદ્રને બાંધીને વાંદરાઓ સહિત અહીં આવીને જ્યારે રણસંગ્રા-

ભમાં રાવણને હણીને મને તેડી જાય ત્યારે તે શ્રી રામની અખંડ કીર્ત્તિ થાય. માટે હે પવનના પુત્ર, હું કોઇ પણ પ્રકારે મારા પ્રાણને ધારણ કરીશ, તમે સૂખે જાઓ. એ રીતે જ્યારે સીતાએ કહ્યું ત્યારે તે સીતાને પ્રણામ કરીને હનુમાન સમુદ્રને પેહેલે કાંઠે જાવા સારૂ પર્વતની પાસે ગયા. ત્યાં જઇને તે મહાબલવાન હનુમાને પગથી પર્વતને દબાવીને વાયુના સરખા વેગથી આકાશ માર્ગે ઉડયા. તેણે જે પર્વતને દબાવ્યો તે પર્વત પૃથ્વીમાં પેશી ગયો ત્યારે તે પર્વત કે જે ત્રીશ યોજન ઉંચો હતો તે સમગ્ર પૃથ્વી સરખો થઇ ગયો. વળી આકાશ માર્ગે જઇને હનુમાને મોટો શબ્દ કર્યો, તે સાંભળીને સર્વે વાંદરાઓએ જાણ્યું કે મારૂતિ આવ્યા. એ પછી હનુમાનને આવતા જોઇને તે સર્વે વાંદરાઓએ સામો મોટો શબ્દ કરી કહ્યું કે આ શબ્દથી જાણવામાં આવે છે કે સર્વે વાંદરાઓમાં શ્રેષ્ઠ એવા હનુમાન્ કામ કરીને આવ્યા તે જુઓ. એ રીતે સર્વે વીર એવા વાંદરાઓ વાત કરી રહ્યા છે તેટલામાં પવનના પુત્ર હનુમાન્ આકાશમાંથી પર્વતના શિખર ઉપર ઉતરીને સર્વે વાંદરાઓને આ રીતે કહેવા લાગ્યા. હે વીર વાંદરાઓ, મે સીતાને જોયાં, અશોક વાટિકાનાં સર્વે વૃક્ષો ઊખેડી લંકાને બાળી અને રાવણની સાથે વાદ વિવાદ કરીને પાછો પ્રભુ કૃપાથી હું અહીં આવ્યો. માટે આપણે સર્વે વાંદરાઓ હમણાંજ શ્રી રામ અને સુગ્રીવની સમીપે જઈએ. એવાં મારૂતિનાં વચન સાંભળ્યાં ત્યારે સર્વે વાંદરાઓ તેને હર્ષથી હૃદયમાં ચાંપવા લાગ્યા, કેટલાક તો પ્રેમથી તેને ચુંબન કરવા લાગ્યા અને કેટલાક ઉત્સાહથી ઊંચું પુછડું કરી નાચવા લાગ્યા. એ રીતે સર્વે આનંદ યુક્ત થઇને હનુમાન્‌ની સાથે પ્રવર્ષણ પર્વત તરફ ચાલવા લાગ્યા. માર્ગે જાતાં સર્વે વીરોએ મધુ નામનું વન જોયું, કે જે વનની રક્ષા નિરંતર સુગ્રીવ કરાવે છે. તે વનને જોયું ત્યારે સર્વે વાંદરાઓ અંગદને કહેવા લાગ્યા કે હે વીર, હે મહામતિ, અમે ભૂખ્યા થયા છીએ માટે આજ્ઞા આપો, તો આ ફળોને અમે ભક્ષણ કરીએ અને અમૃત સરખાં મીઠાં એવાં મધુનું પાન કરીએ. તે પછી સંતોષ પામેલા આપણે સર્વે આજ લક્ષ્મણ સહિત રામનાં દર્શન કરવાને જઇએ.

અંગદ કહે છે—વાનરોમાં શ્રેષ્ઠ હનુમાન્ કાર્યની સિદ્ધિ કરી આવ્યા છે તેથી તમે પ્રસન્ન થઇને ફળ અને કંદ મૂળનું ભક્ષણ કરો તથા તે મધુને સુખે પીઓ. એવાં અંગદનાં વચન સાંભળીને સર્વે વાંદરાઓ સુગ્રીવના મામા દધિવક્ત્રે મોકલેલા રખવાળાઓનો અનાદર કરીને એકદમ મધુનું પાન કરવા માંડયા. એ રીતે મધુને પીતા એવા વાંદરાઓને વનના રખવાળા વાંદરાઓ મારવા લાગ્યા ત્યારે તેઓને અંગદના મોકલેલા વાંદરાઓ મુઠીઓથી અને પગની પાટુઓથી ચૂર્ણ કરીને મધુનું પાન કરવા લાગ્યા. સુગ્રીવનો મામો દધિવક્ત્ર ક્રોધાયમાન થઇને વાંદરાઓના રાજા સુગ્રીવ જ્યાં શ્રીરામની પાસે રહ્યા છે ત્યાં સર્વે રખવાળાઓની સાથે જઇ કહેવા લાગ્યો કે, હે રાજન્, રાજકુમાર અંગદ અને હનુમાને તમારા સર્વ મધુવનનો નાશ કર્યો. એવું દધિ મુખનું કહેવું સાંભળીને મનમાં હર્ષ પામેલા સુગ્રીવ કહેવા લાગ્યા કે પવનના પુત્ર હનુમાન સીતાની સંભાળ લઇને ખરેખર આવ્યા એમાં સંદેહ નથી, નહીંતો મારા મધુવનને કોઇ પણ જોઇ શકે નહીં. વળી તેમાં પણ વાયુના પુત્રે કાર્ય સિદ્ધ કર્યું જણાય છે એમાં શક નથી.

રામ કહેછે—હે રાજન, સીતાની કથાવાળાં વચનોને તમે શું કહો છો? તે સાંભળી સુગ્રીવે વાકય કહ્યું કે, હે દેવ પૃથ્વીનાં પુત્રી એવાં સીતા જોવામાં આવ્યાં. કેમકે હનુમાન્ વિગેરે સર્વે વાંદરાઓ મધુવનમાં પેશીને સર્વ મધુવનનાં ફળોનું ભક્ષણ કરે છે અને વનના રખવાળાઓને મારે છે. માટે હે દેવ, કાર્ય કર્યા વગર તથા દેવીનાં દર્શન કર્યા શિવાય મારા મધુવનને જોઈ શકે નહીં. તેથી નિશ્ચય થાય છે કે હનુમાન્ અવશ્ય સીતાને જોઇને કુશળ ખબર લાવ્યા હશે, એમ કહીને સુગ્રીવે વનના રક્ષકોને કહ્યું કે, હે રખવાળાઓ, તમે ભય રાખો નહીં. ત્યાં જઇને તમે મારી આજ્ઞાથી અંગદ વિગેરે વાંદરાઓને કહીને અહીં મારી પાસે લાવો. એવાં સુગ્રીવનાં વચન સાંભળીને તેઓ, વાયુ વેગથી ત્યાં જઇને હનુમાન્ વિગેરે વાંદરાઓને કહેવા લાગ્યા. હે વાંદરાઓ, તમને સ્વામિનો હુકમ છે માટે ત્યાં જાઓ. રામ લક્ષ્મણ સહિત સુગ્રીવ તમને જોવાને ઇચ્છે છે? તે સાંભળી અાત હર્ષ પામેલા, મહા બળવાન એવા શ્રેષ્ઠ વાનરો બહુ સારૂં

એમ કહી, હનુમાન્ તથા અંગદને આગળ કરી, આકાશ માર્ગે ઉડી, એકદમ રામ અને સુગ્રીવની આગળ આવી, પૃથ્વી ઉપર પડીને પ્રણામ કરવા લાગ્યા. તે પછી રામને તથા સુગ્રીવને સાષ્ટાંગ દંડવત્ કરી, હનુમાન્ કહેવા લાગ્યા કે, હે રામ, મેં સીતાને કુશળ જોયાં. હે રાજેંદ્ર, અશોક વનની મધ્યે શિંશપાના મૂળ પાસે બેઠેલાં શોક યુક્ત સીતાએ કુશળ કહ્યું છે; હે પ્રભુ, રાક્ષસીઓથી વિંટાએલાં, નિરાહાર રહેલાં, અતિ દુબળાં થએલાં તથા હા રામ, હા રામ, એ રીતે શોક કરતાં એવાં અને જેનાં વસ્ત્રો મેલાં થઇ ગયાં છે તથા જેની વેણી એ કલટ થઇ જાતાં જટા જેવી થઇ ગઇછે એવાં સીતાને મેં જોયાં. તે કલ્યાણીને વૃક્ષની શાખામાં નહાના રૂપથી સંતાઇ, ધીમેથી તમારી જન્મથી આરંભીને દંડક વનમાં આવ્યા તથા તમે ન હતા ત્યારે રાવણે જાનકીનું હરણ કર્યું તે, તેમજ આપે સીતાનો શોધ કરતાં સુગ્રીવની સાથે મિત્રતાઇ કરી તે, તમે વાળિને માર્યો તે, અને જાનકીને ગોતવાને માટે સુગ્રીવે વાંદરાઓને મોકલ્યા, મહા બળવાળા, . મહા ધૈર્યવાળા તથા ઈશ્વર પ્રતાપથી પ્રકાશ કરનારાઓ તે સર્વે વાંદરાઓ સર્વ ઠેકાણે ગયા છે, તેમાંનો હું એક અહીં તમારી પાસે આવ્યો છું. હે દેવિ, હું સુગ્રીવનો મંત્રી અને શ્રી રામનો દાસ છું, આજ મને શ્રી જાનકીનાં દર્શન થયાં તેથી મારો પ્રયત્ન સફળ થયો. એ રીતે મારાં કહેલાં સર્વ વચનોને સાંભળીને પ્રફુલ્લિત નેત્રવાળાં સીતા કહેવા લાગ્યાં કે, મારા કાનને અમૃત સરખું શુભ શ્રી રામનાં નામના અક્ષરવાળાં વચનો મને કેણે કહી સંભળાવ્યાં? જો તે કહેનાર મનુષ્યનું કહેવું સર્વ સત્ય હોય તો તે મને દર્શન આપો. એવું સીતાનું વાકય સાંભળી, હું નાહાના વાંદરાનું રૂપ લઇ, સીતાની પાસે જઇ, તેને પ્રણામ કરી, હાથ જોડી, દૂર ઉભો રહ્યો. ત્યારે હે પ્રભુ! મને સીતાએ પૂછયું કે તમે કોણ છો? કયાંથી આવ્યા છો? ત્યારે કામ ક્રોધાદિ શત્રુઓને દમન કરનાર હે રામ! મે સર્વ આપનું વૃત્તાંત ક્રમથી કહી સંભળાવ્યું અને ત્યાર પછી મેં સીતાને તમારી આપેલી વીંટી આપી તેથી અતિ વિશ્વાસ પામેલાં સીતાએ મને આવાં વચન કહ્યાં. જે હે હનુમન્, જેવી રીતે નિરંતર મને

રાક્ષસીઓના તીરસ્કારોથી પીડાએલી તમે દીઠી છે, તે સર્વ શ્રી રામને કહેજો. તે સાંભળીને મેં તેમને કહ્યું કે હે દેવિ! શ્રી રામ પણ તમારે માટે અતિ ચિંતા યુક્ત છે અને તમારી કુશળ વાર્તાના ખબર ન મળવાથી હમેશાં અતિ શોકયુક્ત રહે છે, માટે હે જાનકિ, હમણાંજ હું ત્યાં જઇને તમારા કુશળ ખબર શ્રી રામને કહું છું. વળી સીતાને મેં કહ્યું કે, હે જાનકી, તમારા ખુશી ખબર સાંભળીને લક્ષ્મણ, સુગ્રીવ અને વાંદરાઓના સેનાપતિઓને સાથે લઇને શ્રી રામ તમારી પાસે આવશે અને કુળ સહિત રાવણને હણી તમને અયોધ્યા પુરીમાં લઇ જાશે. માટે હે દેવી, જે રીતે શ્રી રામનો મારા ઉપર વિશેષ વિશ્વાસ આવે એવી ઓળખાણની નિશાની મને આપો, એમ મેં કહ્યું ત્યારે તેણે પોતાના કેશ પાશમાં રહેલો મણિ અર્થાત્ વેંણી ગુંથવાનો ચાંદો આપીને પછી પૂર્વે ચિત્રકૂટ પર્વતને વિષે જે કાગડાનું વૃત્તાંત થયું હતું તે સર્વ મને કહી દેખાડયું. જેની આંખમાં આંસુ આવ્યાં હતાં તેવાં સીતાએ મને કહ્યું કે હે મારૂતિ, મારા કુશળ ખબર શ્રી રામને કહેજો, તથા પૂર્વે મેં જે અજ્ઞાનથી રઘુકુલને આનંદ આપનારા લક્ષ્મણને દુષ્ટ વચન કહ્યાં છે તેની ક્ષમા કરજો. જે રીતે શ્રીરામ મને આ ઘોર દુઃખથી તારે તેવી રીતે કૃપાથી કરજો. એ રીતે મોટા દુઃખથી વિંટાએલાં રોતાં એવાં સીતાએ મને કહ્યું ત્યારે હે રામ! મેં તમારાં સર્વ વૃત્તાંતને કહી સંભળાવ્યું. તે પછી સીતાએ મને તમારા કુશળ ખબર આપીને વિદાય કર્યો, ત્યારે હું તમારી પાસે આવવા તૈયાર થયો, તે સમયે રાવણને અતિ પ્રિય એવી અશોક વાટિકાને ઉપાડી નાંખી, તેમાં આવેલા ઘણા રાક્ષસોનો મેં ક્ષણ માત્રમાં સંહાર કર્યો. તે પછી રાવણના પુત્ર અક્ષય કુમારને મારીને મેં રાવણની સાથે વાદ વિવાદ કર્યો. તે પછી ક્ષણવારમાં સઘળી લંકા નગરીને બાળીને આપના પ્રતાપ બળથી હું અહીં આવ્યો. એવાં હનુમાન્નાં વચન સાંભળીને શ્રીરામ અત્યંત હર્ષ પામી કહેવા લાગ્યા કે, હે હનુમાન્! દેવતાઓથી પણ ન થઇ શકે તેવું કાર્ય તમે કર્યું છે, માટે મારા મોટા ઉપકારને કરનાર એવા તમે તેનો હું શો ઉપકાર કરૂં? એવું કાંઇ જોવામાં આવતું નથી.

માટે હે મારુતિ, મારૂં સર્વસ્વ હું તમને અર્પણ કરૂં છું, એમ કહી વાંદરાઓમાં ઉત્તમ એવા હનુમાનને જેની આંખ્યોમાં હર્ષનાં આંસુ આવી ગયાં છે એવા શ્રીરામે અતિ પ્રેમથી આલિંગન કરીને પ્રસન્ન થઈ ભક્તવત્સલ શ્રીરામ હનુમાનને આવાં વચન કહેવા લાગ્યા કે, હે હનુમન્, આ લોકને વિષે પરમાત્મા એવો હું તેની સાથે મળવું અતિ દુર્લભ છે, માટે હે શ્રેષ્ઠ વાનર ! મારા તમે અતિ પ્રિય ભક્ત છો. હે પાર્વતિ! એ રીતે તુલસીપત્ર વિગેરેથી જેના ચરણ યુગલનું પૂજન કરીને કેટલાએક મનુષ્યો અતુલ એવી વિષ્ણુની પદવીને પ્રાપ્ત થાય છે તેજ શ્રીરામે જેની મૂર્તિનું આલિંગન કર્યું છે એવા વાયુના પુત્ર હનુમાન કે જેણે પુણ્યનો પુંજ કર્યો છે એ કૃતાર્થ થાય તેમાં શું આશ્ચર્ય.

यत्पादपद्मयुगलं तुलसीदलौघैः संपूज्य विष्णुपदवीमतुलां प्रयांति ।
तेनैव किं पुनरसौ पारब्धमूर्ती रामेण वायुतनयः कृतपुण्यपुंजः ॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના સુંદરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**



श्री

# અધ્યાત્મરામાયણ.

## युद्धकांडः प्रारंभः

### સર્ગ ૧ લો.

**श्रीमहादेव उवाच.**

यथावद्भाषितं वाक्यं श्रुत्वा रामो हनुमतः।
उवाचानंतरं वाक्यं हर्षेण महतावृतः॥

શ્રી મહાદેવ કહે છે—હે પાર્વતિ, શ્રી રામચંદ્ર હનુમાનનું યથાવત્ (જેવું બન્યું હતું તેવું) કહેલું વાક્ય સાંભળી અત્યંત પ્રસન્ન થયા પછી બોલ્યા—સ્વર્ગમાં દેવતાઓથી પણ ન બની શકે તેવું અને ભૂમિ ઉપરં રહેનારા મનુષ્ય પણ મનન કરી શકે નહિ એવું કાર્ય હનુમાને કર્યું છે. કારણ કે સો જોજન (ચારસે ગાઉ)નો સમુદ્ર કોણ તરી શકે? તેમ જેની રાક્ષસો રક્ષા કરે છે એવી લંકાં પુરીને બાળવા રૂપ તિરસ્કાર પણ કોણ કરી શકે? હનુમાને સેવકનો ધર્મ સારી રીતે બજાવ્યો છે. સુગ્રીવનો બીજો કોઇ આવો સેવક થયો નથી, તેમ થાશે પણ નહિ. આજ જાનકીની ખોળ કરી મને, રઘુવંશને, લક્ષ્મણને અને સુગ્રીવને જીવતા રાખ્યા. હનુમાને જાનકીને ખોળી કાઢયાં છે. તેણે આ કાર્ય તો ઘણી સારી રીતે બજાવ્યું, પરંતુ મઘરમચ્છ અને માછલાંથી ભરપૂર આ મહાસાગરને જોઇ, મારું મન કલેશ પામે છે, કારણ કે શો યોજનમાં વિસ્તારવાળો સમુદ્ર કેમ તરી શકાશે! અને તે જ્યાં સુધી નહિ તરી

શકાય ત્યાં સુધી શત્રુનો નાશ પણ નહિ કરી શકીએ. શત્રુનો નાશ થયા વગર જાનકીનાં દર્શન થાવાં પણ મુસ્કેલ છે. આવાં ચિન્તાવાળાં શ્રી રામચંદ્રનાં વચન સાંભળી સુગ્રીવ બોલ્યા.

સુગ્રીવ કહે છે—હે રામચંદ્ર, મોટા મઘરમચ્છ અને માછલાંથી ભરપૂર એવો સાગર તરીને લંકાનો નાશ કરીશું તથા રાવણને પણ હમણાં મારશું, તમે ચિંતા કરો મા. કારણ કે चिंता कार्यविनाशिनी "ચિન્તા કાર્યનો નાશ કરનારી છે." આ મહા બળવાન્ શૂરવીર મોટા વાનરો તમારૂં પ્રિય કરનારા છે અને તમારા પ્રિય માટે અગ્નિમાં પડવું હોય તો પણ તે તૈયાર છે, માટે આપ પ્રથમ સમુદ્ર તરવાની ઇચ્છા કરો. આપણે સમુદ્ર તરીને લંકામાં ગયા કે રાવણનો નાશ થયો આમ મારો નિશ્ચય છે. હે રાઘવ, ત્રણ લોકમાં આપની સન્મુખ રણસંગ્રામમાં ધનુષ લઇને ઉભો રહે એવો હું તો કોઇને દેખતો નથી. હે રામ, આપણો સર્વથા જય થાશે, એમાં જરા પણ સંશય નથી. કારણ કે તેનાં મંગલ સૂચક શુકન મારા જોવામાં આવે છે. ઉપર પ્રમાણે ભક્તવીર સુગ્રીવનાં ભક્તિ અને શૂરવીરતાથી ભરેલાં વચનો સાંભળી શ્રી રામચંદ્ર તે વચનોને આદર આપી, પોતાની સન્મુખ ઉભેલા હનુમાનને કહેવા લાગ્યા.

શ્રી રામચંદ્ર કહે છે—હે હનુમન્, આપણે હર કોઇ ઉપાયથી જેમ કે સમુદ્ર શોષણથી અથવા તો સમુદ્ર ઉપર પાજ બાંધીને મહા સમુદ્ર તરવો જોઈએ, પણ દેવ અને દાનવ જયાં જઈ શકતા નથી તેમ ત્યાં કોઇ યુદ્ધ પણ કરી શકતું નથી. આવી રીતની જે લંકાપુરી તેનું મારી પાસે વર્ણન કરી જા, એટલે તેને બરોબર જાણી, તે પુરીનો કેમ નાશ કરવો તે વિષે ઉપાયો લઉં. આવી રીતનું રામચંદ્રનું વચન સાંભળી હનુમાન્ પોતાના બે હાથ જોડીને વિનયથી બોલ્યા.

હનુમાન્ કહે છે—મહારાજ, લંકાપુરી ત્રિકૂટ પર્વત ઉપર આવેલી છે, તેનો કિલ્લો સોનાનો છે, શેહેરમાં હવેલીઓ સુવર્ણની છે, શેહેરની આસપાસ નિર્મળ પાણીથી ભરેલી ખાઇઓ છે, નાના પ્રકારનાં ઉપવન તથા સુંદર વાવો છે, મણિના સ્તંભવડે વિચિત્ર શોભાવાળાં મોટાં ઘરો છે, તે શેહેરને ચાર દરવાજા છે, તેમાં પશ્ચિમ

દિશામાં આવેલા દરવાજામાં હાથી ઉપર બેઠેલા હજારો યોદ્ધાઓ રક્ષા કરવા માટે ઉભા છે, ઉત્તર તરફના દરવાજામાં ઘોડેસ્વારો અને પાયદળ એક અબજ રહે છે, પૂર્વ દિશાના દરવાજામાં પણ તેટલાજ રાક્ષસો ચોકી માટે ઉભા રહે છે અને દક્ષિણ દરવાજામાં શૂરા રાક્ષસો ઉભા રહે છે. હે મહારાજ, તેમ લંકાના રક્ષણ માટે તે શેહેરના મધ્ય ભાગમાં નાના પ્રકારની શસ્ત્ર વિદ્યામાં કુશળ, હાથી, ઘોડા અને રથ ઉપર બેસનારા તથા અસંખ્ય પાયદળ ઉભાં રહે છે તેમ તોપો પણ અસંખ્યં છે. લંકામાં એવા માર્ગો છે કે તે માર્ગેથી બીજો કોઇ પણ આવી શકે નહિ. આવી રીતની લંકા છે, તેમાં મેં જે કર્યું છે તે આપને કહી બતાવું છું. લંકાપુરીમાં રાવણની સેનાનો ચતુર્થાંશ મેં મારી નાંખ્યો છે હે રઘુત્તમ, લંકાપુરીને બાળી રાવણના સોનાના મહેલને પાડી નાંખી, તોપો સમુદ્રમાં નાંખી દીધી. કીલ્લાઓ પાડી, ન આવી શકાય તેવા કઠિન માર્ગોને પૂરી દીધા, પરંતુ આ જે લંકાને બાળી તે આપના દર્શન પ્રતાપથી-જ બાળી છે. આપ તૈયારી કરો એટલે મહાશૂર વાનરોને ચોમેર-થી સાથે લઇ, સમુદ્રના કિનારા ઉપર જઇએ.

રામચંદ્ર બોલ્યા—હે હનુમન્, તું સુગ્રીવની સઘળી સેનાને જવા માટે તૈયારી કરાવ, કારણ કે હમણાં વિજય નામનું મુહૂર્ત છે, આ મુહૂર્તમાં હું જો ચાલીશ તો અસુરથી ભરપૂર, ન જઇ શકાય એવી કિલ્લાવાળી લંકાપુરીનો અને રાવણનો નાશ કરી, સીતાને પાછી આણીશ. મારી જમણી આંખ નિચેના ભાગમાં ફરકે છે, માટે આ ચોઘડીઆમાંજ વાનરાઓની સેના ચાલવા માંડો અને જે સેનાપતિઓ હોય તેણે સેનાની આગળ પાછળ બન્ને તરફનાં પડખા ઉપર રક્ષા કરવી. હું હનુમાન ઉપર ચડીને હમણાં આવું છું, લક્ષ્મણ અંગદ ઉપર ચડીને જાઓ અને સુગ્રીવ મારી સાથે આવો. આવી રીતે વાનરોને આજ્ઞા કરી, રામચંદ્ર, લક્ષ્મણ અને સુગ્રીવ સહિત સેનાની મધ્યમાં ચાલ્યા. મોટા હાથી જેવા, ઇચ્છા પ્રમાણે રૂપ લેનારા સઘળા વાનરો યુદ્ધમાં જવાના ઉત્સાહથી ઉતાવળા ચાલતા, ગર્જના કરતા, ફળ અને મધનો આહાર કરતા, અમે હમણાં રાવણનો નાશ કરીશું, આમ રામચંદ્ર

પાસે બોલતા, અતુલ પરાક્રમી વાનરો દક્ષિણ દિશા તરફ ચાલવા માંડયા. આ વાનરના મંડળમાં રઘુકુલના ભૂષણ રૂપ રામ અને લક્ષ્મણ આકાશમાં નક્ષત્ર મંડળમાં જેમ ચંદ્ર અને સૂર્ય શોભે છે, તેમ શોભતા હતા. સેનાથી પૃથ્વી આખી ઢંકાઇ ગઇ હતી અને અસંખ્યાત વાનરો ભૂમિ ઉપર પુછડાં પછાડતા, હાથમાં લડાઇને માટે ઝાડને લેતા, વાયુના વેગથી પહાડ ઉપર ચડતા ચડતા ચાલવા માંડયા. રામચંદ્રની રક્ષા નિચે તે સેના રાત્રિ દિવસ ચાલવા માંડી. ક્ષણ વાર પણ કયાંઇ રોકાતી નહિ. મલયાચલ પર્વતમાં અને સહ્ય પર્વતમાં આવેલાં વિચિત્ર વનને જોતી જોતી, સહ્ય અને મલય પર્વતને ઓલંધી, ક્રમ પ્રમાણે વાનર સેના અને રામચંદ્ર સમુદ્રના કિનારા પર આવ્યા. પછી રામચંદ્ર નિચે ઉતરી, જલની પાસે જઈ કહેવા લાગ્યા કે આપણે આ મઘરમચ્છના આશ્રય રૂપ સાગરની પાસે પહોંચ્યા છીએ, પરંતુ હે વાનર, આપણે ઉપાય કર્યા વગર આ સમુદ્ર તરી શકીશું નહિ, માટે અહીંજ સેનાનો પડાવ કરી, સમુદ્ર તરવા વિષે આપણે વિચાર કરીએ. શ્રીરામચંદ્રજીનું આવું વચન સાંભળી સુગ્રીવે મોટા વાનરોના હાથ નિચે રહેલી વાનરની સેનાને સમુદ્રના કિનારા ઉપર પડાવ નાંખવા માટે કહ્યું. હે વાનરો, ભયંકર, મહા ઉંચા ઉછળતા મોઝાવાળા, મોટા મઘર મચ્છથી ભયંકર, છેડા વગરના, આકાશ જેવા રંગના, સમુદ્રને જોઇ ખેદ કરવા માંડયા કે આ જલથી ભરેલા સમુદ્રને કેમ તરી શકશું? રાક્ષસમાં અધમ રાવણ આજજ મારવા લાયક છે. આવી ચિંતામાં આકુળ થઇને સઘળા વાનરો રામની પાસે જઇને બેઠા. કાર્ય માટે મનુષ્યમાં અવતરેલા રામચંદ્ર સીતાનું સ્મરણ કરી, મહા દુઃખમાં લીન થઈ, વારંવાર તેનો વિલાપ કરવા લાગ્યા, પરંતુ વસ્તુતઃ જોતાં તેને કંઇ પણ નથી, કારણ કે તે તો એક છે. શ્રુતિમાં કહ્યુ છે કે द्वितीयाद्धि भयं भवति બીજાથી ભય થાય છે, પણ રામ પોતે એકજ છે અને જ્ઞાનસ્વરૂપ એવા રામનું સ્વરૂપ જે મનુષ્ય तत्त्वमसि (આ શ્રુતિમાં तत् પદ ઈશ્વર વાચક છે, त्व પદ જીવ વાચક છે અને असि પદ વિદ્યમાનપણું બતાવે છે અર્થાત્ જીવને કહે છે કે તું પરમાત્માનું સ્વરૂપ છો.) આદિ શ્રુતિઓથી જે અંતઃકરણમાં બીરાજમાન રામનું

સ્વરૂપ જાણે છે, તેને પણ દુઃખ આદિ સ્પર્શી કરી શકતાં નથી, ત્યારે જે આનંદ મૂર્તિ અને અવ્યય (નાશ રહિત) હોય તેને દુઃખ, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ અને મદ આદિ ક્યાંથીજ સ્પર્શી કરે ? ઉપરનાં દુઃખ આદિ અજ્ઞાનથી પેદા થાય છે, તે પરમાત્મામાં કેમ સંભવે ? જે દેહાભિમાની હોય છે તેને દુઃખ થવાનો સંભવ છે, પરંતુ દેહ રહિત પરમાત્માને કશું દુઃખ નથી. જ્યારે સુષુપ્તિ અવસ્થા હોય છે ત્યારે દ્વૈતભાવ ટળી જાય છે અને અદ્વૈત ભાન થયું કે કેવળ સુખનો અનુભવ થાય છે. કારણ કે તે અવસ્થામાં બુધ્ધિનો ભય થાય છે, તેથી શુદ્ધ આત્માને દુઃખ આદિ થતું નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સર્વ દુઃખો બુધ્ધિથીજ પેદા થાય છે, કારણ કે બુધ્ધિનો સંકલ્પ વિકલ્પ કરવો એ ધર્મ છે, માટે આમાં જરા સંશય નહિ; પરંતુ રામ પરમાત્મા છે, પુરૂષ છે, પુરાણ (અનાદિ કાળના) છે, નિરંતર નાશ રહિત છે, નિત્ય સુખમય અને ચેષ્ટા રહિત એટલે ઇચ્છા આદિથી રહિત છે, તથાપિ માયાના ગુણમાં લીન થએલા અજ્ઞાની જીવ, માયાના ગુણમાં લીન થઇને રહેલા રામને સુખી જેવા અને દુઃખી જેવા માને છે, પરંતુ રામ પોતે નિર્લેપ અને નિરાબાધ છે.

रामः परात्मा पुरुषः पुराणो नित्योदितो नित्यसुखो निरीहः
तथापि मायागुणसंगतोसौ सुखीव दुखीव विभाव्यतेऽबुधैः॥

---

# સર્ગ ૨ જો.

## श्रीमहादेव उवाच.

लंकायां रावणो दृष्ट्वा कृतं कर्म हनूमता।
दुष्करं दैवतैर्वापि ह्रिया किंचिदवाङ्मुखः॥

શ્રી મહાદેવ કહે છે—અહીં લંકામાં દેવતાઓ પણ ન કરી શકે તેવું હનુમાને કરેલું દાહરૂપી કાર્ય જોઇ, રાવણે શરમાઇ, જરા નિચું મુખ કરી, કાર્યભારીઓને બોલાવીને કહ્યું.

રાવણ કહે છે—અરે! હનુમાને કર્મ કર્યું તે તમે દીઠું? આ પુરીમાં કોઇ આવી શકે તેમ નથી, તેમાં આવી, કોઈ ન જાણે તેવા સ્થાનમાં રહેલાં સીતાને મળી, શૂરવીર રાક્ષસોને અને મંદોદરીના પુત્ર અક્ષયને મારી, આખી લંકામાં આગ લગાડી, તમને સઘળાને છેતરી, સમુદ્રને તરી, વગર અડચણે આનંદમાં પાછો ચાલ્યો ગયો. તમે ન્યાય શાસ્ત્રમાં નિપુણ છો, માટે જે કરવાથી મારૂં કલ્યાણ થાય એવું હવે મારે શું કરવું? તે પ્રયત્નથી વિચારો. રાવણનુ વચન સાંભળી રાક્ષસોએ ઉત્તર આપ્યો કે હે મહારાજ, તમે રણસંગ્રામમાં ઇન્દ્ર આદિ લોક જીતી લીધા છે, તો હવે રામમાં દેવતાની શંકા શા માટે રાખો છો? તમારા પુત્રે ઇંદ્રને જીતી, શેહેરમાં બંધીખાને નાંખ્યો છે અને તમે કુબેરને જીતી તેનું પુષ્પક વિમાન ભોગવો છો. તમે યમને પણ જીતી લીધો છે, માટે હવે તમને કાલના દંડનો પણ ભય નથી, ત્યારે મનુષ્યનો ભય શા માટે રાખો છો? વરૂણ દેવને હુંકારો કરીનેજ માત્ર જીતી લીધો છે. આ સઘળા રાક્ષસો તમારે આધીન છે. મય નામનો મહા અસુર પણ તમારી બીકથી પોતાની પુત્રી તમને આપી હમણાં સુધી તમારે આધીન છે, ત્યારે બીજા અસુર આધીન હોય તેમાં શી મોટી વાત? પરંતુ હનુમાનનું જે અપમાન કરવું, તે ઉલટું આપણું અપમાન કર્તા થઈ પડે છે, તે વાનર છે તે ઉપર આપણે બળ બતાવીએ તેથી આપણને શું ફાયદો? આવા વિચારથી અમે તેનું અપમાન કર્યું નથી, કારણ કે તે કોણ માત્ર અને શું કરશે? આમ ધારી તેને જવા દીધો. આવા અમારા પ્રમાદમાં અમને હનુમાન છેતરી ગયો. અમે સઘળા આમ જાણતા હોઇએ તો તેને જીવતો કેમ જાવા દઇએ. માટે હવે આખા જગતને વાનર વગરનું અને મનુષ્ય વગરનું કરવાનો હુકમ આપો એટલે અમે સર્વે જઇએ અથવા તો એક એકને નીમો. આ સઘળું સાંભળી રાક્ષસના રાજા રાવણને કુંભકર્ણે કહ્યું.

કુંભકર્ણ કહે છે—હે રાવણ, તેં જે કર્મ આરંભ્યું છે, તે કેવળ તારા પોતાના નાશ માટે આરંભેલું છે. જ્યાં સુધી મહાનુભાવ રામચંદ્રની નજરે તું પડયો નથી ત્યાં સુધી તારાં ભાગ્ય સમજ;

પરંતુ જ્યારે તેની નજરે પડીશ ત્યારે તું જીવતો પાછો નહીં આવ. રામ કંઈ મનુષ્ય નથી, પણ સાક્ષાત્ નારાયણ એવા નાશ રહિત દેવ છે અને રામની સ્ત્રી ભગવતી, યશસ્વિની, અને મનોહર છે કટિભાગ જેનો એવી સીતાને તેં અહીં આણી છે તે કેવળ રાક્ષસ કુળનો ક્ષય કરવા માટે આણી છે. માછલું ઝેરના પિંડને ગળ્યા પછી જેમ પશ્ચાત્તાપ પામે છે, તેમ તમે પણ જાનકીને આણી છે, પણ શું થાશે તે વિષે પશ્ચાત્તાપ હવે કરશો. આ કર્મ તેં જાણીને કર્યું નથી. અજાણ્યાં થયું છે. માટે તારા સઘળા કાર્યમાં હું પરાક્રમ કરી બતાવીશ. હે મહારાજ, આપ ચિંતા કરો મા.

ઇંદ્રજીત બોલ્યો—મહારાજ, મને રજા આપો તો લક્ષ્મણ સહિત રામને, સુગ્રીવને અને બીજા વાનરોને મારી આપની પાસે પાછો આવું. આમ વાત કરે છે એવામાં ભગવદ્‌ભક્તમાં મુખ્ય, બુદ્ધિશાળીમાં શ્રેષ્ઠ, શ્રીરામચંદ્રના ચરણમાં એક તાન છે જેને એવા વિભીષણ ત્યાં આવી, રાવણને પ્રણામ કરી, તેની પાસે બેસી, ઘણા આશ્ચર્યથી અતિ મદોન્મત્ત કુંભકર્ણ, ઇંદ્રજીત અને બીજા દૈત્યોને તથા કામાતુર રાવણને જોઇ શાંત એવા શુદ્ધ બુદ્ધિ વિભીષણે રાવણને કહ્યું.

વિભીષણ કહે છે—હે રાજન્, લડાઈમાં રામચંદ્રની સન્મુખ કુંભકર્ણ અને ઇંદ્રજીત ઉભી શકશે નહિ, તેમ મહાપાર્શ્વ, મહોદર તથા મોટી કાયાના નિકુંભ અને કુંભ પણ ઉભી શકશે નહિ. હે રાજન્, તુંને સીતા રૂપ ગ્રહ ગળી ગયો છે, તેમાંથી તારો છુટકો કદી થનાર નથી, માટે રત્ન આદિથી સીતાનો સત્કાર કરી, મનોહર એવા રામચંદ્રને પાછાં સોંપી સુખી થા. જ્યાં સુધી રામનાં સજેલાં તીક્ષ્ણ બાણ આ લંકામાં ચોતરફ વ્યાપી રાક્ષસોનાં માથાં કાપતાં નથી, ત્યાં સુધી રામને જાનકી પાછી આપવા તું સમર્થ છો. જ્યાં સુધી પર્વત જેવા મહા બળવાન્, સિંહ જેવા નખ તથા ડાઢથી યુદ્ધ કરનારા, વાનરો લંકામાં આવી, લંકાનો નાશ ન કરે, તેટલામાં ઝટ રામચંદ્રને સીતા સોંપી દે. દેવતાઓ અને શંકર તારી રક્ષા કરશે, તો પણ રામ તુંને જીવતો નહિ જવા દે. ઇંદ્રની પાસે જઇશ, પાતાળ લોકમાં જઈશ, કે મૃત્યુ લોકમાં જઇશ, તો પણ રામ તુંને છોડશે

નહિ. આવું પ્રિય, હિત કરનારૂં, પવિત્ર વિભીષણનું વચન સાંભળી, મરવાને તૈયાર થએલો જેમ ઓષધનો અનાદર કરે, તેમ ખળ રાવણ તે વચનનો અનાદર કરી કાળે પ્રેર્યો હોય તેમ વિભીષણને કહેવા માંડયો.

રાવણ કહે છે-મારા આપેલા ભોગ ભોગવી, આ તારૂં શરીર પુષ્ટ થયું છે અને મારી પાસે રહે છે, તો પણ મારૂં હિત કરનારનું ભુંડું કરે છે. આ ઉપરથી મિત્રતા બતાવી, મારો શત્રુ થયો, એમાં જરા સંશય નહિ. આ અનાર્ય અને કૃતઘ્ની સાથે મારે સંબંધ રાખવો એ ઉચિત નથી; નિરંતર નાતીલાઓ નાતનો ક્ષય કરવાની ઇચ્છા કરે છે. જો કોઇ બીજો રાક્ષસ આવી રીતનું વચન બોલ્યો હોય, તો તેને તે ક્ષણે મારી નાંખું. તું રાક્ષસ કુલમાં અધમ છે. તુંને ધિઃકાર છે. ઉપર પ્રમાણે રાવણે ધિઃકારનાં વચનો કહ્યાં, તે સાંભળી હાથમાં છે ગદા જેના એવા મહા બળશાળી વિભીષણે ચાર મંત્રિ સહિત સભામાંથી ઉઠી જઈ, આકાશમાં રહી, મહા કોપ કરીને દશ મસ્તકવાળા રાવણને કહ્યું.

વિભીષણ કહે છે-તું મારો ધિઃકાર કરીશ તો પણ મોટા ભાઈ પિતા તુલ્ય એમ માની, તારો નાશ ન થાય અને જેમ સારૂં થાય તેમ મેં ઉપદેશ કર્યો. દશરથના ઘરમાં કાળ, રામ રૂપે અવતરેલા છે અને કાલી, જનકની પુત્રી રૂપે અવતરેલી છે. તે બન્નેનો ભૂમિ ઉપર અવતાર ભૂમિનો ભાર ઉતારવા માટે થએલો છે, તે કાળ પુરૂષની પ્રેરણાથી તું મારા હિતનાં વચનો સાંભળતો નથી. શ્રીરામ માયાના દ્રષ્ટા છે. કોઇ શંકા કરે કે જ્યારે માયાના દ્રષ્ટા હોય ત્યારે તો તેમાં માયાના ગુણ આવવા જોઇએ. જેમ પીત હલદર વિગેરે રંગનો, વસ્ત્રને જ્યારે સ્પર્શ થાય ત્યારે તેના સંબંધથી વસ્ત્ર પણ પીત થાય છે, તેમ રામમાં જાણવું. ઉત્તરમાં માયાના દ્રષ્ટા છતાં પણ તેથી હંમેશા દૂર રહે છે, માટે પંકપંકજ ન્યાય પ્રમાણે માયાના ગુણથી લેપાતા નથી અને સંસારમાં પ્રાણિના બાહેર, અંદર, સર્વત્ર, સમ રીતે રહી, નામ અને રૂપઆદિ ભેદવડે જે પદાર્થમાં રહ્યા હોય તે પદાર્થમય હોય તેમ ભાસે છે અને પો તે મળ રહિત છે. ઉદાહરણમાં જેમકે જુદાં જુદાં વૃક્ષોમાં

એક મહા અગ્નિ રહેલો છે. પરંતુ આકારમાં તફાવત હોવાથી જુદા જુદા આકારનો અજ્ઞાનીઓ દેખે છે. આપણા શરીરમાં અન્ન મય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય, આનંદમય, આ પાંચ કોશ છે. તે કોશમાં ક્રમ પ્રમાણે તે કોશરૂપ હોય તેમ ભાસે છે અને જેમ નિર્મલ સ્ફટિકની પાસે કાળો રંગ મૂકીએ તો તે સ્ફટિક કાળું દેખાય છે અને પીત રંગના સંગથી પીળું દેખાય છે તેમજ વસ્તુતાએ પરમાત્મા શુધ્ધ છે, પરંતુ નામ અને આકૃતિના ભેદથી જુદા જુદા આકારના ભાસે છે. માયાના સત્વ, રજ અને તમ આદિ ગુણથી પોતે મુક્ત છે, છતાં પણ માયાના ગુણનું પ્રતિબિંબ પોતામાં પડેલ છે. તે કાલ, પ્રધાન, પુરૂષ અને અવ્યક્ત એવા ચાર પ્રકારના છે. તેમાં અજન્મા ભગવાન પ્રધાન (પરિણામ રૂપ) અને પુરૂષ વડે જગતને સૃજે છે અને અવ્યયરૂપ, કાલનું રૂપ લઇ જગતનો સંહાર કરનારા એવા ભગવાન્ રામ બ્રહ્માઆદિ દેવની પ્રાર્થનાથી તમારો નાશ કરવા માટે માયાવડે કાલરૂપ ધારણ કરી આ પૃથ્વી ઉપર અવતરેલા છે. તે પોતાના સંકલ્પ પ્રમાણે નિરંતર આચરણ કરે છે. તેમાં કોઇ દિન પણ ફેર આવતો નથી. હે રાવણ, રામચંદ્ર તારી સેના, પુત્ર, સ્ત્રી અને તારો પોતાનો નાશ કરશે. તારો નાશ મારાથી જોવાઇ શકાતો નથી, તેથી હું તારો અને રાક્ષસ ગણનો ત્યાગ કરી શ્રીરામચંદ્ર પાસે જાઉં છું. મારા ગયા કેડે તું તારા ઘરમાં સુખી થઇને ઘણા કાળ રહેજે. આવી રીતે રાવણનાં વાક્ય સાંભળી, એક ક્ષણમાં ઘર અને ઘરના ઉપસ્કરાદિનો ત્યાગ કરી, પરિપૂર્ણ છે મન જેનું એવા વિભીષણ શ્રીરામચંદ્રના ચરણની સેવામાં અભિલાષાને લીધે ત્યાંથી ચાલી નિકળ્યા.

विभीषणो रावणवाक्यतः क्षणाद्विसृज्य सर्वं सपरिच्छदं गृहम् ।
जगाम रामस्य पदारविंदयोः सेवाभिकांक्षी परिपूर्णमानसः ॥

**ઈતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામહેશ્વરના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

---

# સર્ગ ૩ જો.

## શ્રીमहादेव उवाच.

विभीषणो महाभागश्चतुर्भिर्मंत्रिभिः सह ।
आगत्य गगने राम संमुखे समवस्थितः ॥

શ્રી મહાદેવ કહે છે—મહા ભાગ્યશાળી વિભીષણ ચાર કાર્યભારીની સાથે આકાશમાં આવી, રામચંદ્રની સન્મુખ ઉભી, ઉંચે સ્વરે બોલ્યા—અરે! કમળ સરખાં છે નેત્ર જેનાં એવા મહારાજ રામચંદ્ર, હું તમારી સ્ત્રીને હરનારા રાવણનો નાનો ભાઇ છું. તેણે મને ધિઃકારી, કાઢી મૂક્યો છે, તેથી તમારે શરણે આવ્યો છું. તે અજ્ઞાનીને તેના હિત માટે મેં વારંવાર કહ્યું, કે રામને સીતા સોંપી દે, તોપણ કાલને વશ થવાથી તેણે સ્વીકાર્યું નહિ, અને અધમ રાક્ષસે હાથમાં તરવાર લઇ મને મારવાની તૈયારી કરી, તે ભયને લીધે આ ચાર મંત્રિની સાથે આપની નિકટ આવ્યો છું. આ સંસારમાંથી છુટીને મુક્તિ મળે એવી આશાથી આપને શરણ આવ્યો છું. આવાં વિભીષણનાં વચન સાંભળી સુગ્રીવે રામચંદ્રજીને કહ્યું કે—હે રામ, તે રાક્ષસ માયાવી અને અધમ છે, માટે તેનો વિશ્વાસ કરવો ઉચિત નથી. વળી સીતાજીને હરી જનારા રાવણનો નાનો ભાઇ એવો તે અતિ બળવાન છે, તેથી આપણે બીજાને મારવામાં રહેશું, એવામાં આ આયુધવાળા મંત્રિઓ આપણો વધ કરશે. માટે વાનર મારફતે આનો વધ કરવાનો મને હુકમ કરો, એમ મારા મનમાં આવે છે, પરંતુ આપના મનમાં આપે જે નિશ્ચય કર્યો હોય તે મને કહો. સુગ્રીવનું વચન સાંભળી શ્રી રામચંદ્ર મંદ હાસ્ય કરીને બોલ્યા.

શ્રી રામ કહે છે—હે વાનર વર, મારે જો સંહાર કરવાની ઈચ્છા થાય તો અર્ધ ક્ષણમાં ઇંદ્ર સહિત સઘળા લોકનો સંહાર કરૂં અને અર્ધ ક્ષણમાં પાછા તે લોકને સર્જુ, માટે મને તેનો જરા પણ ભય નથી. તે રાક્ષસને હું અભય દાન આપું છું. તેથી તે રાક્ષસને મારી પાસે ઝટ લઇ આવ. હું તારો છું એમ કહીને

જે શરણે આવ્યો હોય તે ગમે તે હોય, તોપણ તેને અભય દાન આપવું એ મારું વ્રત છે. આવી રીતનાં રામચંદ્રનાં વચન સાંભળી સુગ્રીવનું મન પ્રસન્ન થયું અને વિભીષણને બોલાવી શ્રી રામચંદ્રના દર્શન કરાવ્યાં. વિભીષણ રામચંદ્રનાં દર્શન કરી સાષ્ટાંગ દંડવત્ કરી, પરમ ભક્તિથી બે હાથ જોડી, હર્ષવડે ગદ્‌ગદ્ કંઠે થઇ, શ્યામ વર્ણવાળા, વિશાળ નેત્રવાળા, પ્રસન્ન મુખ કમળવાળા, ધનુષ્ અને બાણને ધારણ કરનાર લક્ષ્મણ સહિત શ્રી રામચંદ્રની સ્તુતિ કરવા માંડયો.

વિભીષણ સ્તુતિ કરે છે–હે રામ, હે રાજાના ઇંદ્ર, હે સીતાના મનને હરનાર, હે ભયંકર ધનુષ્યવાળા, હે ભક્તવત્સળ, આપને નમસ્કાર કરું છું. આપ અનંત છો, શાંત છો, રામ એટલે આત્મ રૂપ છો, આપનું બળ અતુલ છે, આપ સુગ્રીવના મિત્ર છો, આપ રઘુકુળમાં મુખ્ય છો, માટે આપને નમસ્કાર કરું છું, જેથી પ્રાણિઓ ઉત્પન્ન થાય છે, જે પ્રાણિનું પાલનપોષણ કરે છે અને અંતે પ્રલય સમયે જે છુવાડે છે એવા, અર્થાત્ ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા, મહાત્મા, ત્રણ લોકના ગુરૂ, અનાદિ કાળથી માયાની સાથે રહેનારા હે રામચંદ્ર, આપને નમસ્કાર હો. હે રામ, તમે જગતને સૃજો છો, અંતે એટલે પ્રલય સમયે તમે જગત્નો સંહાર કરો છો. આ ઉપરથી આપનું સ્વતંત્રપણું સિદ્ધ થાય છે. હે રામ, આપ સ્થાવર અને જંગમ પ્રાણિની અંદર અને તેના બાહેરના ભાગમાં રહ્યા છે, તથાપિ વ્યાપ્ય* અને વ્યાપક રૂપવડે આપ આખા જગત્માં ભાસો છો. મનુષ્ય તમારી માયામાં લીન થઇ પોતાના સ્વરૂપને ભુલી કંઠમાં પેહેરેલાં આભૂષણને જેમ બાહેર ખોળે છે, તેમ અજ્ઞાનતાને લીધે વારંવાર પુણ્ય અને પાપને આધીન થઇ જન્મ અને મરણને પામે છે. જ્યાં સુધી અન્ય વિષયને છોડીને એક આપના ચરણમાં મનને લીન કરી, આપના સ્વરૂપને ઓળખે નહિ, ત્યાંસુધી જગત્ સત્ય ભાસે છે. પરંતુ આપના સ્વરૂપનું જ્ઞાન થાય છે. કે, તરત

---

* વ્યાપ્ય નાની વસ્તુ હોય છે અને વ્યાપક મોટી વસ્તુ હોય છે, જેમ મોટા મચ્છ વ્યાપક અને નાના માછલાં તે મોટાનાં વ્યાપ્ય કહેવાય છે.

મિથ્યા ભાસમાન જગત, જેમ છીપમાં રૂપાનું ભાન થાય છે પણ જ્યારે તે છીપ રૂપું નથી. આવું જ્ઞાન થયા પછી, તે છીપજ જણાય, પણ રૂપું જણાય નહિ. તેમ મિથ્યા જણાય છે. જ્યાં સુધી આપના સ્વરૂપનું પુરેપુરૂં જ્ઞાન થયું નથી, ત્યાં સુધી સ્ત્રી, પુત્ર આદિમાં જોડાએલાં પ્રાણિઓ વિષયોનો ઉપભોગ કરે છે અને તે વિષયના ઉપભોગથી અંતે મહા કષ્ટને પામે છે. હે પુરૂષોત્તમ, આપ ઈંદ્ર છો, અગ્નિ છો, યમ છો, રાક્ષસ છો, વરૂણ છો, અનિલ છો, કુબેર છો, રૂદ્ર છો, તમે સૂક્ષ્મમાં પણ સૂક્ષ્મ છો અને સ્થૂલ કરતાં પણ સ્થૂલ છો. તમે જગતનાં માતા, પિતા અને ધાતા કેતાં ધારણ કરનારા છો. આપ આદિ, મધ્ય અને અંત રહિત છો, પરિપૂર્ણ છો, કોઈ પણ શક્તિમાં લીન નથી, તેથી તમને અચ્યુત કહે છે. નાશ રહિત છો, હાથ અને પગ રહિત છો, કાન અને આંખ રહિત છો, આમ છતાં પણ શ્રોતા, દ્રષ્ટા, ગ્રહણ કર્ત્તા અને વેગવાન્ છો? ખર નામના અસુરનો નાશ કરનારા છો. આ શરીરમાં રહેલા અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય પાંચ કોશથી રહિત છો. આપને વિષે સત્વ વિગેરે ગુણ નથી અને આપ આશ્રય રહિત છો અર્થાત્ તમે પોતે આધારરૂપ છો. કલ્પના રહિત છો. કેતાં આપ કલ્પના રહિત જ્ઞાનથી જણાઓ છો. આપમાં ષોડશ વિકાર નથી, આપ આકાર રહિત છો, આપ સ્વતંત્ર છો, અનાદિ છો, પુરૂષ અને માયા રહિત છો, પરંતુ માયામાં લીન થઇ મનુષ્ય જેવા ભાસો છો. આપ નિર્ગુણ અને અજન્મા છો, આપનાં દર્શન કરી વૈષ્ણવો મોક્ષને પામે છે. હે રામ, આપના ચરણની ભક્તિરૂપ નિસરણી મેળવી, જ્ઞાન યોગ નામની હવેલી ઉપર ચડવાની ઇચ્છા રાખું છું. હે સીતાપતે, તમને નમસ્કાર હો. હે કૃપાળુમાં ઉત્તમ, તમને નમસ્કાર હો. મહારાજ, ભવ સાગરમાંથી મારી રક્ષા કરો. ઉપર પ્રમાણે વિભીષણે કરેલી સ્તુતિ સાંભળી ભક્ત વત્સળ શ્રીરામચંદ્ર પ્રસન્ન થઇને બોલ્યા, તારૂં કલ્યાણ થાઓ, તારે જે વરની ઇચ્છા હોય તે વર માગી લે, હું વર આપનાર છું.

વિભીષણ કહે છે-હે રામચંદ્ર, આપના ચરણનાં દર્શન થવાથી

આજ મારા આત્માને ધન્ય માનું છું. મારાં કાર્ય સિદ્ધ થયાં, મારો જન્મ સફળ થયો, હવે મારી મુક્તિ થઈ, એમાં જરાય શંસય નહિ. મારા જેવો બીજો કોઇ પણ ઉત્તમ નથી. મારા જેવો બીજો કોઈ પણ પવિત્ર નથી, તેમ મારા જેવો બીજો કોઈ ભૂમિ ઉપર હશે નહિ. કારણ કે મને આપનાં દર્શન થયાં. મને કર્મના બંધનોને નાશ કરવા માટે ભક્તિ આપનારૂં જ્ઞાન કરાવો અને કેવળ મોક્ષ આપનારૂં તમારૂં ધ્યાન મને આપો. મહારાજ, મારે વિષયના સુખની જરાએ આશા નથી. આપના ચરણમાં મારી નિરંતર એક નિષ્ઠાથી ભકિત થાઓ. તે સાંભળી રામચંદ્રજી ઠીક એમ કહી,મનમાં પ્રસન્ન થઈ, વિભીષણને કહેવા લાગ્યા.

શ્રી રામ કહેછે–તુંને હું નિશ્ચય કરેલી રહસ્ય વાર્તા કહી બતાવું તે સાંભળ. જે શાંત છે અને રાગઆદિથી મુક્ત છે એવા યોગિઓના મનમાં હું સીતા સહિત હંમેશાં વાસ કરૂં છું, એમાં કંઇ પણ સંશય નથી. માટે સર્વદા શાંત થઇ, સર્વ પાપથી મુક્ત થઈ, મારૂં ધ્યાન કરીશ, તો આ સંસાર સમુદ્રમાં પાર જઈ શકીશ. મને પ્રસન્ન કરવા માટે આ સ્તોત્રનો જે પાઠ કરે, લખે, શ્રવણ કરે, તેની સર્વ કામના પૂર્ણ થાય છે, અને તે મારા સ્વરૂપને પામે છે. આટલું કહી, ભકત છે વહાલા જેમને એવા શ્રી રામચંદ્રજી લક્ષ્મણને કહેવા લાગ્યા કે, મારા દર્શનનું ફળ બતાવુ છું તે જો. આને લંકાના રાજ્ય ઉપર અભિષેક કરવા માટે સમુદ્રમાંથી જલ લઇ આવ, એમ કહી, લક્ષ્મણ મારફતે જલ મંગાવી, તેનાથી વિભીષણને લંકાના રાજ્ય ઉપર તેના મંત્રિદ્વારા અભિષેક કરાવી રામચંદ્રે કહ્યું કે, જ્યાં સુધી ચંદ્ર અને સૂર્યનો ઉદય થાશે, જ્યાં સુધી પૃથ્વી સ્થિર રહેશે અને જ્યાં સુધી મારી કથા લોકમાં રહેશે, ત્યાં સુધી વિભીષણ લંકામાં રાજ્ય કરશે. તે સાંભળીને વાનરો બહુ સારૂં થયું. આવા શબ્દો કરી વિભીષણને વખાણવા માંડયા. સુગ્રીવે વિભીષણને આલિંગન આપીને કહ્યું કે, આપણે સઘળા પરમાત્મા રામચંદ્રના સેવક છીએ, તેમાં આપની રામ ઉપર વિશેષ ભક્તિ છે, તેથી તમે પણ ભક્ત છો, માટે અમારામાં તમે મુખ્ય છો. રાવણને મારવામાં જે તમે સહાય કરો છો તે તમને ઉચિત છે.

વિભીષણ કહે છે—હું પરમાત્મા શ્રીરામચંદ્રને સહાય કરનારો કોણ? પરંતુ ભક્તિવડે અને મારી શક્તિ પ્રમાણે નિષ્કપટ પણાથી શ્રીરામચંદ્રની સેવા કરીશ, આમ વાર્તા કરે છે, એવામાં રાવણે મોકલેલો શુક નામનો અસુર આકાશ માર્ગે રહી સુગ્રીવને નિચે પ્રમાણે કહેવા લાગ્યો.

શુક કહે છે—રાક્ષસના રાજા રાવણે તુંને ભાઇ ગણીને એમ કહેરાવ્યું છે કે, તારો મોટા કુળમાં જન્મ છે, અને તું વનચરનો રાજા છો. તું મારા ભાઈ જેવો છે, મેં તારૂં કંઈ પણ બુરૂં કર્યું નથી. મેં જેનું હરણ કર્યું છે, તે રાજપુત્રની સ્ત્રીનું હરણ કર્યું છે. તેમાં તારે શું? માટે પાછો કિષ્કિંધા નગરમાં વાનરની સાથે જા. આ લંકામાં દેવતાઓ પણ આવી શકતા નથી. ત્યારે અલ્પ બલનાં મનુષ્યો અને વાનરના સેનાપતિઓ તો કેમજ આવી શકે? શુકનાં આવાં વચનો સાંભળી વાનરો ઠેકીને શુક પાસે જઇ, મુઠીથી તેને મારવા માંડયાં. એટલે શુકે શ્રીરામચંદ્રને કહ્યું કે, હે રાજેંદ્ર, દૂતને મરાય નહિ માટે આપ વાનરોને વારો. રામચંદ્રે શુકનું વિલાપમય વચન સાંભળી વાનરોને કહ્યું કે તેને મારો મા. પછી ફરીને શુક આકાશમાં ઉભો રહીને બોલ્યો. અરે સુગ્રીવરાજ, હવે હું જાઉં છું. બોલ? રાવણને શું કહું.

સુગ્રીવ બોલ્યો—હે શુક, તારે કહેવું કે, અરે નિચ રાક્ષસ, જેવો મારો વાળી નામનો ભાઇ હતો, તેવોજ તું પણ ભાઇ છો. માટે મારે તારા પુત્રનો, તારી સેનાનો, તારા વાહનનો તથાં તારો પ્રયત્નથી નાશ કરવો જોઇએ. બોલ. મારા સ્વામિ રામચંદ્રજીની સ્ત્રીને હરીને તું કયાં જઈશ? એટલું કહી રામચંદ્રની આજ્ઞા લઇ, વાનર મારફતે શુકને બંધાવી બંદીખાને નંખાવ્યો. અહીં રાવણે શાર્દૂલ નામના એક રાક્ષસને રામચંદ્રની સેનાની ચેષ્ટા જોવા માટે મોકલ્યો હતો, તેણે વાનરોની મોટી સેનાને જોઈ, રાવણની પાસે વિસ્તારથી સૈન્યની વાર્તા કહી બતાવી. તે સાંભળી રાવણ ઘણી ચિંતા કરવા લાગ્યો અને આતુર થઇ પોતાના ઘરમાં નિશાસા મૂકવા માંડયો. પછી રાતાં છે નેત્ર જેનાં એવા શ્રીરામચંદ્ર સમુદ્રને જોઇ લક્ષ્મણ પ્રત્યે કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે–અરે, આ દુષ્ટ સમુદ્રને જો કે હું અહીં આવ્યો છું તો પણ મારા દર્શન લેવા માટે મને આદરસત્કાર આપતો નથી. તે જાણે છે કે આ મનુષ્ય છે અને વાનરોને સાથે લઈને આવ્યો છે, તે મને શું કરશે? પરંતુ હે મહાબાહો લક્ષ્મણ, મારૂં પરાક્રમ જો. હમણાં તે સમુદ્રને સુકાવી નાખું છું. એટલે વાનરાઓ અડચણ વગર પગથી ચાલ્યા જાય. આટલું કહી શ્રીરામચંદ્ર ક્રોધથી રાતાં ચોળ નેત્ર કરી ભાથામાંથી પ્રલય વખતના અગ્નિ જેવું બાણ કાઢી, ધનુષમાં સાંધી, ધનુષને ખેંચી નિચે પ્રમાણે બોલ્યા. સર્વ પ્રાણિઓ રામના બાણનું પરાક્રમ જુઓ. હમણાં સમુદ્રને બાળી ભસ્મ કરૂં છું. રામચંદ્ર આમ કહે છે એટલામાં તો પહાડ, વન, મોટાં જંગલો, પૃથ્વી અને આકાશ કંપવા માંડયાં અને દિશામાં અંધારૂ થઇ ગયું. સમુદ્ર ગર્જના કરી કિનારાથી બાર ગાઉમાં સુકાઇ ગયો અને છેટે ચાલ્યો ગયો, પાણી ઉનું થવાથી માછલાં, મઘરમચ્છ અને બીજા પ્રાણિઓ ઘણા તપી જઈને, ત્રાસ પામવા માંડયાં. એટલામાં સમુદ્ર પોતે દિવ્ય રૂપ ધરી, મનોહર આભૂષણ પેહેરી, પોતાની કાંતિથી દિશામાં પ્રકાશ કરતો, પોતાની પાસે રહેલાં રત્નો બે હાથમાં લઇ, રામચંદ્રના ચરણમાં ભેટ કરી, દંડવત્ પ્રણામ કરી, રાતા છે નેત્રના છેડા જેના એવા શ્રીરામચંદ્રને કહેવા લાગ્યો–હે રામ, આપ જગત્‌ના નાથ છો, અને ત્રણ લોકના રક્ષક છો. મહારાજ, મારી રક્ષા કરો. આપે જ્યારે સમગ્ર જગત રચ્યું, ત્યારે મને જડ સરજ્યો, તેથી આપના સર્જેલા મારા જડ સ્વભાવને કોણ દૂર કરી શકે? સ્થૂલ પંચમહાભૂત સ્વભાવથીજ જડ છે, તે આપેજ સરજ્યાં છે, તે તમારી આજ્ઞાને ઉલ્લંઘન કરી શકતાં નથી. પંચ મહાભૂત, તામસ અહંકારથી ઉત્પન્ન થએલાં છે, માટે તામસના જે જડ આદિક ગુણ છે તે પંચ મહાભૂતમાં સ્વભાવથીજ રહેલા છે. શાસ્ત્રમાં કહ્યું છે કે कारणगुणा हि कार्यगुणानारभंते કારણમાં જે ગુણો હોય છે, તે કાર્યના ગુણને સરજે છે. આપ તો નિર્ગુણ અને નિરાકાર છો, પરંતુ જ્યારે ક્રીડા કરવાની ઇચ્છા કરી માયાના ગુણને અંગીકાર કરો છો, ત્યારે આપનું નામ રાજા એવું પડે છે. ગુણરૂપ વિરાટ્ ભગવાન્‌ના સત્વ ગુણથી

દેવતાઓ ઉત્પન્ન થાય છે. રજો ગુણથી બ્રહ્મા આદિ દેવ ઉત્પન્ન થાય છે અને આપના કોપથી ભૂતપતિ વિગેરે ઉત્પન્ન થાય છે. આપ માયાના ગુણમાં ઢંકાઇ ક્રીડાવડે મનુષ્યની આકૃતિ ધારણ કરો છો, પરંતુ નિર્ગુણ એવા આપને મારી જડબુદ્ધિ તથા હું જડ કેમ જાણી શકું! હે અમરવર, જેમ લાકડીના મારથી પશુને જ્ઞાન થાય છે, તેમજ આપનો દંડ મૂર્ખ પ્રાણિઓને સન્માર્ગ બતાવનારો છે. હે મહારાજ, શરણે આવેલાનું રક્ષણ કરનારા આપને શરણે હું આવ્યો છું. મહારાજ, આ મનુષ્યને અભય આપો. હું આપને લંકામાં જવાનો માર્ગ આપું છું.

રામચંદ્ર બોલ્યા—મારૂં બાણ પાછું ફરતું નથી, માટે મને તે બાણ નાંખવાની જગો ઝટ બતાવ. આવું રામનું વચન સાંભળી મહાસાગર તેના હાથમાં મહાબાણને જોઇને બોલ્યો—હે રામચંદ્ર, ઉત્તર કુલ્ય નામનો એક પ્રદેશ છે, ત્યાં ઘણા પાપીઓ રહે છે; તે રાત્રિ દિવસ મને દુ;ખ આપે છે. હે રઘુવર, તમે ત્યાં બાણને નાંખો. રામચંદ્રે તે સાંભળીને પોતાનું બાણ ફેંક્યું; એટલે તે દ્રુમકુલ્ય નામના પ્રદેશમાં ગયું અને આહેર લોકોનો નાશ કરી ફરીને પાછું આવી, પ્રથમ માફક ભાથામાં પેસી ગયું. પછી સમુદ્ર વિનયથી રામને કહેવા લાગ્યો—મારા પાણી ઉપર વિશ્વ કર્માનો પુત્ર નલ છે, તેને હાથે સેતુ બંધાવજો, કારણ કે તે ઘણો સમર્થ અને બુદ્ધિમાન છે. આ કાર્યમાં તેને વર મળેલો છે. વળી તમારી કીર્તિ જગત્‌માં લોકો ગાશે અને જાણશે. આ ચરિત્ર જે ગાશે, અથવા જાણશે; તેનાં સર્વ પાપ દૂર થાશે. આટલું કહી, સમુદ્ર અંતર્ધાન થઇ ગયો. પછી રામચંદ્રે સુગ્રીવને, લક્ષ્મણને તથા બીજા વાનરોને આજ્ઞા કરી કે આ નલની સાથે તમે સેતુ બાંધો. પછી નલે અત્યંત પ્રસન્ન થઇ મોટા પર્વત જેવા ઉંચા વાનરના સેનાપતિઓને સાથે લઇ, પર્વતથી અને ઝાડવાથી શો જોજનમાં (ચારસો ગાઉમાં) લાંબી અને પોહોળી મજબૂત પાજ બાંધી.

ततोतिहृष्टः प्लवगेंद्रयूथपैर्महानगेंद्रप्रतिमैर्युतोनलः ।
बबंधसेतुं शतयोजनायतं सुविस्तृतं पर्वतपादपैर्दृढं ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૪ થો.

## श्रीमहादेव उवाच.

सेतुमारभमाणस्तु तत्र रामेश्वरं शिवं ।
संस्थाप्य पूजयित्वाह रामो लोकहिताय च ॥

શ્રી મહાદેવ કહે છે-સેતુ કરવાના આરંભમાં ત્યાં સમુદ્રના કિનારા ઉપર રામેશ્વરનું સ્થાપન કરી, તેનું પૂજન કરી, રામચંદ્ર લોકના હિતને માટે કહેવા લાગ્યા, કે આ પાજ બાંધી છે, તેનાં અને રામેશ્વરનાં જે દર્શન કરશે, તે બ્રહ્મહત્યા આદિ પાતકમાંથી મારા અનુગ્રહ વડે મૂકાશે. જ્યાં સેતુ બાંધી છે. ત્યાં, તે પ્રદેશમાં સ્નાન કરી, રામેશ્વર ભગવાનનાં દર્શન કરી, સંકલ્પ કરે કે મારે રામેશ્વરને ગંગા જલથી નવરાવવા. પછી કાશીથી ગંગા જલ આણી, તેથી રામેશ્વરને નવરાવે અને જલ આણેલાં પાત્ર આદિ સમુદ્રમાં નાંખી દે, તે પરબ્રહ્મને પામે છે. આવો મહિમા રામચંદ્રે ગાઇ બતાવ્યો. પછી મુખ્ય વાનર નલે સેતુને બાંધવા માંડી, તેમાં પહેલે દિવસે ચૌદ યોજન બાંધી, બિજે દિવસે વીશ યોજન બાંધી, ત્રીજે દિવસે એકવિશ યોજન બાંધી, ચોથે દિવસે બાવીશ યોજનમાં બાંધી, પાંચમે દિવસે ત્રેવીશ યોજન ચોતરફથી બાંધી. આવી રીતે પાજ બંધાઇ રહ્યા, પછી વાનરો જલદી શો યોજન ચાલી ગયા અને અસંખ્યાત વાનરો સુવર્ણાદ્રિ નામના પર્વતને વિંટી વળ્યા. રામ, હનુમાન ઉપર બેઠા છે, લક્ષ્મણ અંગદ ઉપર બેઠા છે અને સેના ચાલી જાય છે. એવામાં લંકાપુરી પાસે આવી એટલે તે જોવાની ઇચ્છાથી એક પર્વત ઉપર ચડીને રામચંદ્રે જોઈ તો મોટી વિસ્તારવાળી લંકા નજરે પડી. નાના પ્રકારની વિચિત્ર ધ્વજાથી શોભાયમાન દેખાતી હતી, વિચિત્ર મહેલથી ઠસોઠસ ભરેલી હતી, તે શેહેરનો કિલ્લો અને દરવાજો સુવર્ણનો હતો, શેહેરની આડખે પડખે ખાઇ હતી, શેહેરમાં તોપો ગોઠવી રાખી હતી અને કોઇ પણ ન આવી શકે એવા તેમાં માર્ગો કર્યા હતા. તે શેહેરમાં મહેલના ઉપરના વિશાળ ભાગમાં રાવણ બેઠો

હતો અને તેની પાસે કાર્યભારી બેઠા હતા. રાવણે દશ મસ્તકમાં દશ મુકુટ પેહેર્યા હતા અને પોતે કાળા પર્વતના શિખર જેવો તથા પ્રલય કાળના મેઘ સરખો દેખાતો હતો. તેની ઉપર અનેક સોનાનાં દંડવાળાં ધોળાં છત્ર ધરી રાખ્યાં હતાં. પછી રામચંદ્રે તે વખતે શુકને છોડવાનો હુકમ કરીને છોડાવી મૂકયો. એટલે વાનરોએ તેને ખુબ માર્યો અને પછી જવા દીધો. શુક તરત રાવણ પાસે ગયો કે, રાવણે તેને હસીને પૂછયું. કેમ? તુંને શત્રુએ માર્યો?

શુક બોલ્યો—હું સમુદ્રના સામા કિનારા ઉપર ગયો અને ત્યાં તમે કહેલાં વચન કહ્યાં, તે સાંભળીને વાનરોએ ઠેકીને મને ક્ષણમાત્રમાં પકડી લઇ, મુઠીથી મારી, નખ તથા દાંતથી મારા શરીરને ઉતરડી નાખ્યું. હે રામ, મારી રક્ષા કરો, એમ મેં કહ્યું, એટલે રામચંદ્ર બોલ્યા. આને છોડી મૂકો. એટલે વાનરાઓએ મને છોડી મૂકયો. વાનરાઓની ભયંકર સેના જોઇ, તેનાથી ભય પામી, અહીં આવ્યો છું. મોટી રાક્ષસની સેના અને વાનરની સેનાને દેવ અને દૈત્યની સેના માફક કોઇ દિવસ પણ સલાહ થાશે નહિ. હમણાં તે શેહેરના કિલ્લા નજીક આવે છે, માટે ઝટ એક નિશ્ચય કરો. હે મહારાજ, કાંતો તેને સીતા પાછી સોંપો અથવા તો યુદ્ધ કરો. મને રામચંદ્રે કહ્યું છે કે, હે શુક, જે હું તુંને કહું તે તારે રાવણને કહેવું કે જે બળને આધારે તું સીતાને હરી ગયો છે, તે બળ બંધુઓ અને સેના સહિત ઇચ્છામાં આવે તેમ બતાવ. કાલે સવારે લંકાપુરીના કિલ્લનો, દરવાજાનો અને રાક્ષસની સેનાનો નાશ કરીશ અને તે માટે ભયંકર કોપાયમાન સૈન્ય મોકલું છું, એમ જાણ. આટલું કહી, કમળ જેવાં છે નેત્ર જેનાં એવા રામચંદ્ર બોલતા બંધ પડયા. એક જગાએ મળેલા રામ, લક્ષ્મણ, સુગ્રીવ અને વિભીષણ આ ચાર જણા પણ લંકાનો નાશ કરવો હોય તો કરી શકે તેવા છે. વાનરો ભલે લંકાનો નાશ કરે નહિ અને એક તરફ બેસી રહે, તેમ બીજા ત્રણે પણ ભલે એક તરફ રહ્યા, પરંતુ રામનું બલ, રૂપ અને આયુધ એવાં છે કે તે એક આ લંકાપુરીનો નાશ કરશે. તમે ચોમેર ફેલાએલી વાનરાની સેનાને જુઓ. તે સેના પાર

વગરની છે. તેમાં પર્વત જેવડા ઉંચા વાનરો ગર્જના કરી રહ્યા છે, તેને ગણવા બેસીએ તો તેનો પાર આવે નહિ. માટે તેમાં જે મુખ્ય છે તેનાં નામ તમને જણાવું છું. હજાર સેના પતિની વચમાં ઉભીને જે લંકા સામો ગર્જના કરતો ઉભો છે, તેનું નામ સુગ્રીવ છે, બીજો નીલ છે અને તે આ પર્વતના શિખર ઉપર ઉંચો ઉભો છે, જે કમરીના કેસરા જેવા પીળા રંગનો છે, તથા ક્રોધથી વારંવાર પુછડાને પછાડે છે તે વાલીનો પુત્ર યુવરાજ અંગદ છે. તે ઘણોજ બલવાન્ છે. આ લંકામાં આવી જનકની પુત્રી રામચંદ્રની સ્ત્રી સીતાને જે મળી ગયો છેતથા જેણે તમારા પુત્રને મારી નાંખ્યો છે તે આ હનુમાન્ છે. રૂપા જેવા શ્વેત રંગનો, બુદ્ધિ અને પરાક્રમમાં મોટો, સુગ્રીવ પાસે આવીને વારંવાર પાછો જાય છે તે વાનરનું નામ શ્વેત છે. સિંહ જેવો અતુલ પરાક્રમી આ વાનર જે ચારે કોર જુવે છે તેનું નામ રંભ છે; તે મહા બલવાન્, એકલો આ લંકાનો નાશ કરવો હોય તોપણ સમર્થ છે. પોતાની નજરથી લંકાને બાળતો હોય તેમ જે વાનર લંકાને જુવે છે, તેનું નામ શરભ છે અને તેના હાથ નિચે એક કોટિ સેનાપતિ છે. આ મહા પરાક્રમી પનસ છે, આ મૈંદ છે, આ દ્વિવિદ છે, આ વિશ્વ કર્માનો પુત્ર પાજ બાંધનાર મહા બળીઓ નલ છે. આ વાનરોને ગણવામાં કોણ શક્તિમાન થાય અને તેનું પરાક્રમ પણ કોણ કહી શકે? તે સર્વ શૂરવીર છે અને તેની કાયા ઘણી મોટી છે. સઘળા લડાઈ કરવામાં પ્રીતિવાળા છે. તે રાક્ષસ સહિત આ લંકાનો નાશ કરી શકશે, એવી તેમાં શક્તિ છે. તેમાં સુગ્રીવના કાર્યભારી નીલ, અંગદ, હનુમાન્, શ્વેત, રંભ શરભ, પનસ, મૈંદ અને દ્વિવિદ છે, તેની સેના ૧૦૦૨૧૦૦૦ એક ક્રોડ એકવીસ હજાર તથા હજારો અને શેકડો અબજ હતી અર્થાત્ પાર વગરની હતી. આ સુગ્રીવના કાર્યભારીની સેના ગણાવી; પરંતુ હે રાવણ, બીજાની સેના કહી શકાય તેટલી નથી. આ રામચંદ્ર મનુષ્ય નથી, પણ સાક્ષાત્ ઉત્તમ નારાયણ છે તેમ સીતાજી જગતને ઉત્પન્ન કરનારાં ચૈતન્ય શક્તિ છે અને જગતના નિર્માણમાં માયા સ્વરૂપ છે. પુરૂષ અને પ્રકૃતિના સંયોગથી આ સ્થાવર અને જંગમ વસ્તુથી ભરેલું આ

જગત ઉત્પન્ન થયેલું છે, માટે રામ તથા સીતા સ્થાવર અને જંગમ રૂપ આ જગતૂનાં પિતા અને માતા રૂપ છે, તેની સાથે કેમ વેર કરો છો? તમે અજાણતાં જાનકીને અહીં લાવ્યા છો, માટે ફરીને તેને પાછાં રામચંદ્રને સોપી આપો. આ સંસાર એક ક્ષણમાં નાશ થનારો છે અને શરીર પણ ક્ષણભંગુર છે, તેમાં પંચભૂતથી બનેલ, ચોવીશ તત્વમય*, મલ અને હાડકાથી ઘણી દુર્ગંધવાળી, અહંકારનું ઘર અને જડ એવી કાયામાં તમારે એટલી શી પ્રીતિ છે? કારણ કે તમે ઉપર કહેલા દેહને માટે બ્રહ્મ હત્યાદિ પાપો પણ કર્યાં છે. જે ભોગવનારો દેહ છે, તે તો આ મૃત્યુ લોકમાંજ નાશ પામે છે અને સુખ આપનાર તથા દુઃખ આપનાર પુણ્ય અને પાપ તો પરલોકમાં આત્માની સાથે આવે છે; તે પુણ્ય અને પાપ આત્માને વસ્તુતાથી તો નથી, પરંતુ દેહના સંબંધથી આત્મા કલ્પાય છે. ખરૂં જોતાં તો આત્મા શુદ્ધ અને પાપ પુણ્યથી રહિત છે. જ્યાં સુધી આત્મા હું દેહ છું, હું કર્તા છું, એમ પરાધીન થઇને કર્મ કરે છે, ત્યાં સુધી અજ્ઞાનતાનો અધ્યવસાય તેમાંથી જતો નથી. અને જન્મ તથા નાશવંત તેનો દેહ એમનો એમ રહે છે. માટે મહારાજ, તમે દેહ આદિમાંથી અભિમાન તજી દો. આત્મા અતિ નિર્મળ છે, શુદ્ધ છે, વિજ્ઞાનમય છે, અચલ છે અને અવ્યય છે, પરંતુ અજ્ઞાની પ્રાણિઓ પોતાના શુદ્ધ આત્માને ઓળખતો નથી, તેથી વારંવાર જન્મ મરણ રૂપ બંધનમાં પડીને મોહ પામે છે અને તેના (શરીરના) સંબંધથી કર્મમાં વારંવાર પ્રવર્તે છે. માટે તમે આત્માને સ્વભાવથીજ નિત્ય શુધ્ધ, જ્ઞાનવાન્ અને કર્મ આદિથી મુક્તિ છે એમ જાણો. પુત્ર, સ્ત્રી અને ઘર આદિમાં સંબંધ રાખો મા, કારણ કે નરક આદિમાં પણ તે ભોગ મળે છે. કુતરાના અને ભુંડ આદિના શરીરમાં પણ ભોગ મળે છે, માટે ભોગની લાલચ છોડી દો. સારાસાર જાણી શકાય એવા આ મનુષ્ય જન્મમાં જન્મવું એ ઘણું દુર્લભ છે, તેમાં પણ કર્મ ભૂમિમાં જન્મ આવવો એ ઘણો મુશ્કેલ છે, તે કરતાં પણ વિશેષ દુર્લભ બ્રાહ્મણ કુળમાં જન્મ

---

* બુદ્ધિ, અહંકાર, અગ્યાર ઈન્દ્રિઓ, પાંચ મહાભૂત અને તેના સબ્દ સ્પર્શ વિગેરે ગુણ, તથા પ્રકૃતિ, આ મળીને ચોવીશ તત્વ કહેવાય છે.

આવવો એ છે. આવી રીતે જાણતો હોય એવો કયો વિદ્વાન્ બ્રાહ્મણ દેહને પોતાનો માની ભોગમાં લલચાય છે. તમે બ્રાહ્મણ છો, અને પુલસ્ત્યના પુત્ર છો. તે છતાંને અજ્ઞાનીની માફક ભોગની પાછળ શા માટે દોડયા કરો છો? માટે હવે સર્વનો સંગ છોડી, કેવળ પરમાત્મા રામનો ભક્તિથી આશ્રય કરી, સીતા તેને પાછાં સોંપી, હંમેશાં તેના ચરણના સેવક થઇને રહો. આમ તેનો આશ્રય કરશો તો તમારાં સઘળાં પાપ દૂર થાશે અને તમે વિષ્ણુ લોકમાં જશો, નહિતર ઉર્ધ્વ લોકમાંથી હેઠા પડી નરકમાં જશો. આ મારૂં વાક્ય સ્વીકારો, હું તમારા હિતનું કહું છું, માટે સત્ પુરૂષનો સમાગમ કરો અને શરણે આવેલાનું રક્ષણ કરનારા, (અર્થાત્ તું શત્રુ છો, તોપણ તેને શરણે જઇશ તો તારૂં પણ રક્ષણ કરશે) શ્રી રઘુવંશમાં અવતરેલા, મરકત મણિ જેવી કાંતિવાળા, નિરંતર સીતાની સાથે રહેનારા, ધનુષ્ અને બાણને ધારણ કરનારા, સુગ્રીવ, લક્ષ્મણ અને વિભીષણથી સેવાએલ છે ચરણ જેનાં એવા શ્રી રામચંદ્રની સેવા કરો.

सत्संगतिं कुरु भजस्व हरिं शरण्यं श्रीराघवं मरकतोपलकांतिकांतं ।
सीतासमेतमनिशं धृतचापबाणं सुग्रीवलक्ष्मणविभीषणसेवितांघ्रिं ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫મો.

### श्रीमहादेव उवाच.

श्रुत्वा शुकमुखोद्गीतं वाक्यमज्ञाननाशनम् ।
रावणः क्रोधताम्राक्षो दहन्निवतमब्रवीत् ॥

શ્રી મહાદેવ કહે છે—શુકે કહેલું, અજ્ઞાનનો નાશ કરનારૂં વાક્ય સાંભળી રાવણને ક્રોધ ચડયો અને લાલચોળ નેત્રથી બાળતો હોય તેમ શુકને કહેવા લાગ્યો. અરે દુષ્ટ મતિ, તું મારો નોકર થઇને ગુરૂની માફક મને બોધ કેમ કરે છે? હું ત્રણ જગતને શીક્ષા આપનાર

છું, તેને તું શીક્ષા આપતાં શરમાતો નથી ? તુંને હમણાં મારી નાખું, પરંતુ પૂર્વે તારા કરેલા ઉપકારો યાદ આવે છે, તેથી મારવા લાયક છતાં પણ તુંને છોડી દઉં છું. અરે મૂર્ખ, તું અહીંથી હવે ચાલ્યો જા. મારે તે સાંભળવું ઉચિત નથી, પછી શુક 'મોટી મેહેરબાનગી કરી ' એટલું કહીને વૈખાનસના આશ્રમમાં ચાલ્યો ગયો. તે શુક પૂર્વે જન્મમાં બ્રહ્મ નિષ્ઠ અને વેદ જાણનાર એક બ્રાહ્મણ હતો, તે વનમાં વાનપ્રસ્થની રીતિથી રહેતો અને પોતાનું કર્મ કર્યા કરતો. તેમહાશયે દેવતાના ઉદય માટે અને અસુરના નાશ માટે ઘણા યજ્ઞો કર્યા હતા આમ દેવતાના હિતમાં તત્પર થએલા શુકને દૈત્ય સાથે મોટો વિરોધ પડયો. પછી રાક્ષસમાં એક મોટો વજ્રદંષ્ટ્ર નામનો રાક્ષસ હતો. તે શુકનું ભુડું કરવા માટે વાટ જોઇને બેઠો હતો. એક વખતે તેના આશ્રમમાં અગસ્ત્ય નામના મહા મુનિ આવ્યા, એટલે શુકે તેની પૂજા કરી, ભોજન માટે નોતરૂં આપ્યું. અગસ્ત્ય મુનિ સ્નાન કરવા માટે દૂર ગયા કેડે, પાછળથી વખત જોઇને તે રાક્ષસ અગસ્ત્યનું રૂપ ધરી શુક પાસે આવીને બોલ્યો. હે બ્રહ્મન્, તારે મને આજ અવશ્ય જમાડવાની ઇચ્છા હોય તો માંસનું ભોજન રંધાવજે. મને ઘણા દિવસથી બકરાનું માંસ મળ્યું નથી. તે સાંભળી તેણે બ્રા પાડીને ઝાઝા માંસનું ભોજન રંધાવ્યું. મુનિ સ્નાન કરીને આવ્યા અને જમવા બેઠા કે તે રાક્ષસે ભોજન શાળામાં જઇ શુકની સ્ત્રીને મૂર્છાગત કરી, તેનું સ્વરૂપ પોતે સ્વીકારી, સારી પેઠે રાંધેલું મનુષ્યનું માંસ તે મુનિને પીરસ્યું. પીરસ્યા પછી તરત તે રાક્ષસ અંતર્ધાન થઇ ગયો. મુનિએ મનુષ્યનું માંસ જોઇ, ઘણા ગુસ્સે થઇ શુકને કહ્યું. મનુષ્યનું માંસ મહા અપવિત્ર ગણાય છે. હે દુષ્ટ બુદ્ધિ, તેં ન ખાવા લાયક મનુષ્યનું માંસ મને ખાવાને આપ્યું, માટે જા તું રાક્ષસ થઇ મનુષ્યનું માંસ ખાનારો થઇ જા. આમ શાપ આપ્યો કે તે શુક મુનિની આગળ ભયભિત થઇને બોલ્યો—મહારાજ, આપે હમણાંજ કહ્યું હતું કે ઘણું માંસ મારે માટે રાંધજો, તે ઉપરથી આપને પીરસ્યું છે, તેમાં મને શાપ આપવાનું શું કારણ છે ? શુકનું વચન સાંભળી મુનિએ બે ઘડી

ધ્યાન કરીને જોયું તો સઘળું રાક્ષસે કર્યું હતું, એમ જાણવામાં આવ્યું. એટલે શાંત મન કરીને શુકને કહ્યું—આ સઘળું તારા શત્રુ રાક્ષસે કર્યું છે. હે મુનિવર, મેં તુંને વિચાર કર્યા વગર શાપ આપ્યો છે, તો પણ મારૂ કહેવું ખોટું પડશે નહિ. મારા કહેવા પ્રમાણે તું રાક્ષસ કુળમાં અવતરીને રાવણને સહાય કરીશ અને રામચંદ્ર રાવણનો નાશ કરવા માટે વાનરોને સાથે લઇને જ્યારે લંકા પાસે આવશે, ત્યારે રાવણ તુંને દૂત તરીકે મોકલશે. તું રામચંદ્ર પાસે જઈ તેનાં દર્શન કરીશ એટલે તારો શાપ નાશ થશે. પછી તું પાછો રાવણ પાસે જઇ, તેને તત્વજ્ઞાનનો ઉપદેશ કરીશ કે તુરત સંસારમાંથી છુટી જઇને પરમ પદને પામીશ. આવી રીતે અગસ્ત્યે શુકને કહ્યું કે તરત શુક રાક્ષસ યોનીમાં જન્મ્યો. અને પછી રાવણની સેવામાં તત્પર રહેવા લાગ્યો. રાવણે તેને દૂત તરીકે મોકલ્યો એટલે તે, રામ અને લક્ષ્મણનાં દર્શન કરી, તેના દર્શનથી શાપ રહિત થઇ, રાવણ પાસે આવી તેને તત્વજ્ઞાન કહી પ્રથમની પેઠે બ્રાહ્મણ થઇ, વૈખાનસની સાથે રહ્યો. પછી માલ્યવાન્ નામનો એક વૃદ્ધ રાક્ષસ રાવણની પાસે આવ્યો. આ બુદ્ધિમાં અને નીતિમાં નિપુણ હતો, તથા રાજા રાવણનો માનીતો હતો. તે શુદ્ધ મન કરીને રાવણને કહેવા લાગ્યો ? હે રાજા, તું પ્રથમ મારૂં વચન સાંભળી, પછી તુંને જેમ ગમે તેમ કરજે. જ્યારથી આ લંકાપુરીમાં સીતા આવેલી છે, ત્યારથી ભયંકર અપશુકન આપણા જોવામાં આવે છે, તે તમને કહી બતાવું છું તે સાંભળો. ઘણા ભયંકર મેઘ અતિ તીક્ષ્ણ શબ્દ કરે છે અને ઉનું લોહિ લંકામાં વર્ષે છે. દેવતાની પ્રતિમાઓ ( મૂર્તિઓ ) રડે છે, તેના શરીર ઉપર પરસેવો આવી જાય છે, અને પોતાના સ્થાનપરથી ખસી જાય છે. આગળ રહેલી કાળિકા દેવી પીળા દાંત કાઢીને હસે છે. અર્થાત્ સર્વને ખાઇ જાઉં એમ બતાવે છે. ગાયોમાં ગધેડાંઓ અવતરે છે, ઉંદરો, નોળીઆઓ જોડે લડે છે, નોળીઆં બીંદડા જોડે લડે છે, સર્પો ગરૂડ સાથે લડે છે, ભયંકર મહા દુઃખ દેનાર મુંડાવાળો, કાળા અને પીળા રંગનો કાલ પુરૂષ ઘેર ઘેર બારણે હંમેશાં તપાસ કરે છે, એટલે એક એક ઘેર રોજ મરણું

થાય છે. આવાં બીજાં પણ અપશકુનો ઘણાં જોવામાં આવે છે અને ઉત્પન્ન થાય છે. હે રાવણ, કુળની રક્ષા માટે શાંતિ કર અને રામનો સત્કાર કરી ધન સહિત સીતા તેને અર્પણ કર. રામ પોતે નારાયણ છે, તે ઉપર ભક્તિ રાખ. જ્ઞાનિ પુરૂષો ભક્તિથી પવિત્ર અંતઃકરણ વડે રામચંદ્રના ચરણરૂપ વહાણનો આશ્રય કરી, સંસાર રૂપ સમુદ્રને તરી જાય છે. માટે તું રામને મનુષ્ય સમજ મા અને સર્વના હૃદયમાં રહેલા રામનું ભજન કર. તારૂં દુષ્ટ આચરણ છે, તો પણ તું ભક્તિથી પવિત્ર થઇશ. હે રાજેંદ્ર, કુળના કલ્યાણ માટે તું મારૂં વચન પાળ. આવી રીતે માલ્યવાને કહેલું વાક્ય કાળને આધિન થએલા રાવણે માન્યું નહિ.

રાવણ બોલ્યો—રામ મનુષ્ય, કૃપણ, કેવલ વાનરાનો આશ્રય કરનાર, પિતાએ કાઢી મૂકેલો અને મુનિને વહાલો અર્થાત્ બળ વગરનો છે, તેને કઇ બાબતમાં તું સમર્થ માને છે? તુંને રામે અવશ્ય ઉપદેશ માટે મોકલો છે, તેથી તું અસંબદ્ધ ભાષણ કરે છે. તું વૃદ્ધ અને કુટુંબી છો, માટે તારૂં કહેલું સઘળું સહન કરૂં છું. હવે તારાં વચનો મારા કાનને બાળે છે. આટલું કહી કાર્યભારીની સાતે સભામાંથી ઉઠીને રાવણ પોતાના મહેલ ઉપર ચડી વાનરાની સેના જોવા લાગ્યો અને પોતાની પાસે જે રાક્ષસો હતા, તેને લડાઈમાં તૈયાર થવાનું કહ્યું. અહીં રામચંદ્રજી કાર્યભારીના મંડળની વચમાં મુકુટ ધારીને બેઠેલા રાવણને જોઇ ઘણા રોષથી આકુળ થઇ, લક્ષ્મણે આપેલું ધનુષ લઇ અર્દ્ધ ચંદ્રાકારના એક બાણથી હજાર શ્વેત છત્ર અને દશ મુકુટના અર્દ્ધક્ષણમાં કકડા કરી નાંખ્યા. આ કર્મ બધાયને આશ્ચર્યકારક થઇ પડયું અને રાવણ શરમાઇને ઝટ પોતાના ઘરમાં પેસી ગયો. પછી પ્રહસ્ત પ્રમુખ સર્વ રાક્ષસને બોલાવી, વાનરો સાથે લડાઇ કરવા સારૂ ઝટ મોકલ્યા. પછી રાક્ષસો ભેરી, મૃદંગ, શંખ, પણવ, ચાનક, અને શીંગડીઓ વગાડવા માંડયા, પાડા, ઉંટ, ગધેડાં, સિંહ અને દીપડા ઉપર ચડીને તરવાર, ત્રિશૂળ, ધનુષ, પાશ, લાકડી, તોમર અને શક્તિ આદિ લઇ લંકાને ચારે દરવાજે ગયા. રામચંદ્રે લંકાના પૂર્વ દરવાજા તરફ મોટા

મોટા વાનરોને મોકલ્યા હતા, તે વાનરના સેનાપતિઓ પર્વતના નાના મોટાં શિખર અને જુદાં જુદાં ઝાડ લડાઇ માટે હાથમાં લઇ, જુદે જુદે ભાગે વેંહેચાઇને રક્ષણ માટે ઉભેલી રાવણની સેના તરફ નજર કરતા રામચંદ્રજીની ઈચ્છા પૂર્ણ કરવા માટે એકદમ લંકાના કિલ્લા ઉપર ચડી ગયા. કેટલાએક સેનાપતિના હાથ નિચે હજાર વાનરો હતા, કેટલાએકના હાથ નીચે કોટિ વાનરો હતા, કેટલાએકના હાથ નિચે અબજ વાનરો હતા, તે સઘળા ઝાડથી, પર્વતના શિખરથી અને મુષ્ટિથી મારવા માંડયા અને શેહેરને ઘેરો ઘાલી, ઉંચે આકાશમાં ઠેકડા મારી નિચે પડતા, ગર્જના કરતા, "અતિ બળવાન રામનો જય છે, અતિ બળવાન્ લક્ષ્મણનો જય છે અને રામચંદ્રના ભક્ત સુગ્રીવનો જય છે" આવો શબ્દ કરતા શત્રુ સાથે લડવા લાગ્યા. હનુમાન, અંગદ, કુમુદ, નીલ, નલ, શરભ, મૈંદ, દ્વિવિદ, જાંબવાન્, દધિવક્ત્ર, કેસરી, તાર અને બીજા મહા બળવાન્ મોટી કાયાવાળા સેનાપતિઓએ ઠેકીને લંકાપુરીના દરવાજાને ચોમેરથી એવી રીતે રૂંધ્યો કે તેની અંદર રહેલા બહાર આવી શકે નહિ. પછી ઝાડથી, શિખરથી, અને દાંતથી રાક્ષસોને મારવા માંડયા, એટલે રાક્ષસો ચોમેરના દરવાજાથી બાહેર આવી ભિંદિપાળ, તરવાર, ત્રિશૂળ અને ફરશીથી વાનરની સેનાને મારવા લાગ્યા. આવી રીતે વાનરો અને રાક્ષસોમાં પરસ્પર અદ્‌ભુતકારક ભયંકર સંગ્રામ ચાલ્યો, તેમાં લોહીની નદી ચાલી અને માંસનો ગારો થયો. ઘોડા ઉપર અને સુવર્ણ જેવા ચકચકિત રથમાં બેઠેલાં, દશ દિશાને ગજાવી મૂકતા મોટા રાક્ષસો અને મોટા વાનરો પરસ્પર જયની ઇચ્છાથી લડવા માંડયા. રામચંદ્ર વાનરો તરફ નજર કરે છે કે, દેવના અંશભૂત વાનરાઓ દેવ જેવા બળીઆ અને હર્ષિત થાય છે અને સીતાના હરણ કરવાથી પાપિષ્ઠ એવા રાવણના આશ્રય કરવાથી તેજ રહિત અને બળ રહિત એવા રાક્ષસોને મારે છે. આમ મારતાં મારતાં રાક્ષસની ચતુર્થાંશ સેનાને મારી નાંખી, પછી દુષ્ટ બુદ્ધિ મેઘનાદ આવ્યો એણે તપ કરી બ્રહ્મા પાસેથી વર મેળવ્યો હતો, તેને ખબર થયા કે મારી સેનાનો નાશ થઇ ગયો છે, આમ જાણીને તરત પોતે અંત-

ધાન થઇ ગયો અને અસ્ત્ર વિદ્યામાં કુશળ મેઘનાદ આકાશમાં આવી ચોમેરથી બ્રહ્માસ્ત્ર અને નાના પ્રકારનાં આયુધો વાનરાની સેના ઉપર વર્ષાવા લાગ્યો અને વાનરોને મહા દુઃખ આપતો રામ ઉપર બાણુનો વર્ષાદ કરવા લાગ્યો. આ જોઇ સર્વેને આશ્ચર્ય જેવું થયું. પછી અસ્ત્રવેત્તામાં કુશળ, રઘુકુળમાં ઉત્તમ રામચંદ્રે પણ બ્રહ્માસ્ત્રને માન આપી, ક્ષણુએક છાનામાના બેસી જઇ નિચે ભોંય ઉપર પડેલા વાનરોને જોઇ, પ્રલય કાળના અગ્નિ જેવા કોપાયમાન થઇ લક્ષ્મણુને કહ્યું, અરે સૌમિત્રિ, મારૂં ધનુષ્ લાવ. એક ક્ષણુમાં આ બ્રહ્માસ્ત્રથી અસુર કુળને બાળી નાંખું. આજ મારૂં પરાક્રમ જો. આવી રીતનું રામચંદ્રનું વાકય સાંભળી સાવધાન થઇ, માયાવી મેઘનાદ માયાથી અદૃશ્ય થઇને પોતાના શેહેરમાં ચાલ્યો. રામચંદ્ર વાનરોની સેનાને નિચે પડેલી જોઇ, મનમાં શોક કરવા માંડયા અને હનુમાનને કહ્યું કે, અરે મહામતે, તું ક્ષીરસાગરમાં ઝટ જઇ, ત્યાં દ્રોણુગિરિ નામનો એક પર્વત છે, તેમાં દેવતાઇ ઓષધીઓ ઉત્પન્ન થાય છે, તે પર્વત આખો અહિં ઉપાડી લાવ અને આ વાનરોને જીવતા કર. આ કાર્ય કર્યાથી તારી કીર્તિ જગતમાં ઘણી ફેલાશે. "આપની આજ્ઞા મારે કબુલ છે" આમ કહી હનુમાન ત્યાં ગયો અને પર્વતને ઉપાડી આણ્યો. તેનાથી વાનરોને જીવતા કરી પાછો તે પર્વતને તેના સ્થાનકે મૂકીને ઝટ પાછો આવ્યો. ઓષધીના બળથી વાનરો પાછા પ્રથમની માફક જીવતા થયા અને શબ્દ કરવા માંડયા. તે સાંભળી રાવણુને આશ્ચર્ય થયું.

રાવણુ બોલ્યો—આ લડાઇમાં દૈવે નિર્માણુ કરેલો રામ મારો મોટો શત્રુ છે, તેને મારવા માટે મારા સેનાપતિઓ ઝટ જાઓ. મારા કાર્યભારીઓ, મારા કુટુંબીઓ અને મારૂં હિત ઇચ્છનારા શૂરવીર લોકો, સઘળા મારા હુકમને તાબે થઇ, લડાઇ કરવા માટે ઝટ જાઓ. જે ડરીને પ્રાણુના બચાવ માટે લડવા નહિ જાય તે સર્વેએ મારા હુકમનું અપમાન કર્યું એમ સમજીશ અને તેનો નાશ કરીશ. તે સાંભળી ભયથી ડર્યા છતાં પણુ જે રણુમાં નિપુણુ હતા, તે લડવા માટે બાહેર નિકળ્યા. અતિકાય, પ્રહસ્ત, મહાનાદ,

મહોદર, દેવનો શત્રુ નિકુંભ, દેવાંતક અને નરાંતક તેમ બીજા, બળવાન્ વાનરો સાથ લડાઈ કરવા માટે ગયા. ઉપર ગણાવેલા તથા બીજા લાખો રાક્ષસો મહા બળથી ગર્વિષ્ઠ થઇને વાનરની સેનામાં પેસી ગયા અને તેનો સંહાર કરવા લાગ્યા. ભૃશુંડી, ભિંદિપાલ, બાણ, તરવાર, ફરશી અને બીજાં જુદાં જુદાં આયુધોથી વાનરના સેનાપતિઓને મારવા લાગ્યા એટલે વાનરોએ ઝાડથી, પહાડથી, તેના શિખરથી, નખથી, દાઢથી અને મુષ્ટિથી સઘળા રાક્ષસના સેનાપતીઓનો સંહાર કરી નાંખ્યો. કેટલાએકને રામે માર્યા, કેટલાએકને સુગ્રીવે માર્યા, કેટલાએકને અંગદે માર્યા અને મહાત્મા લક્ષ્મણે કેટલાએકને માર્યા. આવી રીતે વાનરોના પતિએ સર્વ રાક્ષસનો ક્ષય કર્યો. રામચંદ્રના તેજને લીધે વાનરો મહા બળીઆ થયા. જો રામની શક્તિ ન હોય તો તે એવા બળવાન્ કેમ હોય અર્થાત્ શક્તિ વગરના હોય. રામ સર્વથી સમર્થ છે, સર્વમય છે, પોતે જગત્‌ને રચનાર છે, સચ્ચિદાનંદમય છે તોપણ માયા વડે મનુષ્યનું અનુકરણ કરી યુદ્ધ આદિ રમતવાળી માયા કરે છે.

सर्वेश्वरः सर्वमयो विधाता मायामनुष्यत्वविडंबनेन
सदाचिदानंदमयोपि रामो युद्धादिलीलां वितनोति मायां ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠ્ઠો.

### श्री महादेव उवाच.

श्रुत्वायुद्धे बलं नष्टमतिकायमुखं महत्
रावणो दुःखसंतप्तः क्रोधेन महतावृतः ॥

શ્રી મહાદેવ કહે છે—મહા બળવાન્, મહા તેજસ્વી રાવણ યુદ્ધમાં અતિકાયના હાથ નિચેનું સૈન્ય મરણ પામ્યું એવા સમાચાર સાંભળી, દુઃખમાં લીન થઇ, ઘણો ગુસ્સો ચડાવી લંકામાં રક્ષણ માટે ઈન્દ્રજીતને રાખી, રામચંદ્ર સાથે લડાઇ કરવા માટે સર્વ શસ્ત્ર અને અસ્ત્રવાળા

દિવ્ય રથમાં બેસીને બહાર નિકળ્યો. ઘણા વાનરોને ઝેરી સર્પ જેવાં તીખાં બાણુથી મારી સુગ્રીવ પ્રમુખ મોટા સેનાપતિઓને મૂર્છિત કરી મૂકયા. હાથમાં ગદા લઈને ઉભેલા મહા પરાક્રમી વિભીષણુને જોઇ, મય નામના દાનવે આપેલી મહાશકિત નામનું શસ્ત્ર વિભીષણુ ઉપર ફેંકયું. તે શકિતને પડતી જોઇ લક્ષ્મણે વિચાર્યું કે આથી વિભીષણુનું મૃત્યું થશે, પરંતુ રામચંદ્રે તેને અભય આપ્યું છે, માટે તેને મરવા દેવો ન જોઇએ અને જો મરે તો તે ઉચિત ગણાય નહિ, એમ કહી, મહા પરાક્રમી લક્ષ્મણુ ભયંકર બાણુ લઈ વિભીષણુની આડો ભયંકર પહાડની માફક સ્થિર ઉભો રહ્યો. તે શક્તિનું અમોઘ બળ હોવાથી લક્ષ્મણુના શરીરમાં પેસી ગઇ, લોકમાં જેટલી શક્તિ માયામાંથી ઉત્પન્ન થાય છે, તે માયા લક્ષ્મણુને આધીન છે એવા મહાત્મા શેષના અંશ રૂપ વિષ્ણુ મૂર્તિ લક્ષ્મણુને માયા શક્તિ શું કરી શકે? તોપણ મનુષ્યમાં જન્મેલા અને મનુષ્યને અનુસરતા લક્ષ્મણુ મૂર્છા ખાઇને ભૂમિ ઉપર પડી ગયા એટલે રાવણુ તેને લેવા માટે ગયો પણ હાથથી ઉપાડી શકયો નહિ, તેથી ઘણું આશ્ચર્ય પામ્યો. કારણુ કે સર્વ જગત્‌ના બળરૂપ, વિરાટ્‌રૂપ પરમેશ્વર લોકના આધાર વિષ્ણુને એક સાધારણુ માણુસ કેમ ઉપાડી શકે? પછી હનુમાને જાણ્યું કે આ રાવણુ લક્ષ્મણુને ઉપાડીને પોતાને ઘેર લઇ જશે, તેથી ક્રોધ કરી રાવણુની છાતીમાં મુષ્ટિ મારી, તે મુષ્ટિના મારથી રાવણુ ગોઠણભેર હેઠો પડી ગયો, તેના મુખમાંથી, નેત્રમાંથી અને કાનમાંથી લોહિ પડવા લાગ્યું અને આંખો તારવી વૃક્ષની પાસે હેઠો બેસી ગયો. એટલે હનુમાન લક્ષ્મણુને નિચેથી બે હાથ વડે ઉચકી રામચંદ્રની પાસે લઈ ગયો. પરમેશ્વર રામ પણુ હનુમાનની ભક્તિ અને શુદ્ધ હૃદયની સેવાને જોઇ ગુરૂના ગુરૂ અને અજન્મા છતાં પણુ રામચંદ્ર પ્રેમમાં છલકાઇ ગયા. તે રાવણે મારેલી શક્તિ લક્ષ્મણુ પાસે ગઇ ને જોયું તો તે નારાયણુનો અંશ છે એમ જાણ્યું કે પાછી હઠીને હળવે હળવે રાવણુના રથ પાસે આવી, એટલામાં રાવણુની મૂર્છા વળી એટલે તરત તે ગુસ્સો કરી હાથમાં ધનુષ લઇ રામ તરફ દોડયો. જગતના પતિ રામચંદ્રે રાવણુને જોઇ મહા બળવાન હનુ-

માન્ ઉપર ચડીને રથમાં બેઠેલા રાવણની ઉપર ચડાઇ કરી અને વજ્રના શબ્દ જેવો તિખો, ધનુષની દોરીનો ટંકાર કરી, ગંભીર વાણીથી રાક્ષસના રાજા રાવણને કહ્યું—અરે રાક્ષસાધમ, આવી રીતે અપરાધ કરી સર્વત્ર સમ દૃષ્ટિ રાખનારા, મારી પાસેથી ક્યાં જઇશ ? જે બાણથી તારા શેહેરના રાક્ષસોને માર્યા છે તે બાણ તારૂં મૃત્યુ આજજ કરશે, માટે સન્મુખ ઉભો રહે. શ્રી રામચંદ્રનું વચન સાંભળી રાવણે રામને કાંધ ઉપર ધારણ કરનારા હનુમાનને લડાઇમાં તીક્ષ્ણ બાણો માર્યા તોપણ મહા કપિનું શરીર રૂદ્રના પ્રતાપથી વધારે તેજસ્વી થયું તેથી મહા કપિ નાદ કરવા લાગ્યો. પછી રઘુકુળમાં ઉત્તમ શ્રી રામચંદ્રજીએ હનુમાનના શરીરમાં બાણનાં વ્રણ જોઇ બીજા પ્રલય કાળના રૂદ્રની પેઠે મહા કોપ કરી સજેલાં બાણથી રાવણના રથને, ઘોડાને, ધ્વજાને અને સારથીને, રથમાં રહેલાં શસ્ત્ર સમૂહને, ધનુષના સમૂહને, છત્રને અને પતાકાને બળથી કાપી નાંખીને કટકા કરી નાંખી, મોટા બાણથી ઇદ્ર જેમ પર્વતને વિંધી નાંખે તેમ રાવણને બાણથી વિંધી નાંખ્યો. મહા વીર રામના બાણના પ્રહારથી રાવણ ચલાયમાન થઇને મૂર્છિત થયો અને તેના હાથમાંથી ધનુષ પડી ગયું એટલે રામચંદ્રે અર્ધ ચંદ્રાકારના ધનુષથી તેનો સૂર્ય જેવો પ્રકાશિત મુકુટ ભાંગી નાંખી કહ્યું કે હમણાં તુંને બાણની પીડા થઇ છે માટે રજા આપું છું. તું લંકામાં જા, ત્યાં જ્યારે તુંને મૂર્છા વળે ત્યારે કાલે મારા પરાક્રમની ખબર પડશે. રાવણનું રામના બાણથી શરીર વીંધાઈ ગયું તેથી ઘણો આતુર થઇ લજાઇને લંકામાં પેસી ગયો. રામચંદ્ર, ભૂમિ ઉપર મૂર્છિત પડેલા લક્ષ્મણને જોઈ, લીલા માત્રથી મનુષ્યપણાને અનુસરી, અત્યંત શોક કરવાથી વ્યાપ્ત થઇ હનુમાનને કહ્યું—અરે વત્સ, પ્રથમ તેં મહોષધી આણીને જેમ વાનરોને જીવતા કર્યા હતા તેમ લક્ષ્મણને પણ જીવતો કર. રાઘવનું ઉપર પ્રમાણે કહેવું સાંભળી, હનુમાન વાયુવેગથી ઝટ સમુદ્રને તરીને પેલે પાર ગયો. આ વાર્તા રાવણના જે દૂતો હતા તેમણે રાવણની પાસે જઈને કહ્યું કે રામે હનુમાનને ક્ષીર સમુદ્ર ઉપર ઓષધી લેવા માટે મોકલ્યો છે અને તે ઓષધી લક્ષ્મણ માટે મંગાવેલી છે. તે સાંભળી-

ને રાજાના મનમાં ઘણો ખેદ થયો. રાત્રિ પડી કે કાળનેમિને ઘેર ગયો. કાળનેમિ રાવણને પોતાને ઘેર એકલો આવેલો જોઇ આશ્ચર્ય પામી, ભયથી વિહ્વલ બની, બે હાથ જોડીને બોલ્યો—મહારાજ, આપનું કેમ પધારવું થયું ? એમ કહી અર્ઘ આદિ આપી તેની આગળ ઉભો. હે રાજેન્દ્ર તમારૂં શું માન કરૂં? આપ અહીં શા કાર્ય માટે પધાર્યા છો ? રાવણે તે સાંભળી ઘણો દુઃખમાં પીડાવાને લીધે કાળનેમિને કહ્યું. મને પણ કાળના બળથી દુઃખ આવી પડયું છે. મેં લક્ષ્મણને શક્તિ મારી તેના મારથી તે મૂર્છાગત થઇને ભૂમી ઉપર પડી ગયો છે, તેને જીવતો કરવા માટે હનુમાન ઓષધી લેવા ગએલો છે. હે મહામતે, તે ઓષધી ન આણી શકે તેમ તેને વિઘ્ન થાય તે કરવા માટે તું માયાવી મુનીનો વેશ ગ્રહણ કરી હનુમાનને એવી રીતે છેતર કે તેનો વખત ચાલ્યો જાય. પછી તું પાછો ઘેર આવજે. વખત ગયા પછી લક્ષ્મણ જીવતો થશે નહિ. કાળનેમિ રાવણનું વચન સાંભળીને બોલ્યો. મહારાજા રાવણ, તમે મારૂં વચન સાંભળો અને તેનો બરોબર વિચાર કરો. આપના પ્રિય કરવામાં મારા પ્રાણ જતા હોય તો પણ હું તજવાને સમર્થ છું, પરંતુ જેમ મારીચ મૃગનું રૂપ લઇ વનમાં ગયો હતો અને તેને જે ફળ મળ્યું તેજ ફળ મને પણ મળશે, એમાં જરા પણ સંદેહ નથી. તમારા પુત્ર, પૌત્ર, બીજાં રાક્ષસો અને કુટુંબીઓ મરાણા. આવી રીતે તમે અસુરના કુળનો સંહાર કરાવી નાંખશો. પછી તમે જીવીને શું કરશો ? અને આ રાજ્ય તમુને શું કામ લાગશે ! માટે સીતા રામને પાછી આપો અને રાજ્ય વિભીષણને આપી દો. હે મહા બાહુ, આપ મુનિના વસવાથી મનોહર એવાં આશ્રમમાં જઈને વાસ કરો. સવારમાં શુભ જળમાં સ્નાન કરી, સંધ્યા આદિ ક્રીયા કરી, એકાંતમાં સુખાસન (પદ્માસન) આદિ સુખ આપનારા આસન ઉપર બેસી સર્વ વસ્તુનો ત્યાગ કરી, બીજા વિષયોને દૂર કરી, બાહેરના પ્રાપંચિક વિષયોમાં લીન થએલા ઇન્દ્રિયગણને હળવે હળવે આત્મામાં લગાડી, મુખ્ય જે મન તે વિશેષે આત્મામાં લગાડો એટલે સર્વ ઇન્દ્રિઓ પોતાની મેળે આત્મામાં લીન થશે. રાવણ કાળનેમિનું અમૃત જેવું વચન સાંભળી

અગ્નિ જેવા લાલચોળ થએલા ઘીમાં પાણી નાંખ્યાથી જેમ તાપ થાય એમ ક્રોધથી લાલચોળ આંખો કરીને બળવા માંડયો.

રાવણ બોલ્યો—તું મારી આજ્ઞાનો ઉલ્લંઘન કરે છે, માટે તુંને દુષ્ટને મારી નાંખું છું, તું શત્રુ પાસેથી પૈસા લઈ તેનો દૂત થઇને આમ બોલે છે. કાળનેમિ તે સાંભળીને કહેવા લાગ્યો—મહારાજ, આપ શા માટે ગુસ્સો કરો છો? જો આપને મારૂં વચન ન ગમતું હોય તો હું આપનું કાર્ય કરૂં છું, એટલું બોલી, રાવણના કહેવાથી હનુમાનને વિઘ્ન કરવા માટે ઝટ ગયો. હિમાલયની પડખે જે માર્ગે વાયુનો પુત્ર હનુમાન જતો હતો તે માર્ગની વચમાં તપોવન રચી, મુનિનો વેશ ધારણ કરી, શિષ્યની મંડળીમાં બેઠો. પછી હનુમાને રસ્તાપર જતાં આ શુભ આશ્રમને દીઠું કે શ્રીમાન હનુમાન વિચારમાં પડયા કે પેહેલાં તો આ મુનિનું મંડળ જોવામાં આવ્યું ન હતું માટે હું માર્ગમાં આવતાં ભુલો પડયો હોઇશ? કે મારા મનને ભ્રમ થયો હશે? ખેર હું આશ્રમમાં જઈ સર્વ મુનિનાં દર્શન કરી પાણી પીને દ્રોણાચલ પર્વત ઉપર જાઉં. આમ વિચારી ચોમેર એક જોજનમાં વિસ્તારવાળા તે આશ્રમાં પેસી, કેળ, શાળ, ખજુર, પનશ, આદિ ઝાડથી, પાકેલા ફળના ભારથી અને લચી રહેલી ડાળીઓવાળા ઝાડથી શોભાયમાન આશ્રમ હતું. તે આશ્રમમાં સર્પ અને નોલીયાં પોતાનો વૈર ભાવ ત્યાગ કરીને રહેતાં હતાં. એવું તે શુધ્ધ અનેનિર્મળ આશ્રમ હતું, તે મહા આશ્રમમાં કાળનેમિ નામનો મહા અસુર કપટનો વેશ લઇ શિવનું પૂંજન કરતો હતો. હનુમાને તેની મોટાઇ જોઇ, તેને પ્રણામ કરી કહ્યું હે ભગવન, હું રામનો દૂત છું અને મારૂં નામ હનુમાન છે. રામચંદ્રનું મોટું કાર્ય કરવા માટે ક્ષીર સમુદ્રે જવા સારૂં નિકળ્યો છું. મહારાજ, હે મુનિશ્વર, મને રસ્તામાં તૃષા લાગી છે,તો અહીં પાણી મળશે? આપની ઇચ્છા હોય તો મારે પીવાની ઈચ્છા છે. એ પ્રમાણે કાળનેમિ હનુમાનનું કહેવું સાંભળીને બોલ્યો—મારા કમંડલુમાં પાણી છે, તે તારે પીવા લાયક છે, તો પાણી પીને પછી પાકાં ફળ ખાઇને અહીં સુખમાં રહેજે. પછી જરા નિંદ્રા કરીને જજે, ઉતાવળો થા મા. હું પોતે તપથી ભૂત, ભવિષ્ય અને

વર્તમાન સર્વ જાણું છું. લક્ષ્મણની મૂર્છા ટળી અને તે ઉભા થયા છે, તેમ રામચંદ્રની કૃપા દૃષ્ટિથી સઘળા વાનરાઓ પણ ઉઠયા છે.

હનુમાન બોલ્યા–હે ઋષી, કમંડલનું પાણી પીધું, પરંતુ તેનાથી મારી તરસ છીપતી નથી, પણ ઉલટી અધિક તૃષા થાય છે, માટે મને જલાશય બતાવો. તે સાંભળી કાલનેમિએ માયાથી કરેલા શિષ્યને હુકમ કર્યો કે, આ હનુમાનને મોટું જલાશય બતાવ અને હનુમાનને કહ્યું કે આંખું મીંચીને પાણી પીજે, ત્યાર પછી મારી પાસે આવજે, એટલે હું તુંને ઉપદેશ કરીશ, તેથી તુંને દીવ્ય ઔષધી મળશે. પછી હનુમાન ઠીક એમ કહી શિષ્યે બતાવેલા જલાશયમાં ઉતરીને આંખો મીચીને પાણી પીધું એવામાં મઘર મચ્છની સ્ત્રીનું રૂપ લઇને મહા ભયંકર તે કાળનેમિની મહા માયા હનુમાનને ગળવા માંડી, હનુમાને ક્રોધ યુકત થઇ, પકડીને તરત તેનું મુખ ચીરી નાખ્યું એટલે તે મરી ગઇ. પછી આકાશમાં જઇ, દીવ્યરૂપ ધરી, ધાન્યમાલી નામની સ્ત્રી થઇ હનુમાનને કહેવા લાગી–હે કપીશ્વર, તમારી કૃપાથી મારો શાપમાંથી છુટકો થયો. હું પૂર્વે અપ્સરા હતી અને કોઇ કારણને લીધે મુનિએ શાપ આપ્યો હતો. આ આશ્રમમાં તમે જેને દીઠો છે, તે મહા મુનિ નથી પણ કાળનેમિ નામનો મહા અસુર છે. તમને માર્ગમાં વિઘ્ન કરવા માટે રાવણે તેને મોકલેલો છે, તે મુનિ નથી પણ મુનિનો વેશ ધરનાર છે અને બ્રહ્મહત્યા કરનારો છે, માટે તેને મારીને ઉત્તરમાં દ્રોણાલય પર્વત ઉપર જાઓ. તમારા સ્પર્શથી મારાં પાતક દૂર થયાં હવે હું બ્રહ્મ લોકમાં જાઉં છું, આટલું કહી તેની સ્ત્રી સ્વર્ગમાં ગઈ અને હનુમાન્ આશ્રમમાં ગયા. હનુમાન્‌ને આવતો જોઇ કાળનેમિ બોલ્યો વરવાનર, તુંને વાર કેમ લાગી? તું મારી પાસેથી મંત્ર ગ્રહણ કરીને મને ગુરૂ દક્ષિણા આપ. આમ કહ્યા પછી હનુમાને મજબુત મુઠી વાળીને કહ્યું કે ગુરૂ દક્ષિણા લે, એમ કહી તેને મુઠી મારી એટલે કાળનેમિ મુનિનો વેશ છોડી નાના પ્રકારની માયાથી વાયુના પુત્રની સાથે લડવા માંડયો. તે માયાવી રાવણનો દૂત હતો અને હનુમાન

માયાવીનો શત્રુ હતો. પરસ્પર યુધ્ધમાં હનુમાને તે કાળને-મિના માથામાં એક મુઠિ મારી તેથી તે મરી ગયો. પછી હનુમાન્ ત્યાંથી ક્ષીર સમુદ્ર ઉપર જઇ દ્રોણાચલ ઉપર ઓષધીને ખોળવા માંડયો, પરંતુ ત્યાં ઓષધી મળી નહિ એટલે તે પર્વતને પોતાની પીઠ ઉપર ઉપાડીને એકદમ વાયુના વેગથી રામ પાસે આવીને બોલ્યો. હે મહારાજ, આ પર્વત આણ્યો. માટે જે કરવું ઘટિત હોય તે કરો. હવે વિલંબ કરવાનો સમય નથી. હનુમાનનું વચન સાંભળી મહા બુદ્ધિશાળી રામચંદ્ર મનમાં રાજી થઇ પર્વતમાંથી ઓષધી લઇ સુષેણ વૈદ્ય મારફતે તેનો ઇલાજ કરવા માંડયા. કારણ કે રોગનું નિદાન એટલે રોગ થવાનું કારણ વૈદ્ય વગર બીજો જાણી શકે નહીં અને બીજાને તેમાં અધિકાર પણ નથી. ઉપાય કર્યા પછી લક્ષ્મણ સુઇને ઉઠયા હોય તેમ ઉઠીને બોલ્યા. અરે રાવણ, ઉભો રહે. કયાં જાય છે? હમણાં તુંને મારી નાંખું છું. લક્ષ્મણને આમ બોલતો જોઇ, રામચંદ્રે તેનું મસ્તક સુંઘીને હનુમાનને કહ્યું. હે મહા કપિ, તારી મેહેરબાનીથી મારો ભાઇ લક્ષ્મણ શાંતિથી પાછો ઉઠયો, આટલું કહી વિભીષણનો મત લઇ, વાનર અને સુગ્રીવ સહિત રામ લડવાને તૈયાર થયા. લડવામાં ઇચ્છાવાળા વાનરો પાષણ, ઝાડ અને પર્વતના શિખરો લઇને લડવા માટે આગળ ચાલ્યા. લડાઇ શરૂ થઇ તેમાં રામચંદ્રજી-ના બાણથી રાવણનું આખું શરીર વિંધાઇ ગયું; શરીરમાં વ્યથા થવા માંડી એટલે સિંહથી જેમ હાથી હારીને ભાગી જાય છે, તેમ રાવણ રામચંદ્ર પાસેથી પરાજય પામીને ભાગી ગયો. પછી સભામાં સિંહાસન ઉપર બેસીને સઘળા રાક્ષસોને કહ્યું કે, મને બ્રહ્માએ પૂર્વે કહ્યું હતું કે તારૂં મોત માણસના હાથથી થાશે, પરંતુ ભૂમિ ઉપર કોઇ મનુષ્ય મને મારે તેવો સમર્થ નથી, માટે સાક્ષાત્ ના-રાયણ મનુષ્ય થયા એમાં જરાય શંસય નથી. ઈશ્વર અને દશરથના પુત્ર, "રામ" એવું નામ ધરીને મને મારવા માટે અવતર્યા. હે રાક્ષસો, પેહેલાં અનરણ્ય રાજાએ પણ મને શાપ આપ્યો હતો.-કે, મારા વંશમાં પરમાત્મા ઉત્પન્ન થાશે તે તારા પુત્ર, પૌત્ર અને કુટુંબી સઘળાનો સંહાર કરશે. આટલું કહી તે સ્વર્ગમાં ચાલ્યો ગયો હતો. માટે

તે રામ મારે માટે થયો છે અને મને મારશે. મારો ભાઇ કુંભકર્ણ મહા બળવાન્ છે, પરંતુ મૂર્ખ આખો દિવસ નિદ્રામાં રહે છે, તેને જગાડીને મારી પાસે લઇ આવો. તે હુકમ સાંભળતાં વેંતજ મોટી કાયાવાળા રાક્ષસો દોડયા અને ઝટ કુંભકર્ણને જગાડી, રાવણ પાસે લઇ આવ્યા. કુંભકર્ણ રાવણને નમસ્કાર કરી, તેની પાસે આસન ઉપર બેઠો. રાજા રાવણે તેને દીન વાણીથી કહ્યું, હે કુંભકર્ણ, સાંભળ. મોટું કષ્ટ પાસે આવ્યું છે. મેં પુત્ર, પૌત્ર, મહાબળવાન્ કુટુંબીઓ અને બીજા શૂરવીરોનો નાશ કરાવી નાંખ્યો છે. હવે મૃત્યુનો વખત પાસે આવ્યો છે, માટે મારે શું કરવું? દશરનો પુત્ર રામ સુગ્રીવની સાથે સમુદ્ર તરીને અહીં આવ્યો છે અને આપણા વંશનો નાશ કરે છે. જે મુખ્ય રાક્ષસો હતા તેને તો વાનરાઓએ મારી નાંખ્યા, પરંતુ લડાઇમાં કોઇ વાનરાનો નાશ થયો એમ દેખાતું નથી. હે મહામત્ત, માટે તે સર્વ વાનરોનો નાશ કરવા માટે તુંને જગાડયો. માટે તેનો નાશ કરી, આ કઠિન કામ તું કરી આપ. રાવણનું દીનતાવાળું વચન સાંભળી કુંભકર્ણને ઘણું હસવું આવ્યું.

કુંભકર્ણ બોલ્યો–હે રાજન્, પ્રથમ આપણે જ્યારે ન્યાય વિષે વિચાર કરવા બેઠા હતા, ત્યારે મેં તમને જે કહ્યું હતું, તે પાપ કર્મનું ફળ આજ તમને પૂર્ણ રીતે મળ્યું. મેં તમને પ્રથમ કહ્યું હતું કે રામ પોતે સાક્ષાત્ નારાયણ છે અને સીતા યોગમાયા છે. આમ બોધ કર્યા છતાં પણ તું સમજ્યો નહિ. એક વખતે હું વિશાલા નગરીના વન પાસેના પર્વતના શિખર ઉપર બેઠો હતો એવામાં દેવતાની સભામાંથી ભગવાન્ નારદ આવ્યા. તેને મેં પૂછ્યું કે મહારાજ, કયાંથી પધારો છો! તે મને કહો.

નારદ બોલ્યા–હું દેવતા વિચાર કરવા માટે મળેલી દેવની સભામાં ગયો હતો, ત્યાં જે બન્યું તે તુંને સાંભળવાની ઇચ્છા છે માટે બરોબર કહી બતાવું. તમે બે ભાઇઓ દેવતાઓને દુઃખ આપો છો, તેથી દેવતાઓ કંટાળીને વિષ્ણુ પાસે ગયા ત્યાં જઇ દેવના દેવ એવા વિષ્ણુની ભકિતવડે સ્તુતિ કરી બોલ્યા–કોઇથી પણ પરાજય ન પામે તેવા ત્રણ લોકમાં કંટકરૂપ રાવણને મારો. બ્રહ્માએ પ્રથમ તેનું

મૃત્યુ મનુષ્યના હાથથી કલ્પેલું છે, તો તમે મનુષ્યમાં અવતાર લઇ તેને મારો. તે સાંભળી સત્ય છે સંકલ્પ જેનો એવા સમર્થ વિષ્ણુ બોલ્યા—બહુ સારૂં. માટે રઘુકુલમાં રામ એવા નામથી પ્રગટ થયા છે, તે તમારા કુલનો સંહાર કરશે. આટલું કહી નારદ મુનિ ચાલ્યા, માટે રામને તું સનાતન પરબ્રહ્મ જાણી, વેર તજી દઇ, માયા વડે મનુષ્યના શરીરને ધારણ કરનારા રામનું ભજન કર. ભકિતથી તેની એક વાર પણ સેવા કરી હોય તો તે રામ પ્રસન્ન થાય છે. ભકિત વડે જ્ઞાન મળે છે, મોક્ષ પણ ભકિતથી થાય છે. ભકિત (અંતઃકરણનો ખરો પ્રેમ ધર્મ) વગર જે કંઇ કરવામાં આવે છે તે સઘળું નાશવંત છે. ક્રીડા કરવા માટે વિષ્ણુ અનેક અવતારો કરે છે, તેમાં હજાર અવતાર જેવા એક રામ છે, તે દીવા સમાન છે, જ્ઞાન મય છે, અને કલ્યાણ મય છે. જે નિપુણ મનુષ્ય મનથી અને વાણીથી, હંમેશાં રામનુ ભજન કરે છે, તે વગર મહેનતે સંસાર રૂપી સમુદ્રને તરી વિષ્ણુ પદને પામે છે. જે સંસારમાં શુદ્ધ અંતઃકરણથી રામનું નિંરતર ધ્યાન કરે છે, તેનાં ચરિત્રો ભણે છે, તે સંસારના ભોગરૂપી મહાસર્પની ફાસીમાંથી મુકત થઇને સીતાના પતિ શ્રી રામચંદ્રના અનંત સુખ આપનાર ચરણને પામે છે.

ये राममेव सततं भुवि शुद्धसत्त्वा ध्यायंति तस्य चारितानि पठंति संतः।
मुक्तास्त एव भवभोगमहाहिपाशैः सीतापतेः पदमनंतसुखं प्रयांति॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો સાતમો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૮ મો.

## श्रीमहादेव उवाच.

कुंभकर्णवचः श्रुत्वा भ्रूकुटीविकटाननः ।
दशग्रीवो जगादेदमासनादुत्पतन्निव ॥

શ્રી મહાદેવ કહે છે-કુંભકર્ણનું વચન સાંભળી રાવણ ભ્રૂકુટી ચડાવી, ભયંકર ચેહેરો કરી, આસન ઉપરથી ઉંચો ઉડતો હોય તેમ ઉભો થઇને બોલ્યો—તું ઘણો બુદ્ધિમાન્ છે, એમ ધારી મેં તુંને અહીં જ્ઞાન કરાવવા માટે બોલાવ્યો નથી પણ મારી આજ્ઞાને સ્વીકારી જો લડવા માટે જવું હોય તો ભલે જા, નહિતર શયન કરવા માટે જા. કારણ કે હમણાં તુંને નિદ્રા દુઃખ આપે છે. મહા બળવાન્ કુંભકર્ણ એ પ્રમાણે રાવણનું વચન સાંભળીને જાણી ગયો કે આ ભાઇ મારા પર ગુસ્સે થયો છે, તેથી ઝટ લડાઇ કરવા માટે ચાલ્યો. અને મોટા પર્વત જેવડા કીલ્લાને ઓલ્લંઘી, લંકાથી બાહેર આવી, સમુદ્રને ગજાવતો, મહા નાદ કરી વાનરોને ડરાવવા લાગ્યો અને પોતાના બે હાથથી પકડી, મહા રોષથી તેનું ભક્ષણ કરવા અને પીડવા માંડયો. પાંખવાળા પર્વત જેવા દેખાતા કુંભકર્ણને કાળ જેવો જોઇ, વાનરાઓ નાસી ગયા. આવી રીતે મહા બળવાન્ વાનરની સેનાની વચમાં હાથમાં મુદ્ગર લઇને વાનરાને હાથ પગથી કચરી નાંખતા કુંભકર્ણને જોઇ, વિભીષણે પોતાના હાથમાં ગદા લઈ, તેના ચરણમાં પ્રણામ કરીને કહ્યું કે હે મહામતે, હું તમારો ભાઇ છું, મારી ઉપર દયા કરો. હે ભાઈ, મેં રાવણને ઘણી વાર સમજાવી કહ્યું કે રામને સીતા સોંપી દ્યો. કારણ કે રામ સાક્ષાત્ વિષ્ણુનો અવતાર છે, તોપણ તેણે મારૂં કહેવું સાંભળ્યું નહિ, પણ તરવાર ઉગામીને પાપીની મંડળીમાં બેઠેલા રાવણે મને મારવાનું કહી, એક લાત મારીને કહ્યું કે તુંને ધિક્કાર છે, અહીંથી ચાલ્યો જા." એટલે ચાર કાર્યભારી અને હું, એટલા રામચંદ્રને શરણે આવ્યા. કુંભકર્ણે સઘળું સાંભળીને જાણ્યું કે મારો ભાઇ વિભીષણ આવ્યો છે, તેથી તેની સાથે મળીને બોલ્યો.

કુંભકર્ણ કહે છે—હે વત્સ, તેં રામના ચરણનો આશ્રય કર્યો છે, તેથી તુને આશીષ્ આપું છું કે તું જીવતો રહે. રાક્ષસનું હિત કરવા માટે અને રાક્ષસ કુલનો સંહાર ન થાય એવી ઇચ્છાથી મહા વૈષ્ણવ ભક્ત થઇશ એમ પૂર્વે નારદ મુનિના મુખથી મેં સાંભળ્યું હતું. હે ભાઇ, હવે તું અહીંથી ચાલ્યો જા. મને આ વખતે ઘણો મદ ચડયો છે, તેથી મારાં નેત્ર આંધળાં થઈ ગયાં છે. તે સાંભળી વિભીષણની આંખમાંથી અશ્રુ પડવા માંડયાં અને પોતાના ભાઈના ચરણમાં પ્રણામ કરી, રામચંદ્રની પાસે જઈ, ચિંતાતુર થઈને ઉભો. કુંભકર્ણે મદમત્ત હાથીની માફક હાથ અને પગથી વાનરાઓની સેનાને પીચી નાંખી ઘણું કષ્ટ આપ્યું, તે, રામચંદ્રે જોઇ, ઘણા ગુસ્સે થઇ, હાથમાં વાયુ શસ્ત્ર લઇ, કુંભકર્ણ ઉપર ફેંકયું તેથી તેના જે હાથમાં મુદ્ગર હતું તે જમણો હાથ કપાઇ જવાથી તે રાક્ષસ ભયંકર નાદ કરવા લાગ્યો. તે જમણો હાથ હેઠો પડવાને લીધે હજારો વાનરાઓ પીચાઇ ગયા અને બાકીના બીજા ધ્રુજતા પડખે ઉભી, રામચંદ્ર અને રાક્ષસનું યુદ્ધ જોવા લાગ્યા. કુંભકર્ણનો એક હાથ કપાઇ ગયા પછી, બીજા હાથમાં એક શાલનું ઝાડ ઉપાડી, રામચંદ્રને મારવા માટે તેની સામો દોડયો. રામચંદ્રે જેમાં શાલનું ઝાડ ઉપાડેલું હતું એવા કુંભકર્ણના ડાબા હાથને ઇંદ્ર શસ્ત્રથી કાપી નાંખ્યો. બન્ને હાથ કપાઇ ગયા પછી કુંભકર્ણ નાદ કરતો રામની સામો દોડયો. રામે અર્ધ ચંદ્રાકારનાં બે બાણ મારીને તેના બે ચરણ કાપી નાંખ્યા. તે બે ચરણ મહા શબ્દ કરતા લંકાના બારણામાં જઇને પડયા. આવી રીતે હાથ અને પગ કપાઇ ગયા કેડે અતિ ભયંકર કુંભકર્ણ રાહુ જેમ ચંદ્રને ગળવા જાય તેમ વડવાનલ જેવું પોહોળું મુખ કરી રામને ગળવા માટે તેના તરફ દોડયો એટલે રામચંદ્રે સજેલાં બાણથી તેનું મુખ ભરી દીધું. કુંભકર્ણનું મુખ આખું બાણથી ભરાઇ ગયું ત્યારે તેણે અતિ ભયંકર ચીશ પાડી. પછી રામચંદ્રે ઉત્તમ વજ્ર જેવું ઇન્દ્ર ધનુષ્ કુંભકર્ણનો વધ કરવા તેના ઉપર ફેંકયું. તે ધનુષે પર્વત જેવા પ્રકાશિત કુંભકર્ણના માથાને "જેમ વજ્રે વૃત્રાસુરના માથાને કાપી નાંખ્યું તેમ" કાપી નાંખ્યું, કે તે મસ્તક લંકાના બારણામાં જઇને પડયું, તેથી

લંકાનું બારણું ઢંકાઇ ગયું. તેનું શરીર સમુદ્રમાં પડયું, તેનાથી ઝુડ વિગેરે જલચર પ્રાણિ કચરાઇ મુવાં. આવું ઉત્તમ કર્મ જોઇ, દેવતા, ઋષિઓ, ગંધર્વ, પન્નગ, આકાશમાં ફરનાર સિદ્ધ, ગુહ્યક અને અપ્સરાઓ રામ ઉપર પુષ્પનો વર્ષાદ કરી, તેની સ્તુતિ કરવા અને આવકાર આપવા માંડયા, એવામાં પોતાની કાંતિથી દિશાને દિપાવતા મુનીશ્વર નારદ આકાશ માર્ગે તેજસ્વી છે શરીર જેનું, ધનુષ્યને ધારણ કરનાર, જરા રાતા રંગના મોટા નેત્રવાળા, બાહુમાં ઇંદ્રધનુષ્યને ધારણ કરવાથી મનોહર દેખાતા, દયા વડે કરૂણા રસમાં ભીના શ્રી રામચંદ્ર બાણથી પીડાએલા વાનરોને જોતા હતા, તેને જોઇ, ભક્તિથી ગદ્ ગદ્ કંઠ થઇને સ્તુતિ કરવા લાગ્યા.

- શ્રી નારદ સ્તુતિ કરે છે-હે દેવ દેવ, હે જગત્‌ના નાથ, હે પરમાત્મન્, હે સનાતન, હે વિશ્વના સાક્ષિ, તમને નમસ્કાર કરૂં છું. આપ શુદ્ધ છો, જ્ઞાન સ્વરૂપ છો, તોપણ સંસારમાં મનુષ્યને મોહિત કરવા માટે, માયા વડે મનુષ્યનું સ્વરૂપ લઇ, દુઃખી મનુષ્યની માફક અને સુખી મનુષ્યની માફક જણાઓ છો. પણ આપ સર્વ મનુષ્યના અંતઃકરણમાં સ્વતઃ પ્રકાશ કરીને રહ્યા છો; પરંતુ માયાને લીધે જણાતા નથી અર્થાત્ માયામાં લીન થઇને રહ્યા છે. આપ સર્વના અંતઃકરણમાં રહ્યા છો તેનું કારણ એ કે, આપ તેજોમય છો, સ્વભાવ પણ આપ છો, માટે નિર્મળ અંતઃકરણથી આપ જણાઓ છો અર્થાત્ નિર્મળ અંતઃકરણવાળા પોતાના હૃદયમાં તમારો અનુભવ કરે છે. આપ જ્યારે નેત્રને ઉઘાડો છો, ત્યારે ત્રણ જગતને સ્રજો છો અને આપ જ્યારે ત્રણ નેત્રને મીચી જાઓ છો ત્યારે સર્વ જગત્‌નો પ્રલય થાય છે. જે આ સ્થાવર અને જંગમ જગત્‌ને ઉત્પન્ન કરે છે અને જેમાં સ્થાવર રૂપ જગત્‌નો લય થાય છે એવા પરબ્રહ્મને પ્રણામ કરૂં છું. મોટા મુનિઓ જેને પ્રકૃતિ રૂપ જાણે છે, જેને પુરૂષ રૂપે ઓળખે છે, વ્યક્ત (મટકું મારવું વિગેરે) અને અવ્યક્ત (ક્ષણ વિગેરે) સ્વરૂપ છે જેનું એવા કાળરૂપ આપને માને છે. એવા હે રામ, આપને નમસ્કાર હો. આપનું સ્વરૂપ શુદ્ધ, વિકાર રહિત અને જ્ઞાનમય છે, આમ વેદ ગાય છે. આપ સર્વ જગતના આકાર છો, એમ પણ પ્રતિપાદન કરે છે,

તેમાં પ્રથમ શુદ્ધ એટલે વિકાર રહિત રૂપ જણાવ્યું અને પાછળથી જગત્ રૂપ છે એમ કહ્યું. જગત પોતે વિકારથી ભરેલું માટે ઇશ્વર પણ વિકારી ઠર્યો. આ ઉપરથી વેદવાદીના બોલવામાં મોટો વિરોધ આવે છે, પરંતુ વસ્તુતાએ જોતાં માયા વડે ક્રીડા કરતા એવા પરમાત્મામાં જરા પણ વિરોધ આવતો નથી, કારણ કે માયામાં લીન થએલા આપણને ઈશ્વર જગતૂના આકારમાં દેખાય છે અને તેના માયાના સ્વરૂપને જાણવું તે તેની કૃપા વગર જણાય નહિ. જેમ સંસારમાં સૂર્યનાં કિરણ પડે છે તે ઝાંઝવાના જળરૂપે દેખાય છે, પરંતુ તેનું જ્ઞાન થયું એટલે તે પાણી નથી પણ સૂર્યનાં કિરણો છે એમ જ્ઞાન થવું તે મુસ્કેલ છે. એક વસ્તુમાં બીજી વસ્તુનું જે જ્ઞાન તેને भ्रांति ज्ञान કહે છે. જેમ છીપમાં રૂપાનું-જ્ઞાન થાય છે, તે જ્ઞાનને भ्रांति ज्ञान કહે છે. તે भ्रांति ज्ञान થવાથી તમારે વિષે જગતૂનું સ્વરૂપ કલ્પેલું છે, પરંતુ આપનું સ્વરૂપ નિર્ગુણ અને પરમ છે. તે શ્રવણ, મનન, નિદધ્યાસ આદિથી સંસ્કાર પામેલા મન વડે જણાય છે. કારણ શ્રુતિમાં પણ કહ્યું છે કે दृश्यते परया बुद्धया ઉત્તમ બુદ્ધિથી જણાય છે. મહારાજ, આપનું નિર્ગુણ સ્વરૂપ જ્યારે જણાય નહિ ત્યારે સેવા કેની કરવી ? આમ ધારી નિર્ગુણ સ્વરૂપ બરોબર ન જણાવાથી તેવા રૂપનો વિચાર કર્યા વગર આપનાં જે અવતાર રૂપો છે, તેને બુદ્ધિમંત નિપુણ મનુષ્યો સેવે છે અને તેની કૃપાથી સંસાર સમુદ્રને તરે છે. સંસારમાં કામ, ક્રોધરૂપી ઘણા શત્રુઓ છે, તે, "મીંદડો જેમ ઉંદરને ડરાવે છે, તેમ" તમારા ધ્યાન કરવામાં વિઘ્ન કરે છે. તમારા નામનું સ્મરણ કરનારા, તમારા રૂપનું મનમાં મનન કરનારા, તમારી સેવામાં પોતાના શરીરને તત્પર રાખનારા અને તમારી ભક્તિ સાથે સંબંધ રાખ-નારા મનુષ્યને સંસાર ગાયની ખરી જેવડો થઈ જાય છે. માટે તમારા સદ્ગુણ સ્વરૂપનું મારા અંતઃકરણમાં ધ્યાન કરી મુક્ત થઈ, ત્રણ લોકમાં ફરૂં છું અને તમારી કૃપાથી દેવતાઓ મારી પૂજા કરે છે. હે રામ, આપે દેવતાના હિત માટે મોટું કર્મ કર્યું છે. હે મહારાજ, કુંભકર્ણને માર્યો તેથી આજ ભૂમિ ઉપરથી ભયનો નાશ થયો. કાલે લક્ષ્મણ લડાઇમાં ઇંદ્રજીતૂને મારશે અને પરમ દિવસે

આપ રાવણને મારશો. હું સિદ્ધ પુરૂષની સાથે આકાશમાં રહી સઘળું જોઉં છું. હે દેવ, મારી ઉપર દયા કરો. હવે હું સ્વર્ગમાં જાઉં છું. આટલું કહી ભગવાન્ રામચંદ્ર પાસેથી રજા માગી, ભગવાન્ ઋષિ-નારદ દોષરહિત બ્રહ્મ લોકમાં ગયા. રાવણને ખબર પડી કે મહા બળવાન્ ભાઇ કુંભકર્ણને મહા પરાક્રમી રામચંદ્રે માર્યો, એટલે શોકમાં તત્પર થઇ, તરત મૂર્છા ખાઈને હેઠે પડી ગયો. થોડી વાર પછી મૂર્છા વળી એટલે ઉભો થઇ વિલાપ કરવા માંડયો. ઇંદ્રજીત્‌ને ખબર થયા કે મારા કાકા કુંભકર્ણ મરી ગયા, એ સાંભળીને મારા પિતા શોકથી વિહ્વલ થઇ ગયા છે તેથી શોકમાં ડુબી ગએલા રાવણ પાસે જઇને કહ્યું. હે મહામતે, શોક શા માટે કરો છો? હું તમારો પુત્ર ઇંદ્રજીત બેઠો છું, માટે તમારે કંઇ પણ ચિંતા કરવી નહિ. મારૂં બળ ઓછું નથી. હે મહારાજ, આપથી દેવતાઓ પણ ડરે છે, ત્યારે આપને દુઃખ કયાંથી હોય. શાંત થાઓ. તમારૂં સર્વે દુઃખ નાશ પામશે. હું સર્વે સારૂં કરીશ અને આપના શત્રુનો નાશ કરીશ. હું કુંભિલા નામના પ્રદેશમાં જઇ, ત્યાં યજ્ઞ કરી, અગ્નિ દેવને તૃપ્ત કરી, તેની પાસેથી રથ વિગેરે મેળવીશ, તેથી શત્રુઓ મને જીતી શકશે નહિ. આટલું કહી પોતે કહેલી વનની જગોમાં ગયો અને ત્યાં પુષ્પની માળા પેહેરી, શરીરમાં રતાંજલીનું ચંદન ચોપડી તે વનમાં અગ્નિના હોમનો આરંભ કર્યો. આ વાત વિભીષણે જાણી એટલે રામચંદ્રને, દુરાત્મા ઇંદ્રજીત હોમ કરે છે એમ કહી દીધું અને હોમ કરવાનું કારણ પણ કહી બતાવી કહ્યું કે, જો મેઘનાદનો હવન પુરો થશે તો તેને સુર અથવા અસુર કોઇ પણ જીતી શકશે નહિ, માટે લક્ષ્મણને મારી સાથે આવવાની આજ્ઞા કરો. કારણ કે તે મહા પરાક્રમી છે અને તેનાથી હું રાવણપુત્ર ઇંદ્રજીત્‌નો નાશ કરાવીશ. તમારા નાના ભાઇ તેને અવશ્ય મારશે.

શ્રી રામચંદ્ર બોલ્યા—હું ઇંદ્રજીત્‌ને મારવા માટે જઇશ, મારી પાસે અગ્નિએ આપેલું મોટું અસ્ત્ર છે, તે મોટા રાક્ષસનો નાશ કરનારૂં છે.

વિભીષણ બોલ્યા—મહારાજ, આનો નાશ બીજો કરી શકે

તેમ નથી, જેણે બાર વર્ષ સુધી આહાર અને નિદ્રા તજી દીધી હોય તેના હાથથી આનું મૃત્યુ બ્રહ્માએ નિર્માણ કરેલ છે. તમે જ્યારે અયોધ્યામાંથી બહાર નિકળ્યા ત્યારે લક્ષ્મણ પણ તમારી સાથે આવ્યા હતા. હે રામચંદ્ર, તે દિવસથી લક્ષ્મણે આહાર ને નિદ્રાનું નામ માત્ર જાણ્યું નથી, અર્થાત્ ત્યાગ કર્યું છે. તે ત્યાગ કરવાનું કારણ તમારી સેવા વગર બીજું કશુંએ નથી. હે દેવેશ, માટે મારી સાથે લક્ષ્મણને આવવાનો હુકમ કરો, તે જરૂર મારશે એમાં જરાય સંદેહ નથી. કારણ કે તમે સાક્ષાત્ જગત્ના ઇશ્વર અને નારાયણ છો અને લક્ષ્મણ ભગવાન્ શેષનો અવતાર છે. તમે બન્ને જણા ભૂમિનો ભાર ઉતારવા માટે જગત્રૂપી આ એક નાટક છે તેના સૂત્રધાર રૂપે અવતરેલા છો.

त्वमेव साक्षाज्जगतामधीशो नारायणो लक्ष्मण एव शेषः ।
युवां धराभारनिवारणार्थं जातौ जगन्नाटकसूत्रधारौ ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯ મો.

### श्रीरुद्र उवाच.

विभीषणवचः श्रुत्वा रामोवाक्यमथाब्रवीत् ।
जानामि तस्य रौद्रस्य मायां कृत्स्नां विभीषणां ॥

શ્રીરૂદ્ર કહે છે–હે પાર્વતી, પછી વિભીષણનું વચન સાંભળીને રામચંદ્ર બોલ્યા–અરે વિભીષણ અત્યંત તમોગુણી એવા ઇન્દ્રજીત્ની માયા હું સઘળી જાણું છું, તેને બ્રહ્માસ્ત્ર મારતાં આવડે છે, તે મહા પરાક્રમી અને બળવાન્ છે. તેમ લક્ષ્મણના સ્વરૂપને અને લક્ષ્મણે મારી જે સેવા કરી છે તેને પણ જાણું છું; પરંતુ ઈન્દ્રજીત્ના વધ રૂપી મોટું કાર્ય ભવિષ્યમાં કરવાનું હતું, તેથી મેં લક્ષ્મણને તે કાર્ય કરતાં અટકાવ્યો નથી. નહિતર તેને

કેમ ઉપવાસ વિગેરે કરવા દર્શો, આટલું કહી જ્ઞાનીમાં ઉત્તમ એવા શ્રીરામચંદ્રે લક્ષ્મણને કહ્યું—હે લક્ષ્મણ, તું હનુમાન્ વિગેરે મોટા લડવૈયાની સાથે મોટું સૈન્ય લઇને ઇન્દ્રજીતને મારવા માટે જા અને તેનો વધ કર. રીંછનો રાજા મહા બળવાન્ જાંબવાન્ પોતાની સેનાની સાથે તારી સાથે આવશે અને વિભીષણ પોતાના કાર્યભારી સાથે તારી પાછળ આવશે. કારણ કે તે, તે વનની ગુફાઓ જાણે છે. લક્ષ્મણે રામચંદ્રનું વચન સાંભળી, હાથમાં ધનુષ્‌ને ગ્રહણ કરી, વિભીષણની સાથે રામના ચરણમાં નમસ્કાર કરીને કહ્યું હે મહારાજ, મારા ધનુષ્‌માંથી જે બાણો ઈન્દ્રજીત્‌નો નાશ કરશે, તે ભોગાવતીમાં સ્નાન કરવા માટે પાતાળમાં જાશે, આટલું કહી, રામને પ્રદક્ષિણા ફરી, પ્રણામ કરી, ઇન્દ્રજીત્‌ના નાશ કરવાની ઇચ્છાથી તે ઉતાવળા ગયા. તેની પાછળ હનુમાન્ ઘણા વાનરાઓને લઇને ગયા. મંત્રિઓને સાથે લઈને વિભીષણ ઉતાવળા ગયા. જાંબવાન્ વિગેરે રીંછો લક્ષ્મણની પાછળ ગયાં. આવી રીતે લક્ષ્મણે વાનરાની સેના સાથે કુંભિલા નામના વનમાં જઇને છેટેથી જોયું તો ઇન્દ્રજીત્‌ની રક્ષા કરવા માટે રાક્ષસનું મોટું સૈન્ય ઉભું દીઠું. પછી મહા પરાક્રમી લક્ષ્મણ ધનુષ્ લઈ તૈયાર થયા, તેની સાથે મહા વીર અંગદ અને મહા શૂરવીર હનુમાન તૈયાર થયા.

વિભીષણ બોલ્યો—હે લક્ષ્મણ, આ રાક્ષસની સેનાને જુઓ. આ મેઘ જેવી મોટી દેખાય છે, તે રાક્ષસની સેના છે, તેને મારવા માટે આપ મહેનત કરો. કારણ કે તેને માર્યા પછી ઇન્દ્રજીત્ દેખાશે. માટે તેનું કાર્ય પુરૂં થાય નહિ, એટલામાં ઇન્દ્રજીત્ સાથે લડાઈ કરો. તેઓ, હિંસા ઉત્તમ ધર્મછે એમ માને છે તેને ઝટ મારો. એ પ્રમાણે વિભીષણનાં વચન સાંભળી સદાચારમાં કુશળ એવા લક્ષ્મણે રાવણના પુત્ર ઇંદ્રજીત્ ઉપર બાણનો વર્ષાદ કરવા માંડયો અને વાનરાઓ પાષાણવતી પર્વતના શિખરવતી અને ઝાડવતી રાક્ષસોને મારવા માંડયા. રાક્ષસો પરશીથી, સજેલા બાણથી, તરવારથી, લાકડીથી અને તોમરથી વાનરાના સેનાપતિઓને અને વાનરાને મારવા લાગ્યા. લડાઇ શરૂ થઇ તે વખતે

મોટો હોકારો થવા માંડયો અને રાક્ષસ તથા વાનરો વચ્ચે ભયંકર યુદ્ધ ચાલ્યું. ઈંદ્રજીતે જાણ્યું કે મારું સૈન્ય મરે છે એટલે તે હોમ સ્થાનને તજી દઈ, રથમાં બેસી, ઘણો કોપ કરીને આવ્યો અને રણસંગ્રામના મોખરામાં લક્ષ્મણને લડવા માટે બોલાવીને કહ્યું કે, હું ઈંદ્રજીત્ છું (ઇન્દ્રને મેં જીત્યો છે). હું જ્યાં સુધી જીવતો છું ત્યાં સુધી તારો છુટકો થવાનો નથી, એવામાં ત્યાં પોતાના કાકાને દીઠો, એટલે ક્રૂર ભાષણ કરવા માંડયો. આ મારો સગો કાકો અમારે ત્યાં ઘરડો થયો, તે તું પોતાના કુટુંબીનો ત્યાગ કરી રામનો ચાકર થઇને રહ્યો છે. ધિઃકાર છે તુંને. હું પુત્ર ઉપર દ્રોહ કેમ કરે છે? અરે દુષ્ટ બુદ્ધિ, તું ઘણો પાપી છો, આમ કહી હનુમાનની પાછળ લક્ષ્મણ ઉભા હતા તેને જોઇને જેમાં તરવાર વિગેરે હથીઆરો દેખાય તેમ રાખેલાં હતાં એવા મોટા રથમાં બેઠેલા ઇંદ્રજીતે સાડા સાત વેંતનું મોટું ધનુષ્ લઇ તેનો ટંકાર કરી બોલ્યો—વાનરાઓ, આ મારા બાણ તમારા પ્રાણને પીશે. પછી શત્રુનો નાશ કરનારા લક્ષ્મણે ધનુષ્માં બાણને સાંધી કોપાયમાન થએલા, સર્પની પેઠે ફુંફાડા મારતા રાક્ષસના રાજા ઈંદ્રજીત્ ઉપર બાણ ફેંકયું. બાણ ફેંકતી વખતેજ ઇંદ્રજીત્ લાલચોળ આંખ કરી, લક્ષ્મણની સામું જોવા લાગ્યો, એવામાં તો ઈંદ્રના વજ્ર જેવાં તીક્ષ્ણ મારનાં બાણ વાગવાથી બે ઘડી મૂર્છા ખાઇ ગયો. પછી ઇંદ્રિઓ જ્યારે શાંત થઇ અને ભાન આવ્યું એટલે સામા ઉભેલા દશરથના પુત્ર લક્ષ્મણ નજરે પડયા કે નેત્રને લાલચોળ કરી, લક્ષ્મણની સામે જઇ, ધનુષ્માં બાણ સાંધીને લક્ષ્મણને કહ્યું કે તારી સાથે મેં પ્રથમ યુદ્ધ કર્યું, તેમાં મારું પરાક્રમ તારા જોવામાં આવ્યું નહિ. હવે તુંને હમણા મારું પરાક્રમ બતાવું છું. ઉભો રહે, આટલું કહી લક્ષ્મણને સાત બાણ મારી સજેલાં તીક્ષ્ણ ધારવાળાં દશ મોટાં બાણ હનુમાનને મારી, ક્રોધથી બમણો ગુસ્સે થઈ વિભીષણને શો બાણ માર્યાં. લક્ષ્મણે પણ તેવીજ રીતે શત્રુ ઉપર બાણનો વર્ષાદ કરવા માંડયો. લક્ષ્મણનાં બાણ વાગવાથી ઇંદ્રજીતનું સુવર્ણ જેવું ચળકતું બખતર ભાંગીને રથમાં પડી ગયું અને તેના તલ તલ જેવડા કકડા થઇ

ગયા, આથી ઇંદ્રજીતને બમણો ક્રોધ ચડવાથી તેણે મહા પરાક્રમી લક્ષ્મણને યુદ્ધમાં હજાર બાણ માર્યા, તે વડે લક્ષ્મણનું દેવતાઇ કવચ ભાંગીને નિચે પડી ગયું. આમ એક બીજાએ પરસ્પર એક બીજાનું વૈર વાળ્યું. બન્ને જણા શ્રમને લીધે વારંવાર શ્વાસ મૂકતા હતા, બન્ને જણાનાં શરીર વિંધાઇ ગયાં હતાં અને લોહિ લોહાણ થઈ ગયાં હતાં. આવી રીતે બન્ને જણા ઘણા દિવસ સુધી પરસ્પર સજેલા બાણ વડે લડયા, પરંતુ કોઈનો જય થયો નહિ, એવામાં લક્ષ્મણે પાંચ બાણ મારી ઇંદ્રજીતના સારથીને, રથને ને તેના ઘોડાને મારીને લોટ કરી નાંખ્યા અને પોતાના હાથની ચતુરાઇ બતાવી, તેના ધનુષ્ને કાપી નાખ્યું. એટલે તેણે ઉતાવળથી સારૂં ધનુષ્ તૈયાર કર્યું. લક્ષ્મણે તે ધનુષ્ના પણ ત્રણ કકડા કરી નાંખી, અનેક બાણ મારી તેને વિંધી નાખ્યો. ભયંકર છે પરાક્રમ જેનું એવા ઇંદ્રજીતે બીજા ધનુષ્માં બાણ લઇ લક્ષ્મણને માર્યું અને બીજા સૂર્ય જેવા ચળકતાં સજાવેલાં બાણથી સઘળા વાનરોને ભેદી નાંખી દીશાઓ બાણમય કરી મૂકી. લક્ષ્મણે ઇંદ્રનું અસ્ત્ર લઇ, ઇંદ્રજીત્ ઉપર ટાંકાને કાન પર્યંત ખેંચી શ્રીરામચંદ્રના ચરણનું સ્મરણ કરીને કહ્યું, કે રામની પ્રતિજ્ઞા જો સત્ય હોય તો, રામ ધર્માત્મા હોય તો અને ત્રણ લોકમાં તે એક શૂરવીર હોય તો, આ ધનુષ્ ઇંદ્રજીતનો નાશ કરો. આટલું કહી કર્ણપર્યંત ખેંચેલા બાણને સીધું ઇન્દ્રજીત્ તરફ ફેંકયું. તે બાણે ઇંદ્રજીત્ના મુકુટ અને મસ્તકના તથા શોભાયમાન કુંડલના કકડા કરી નાંખ્યા અને મસ્તકને શરીર ઉપરથી હેઠ પાડી નાંખ્યું. તે વખતે આકાશમાં રહેલા દેવતાએ તે જોઈ, પુષ્પની વૃષ્ટિ કરીને શ્રીરામચંદ્રની સ્તુતિ કરવા લાગ્યા. ઇંદ્ર, મહર્ષીની સાથે હર્ષ પામ્યો. દેવતાના નગારાં સ્વર્ગમાં વાગવા માંડયાં. તેનો શબ્દ ચોમેર ફેલાઈ ગયો, આકાશ નિર્મલ થઇ ગયું, પૃથ્વી રાક્ષસના ભારથી કંપતી હતી તે સ્થિર થઈ ગઇ અને રાવણનો પુત્ર મરી ગયો જોઇ લક્ષ્મણનો જયજયકાર થવા માંડયો. પછી જ્યારે લક્ષ્મણનો થાક ઉતર્યો, ત્યારે તેણે શંખ વગાડી, સિંહના જેવી ગર્જના કરી, ધનુષ્નો ટંકાર કર્યો. તેનો શબ્દ સાંભળી વાનરાનો થાક ઉતરી ગયો અને તે હર્ષ

પામ્યા.પછી હર્ષ પામીને વારંવારસ્તુતિ કરતા વાનર સેનાપતિની સાથે લક્ષ્મણે રામચંદ્રની પાસે આવી રામચંદ્રનાં દર્શન કરી, હનુમાન્ અને વિભીષણની સાથે મોટા ભાઇ, નારાયણ સ્વરૂપ અને સમર્થ શ્રીરામને વિનયથી પ્રણામ કરી કહ્યું કે, આપના પ્રતાપ અને પ્રસાદથી લડાઇમાં ઇંદ્રજીતને માર્યો છે. તે સાંભળી રામચંદ્રજી ઘણા ખુસી થઇ, સ્નેહથી તેને આલિંગન આપી, તેનું મસ્તક સુંઘીને સ્નેહસહિત બોલ્યા—હે લક્ષ્મણ, તારી ઉપર પ્રસન્ન થયો છું. તેં જે કર્મ કર્યું છે, તે બીજાથી બની શકે તેવું ન હતું. મેઘનાદને માર્યો તેથી સઘળા રાક્ષસના કુલને તેં જીતી લીધું છે. તે રાક્ષસને મારતાં ત્રણ રાત્રિ લાગી, પણ હવે મારો કોઈ શત્રુ રહ્યો નહિ. રાવણ પોતાના પુત્રના શોકને લીધે મારી સાથે લડવા માટે આજ શેહેરની બહાર નિકળશે તેનો હું વધ કરીશ. આવી રીતે લક્ષ્મણ અને રામચંદ્ર પરસ્પર વાત કરે છે એવામાં રાવણને ખબર થયા કે લક્ષ્મણે ઇંદ્રજીતને મારી નાંખ્યો છે. આ ખબર સાંભળતાં વેંતજ રાવણને મૂર્છા આવી ગઇ. પછી મૂર્છા વળી એટલે ફરીને ઉઠયો અને પુત્રના શોકને લીધે દીનની માફક પોતાના પુત્રના ગુણ અને તેના કાર્યને સંભારીને અત્યંત વિલાપ કરવા લાગ્યો કે, આજ મારો પુત્ર ઇંદ્રજીત મરી ગયો, એવા સમાચાર સાંભળીને સર્વ દેવતા, લોકપાલ અને મહર્ષિઓ ભય રહિત સુખથી શયન કરશે. આમ પુત્ર ઉપરનો સ્નેહ સંભારીને વિલાપ કરવા લાગ્યો. પછી રાવણ ઘણો ગુસ્સે થઈને રાક્ષસનો યુધ્ધમાં ક્ષય કરાવવાની ઇચ્છાથી બોલ્યો કે, તમે સઘળા લડાઇ કરવા જાઓ. પછી પુત્રના નાશથી ઘણા ગુસ્સે થયેલા રાવણે મનમાં વિચાર કર્યો કે, જો સીતાને મારીશ તો તેના વિરહથી રામ મૃત્યુ પામશે. માટે પ્રથમ તો સીતાને મારૂં, આમ વિચાર કરી સીતાને મારવા ચાલ્યો. રાવણને હાથમાં તરવાર લઇને આવતો જોઇ, રાક્ષસીની મધ્યમાં બેઠેલાં સીતાજી ભય અને શોકથી આકુળવ્યાકુળ થઇ ગયાં, એટલામાં રાવણનો એક સુપાર્શ્વ નામનો કાર્યભારી હતો તે બુધ્ધિમાન અને પવિત્ર હતો, તેણે કહ્યું. અરે રાવણ, તું કુબેરનો નાનો ભાઇ છો. વેદવિદ્યા દીક્ષા લઈને ભણ્યો છો અને સ્વકર્મમાં તારી નિષ્ઠા છે.

આવા તારામાં અનેક ગુણ છે, માટે આ વધ કરવાની કેમ ઇચ્છા કરે છે? લડાઇમાં અમારી સાથે આવો અને રામ તથા લક્ષ્મણને જીતશો એટલે તમને જાનકી ઝટ મળશે. આમ કહ્યું, એટલે દુરાત્મા રાવણે પોતાના મિત્રે કહેલું પવિત્ર વચન સ્વીકારીને ઝટ પાછો ફરી પુત્રના શોકને લીધે મુઢ જેવો બની ગયો થકો ફરીને સભામાં ગયો.

ततो दुरात्मा सुहृदा निवेदितं वचस्सुधर्म्यं प्रतिगृह्य रावणः ।
गृहं जगामाशु शुचा विमूढधीः पुनः सभां च प्रययौ सुहृद्वृतः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો નવમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૦ મો.

### श्रीमहादेव उवाच.

स विचार्य सभामध्ये राक्षसैः सह मंत्रिभिः ।
निर्ययौ येव शिष्टास्तै राक्षसैस्सह राघवम् ॥

શ્રી મહાદેવ કહેછે–પછી રાવણ રાક્ષસ મંત્રિઓની સાથે વિચાર કરી, જે રાક્ષસો લડાઈમાં મરતાં બાકી બચી ગયા હતા, તેને સાથે લઇ, પતંગીઆથી વિંટાએલો પતંગીઓ જેમ અગ્નિની તરફ જાય, તેમ રામચંદ્ર સાગે લડવા માટે ચાલ્યો. રામચંદ્રે લડાઈમાં સઘળાનો સંહાર કરીને તીક્ષ્ણ બાણ રાવણની છાતીમાં માર્યું, આથી રાવણને ઘણી વેદના થવાથી તરત લંકામાં ભાગી ગયો. રામનું આવી રીતનું અતિમાનુષ બલ જોઇ શુક્રાચાર્યની પાસે જઇ, નમસ્કાર કરી, બે હાથ જોડીને બોલ્યો–હે મહારાજ, રામચંદ્રે રાક્ષસના મોટા સૈન્યનો અને સેનાપતિઓનો નાશ કર્યો, પુત્રનો, ભાઇનો અને મોટા દૈત્યનો સંહાર કર્યો. આમ આખી લંકાનો સંહાર કર્યો. આપ જેવા સદ્ગુરૂ મારા ઉપર બેઠા હોય ત્યાં મારે કેમ દુઃખ ઘટે? આવી રીતે શુક્રાચાર્યની વિનંતિ કરી એટલે શુક્રાચાર્યે રાવણને કહ્યું–હે રાવણ,

તું એકાંતમાં જઇને હોમ કરવાનો પ્રયત્ન કર. તારો હોમ વગર-વિઘ્ને જો પુરો થાશે તો હોમના અગ્નિમાંથી મોટો રથ, તેના ઘોડા, બાણ, ભાથો અને ધનુષ બાહેર નિકળશે, તેના પ્રતાપથી તારો કોઇ પણ પરાજય કરી શકશે નહિ. હું જે મંત્રો આપું છું, તે મંત્રો ગ્રહણ કરી, ઝટ હોમ કર. પછી રાવણે પોતાના ઘરમાં એક પાતાળ જેવી ગુફા કરાવી, લંકાના બારણાં વિગેરે સર્વ જગો સારી રીતે બંધ કરી, શુક્રાચાર્યે અભિચારના વિધિમાં જે વસ્તુઓ બતાવી હતી, તે સઘળી એકઠી કરી, એકાંત ગુફામાં પ્રવેશ કરી, મુંગે મોઢે હોમ કરવાનો આરંભ કર્યો. વિભીષણે આકાશમાં ચડેલો મોટો ધુમાડો જોઈ, ભયથી આકુલ થઇને તે ધુમાડો શ્રી રામચંદ્રને બતાવ્યો. હે રામ, જુઓ. રાવણે હોમ કરવાનો આરંભ કર્યો. જો તેનો હોમ પુરો થશે તો તેને કોઇ જીતી શકશે નહિ, માટે તેના કર્મમાં વિઘ્ન કરવા માટે વાનરોને ઝટ મોકલો. રામચંદ્રે તે વાતને સ્વીકારી, સુગ્રીવનો મત લઇ, અંગદ અને હનુમાન વિગેરે મુખ્ય યોધ્ધા જે મહાબલવાન હતા તેઓને હુકમ કર્યો એટલે કીલ્લો ઓલ્લંઘીને દશ ક્રોડ વાનરાઓ રાવણને ઘેર જઇ, રાવણના મહેલની ચોકી કરનારા રાક્ષસને, હાથીને અને ઘોડાને ક્ષણવારમાં મારી નાંખ્યા. આમ આખી રાત્રિ લંકામાં લડાઇ ચાલી અને સવાર પડયું એટલે વિભીષણની સ્ત્રી શરમાએ હાથની સાન કરીને હોમની જગા બતાવી એટલે અંગદ ગુફાને ઢાંકવાનો જે પથરો હતો તે પાટુના મારથી ભાંગી નાંખીને મોટી ગુફામાં પેસી ગયો ત્યાં રાવણ આંખો મીચીને દૃઢ આસન ઉપર બેઠો હતો, તે જોઇ સઘળા વાનરાને આવવાની આજ્ઞા કરી એટલે વાનરાઓ ઝટ અંદર પેસી જઇ, રાવણના સેવકોને મારવા માંડયા અને યજ્ઞની જે વસ્તુઓ હતી તેને યજ્ઞના કુંડમાં આડી અવળી ફેંકી દીધી. વાનરામાં અગ્રણી એવા હનુમાને રાવણના હાથમાંથી પરાણે સ્રુવને ઝોંટી લઇ તેનાથી રાવણને માર્યો. વાનરા આમ તેમ દાંતથી તેને કરડવા લાગ્યા અને લાકડાથી તેને મારવા લાગ્યા, તો પણ જયની આશાથી રાવણે યજ્ઞ ભંગ ન થાય એટલા માટે પોતાનું ધ્યાન છોડયું નહિ એટલે અંગદ ઉતાવળો થઇ, અંતઃપુરમાં

જઇને તેની મનોહર મંદોદરીનો ચોટલો પકડીને રાવણ પાસે ઘસડી લાવ્યો. મંદોદરી રાવણની પાસે અનાથની માફક રડવા લાગી. અંગદે તેની રત્ન જડેલી કાંચળી ફાડી નાંખી એટલે તેમાંથી છુટાં પડેલાં રત્નો અને મોતીઓ ભૂમિ ઉપર પડયાં, રત્નમાં ગુંથેલી કટિમેખલાને વાનરાઓએ ખેંચી એટલે તે તુટીને હેઠે પડી ગઇ. એમ રાવણની સમક્ષ મંદોદરીનો ચણીઓ હેઠે ઉતરી ગયો અને બીજાં આભૂષણો પણ હેઠે પડી ગયાં. દેવ અને ગંધર્વની કન્યાઓ રાવણને ત્યાં જે હતી તેને વાનરાઓ ઘણા ખુસી થઇને લઇ ગયા. રાવણ પાસે મંદોદરી અત્યંત રૂદન કરવા અને દયા આવે એમ રાવણને કહેવા લાગી—અરે તમે નિર્લજ્જ છો, કારણ કે તમારી પાસે તમારી સ્ત્રીનો ચોટલો પકડીને આ ખેંચે છે. હામ શું કરો છો? શરમાતા નથી? પાપી શત્રુઓ ભર્તા પાસે બેઠા હોય તેની સમક્ષમાં જેની બાયડીને મારે છે, તેની સ્ત્રીએ ત્યાંજ મરવું જોઇએ. કારણ કે તે જીવવા કરતાં મરવું વધારે ઉતમ છે. અરે પુત્ર ઇંદ્રજીત, તારી માતાને આ વાનર દુઃખ આપે છે, તું જીવતો હોય તો મારે આવું કષ્ટ ભોગવવું પડે નહિ, મારા પ્રાણનાથે જીવવા માટે શરમનો અને બાયડીનો ત્યાગ કર્યો છે આવી રીતનો મંદોદરીનો વિલાપ સાંભળી, રાજા રાવણ હાથમાં તરવાર લઇ, “રાણીને છોડિ દે” એમ બોલતો ઉભો થઈ, અંગદની કેડ ઉપર એક તરવાર મારી એટલે બીજા વાનરાઓ યજ્ઞ કુંડ અને તેના પાત્રોને ભાંગી નાંખી ત્યાંથી ચાલ્યા ગયા. આમ સર્વે રાજી થાતા રામચંદ્રની પાસે ગયા.

પછી રાવણ પોતાની સ્ત્રીને શાંત કરીને કહેવા લાગ્યો. અરે વિશાળ નેત્રા, આ સંસારમાં જે કંઇ વસ્તુ મળવી તે દૈવને આધીન છે. જે પ્રાણીઓ જીવતા રહે છે, તે અસંભવિત વસ્તુને પણ દેખે છે, માટે એક નાશરહિત જે જ્ઞાન તેનો આશ્રય કરી, શોકનો ત્યાગ કર. મનુષ્યને શોક થાય છે તેનું કારણ અજ્ઞાન શિવાય બીજું કશુંએ નથી. શોક થયા પછી અંતઃકરણમાંથી જ્ઞાનનો નાશ થવાથી અજ્ઞાન વધે છે. મનુષ્યને પોતાના દેહને વિષે જે અહંબુધ્ધ છે તે પણ અજ્ઞાનથીજ થાય છે. માટે અજ્ઞાન તજીને જ્ઞાન-

દૃષ્ટિથી જો. અજ્ઞાન દૃષ્ટિથી મનુષ્ય, પુત્ર, સ્ત્રી આદિમાં સંબંધ સમજે છે. અને સંબંધની વાસનાથી મનુષ્યને સંસારમાં જન્મ અને મરણ થાય છે. હર્ષ, શોક, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા, જન્મ, મૃત્યુ તથા જરા, એ સર્વની ઉત્પત્તિ અજ્ઞાનથી થાય છે, પરંતુ જ્ઞાનદૃષ્ટિએ જોતાં તો આત્મા એક છે, શુધ્ધ છે, માયાથી જુદો છે અને તે કોઇથી લેપાતો નથી. તેનું સ્વરૂપ આનંદ છે, જ્ઞાન છે, અને તે સુખ તથા દુઃખથી મૂકાએલ છે. આત્માને ત્રણ કાળમાં કોઇની સાથે સંયોગ અથવા તો વિયોગ નથી. હે પવિત્ર સ્ત્રી, આત્માનું સ્વરૂપ હું છું, એમ જાણીને તેનો શોક કર મા. હમણાં જઇ રામ અને લક્ષ્મણને મારીને આવીશ, અથવા શ્રી રામ વજ્ર જેવા બાણથી મને મારશે, તો હું સર્વોત્તમ એવા વૈકુંઠ ધામમાં જઇશ. તારે* મારી આજ્ઞા પ્રમાણે મારી પાછળ સઘળી ક્રીયા કરવી. હે પ્રાણપ્રિયે, તારે સીતાને મારીને મારી સાથે અગ્નિમાં બળી મરવું. રાવણનું આવું વાક્ય સાંભળી, મંદોદરીના મનમાં ઘણું દુઃખ થવાથી તે બોલી–પ્રાણનાથ, મારૂં કહેવું સાંભળીને ગ્રહણ કરો. રામચંદ્રને તમે અથવા તો બીજો કોઇ જીતી શકશે નહિ, કારણ કે સાક્ષાત્ પરમેશ્વર છે પ્રધાનરૂપ છે એટલે માયારૂપ છે. અને પુરૂપ પણ તે છે. શ્રી રામચંદ્ર પૂર્વે કલ્પમાં મસ્ત્યાવતાર લઇને વૈવસ્વત મનુની સઘળી આપત્તિઓ દૂર કરી. પૂર્વે લાખ એક જોજનમાં મોટું કુર્મનું રૂપ લઇ જ્યારે સમુદ્રનું મથન કર્યું ત્યારે પોતાના વાંસાપર મેરૂ પર્વતને ધારણ કર્યો હતો. એક વખતે મહાત્મા રામચંદ્રે વરાહનું રૂપ લઇ "પૃથ્વીને હિરણ્યાક્ષ પાતાળમાં લઇ ગયો હતો." તેનો ઉધ્ધાર કર્યો અને તે મહા પાપીનો નાશ કર્યો. પૂર્વે નૃસિંહાવતાર ધારણ કરી, ત્રણ લોકમાં કંટક રૂપ હિરણ્યકશિપુ નામના દૈત્યને માર્યો. ત્રણ પગલાં ભૂમિ ભરી બલિને બાંધ્યો અને પોતાના સેવક ઇંદ્રને ત્રણ લોકનું રાજ્ય આપ્યું. રાક્ષસો ક્ષત્રિયને આકારે ભૂમિ ઉપર ભારરૂપે અવતર્યા. તેનો પરશુરામ રૂપે નાશ કરીને કશ્યપને ભૂમિનું દાન કર્યું. તેજ પરાત્પર ભગવાન હમણાં રઘુવંશમાં તમારે માટે જન્મ લઈને મનુષ્ય રૂપે અવતરેલા છે. તમે

* શાસ્ત્રમાં કહ્યું છે કે જેને પુત્ર ન હોય તે અપુત્ર મનુષ્યની ઉત્તરક્રિયા તેની સ્ત્રીએ કરવી, તે વિષે મનુનુ વચન पुत्राभावे तु पत्नी स्यात् ॥

પુત્રનો વધ કરાવવા માટે તેમની સ્ત્રીને વનમાંથી બલાત્કારે હરણ કર્યું, માટે હવે તેની સ્ત્રીને તેની પાસે મોકલી આપો અને આપણે લંકાના રાજ્યની ગાદી ઉપર વિભીષણને બેસારી, વનમાં જઇએ. રાવણનો કાળ પાસે આવ્યો હતો તેથી મંદોદરીનું વચન ન સ્વીકારતાં તે બોલ્યો. અરે કલ્યાણિ, રામચંદ્ર પાસે પુત્રનો, ભાઈનો અને રાક્ષસ કુલનો સંહાર કરાવ્યા પછી વનમાં રહીને જીવવું તે કેમ બને? રામની સાથે યુધ્ધ કરીશ અને તેના ઘણા વેગાવાળાં બાણથી મારૂં મૃત્યું થાશે તો હું વિષ્ણુના પરંપદને પામીશ. હું જાણું છું કે રામ વિષ્ણુનો અવતાર છે અને જાનકી લક્ષ્મીનો અવતાર છે. માટે રામના હાથથી જો મારૂં મૃત્યું થાશે તો હું વિષ્ણુના પરંપદને પામીશ. આમ જાણી તે સીતાનું બલાત્કારથી મેં હરણ કર્યું છે. હે પ્રિયે, રામચંદ્ર મને મારશે એટલે તારો અને સંસારનો ત્યાગ કરી, મરણ પામેલા કુટુંબીઓ સાથે પરલોકમાં જઇશ, તેથી મારાં પાતકો સર્વ દૂર થાશે અને સત્વ, રજ અને તમાદિ રહિત જેમાં સુખ કે દુઃખ નથી તેમ જ્યાં મુમુક્ષુ પુરૂષો જાય છે, એવા વૈકુંઠ લોકમાં મારી ગતિ થાશે. અવિદ્યા*, અસ્મિતા†, રાગ‡, દ્વેષ§ અને અભિનિવેશ‖ આ પાંચ કેશરૂપી મોઝા જેમાં છે અને તેને લીધે થયેલા ભ્રમરૂપ જેમાં ઘુમરી છે, સ્ત્રી, પુત્ર, ઉત્તમ ધન અને બંધુ રૂપી માછલાંથી હાલકલોલક થાતા પ્રાણીના કોપ રૂપી જેમાં વડવાનળ સળગેલો છે, કામદેવ રૂપી જેમાં જાલ છે એવા સંસાર સાગરને પાર તરીને હરીને શરણે જાઉં છું.

क्लेशादिपंचकतरंगयुगं भ्रमाढ्यं धरात्मजाप्तधनबंधुझषाभियुक्तं ।
और्वानलाभमित्ररोषमनंगजालं संसारसागरमतीत्य हरिं व्रजामि ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો દશમો સર્ગ સંપૂર્ણ.**

---

* અજ્ઞાન–જેમ છીપમાં રૂપાનું ભાન થવું. રજ્જુમાં સર્પનું ભાન થવું વિગેરે. † શરીરથી જુદો બીજો આત્મા નથી એવી માન્યતા. ‡ કોઈ વસ્તુમાં આસક્તિ. § પરના હૃદયને દેખી મનમાં દાઝવું. ‖ મરણ આદિનો ત્રાસ.

# સર્ગ ૧૧ મો.

## श्रीमहादेव उवाच.

इत्युक्त्वा वचनं प्रेम्णा राज्ञीं मंदोदरीं तदा ।
रावण प्रययौ योद्धुं रामेण सह संयुगे ॥

શ્રી રૂદ્ર કહે છે—હે પાર્વતિ, રાવણુ મંદોદરીને ઉપર પ્રમાણે પ્રેમથી બોધ આપી, મજબૂત રથમાં બેસી, તેની આસપાસ ભયંકર મુખવાળા સોલ રાક્ષસની ચોકી રાખી, રથમાં પોતાની સાથે સર્વ અસ્ત્ર અને શસ્ત્ર રાખી, બીજો પણ લડાઇનો સામાન લઇને લડવા માટે ચઢયો. વાનરાની સેના ભયંકર આકૃતિવાળા રાવણને આવતો જોઇ, ધ્રુજવા માંડી અને અતુળ બળવાળા હનુમાન ઠેકીને રાવણુની સામે લડવા આવ્યો, અને મજબૂત મુઠી વાળી વેગથી રાવણની છાતિમાં મારી, તેથી મૂર્છા ખાઇને રથમાં ઘુટણીઆભર પડી ગયો. ઘડીએક પછી જ્યારે મૂર્છા વળી ત્યારે ઉભો થઇ હનુમાનને કહેવા લાગ્યો કે તું શૂરવીર છો. હું તુને કબૂલ કરૂં છું.

હનુમાન બોલ્યા—હે રાવણુ, મને ધિઃકાર છે કે, મેં તુને મુઠીનો માર માર્યો તોપણુ તું જીવે છે. માટે હવે તું મારી છાતીમાં મુઠિને મારી લે. કારણુ કે હવે મારી મુઠીના પ્રહારથી તારા પ્રાણ નાશ પામશે, એમાં જરા સંશય નથી. રાવણે તેનું વચન સ્વીકારી તેની છાતિમાં મુઠિનો પ્રહાર કર્યો તેથી હનુમાન આંખો તારવી ગયાં અને બે ભાન થઇ ગયા. જ્યારે ભાન આવ્યું ત્યારે રાવણને મારવા માટે તૈયાર થયા. પછી રાવણુ ભયને લીધે તે સ્થાનથી બીજે સ્થાનકે ઉભો. ત્યારે હનુમાન્, અંગદ, નલ અને નીલ એ ચાર જણાએ આગળ ઉભેલા, અગ્નિવર્ણુ, સર્પરોમા, ખર્જૂરોમા અને વૃશ્ચિકરોમા એવા નામના અસુરને ક્રમ પ્રમાણે ચાર જણાએ નાશ કરી, જુદા જુદા સિંહ નાદ કરી, શ્રી રામચંદ્રની પાસે આવ્યા, તેને જોઇ રથમાં બેઠેલા રાવણને ઘણો કોપ ચઢયો, તેથી પોતાના ઓષ્ઠને દાંતની સાથે પીસી, આંખ ચડાવી, રામચંદ્રની તરફ દોડયો. અને જેમ વર્ષાદ ભયંકર ધારથી વર્ષે તેમ વજ્ર જેવાં

બાણુની વૃષ્ટિ કરતો, રામની આગળ રહેલા વાનરાઓને પણ મહા કષ્ટ આપવા લાગ્યો. અગ્નિ સરખાં બાણ સંગ્રામમાં રામ ઉપર વર્ષાવવા માંડયો. આ સંગ્રામમાં રામચંદ્ર ભૂમિ ઉપર ઉભા હતા અને રાવણ રથમાં બેઠો હતો, તે જોઇ ઇંદ્રે માતલી નામના સારથીને બોલાવીને કહ્યું હે માતલિ, તું મારો રથ લઈ શ્રી રામચંદ્રની પાસે જા, એટલું મારૂં કાર્ય કર. તે સાંભળી માતલી લીલા ઘોડા મોટા રથમાં જોડી, રામચંદ્રના વિજય માટે તે રથને લઇ, સ્વર્ગમાંથી રામની પાસે આવી, બીજાથી દેખાય નહિ એવા રથમાં બેઠેલાં માતલીએ બે હાથ જોડીને રામચંદ્રને વિનંતિ કરી કે હે મહારાજ રઘુવર, મને ઇંદ્રે મોકલેલ છે. હે મહારાજ, આ રથ ઈંદ્રનો છે અને આપના વિજય થવા માટે તેમણે આપને મોકલાવ્યો છે, આ રથ, તેનું ધનુષ, બીજાથી ન ભેદાય તેવું બખતર, તરવાર અને દેવતાઇએ ભાથા મોકલેલા છે. માટે હે રામ, આ રથમાં બેસી સારથી એવો હું સહાયથી જેમ ઇંદ્રે વૃત્રાસુરને માર્યો તેમ આપ રાવણનો વધ કરો. આમ કહ્યું એટલે રામચંદ્ર તે રથની પ્રદક્ષિણા કરી, આનંદ આપનારા તે રથમાં બીરાજ્યા પછી રામ તથા રાવણનાં રૂંવાટાં ઉભાં થાય તેવું ભયંકર મોટું યુદ્ધ ચાલ્યું. અગ્નિ અસ્ત્રની સાથે અગ્નિ અસ્ત્ર, દૈવ અસ્ત્રની સામે દૈવ અસ્ત્ર, આમ પરસ્પર અસ્ત્ર અને શસ્ત્ર ચાલવાં માડયાં. અસ્ત્ર વિદ્યામાં પરમ ચતુર એવા શ્રી રામચંદ્રે રાવણના અસ્ત્રને તોડી નાખ્યું એટલે રાવણને ઘણો ગુસ્સો ચઢવાને લીધે તેણે રાક્ષસ સંબંધી અસ્ત્ર તૈયાર કરી, રામ ઉપર ફેંકયું; તે સુવર્ણના પુછડાવાળા ધનુષ્યમાંથી જે બાણ છુટયાં, તે ઝેરી મોટા સર્પ થઇ રામની આસપાસ પડવા લાગ્યાં, અને સર્પાકારનાં પોતાના મુખમાંથી જે અગ્નિ ઓકવા લાગ્યાં તે અગ્નિ દિશાઓના ખુણામાં ફેલાઇ ગયો. રામચંદ્રે સર્પને ચોતરફ ફેલાઈ ગએલા જોઇ રાવણની સન્મુખ ગરૂડાસ્ત્રને ફેંકયું કે તેમાંથી ગરૂડો બહાર નિકળી જે સર્પાકારનાં બાણ હતાં તેના ભાંગીને કકડા કરી નાંખ્યા, એટલે રાવણે રામ ઉપર ભયંકર બાણની વૃષ્ટિ કરી, રામચંદ્રને મુંઝવી નાંખ્યા અને માતલી સારથીનું શરીર વિંધી નાંખી રથની જે સુવર્ણની ધ્વજા હતી તેને રથની

નિચે પાડી નાંખી, ઘણો ગુસ્સે થઇ, ઈંદ્રના ઘોડાને પણ બાણ માર્યાં. આ ઉપરથી રામચંદ્રના મુખ ઉપર જરા આર્તભાવ દેખાવા લાગ્યો, તે જોઈ દેવ, ગંધર્વ, ચારણ, પિતૃગણ અને મહા ૠષિઓ ખેદ કરવા લાગ્યા. વિભીષણ અને બીજા રાજાઓના મનમાં પણ આ વખતે ઘણો ખેદ આવ્યો. રાવણ દશ મસ્તકથી અને વીશ ભુજાથી મૈનાક પર્વત જેવો દેખાતો હતો. પછી ભ્રૂકુટી ચડાવી, રાતી ચોળ આંખ કરી, પોતાના પરાક્રમ પ્રમાણે કોપ કરી, હાથમાં ઉત્તમ ધનુષ લઇ, બીજા હાથથી પ્રલય કાળના અગ્નિ જેવું ઉત્તમ બાણ લઈ, સામા ઉભેલા શત્રુને બાળતા હોય તેમ પોતાના પરાક્રમને બતાવતા રામચંદ્રે ભયંકર મુખ કરી, સમગ્ર લોકની સમક્ષમાં ધનુષને ખેંચી. બાણ મારી રાવણને વિંધી નાંખ્યો. આ જોઇ વાનરાની સેના ઘણી રાજી થઇ. આ વખતે રામચંદ્રનું સ્વરૂપ કાલના કાલ જેવું દેખાતું હતું, શત્રુ પ્રત્યે દોડતા રામચંદ્રનું વિકરાલ સ્વરૂપ જોઇ સઘળાં પ્રાણિઓ ત્રાસ પામવા લાગ્યાં, પૃથ્વી ચલાયમાન થઇ ગઇ. આ વખતે ભયંકર ઉત્પાતો થવા માંડયા. પ્રાણિ માત્ર ભય પામ્યાં અને રાવણ પોતે પણ ભય પામ્યો. આ વખતે પ્રલયના જેવું યુદ્ધ થવા માંડયું. તેને વિમાનમાં બેઠેલા સિદ્ધ, ગંધર્વ, કિન્નર વિગેરે જોવા લાગ્યા. પછી રામચન્દ્ર ઇન્દ્ર ધનુષ મૂકીને રાવણના માથાં કાપવા માંડયા, તે લોહિવાળાં માથાં તાડના ફળની માફક આકાશમાંથી નિચે પડવા માંડયાં. દિવસ, રાત્રિ, સંધ્યા અને દિશા એમાનું કશુંએ તે વખતે દેખાતું ન હતું. આવી રીતે રામચંદ્રે રાવણના એકસો માથાં કાપ્યાં તોપણ તે સરખાં ને સરખાં પાછાં થઇ રહેતાં પણ તે મરતો નહીં. આ જોઇ રામ મનમાં આશ્ચર્ય પામ્યા. પછી સર્વ અસ્ત્ર શાસ્ત્રમાં નિપુણ કૌશલ્યાના પુત્ર રામચંદ્ર ચિંતા કરવા લાગ્યા, કે મહા બલવાન પરાક્રમી રાક્ષસોને મે બાણથી માર્યા છે, તે સઘળા આ રાવણને મારતી વખતે નિષ્ફળ થઈ પડયા. આમ ચિંતા કરે છે એવામાં પડખે વિભીષણ ઉભો હતો તેણે રામચંદ્રને કહ્યું કે આને બ્રહ્માએ વર આપેલો છે કે તેનાં મસ્તકને કોઇ કાપશે અને તેના હાથને કાપશે તો ફરીને તે પાછા ઉગશે,

માટે તેના ઉદરમાં નાભિ પ્રદેશમાં કુંડલના આકારની એક અમૃતની કુપી છે, તેને અગ્નિઅસ્ત્ર મારીને જો શુકાવી નાંખો તો તેનું મૃત્યું થાય.

વિભીષણનું વચન સાંભળી અત્યંત છે પરાક્રમ જેનું એવા શ્રીરામચંદ્રે અગ્નિ અસ્ત્રને સાંધી રાવણની નાભિમાં માર્યું એટલે અમૃત સુકાઇ ગયું. પછી રામચંદ્રે રાવણના હાથ અને મસ્તક કાપવા માંડયાં. રાવણે ક્રોધથી વિહ્વલ થઈ, હાથમાં શક્તિ લઇ વિભીષણને મારવા ફેંકી. રામચંદ્રે પોતાના સુવર્ણ વડે શણગારેલા સજેલા બાણથી તે શક્તિને ભાંગી નાંખી. પછી રાવણનું તેજ જરા ઝાંખું પડી ગયું અને માથાં કપાઇ જવાથી મહા ભયંકર દેખાવા લાગ્યો. ફક્ત એક માથું અને બે હાથ બાકી રહ્યા, તે વખતે રાવણ કોપ કરી જુદાં જુદાં અસ્ત્ર અને શસ્ત્ર રામ ઉપર વર્ષાવવા લાગ્યો. આ વખતે જે યુદ્ધ થયું તે ઘણું ભયંકર અને રૂવાટાં ઉભાં કરે તેવું હતું. પછી માતલી સારથીએ રામચંદ્રને સંભારી આપ્યું કે આને બ્રહ્માસ્ત્ર મૂકીને મારો. આ વખત દેવતાએ કાલ સંબંધી કહેલો છે. હે રામ, તેનું મસ્તક કાપવું નહિ કારણ કે તેથી તે કદિ પણ મરશે નહિ, માટે તેના મર્મસ્થાનમાં અસ્ત્ર મારો. માતલીનાં વચન સાંભળી રામચંદ્રને પણ યાદ આવ્યું એટલે ફુંફાડા મારતા સર્પના જેવું એક બાણ લીધું. આ બાણના બન્ને ભાગમાં પવન રહેલા હતા, તેની ધારમાં સૂર્ય અને અગ્નિ રહેલા હતા, તેનું શરીર આકાશ જેવું મોટું વિશાળ હતું અને તે બાણ મોટું મેરૂ અને મંદર પર્વત જેવડું હતું, તે ધનુષના પૂર્વ ભાગમાં લોકપાલે વાસ કર્યો હતો, તે સ્વર્ણનું બનાવેલું હતું, તેથી ઝળઝળાટ શોભતું હતું, રામચંદ્રજી લોકના ભયને દૂર કરનાર અતિ ઉગ્ર તે ધનુષને લઈ, વેદમાં કહેલા વિધિ પ્રમાણે મંત્રી, તે ધનુષમાં બાણને સાંધવા લાગ્યા કે, પ્રાણિમાત્ર ત્રાસ પામવા માંડયાં, પૃથ્વી ચલાયમાન થવા માંડી; પછી રામચંદ્ર ઘણો ગુસ્સો કરી, પરમ સાવધાન થઇ, પોતાના ધનુષને નમાવી, મર્મમાં લાગનારૂ કાલ સરખું ભયંકર અસ્ત્ર ઇંદ્રે ફેંકેલા વજ્રની માફક ફેંક્યું કે તુરત રાવણની છાતિ ઉપર પડયું અને રાવણનો નાશ કરનાર તે બાણ

રાવણના મર્મસ્થાનને ભેદી, અંદર પેસી, તેના પ્રાણનો નાશ કરી, પાછું આવી રામના ભાથામાં પેસી ગયું. રાવણના હાથમાંથી ધનુષ હેઠું પડી ગયું અને તે મૃત્યુ પામી ઘુમરી ખાઇને હેઠે પડી ગયો. તે ભૂમિ ઉપર પડયા પછી બીજા રાક્ષસો અનાથ જેવા થઇ ગયા અને ભયને લીધે દિશામાં દોડવા લાગ્યા. જયથી મદોન્મત્ત થએલા વાનરાઓ ઘણા રાજી થયા અને રામનો જય તથા રાવણનો પરાજય ગાવા લાગ્યા. રામનો વિજય થયો અને રાવણનું મૃત્યું થયું એમ નાદ કરતાં આકાશમાં દેવતાનાં નગારાં વાગવા માંડયાં, રામ ઉપર ચોતરફથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી, મુનિઓ, ચારણ, સિદ્ધ અને દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા, અપ્સરાઓ આકાશમાં હર્ષથી નૃત્ય કરવા માંડી. પછી, સર્વ સત્પુરૂષની સમક્ષમાં રાવણના શરીરમાંથી તેજ બહાર નિકળ્યું અને તે રામચંદ્રના સ્વરૂપમાં લય થયું, તે જોઈ દેવતાઓ કહેવા લાગ્યા. અરે! આ મહાત્મા રાવણનાં અહો ભાગ્ય. આપણ સત્વગુણી દેવતાઓ ઉપર તો રામચંદ્રની માત્ર કૃપા છે અને ભયથી તથા દુઃખથી પીડા પામી વારંવાર સંસારમાં જન્મીએ છીએ, પરંતુ આ રાક્ષસ ઘણો ક્રૂર, બ્રહ્મહત્યા કરનાર અને તમો ગુણી હતો, પરદારામાં પ્રીતિ રાખતો, વિષ્ણુ ઉપર દ્વેષી અને તપસ્વીનો હિંસક હતો, તો પણ આપણ દેવની સમક્ષમાં તેણે રામચંદ્રમાં પ્રવેશ કર્યો: આમ દેવતાઓ પરસ્પર બોલતા હતા એવામાં નારદ મંદ હાસ્ય કરીને બોલ્યા—હે દેવતાઓ, સાંભળો. તમે ધર્મના તત્વને સારી રીતે જાણો છો, રાવણને રામની સાથે દ્વેષ હતો તેથી તે હંમેશાં પોતાના મનમાં તેનું મનન કરતો, પોતાના માણસોની સાથે પોતે રામનું ચરિત્ર સાંભળ્યા કરતો, તેના હાથથી પોતાનું મૃત્યુ જાણીને સર્વદા સર્વ ઠેકાણે તેને સ્વપ્નમાં પણ દેખતો, તેમ રાવણનો ક્રોધ રાવણને ગુરૂ કરતાં પણ અધિક થઇ પડયો હતો, અને છેવટે તેને રામે માર્યો, તેથી તેનાં પાપો નાશ પામ્યાં અને બંધનમાંથી મૂકાઇને રામની સાયુજ્ય ગતિને પામ્યો. પાપી હોય, દુરાત્મા હોય, પર ધન અને પર સ્ત્રીમાં લંપટ હોય, તો પણ નિરંતર સ્નેહથી અથવા તો ભયથી રઘુકુળમાં

તિલક રૂપ રામચંદ્રનું મનન કરતાં મરી જાય તો તેનું અંતઃકરણ શુદ્ધ થાય છે અને સંસારમાં સો સો જન્મ આપનારા દોષથી મૂકાઇ મોટા દેવતાઓ પણ જેને પ્રણામ કરે છે એવા વિષ્ણુના વૈકુંઠ ધામમાં જાય છે. સંગ્રામમાં ત્રણ ભુવનમાં કંટક રૂપ રાવણને મારી, ડાબા હાથથી ધનુષને ભૂમિ ઉપર ટેકીને ઉભેલા, જમણા હાથમાં રહેલા એક બાણને ફેરવતા, જરા રાતા છે નેત્રના છેડા જેના, બાણથી વિંધાએલું છે શરીર જેનું, ક્રોડ સૂર્ય જેવા પ્રકાશિત, વીર, લક્ષ્મી વડે શોભાયમાન છે શરીર જેનું, ઇંદ્ર જેને પ્રણામ કરે છે એવા મહા વીર રામચંદ્ર મારી રક્ષા કરો.

हत्वा युद्धे दशास्यं त्रिभुवनविषमं वामहस्तेन चापं
भूमौ विष्टभ्य तिष्ठन्नितरकरधृतं भ्रामयन् बाणमेकं ।
आरक्तोपांतनेत्रः शरदलितवपुः सूर्यकोटिप्रकाशो
विरश्रीबंधुरांगस्त्रिदशपतिनुतः पातु मां वीररामः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડના ઉમા-માહેશ્વરના સંવાદનો અગિઆરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૨ મો.

### श्रीरुद्र उवाच.

रामो विभीषणं दृष्ट्वा हनुमन्तं तथांगदं ।
लक्ष्मणं कपिराजं च जांबवंतं तथापरान् ॥

શ્રી રૂદ્ર કહે છે—વિભીષણ, હનુમાન, અંગદ, લક્ષ્મણ, કપિરાજ, જાંબવાન્ તથા બીજા વાનરાઓને જોઇ, મનમાં રાજી થઇ, સર્વ પ્રત્યે કહેવા લાગ્યા કે—મેં તમારા બાહુના પરાક્રમથી રાવણને માર્યો છે. સૂર્ય અને ચંદ્ર જ્યાં સુધી જગતમાં રહીને પ્રકાશ કરશે, ત્યાં સુધી તમારી કીર્તિ સ્થિર રહેશે. તમારી કીર્તિવાળી આ કથાને

કોઈ ગાશે, તેનો મહિમા પણ જગતમાં ફેલાશે. પછી રાવણને ભૂમિ ઉપર પડેલો જોઇ, મંદોદરી અને બીજી સ્ત્રીઓ રાવણની આગળ ભૂમિ ઉપર હેઠે પડીને વિલાપ કરવા લાગી, વિભીષણ પણ શોકમાં આતુર બની રાવણની આગળ પડીને વિલાપ કરવા લાગ્યો. પછી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું–અરે માનદ, વિભીષણને તું બોધ કર કે સંસાર ખોટો છે. એમ કહી, જ્ઞાનમાર્ગ બતાવ અને હવે જે ઉત્તર ક્રિયા કરવાની છે તે કરવામાં તેને ઝટ ઉતાવળ કરાવ, અને મંદોદરી વિગેરે રાવણની રાણીઓ વિલાપ કરે છે તેને વિભીષણની સ્ત્રી શરમા અટકાવો. આમ કહ્યું એટલે લક્ષ્મણ વિ-ભીષણની પાસે ગયા અને મડદાની પાસે મડદાની માફક થઇને પડેલા વિભીષણને નિચે પ્રમાણે બોધ કરવા લાગ્યા.

લક્ષ્મણ કહે છે–હે વિભીષણ, તું જેનો શોક કરે છે, તે તારે શું થાય અને તેને તારી સાથે કયો સબંધ છે? અર્થાત્ જગત્‌ના આદિમાં તારે તેની (દેહ) સાથે જરા સંબંધ ન હતો અને જગત્‌ના પ્રલમાં પણ તેની સાથે જરાએ સંબંધ રહેતો નથી, ત્યારે મધ્યમ ભાગમાં તો શેનોજ સંબંધ ઘટે, નજ ઘટે. દૃષ્ટાંતમાં જેમ પાણીના પૂરમાં રેતી તણાય છે, ત્યારે કેટલીએક આગળ ચાલી જાય છે, કેટલીએક ભારે હોય તે નિચે રહી જાય છે, કેટલીએક ઘણી ઝીણી પાણી સાથે મળી જાય છે અને તેની સાથે તણાઈ જાય છે. આને જેમ પરસ્પર કંઇ પણ સંબંધ નથી, તેમ કાલના વેગથી દેહ અનેક સ્થાનમાં જાય છે, પરંતુ જીવને તેની સાથે કશો સંબંધ નથી, માટે તે દેહનો શોક કરવો તે વૃથા છે. નદીના વેગથી નાના પ્રકારની વસ્તુઓ ભેગી થાય છે અને જુદી પડે છે, તેમજ દેહિઓ પણ કાલના વેગથી જુદા પડી, પાછા ભેળા મળે છે, માટે દેહિઓને કશો સંબંધ નથી. તેમાં દૃષ્ટાંત એ કે જેમ એક ધાન્યથી ધાન્ય થાતું નથી અને કેટલાએકમાંથી ધાન્ય થાય છે તેમજ ઇશ્વરની માયાની પ્રેરણાથી પ્રાણિઓ કેટલાએક ભેળાં થાય છે અને કેટલાએક જુદાં પડે છે. આપણો પણ માયાની પ્રેરણાથી હમણાં સંયોગ છે અને પછી વિયોગ થાશે. ઇશ્વરે જે કાલે જેનાથી મૃત્યુ અને જન્મ નિર્માણ કરેલાં છે, તે વખતે તેનાથી જન્મ અને

ત્યુ અવશ્ય થાય છે, તેમાં જરા પણ ફેર પડતો નથી. જેમ બાળક છોકરાં રમકડાં માંડીને તેમાં એક સ્ત્રી ઠરાવે અને બીજાને પુરૂષ ઠરાવીને તેમાંથી એક છોકરૂં ઉત્પન્ન થયું એવો વ્યવહાર કરે છે અને તેનો નાશ પણ પોતેજ કરે છે. તેમ અજન્મા ઈશ્વર પોતે સરજેલા પરાધીન પ્રાણિઓમાંથી સ્ત્રી પુરૂષના વ્યવહાર દ્વારા પ્રાણિઓને ઉત્પન્ન કરે છે અને તેને મારી નાંખે છે. જીવ દેહના સંબંધથી દેહિ (શરીરવાળો) કહેવાય છે, પરંતુ વસ્તુતાએ તેનાથી એટલે દેહથી આત્મા જુદો છે, પરંતુ કર્મદ્વારા આત્માને દેહમાં બંધાવું પડે છે. આ વ્યવહાર અનાદિ કાલથી ચાલ્યો આવે છે, તેમાં દૃષ્ટાંતમાં એક બીજમાંથી જેમ બીજું બીજ ઉત્પન્ન થાય છે તેમ દેહ પણ એકમાંથી બીજા થાય છે. આ દેહ અને દેહિનો સંબંધ આજ કલ્પેલો નથી, પણ અનાદિ કાલથી અજ્ઞાનને લીધે કલ્પેલો છે. અર્થાત્ આત્માને દેહની સાથે સંબંધ નથીજ, માટે ભાઈ, પુત્ર વિગેરેમાં મમત્વ બુદ્ધિ કરવી નહિ. જેમ લાકડામાં રહેલો અગ્નિ લાકડું વાકું હોવાથી જુદી જુદી રીતનો ભાસે છે એટલે વાંકો વિગેરે દેખાય છે, તેમ દેહમાં પણ જન્મ, નાશ, ક્ષય, વૃદ્ધિ, સુખ, દુઃખ, નાનાપણું વિગેરે આત્માના ધર્મ નથી, કિંતુ દેહના ધર્મ છે. દૃષ્ટા જે આત્મા તેને અજાણપણાથી મનના ધર્મો પોતાને વિષે છે એમ ભાસે છે; તે સઘળા અહંતા, મમતારૂપ અસદ્ આગ્રહથી અંતઃકરણના સંબંધને લીધે આત્માને છે, એમ જણાય છે. જેમ ધ્યાન કરવાની વસ્તુ સારી કે નરતી હોય તેની છાયા સારી કે નરતી ધ્યાન કર્તાને પડે છે. તેમ મનુષ્ય સુતો હોય એટલે સુસુપ્તિમાં હોય ત્યારે તેને જરા પણ અભિમાન હોતું નથી અને તેને લીધે તેને જરા પણ સંસાર સાથે સંબંધ રહેતો નથી, તેમજ મુમુક્ષુઓ છે, તેને પણ અભિમાન નથી. માટે માયા અને મનના જે ભ્રમરૂપ ધર્મ તેનો નાશ કરીને આત્મરૂપ ઈશ્વર ભગવાન રામચંદ્ર વિષે મનને સ્થિર કર. કારણ કે તે રામ સર્વના આત્મા છે, પણ માયા વડે તેણે મનુષ્યનું રૂપ લીધું છે, માટે મનને હળવે બાહ્ય ઈદ્રિના વિષયનો ત્યાગ કરાવી, બાહ્ય વિષયમાં દોષ બતાવી મનને રામાનંદમાં જોડો. મનુષ્યને જ્યાં સુધી આત્મામાં દેહ બુદ્ધિ

છે, ત્યાં સુધી ભાઇ, પિતા, માતા, મિત્ર વિગેરે ભિન્ન ભિન્ન જ-
ણાય છે, પરંતુ આત્મા દેહથી જ્યારે જુદો જણાય છે ત્યારે કોણ
કોનો સંબંધી છે. અર્થાત્ માતા, ભ્રાતા, પિતા અને મિત્ર કોઇ કોઇનો
સંબંધી નથી. દારા, ઘર, શબ્દ, સ્પર્શ આદિ વિષય, જુદી જુદી
સંપત્તિઓ, સેના, ભંડાર, ભૃત્યવર્ગ, રાજ્ય, ભૂમિ, પુત્ર આદિ
એ સઘળું અજ્ઞાનથી ઉત્પન્ન થયું છે; પરંતુ પરિણામે તે ખોટાં
છે, માટે તેનો વિયોગ થાય છે, માત્ર અજ્ઞાન હોય ત્યાં સુધી તે
આપણા જોવામાં આવે છે અને જ્ઞાન થયા પછી તેનો લય થાય
છે, માટે તમે શોક કરો મા. હવે ઉઠો અને હૃદય કમળમાં ભક્તિથી
રામચંદ્રની ભાવના કરી, તેનું ધ્યાન કરો અને પૂર્વે કરેલા કર્મના
ભોગો ભોગવી લંકાનું રાજ્ય કરો. ભૂત, ભવિષ્ય અને વર્તમાન
કાળનો અનુભવ કરતા ન્યાય પ્રમાણે જો સંસારમાં ચાલશો તો
સંસારના દોષો તમને બાધ કરી શકશે નહિ. હે મહા બુદ્ધિ, રા-
મચંદ્ર તમને આજ્ઞા કરે છે કે, તારા ભાઇની ઉત્તર ક્રીયા તું શાસ્ત્ર-
માં કહ્યા પ્રમાણે કરી, જે સ્ત્રીઓ રડે છે તેને છાની રાખ. ભલે
તે સ્ત્રીઓ લંકામાં જાય. વિભીષણ લક્ષ્મણનું વચન સાંભળી શોક
તથા મોહનો ત્યાગ કરી, રામચંદ્ર પાસે જઇ, ધર્મમાં નિપુણ એવા
વિભીષણ પોતાના મનમાં ધર્મ અને અર્થવાળાં વચનો ઉપર વિચાર
કરી, રામચંદ્રની સેવા કરવા માટે નિચે પ્રમાણે બોલ્યો.

વિભીષણ કહે છે-મહારાજ, આનો સંસ્કાર કરવો મને ઉચિત
નથી, કારણ કે તે દૂષી હતો, ખોટું બોલતો, ક્રૂર હતો અને તેણે
ધર્મનો ત્યાગ કર્યો હતો. તેમ પર સ્ત્રી સાથે ગમન પણ કરતો હતો.
રામચંદ્ર તે વચન સાંભળીને બોલ્યા—મનુષ્ય જાતને વૈર મનુષ્યના મરણ
પર્યંત હોય છે, મરણ થયા પછી વૈર હોતું નથી, આપણું કાર્ય
સિદ્ધ થયું છે, માટે હવે તારો જેમ તે ભાઇ છે તેમજ મારો
ભાઇ છે. હવે તેને સંસ્કાર કરો. વિભીષણે તે સાંભળી રા-
મચંદ્રની આજ્ઞા પોતાને માથે ચડાવી અને ધર્માત્મા, ધર્મ ઉપર
પ્રીતિ રાખનારા વિભીષણે મહા બુદ્ધિશાળી રાણી મંદોદરીને
સમજણનાં વાક્યો કહી, બોધ આપી, પોતાના ભાઇનો સંસ્કાર
કરવા માટે ઉતાવળ કરવા માંડયો. પછી રાવણને ચિતામાં સુવરાવી,

પિતૃમેધ યજ્ઞની રીતિ પ્રમાણે અગ્નિ હોત્રીનું જેમ કર્મ કરે તેમ કુટુંબી અને મંત્રીઓની સાથે સર્વ કર્મ કર્યું. વિધિથી રાવણને અગ્નિદાહ દીધા પછી, સ્નાન કરી, ભીના વસ્ત્રે દર્ભ અને તલ પાણીમાં નાંખી, વિધિ પ્રમાણે રાવણને તેથી દાહાંજલિ આપી, મસ્તકથી વારંવાર પ્રણામ કરી, રાવણની સ્ત્રીઓને વારંવાર બોધ વચનથી સમજાવીને કહ્યું–તમે નગરમાં જાઓ, એટલે તે સઘળી નગરમાં ગઇ. લંકામાં સ્ત્રીઓ ગયા પછી વિભીષણ રામની પાસે વિનયથી આવીને ઉભો. રામચંદ્ર, સુગ્રીવ અને લક્ષ્મણ સહિત "જેમ વૃત્રાસુરને મારીને ઇંદ્ર હર્ષ પામે તેમ" રાજી થયા. પછી માતલી રામચંદ્રને પ્રદક્ષિણા કરી, પ્રણામ કરી, રામચંદ્ર પાસેથી રજા લઈ, આકાશ માર્ગે સ્વર્ગમાં ગયો. રામચંદ્ર મનમાં રાજી થઇ લક્ષ્મણને કહેવા લાગ્યા કે, મેં પ્રથમ લંકાનું રાજ્ય વિભીષણને આપ્યું છે, માટે હમણાં તું લંકામાં જઇ વિધિ પૂર્વક બ્રાહ્મણ મારફતે વિભીષણ ઉપર અભિષેક કર. આમ કહ્યું કે લક્ષ્મણે વાનરાઓની સાથે, ઝટ લંકામાં જઈ, સુવર્ણના કલશો, સમુદ્રના જલથી ભરાવી બુધ્ધિમાન્ વિભીષણ ઉપર અભિષેક કર્યો. પછી પવિત્ર વિભીષણ અને લક્ષ્મણે હાથમાં જુદી જુદી ભેટ લઈ, શેહેરના માણસોને સાથે લઇ રામચંદ્ર. પાસે આવી, દંડવત્ પ્રણામ કર્યા. વિભીષણને રાજ્ય મળ્યું તે જોઇ રામચંદ્ર અને તેના ભાઇએ મનમાં હર્ષ પામી, પોતાના આત્માને સફળ માન્યો અને સુગ્રીવને આલિંગન કરી રામચંદ્ર બોલ્યા.

રામચંદ્ર કહે છે–હે અનઘ, તારા સહાયથી મેં રણસંગ્રામમાં મહા ભયંકર રાવણને જીત્યો અને લંકાના રાજ્ય ઉપર પ્રથમ વિભીષણને બેસારવાની પ્રતિજ્ઞા કરી હતી તેથી તેને બેસાર્યો. પછી વિનયવાન્ હનુમાન્ પાસે ઉભા હતા તેને કહ્યું કે તું વિભીષણની આજ્ઞા લઇ લંકામાં જા અને જાનકીને કહે કે રાવણનો નાશ થયો. તે સાંભળીને જે સીતાજી પ્રત્યુત્તર આપે તે લઇ મને ઝટ જણાવ. રામચંદ્રની આવી આજ્ઞા થઇ કે બુધ્ધિશાળી હનુમાન લંકામાં ગયા ત્યાં રાક્ષસોએ તેને માન આપ્યું. પછી રાવણની હવેલીમાં સીસમના ઝાડ નિચે સીતાજી બેઠાં હતાં, તેનું શરીર ઘણું દુર્બળ થઇ

જવાને લીધે ગરીબડાં જેવાં દેખાતાં હતાં, પણ રાવણના તિરસ્કારથી તેની નિંદા થઈ ન હતી. સીતાની આસપાસ રાક્ષસીઓ બેઠી હતી, અને સીતા મનમાં રામનું ધ્યાન કરતાં હતાં તે વખતે હનુમાન તેની પાસે જઇ વિનયથી સરલ થઈ તેને પ્રણામ કરી, બે હાથ જોડી તેની પાસે ઉભા. જાનકી નેત્રવડે તેની સરલતા જોઈ જરાવાર છાનાં રહી જોયું તો જાણ્યું કે આ જે પૂર્વે આવ્યો હતો તેજ રામચંદ્રનો દૂત છે, એમ જાણી હર્ષથી આનંદ પામ્યાં. પવનના પુત્ર હનુમાન સીતાના મુખ ઉપર આનંદ જોઇ રામનો સંદેશો કહેવા લાગ્યા.

હનુમાન કહે છે–હે દેવિ, રામચંદ્ર, તેને સહાય કરનારા વિભીષણ, વાનરાઓનું સૈન્ય અને લક્ષ્મણ વિગેરે કુશળ છે. રાવણનો અને તેના પુત્રનો નાશ કરી, વિભીષણને રાજ્ય ગાદી ઉપર બેસારી, રામચંદ્રે તમારા કુશલ સમાચાર પૂછાવ્યા છે. સીતા પોતાના પતિના સંદેશા રૂપ પ્રિય વાક્યને સાંભળી હર્ષથી ગદ્ ગદ્ કંઠે થઇને બોલ્યાં–આજે તારૂં હું શું પ્રિય કરૂં? તારાં મીઠાં વચનની બરોબર ત્રણ જગતમાં રત્નનાં આભરણ પણ નથી. આટલું કહ્યા પછી હનુમાન્ બોલ્યા હું મોટા મોટા રત્નના ઢગલા કરતાં અને ઇંદ્રના રાજ્ય કરતાં પણ શત્રુને મારીને જય કરનારા અચળ રામને વિશેષ માનું છું.

સીતા બોલ્યાં–અરે સૌમ્ય, સત્વ ગુણ તારામાંજ રહ્યો છે, જો રામચંદ્ર મને આજ્ઞા કરશે તો હું તેનાં દર્શન કરીશ, માટે ભલે મને આજ્ઞા કરો. સીતાના વાક્યને ગ્રહણ કરી, હનુમાન્ સીતાને નમસ્કાર કરી, રામચંદ્ર તરફ જાનકીએ જે સમાચાર કહ્યા હતા, તે સમાચાર રામચંદ્રને કહીને કહ્યું કે, આપે જેને માટે કાર્યનો સમારંભ કર્યો હતો, તે કાર્યનો ઉદય થયો છે. હવે શોકને લીધે સીતાજી ઘણાં તપ્ત થયેલાં છે, તેને શાંત કરો. હનુમાનનું કહેવું સાંભળી, જ્ઞાનીમાં ઉત્તમ શ્રી રામચંદ્રે રાવણને ત્યાં માયા રૂપી જે સીતા હતાં, તેનો ત્યાગ કરવા માટે અને ખરાં સીતા અગ્નિમાં હતાં તેને ગ્રહણ કરવા માટે મનમાં વિચાર કરી, વિભીષણને કહ્યું કે હે વિભીષણ, તું જા, સીતાને નવરાવી, સારાં વસ્ત્ર

પહેરાવી, આભરણુથી શણગારેલાં સીતાને મારી પાસે લઇ આવ. વિભીષણ તે સાંભળી હનુમાનની સાથે ગયો અને ત્યાં વૃદ્ધ રાક્ષસીઓ મારફતે સીતાને નવરાવી, અલંકાર વિગેરે પહેરાવી, ઉત્તમ પાલખીમાં બેસારી, આસપાસ જામાવાળા, પાઘડીવાળા ઘણા કંચુકીઓની ચોકીમાં સીતાને લઇ ચાલ્યા. સીતાને જોવા માટે ઘણા વાનરાઓ આવ્યા, તેને લાકડીવાળા કંચુકીઓએ લાકડીઓ મારીને હાંકી કાઢ્યા, તેથી વાનરાઓ કોલાહલ કરતા રામચંદ્રની પાસે આવ્યા. રામચંદ્ર સીતાને છેટેથી પાલખીમાં બેઠેલાં જોઇને બોલ્યા–વિભીષણ, તે કંચુકિઓ વાનરાને જોવાની શા માટે મના કરે છે? સઘળા વાનરાઓ સીતાનાં માતાની માફક દર્શન કરો અને સીતાને પગથી ચલાવીને અહીં લઇ આવો. સીતા રામનું વચન સાંભળી, પાલખીમાંથી હેઠે ઉતરી પગથી હળવે હળવે ચાલીને રામની પાસે આવ્યાં. રામચંદ્રે પણ આ સીતા કાર્ય માટે માયાના બનાવેલાં છે, એમ જાણતા હતા. તેને પાસે આવેલાં જોઇ, ઘણાં ધિઃકારનાં વચનો કહ્યાં. સીતાએ ધિઃકારનાં વચનો સહન કર્યાં નહિ અને લક્ષ્મણને કહ્યું કે, મારે માટે અગ્નિની ચિતા તૈયાર કરાવો. હું રામના વિશ્વાસ માટે અને લોકોની પાસે મારૂં પતિવ્રત ખરૂં છે એમ ખાતરી કરવા માટે અગ્નિમાં સ્નાન કરીને શુધ્ધ થઇશ. લક્ષ્મણે આ વાતમાં રામનો પણ અનુમત છે એમ જાણી, લાકડાનો મોટો ઢગલો કરી, તેમાં અગ્નિ લગાડી, રામની પાસે જઇ છાનોમાનો ઉભો. પછી ભક્તિમતી સીતા રામને પ્રદક્ષિણા કરી, સર્વ લોકની સમક્ષમાં દેવ અને દાનવની સ્ત્રીઓના દેખતાં દેવતાઓને અને બ્રાહ્મણને પ્રણામ કરી, બે હાથ જોડી, અગ્નિની પાસે જઇ બોલ્યાં–મારૂં મન જો રામચંદ્રથી જરા પણ દૂર જતું ન હોય અર્થાત્ તેની પાસેજ રહેતું હોય તો લોકમાં સાક્ષી એવા અગ્નિ દેવ મારૂં રક્ષણ કરો. આમ કહી અગ્નિને પ્રદક્ષિણા કરી, નિર્ભય મનવડે બળબળતા અગ્નિમા બેઠાં એટલે સિદ્ધ પુરૂષ અને પ્રાણિ વિગેરે સીતાને મહા અગ્નિમાં પડતાં જોઇને ઘણી ખેદાતુર થઇને પરસ્પર કહેવા માંડયાં કે, અરે રામ, સર્વ કાલને જાણનારા છે, તોપણ પોતાનાં લક્ષ્મી રૂપ સીતાનો

કેમ ત્યાગ કર્યો હશે? અર્થાત્ તેને અગ્નિમાં પડવાની રજા કેમ આપી હશે.

दृष्ट्वा ततो भूतगणाःससिद्धाः सीतां महावह्निगतां भृशार्ताः ।
परस्परं प्राहुरहो स सीतां रामः श्रियं स्वां कथमत्यजज्ज्ञः ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો બારમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૩ મો.

### श्रीरुद्र उवाच.

ततः शक्रस्सहस्राक्षो यमश्च वरुणस्तथा ।
कुबेरश्च महातेजाः पिनाकी वृषवाहनः ॥

રૂદ્ર કહે છે-પછી હજાર છે નેત્ર જેને એવા ઇંદ્ર, યમ, વરૂણ, મહાતેજસ્વી કુબેર, બળદનું છે વાહન જેને એવા શંકર, બ્રહ્મવેત્તામાં શ્રેષ્ઠ બ્રહ્મા, મુનિઓ, સિદ્ધ, ચારણ, પિતૃઓ, ઋષિઓ, સાધ્ય, ગંધર્વ, અપ્સરા, ઉરગ, એ સઘળા દેવતાઓ અને બીજા દેવતાઓ વિમાનમાં બેસી જ્યાં રામચંદ્ર બેઠા હતા ત્યાં આવી, હાથ જોડી, પરમાત્મા રામચંદ્રને કહેવા લાગ્યા, હે મહારાજ, આપ સર્વ લોકના ઉત્પન્ન કરનારા છો, અંતર્યામિપણાથી સર્વના દ્રષ્ટા છો, આપ જ્ઞાન મૂર્તિ છો, વસુમાં આપ આઠમા વસુ છો, રૂદ્રમાં આપ શંકર છો, જગત્‌ના આપ આદિ કર્તા છો, આપ ચતુર્મુખ બ્રહ્મા છો, આપ વિરાટ પુરૂષની નાસિકામાંથી અશ્વિની કુમાર રૂપે ઉત્પન્ન થયા છો, ચંદ્ર અને સૂર્ય આપનાં નેત્ર છે, આપ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનારા છો, આપ નિત્ય છો, આપ એક છો, આપને રાત્રિ અને દિવસ એવો વ્યવહાર નથી, આપને વિષે માયાના ગુણ કોઇ દિવસ પણ નથી, આપ શુદ્ધ જ્ઞાન મૂર્તિ છો, અને તેથીજ આપ મુક્ત છો, ગુણરહિત છો, આપને સુખ અને દુઃખ નથી, જે પ્રાણી આપની માયામાં

મોહ પામેલાં છે તેમને આપ મનુષ્ય જેવા ભાસો છો. હે રામ, આપના નામનું સ્મરણ કરનારા છે તે આપને ચિદાનંદ મૂર્તિ એટલે જ્ઞાન અને આનંદ રૂપ ઓળખે છે. હે મહારાજા, રાવણે અમારાં સ્થાન અને તેજનું હરણ કર્યું હતું, આજે તમે તેનો નાશ કર્યો અને અમને ફરીને અમારૂં સ્થાન પાછું અપાવ્યું. આવી રીતે દેવતાઓ સ્તુતિ કરે છે એવામાં સાક્ષાત્ પિતામહ બ્રહ્મા સત્ય માર્ગમાં ચાલનારા રામચંદ્રને પ્રણામ કરી સ્તુતિ કરવા લાગ્યા.

શ્રીબ્રહ્મા સ્તુતિ કરે છે—આપ સમગ્રનું પાલન કરનારા અને આત્મ તત્વને જાણનારા મનુષ્યો આપનું અંતઃકરણમાં ધ્યાન કરે છે. દુઃખ અને સુખના સાધન છો, પાપ અને પુણ્યથી રહિત છો, પર છો, એક છો, સર્વ સત્તામય છો, સર્વના અંતઃકરણમાં રહેનારા જ્ઞાન મૂર્તિ એવા વિષ્ણુને નમસ્કાર કરૂં છું. ભગવાન્નાં અવશ્ય દર્શન થાશે એવી રીતની નિશ્ચય બુદ્ધિવડે, કુંભકથી પ્રાણ અને મનને રોકી નાસ્તિકના રૂપિ સંશય અને વિષયના સમૂહને દૂર કરી, નિર્મળ અંતઃકરણવાળા યોગિઓ જે ઇશ્વરનાં દર્શન કરે છે, રત્નનો છે મુકુટ જેનો, સૂર્ય જેવા પ્રકાશમાન એવા શ્રીરામને પ્રણામ કરૂં છું. માયા રહિત, લક્ષ્મીના પતિ, મુખ્ય, જગતના આદિ, દેશ અને કાળથી માપમાં આવે નહીં તેવા, ભક્તના મોહનો નાશ કરનાર, મુનિએ પ્રણામ કરવા લાયક, યોગિએ ધ્યાન કરવા લાયક, યોગ માર્ગ પ્રવર્તાવનારા, પરિપૂર્ણ લોકને રંજન કરનારા રમણીય રામને વંદુ છું. ભાવ અને અભાવ વસ્તુથી રહિત છો એટલે અનિર્વચનીય જ્ઞાનના વિષય છો. અથવા ભાવ કેતાં દેખાતા પદાર્થો અને અભાવ કેતાં ન દેખાતા પદાર્થોથી રહિત, ભોગમાં પ્રીતિવાળા શંકર આદિ મુખ્ય દેવતાઓ આપના ચરણ કમળને પૂજે છે. આપને ત્રણ કાળ બાધ કરીશકતો નથી. શુધ્ધ છો એટલે માયાના ગુણ આપનો સ્પર્શ કરતા નથી, જ્ઞાન મૂર્તિ, દેશ અને કાળથી અમાપ છો, પ્રણવ*એ આપનું નામ છે, આપ સર્વ અસુરનો નાશ કરો છો તથાપિ આપને રાગદ્વેષ નથી

---

* तस्य वाचकः प्रणवः તેનું નામ પ્રણવ. આ પાતંજળ યોગ સૂત્રમાં સમાધિ પાદમાં સત્તાવિશમું સૂત્ર છે.

એવા શ્રી રામને પ્રણામ કરૂં છું. હે રામ, આપ મારા સ્વામી છો, મારી સમગ્ર ઇચ્છાને પૂરનારા છો, માનથી રહિત છો, લક્ષ્મીના પતિ છો, અખિલ બ્રહ્માંડને ધારણ કરનારા છો, આપનું સ્વરૂપ એકાંત ભક્તિથી જણાય છે, અંતઃકરણમાં આપના સ્વરૂપનું જો ધ્યાન કર્યું હોય તો સંસારને દૂર કરે છે, યોગ અભ્યાસ વડે દોષ રહિત થયેલા મનથી આપ જણાઓ છો, લોક સમૂહને ઉત્પન્ન કરનારા અને અંતે પ્રલય કરનારા લોકના પરમ ઇશ્વર છો, લૌકિક પ્રમાણથી આપ માપમાં આવતા નથી એવા ભક્તિમાન્ અને શ્રદ્ધાળુ જનોએ ભજવા લાયક, કમળ જેવા શ્યામ સુંદર શ્રી રામને નમસ્કાર કરૂં છું. હે લક્ષ્મી પતિ, સર્વત્ર વ્યાપક માપ રહિત એવા આપને આધીન ઇન્દ્ર આદિ દેવતાઓ છે, આપને કોણ મનુષ્ય જાણી શકે? કોઇ પણ જાણી શકે નહિ. હે મહારાજ, હે મુનિમાન્ય, વૃંદાવનમાં દેવ સમૂહ આપને પ્રણામ કરે છે, શંકર વિગેરે દેવતાઓ આપને નમે છે, એવા આપ સુખ આપનારા રામને હું નમું છું. જુદાં જુદાં શાસ્ત્ર અને વેદ સમૂહથી પ્રતિપાદન કરવા લાયક, નિત્ય આનંદ મૂર્તિ, બાહ્ય વિષયના જ્ઞાનથી આપ જણાતા નથી, આપ અનાદિ છો, મારા રાવણ વિગેરે શત્રુનો નાશ કરવા માટે આપ અવતરેલા છો, આપના શરીરનો રંગ મરકત મણિ જેવો છે, મથુરાંના ઈશ્વર એવા આપ રામ મૂર્તિને નમું છું. કોઇ મનુષ્ય શ્રધ્ધાથી શ્યામવર્ણ, ઇચ્છેલા વરને આપનારા સમર્થ શ્રી રામનું ધ્યાન કરી, મુખ્ય બ્રહ્મ જ્ઞાનને આપનારૂં, બ્રહ્માએ કરેલું આદિ સ્તવનને ભૂમિ ઉપર ભણે તે ધ્યાન કરનારાનાં પાતક દૂર થાય છે. ઉપર પ્રમાણે બ્રહ્માએ કરેલી સ્તુતિ સાંભળી, ત્રણ જગત્‌ના સાક્ષી અગ્નિ દેવ રાતાં વસ્ત્ર પેહેરી, શોભાયમાન દિવ્ય રાતી કાંતિવાળા, દિવ્ય આભૂષણોથી શણગારી, વિદેહની પુત્રી સીતાને પોતાના ખોળામાં બેસારી બોલ્યા–અરે રામચંદ્ર, આપે રાવણના પ્રાણ હરવા માટે માયાની જાનકી બનાવી, ખરી જાનકી વનમાં મારે વિષે મૂકી રાવણનો, તેના ભાઇ, પુત્ર અને કુટુંબીઓનો નાશ કરી ભૂમિનો ભાર ઉતાર્યો. જે કાર્ય કરવા માટે પ્રતિબીંબ રૂપે કરી હતી તેણે પોતાનું તે કાર્ય કર્યું છે અને હવે તે લય

સ્વામી છે, માટે આ સીતાને ગ્રહણ કરો. તે વખતે રામચંદ્રે મનમાં અત્યંત પ્રસન્ન થઈ અગ્નિનો સત્કાર કરી, સીતાજીને ગ્રહણ કરી, પોતાના ખોળામાં ત્રણ લોકનાં માતા, અને લક્ષ્મીરૂપ સીતાને બેસાર્યાં; ત્યારે ઇન્દ્ર સીતાવડે શોભાયમાન શ્રીરામચન્દ્રને જોઇ ભક્તિથી બે હાથ જોડી ગદ્ ગદ્ વાણીથી સ્તુતિ કરવા લાગ્યા.

ઇંદ્ર સ્તુતિ કરે છે—આપ શ્યામ કમળ જેવા છો, સંસારરૂપી અરણ્યમાં દાવાનલ જેવા આપની આનંદ મૂર્તિનું પાર્વતી દરરોજ હૃદય વડે ધ્યાન કરે છે, સંસારનો નાશ કરવામાં કારણ એવા શિવ આદિ દેવ આપને શરણે છે એવા શ્રીરામને હું ભજું છું. દેવતાના દુ:ખને આપ હરણ કરો છો, આપનો દેહ મનુષ્યના આકારનો છે, તો પણ આપ નિરાકાર છો, સ્તુતિપાત્ર છો, પરમાત્મા છો, પરમ આનંદ મૂર્તિ છો, શ્રેષ્ઠ છો, એવા ભૂભારનો નાશ કરનારા વિષ્ણુ મૂર્તિ શ્રી રામને હું સેવું છું. સર્વ ભક્તજનને આનંદ આપનાર આપને શરણે ભક્તજન આવે છે, શરણ આવેલાની પીડાને દૂર કરનારૂં આપનું નામ છે, યોગીંદ્રો તપથી અને યોગથી પોતાની શક્તિવડે આપનું ધ્યાન કરે છે, આપ સુગ્રીવ અને વિભીષણના મિત્ર છો એવા આપ રામરૂપસૂર્યનું ભજન કરૂં છું. આપ ભોગી જનથી હમેશાં દૂર રહો છો અને યોગ સાધનાવાળાની સમીપમાં રહો છો, ચિદાનંદ આપનારા અને સીતાને આનંદ આપનારા એવા શ્રીરામચંદ્રને શરણે હું નિરંતર જાઉં છું. હે ઈશ, આપ યોગ માયાના સત્વ આદિ ગુણ સાથે જોડાઈ, રાતા પુષ્પના સંબંધથી સ્ફાટિક મણિ. જેમ રાતું દેખાય છે, તેમ આપ લીલાવડે મનુષ્યના આકારમાં ચેષ્ટા કરો છે એમ જણાય છે. આપની આનંદમય લીલા જેના કર્ણમાં પડેલી છે, તે લોકો હમેશાં સંસારમાં આનંદ રૂપે રહે છે. હે મહારાજ, અહંકાર વડે કરેલા મદિરાના પાનથી ઘણો મદોન્મત્ત થઇ સ્વર્ગભૂમિના રાજાનું મને અભિમાન હતું, તે આજ આપના ચરણ કમળના પ્રસાદથી ત્રણ લોકના અધિપતિપણાનું અભિમાન ઉતરી ગયું. આપ ચળકતા હાર અને બાજુ બંધથી ઘણા મનોહારક લાગો છો, આપ ભૂમિ ઉપર ભાર રૂપ અસુર ગણનો નાશ કરનારા છો, શરદ્‌ના ચંદ્રમા જેવું કાંતિવાળું છે મુખ

જેનું, જેનો કોઇ પણ પાર પામે નહિ એવા શ્રીરામચંદ્રને ભજું છું. ઇંદ્ર નીલમણિ અને મેઘ જેવી છે શ્યામ કાંતિ જેની, ૧વરાધ નામના રાક્ષસના વધથી શોક અને શાંતિને કરાવનારા, મુકુટ વડે શોભાયમાન, શંકરને સુખ આપનારા, રઘુકુલના અધિપતિ, શ્રી રામચંદ્રનું ભજન કરૂ છું. ચળકતા ક્રોડો રત્ન વાળા સિંહાસન ઉપર ચળકતા સુવર્ણ અને વીજળી જેવાં સીતાને લઇને બેઠેલા, પીડા અને તંદ્રા રહિત એવા રામનું ભજન કરૂં છું. આવી રીતે ઇંદ્ર સ્તુતિ થઇ રહ્યા પછી આકાશ માર્ગે પાર્વતી સાથે વિમાનમાં બેઠેલા શંકર બોલ્યા.

શ્રી શીવ કહે છે–મહારાજ, આપ જ્યારે રાજ્ય ગાદી ઉપર બેસશો, ત્યારે અયોધ્યામાં આપ પાસે આપનાં દર્શન કરવા માટે આવીશ. હમણાં તમે તમારા પિતા દશરથનાં દર્શન કરી લ્યો, તે સાંભળી રામે શિવ સામું જોયું તો પોતાની સન્મુખ વિમાનમાં દશરથ રાજા બેઠા હતા તેને દીઠા. દર્શન થયાં કે તરત રામ અને લક્ષ્મણ પિતાના ચરણમાં પ્રણામ કરીને ઉભા. દશરથ રામને આલિંગન આપી તેનું મસ્તક સુંઘીને બોલ્યા–હે વત્સ, દુઃખ રૂપ આ સંસાર સમુદ્રમાંથી આપે મારો ઉધ્ધાર કર્યો છે. એમ કહી ફરીને તેને આલિંગન આપ્યું, એટલે રામચંદ્રે પોતાના પિતાનો બહુ સત્કાર કર્યો. પછી દશરથ સ્વર્ગમાં ગયા. રામચંદ્ર બે હાથ જોડીને ઉભેલા ઇંદ્રને જોઇને બોલ્યા.

શ્રીરામ કહે છે–અરે ઇંદ્ર લડાઇમાં મારે માટે મરેલા વાનરાઓ ભૂમિ ઉપર પડયા છે. તેને અમૃતની વૃષ્ટિ કરી મારી આજ્ઞાથી જીવતા કરો. ઇંદ્રે ઠીક એમ કહી, અમૃતની વૃષ્ટિ કરી વાનરાને જીવતા કરવા માંડયા એટલે જે વાનરાઓ સંગ્રામમાં પૂર્વે મરી ગયા હતા તે સઘળા સુઇને ઉઠયા હોય તેમ ઉઠી રાજી થતા શ્રી રામચંદ્રની સમીપમાં જઇને ઉભા. પરંતુ અમૃતની વૃષ્ટિ કરી તોપણ જે રાક્ષસો મરી ગયા હતા તે ફરી જીવતા થયા નહિ. કારણ કે જેને ભગવાનનું બાણ વાગ્યું હોય તે ફરીને ઉઠી શકે નહિ. પછી વિભીષણ રામને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બોલ્યા.

વિભીષણ કહે છે–મહારાજા, આપની મારા ઉપર જો પ્રીતિ

હોય તો આપ અને સીતાજી આજ મંગળ સ્નાન કરો, કાલે શણુગારીને આપણે અને લક્ષ્મણ અયોધ્યામાં જશું, તે સાંભળી રામચંદ્રે પ્રત્યુત્તર આપ્યો.

શ્રી રામ કહે છે–હે વિભીષણ, અતિ સુકુમાર, અત્યંત ભક્ત મારો ભાઇ ભરત માથે જટા રાખી વલ્કલ વસ્ત્ર પેહેરી ઓંકારનું ધ્યાન કરે છે અને મારા આવવાની વાટ જુવે છે. માટે તેના વગર હું મંગલ સ્નાન કેમ કરી શકું અથવા અલંકાર પણ કેમ ધરી શકું ? માટે તુ સુગ્રીવ વિગેરે વાનરાનો સત્કાર કર. મોટા મોટા વાનરાઓને ભેટ આપી તેનો સત્કાર કરીશ, એટલે તે મારો સત્કાર થયો છે એમ હું માનીશ. રામચંદ્રનું કહેવું સાંભળી, વિભીષણ સુવર્ણ, રત્ન અને સારાં વસ્ત્રો જેને જેવાં ગમે તેવાં ઇચ્છા પ્રમાણે આપવા માંડયાં. વાનરાનો રત્નવડે સત્કાર થયો જોઇ, રામચંદ્ર વાનરોને યથોચિત માન આપી, તેને રજા આપી, વિભીષણે આણેલા સૂર્ય જેવા તેજસ્વી પુષ્પક વિમાનમાં બેસી, પોતાના ખોળામાં શરમાતાં યશસ્વિની સીતાને બેસાડી, પોતાના મહા ધનુષને લઇ, પોતાની સાથે લક્ષ્મણને બેસાડી, વાનરાના રાજા સુગ્રીવને, અંગદને અને વિભીષણને નિચે પ્રમાણે કહ્યું.

શ્રી રામ કહે છે–તમે સઘળાએ વાનરાઓની સહાયથી મિત્રનું કાર્ય કર્યું, હવે તમને ઇચ્છા પ્રમાણે જવાની રજા આપું છું. હે સુગ્રીવ, સર્વ સેનાની સાથે તમે ઝટ કિષ્કિંધા નગરીમાં જાઓ. હે વિભીષણ, તું મારી ભક્તિમાં લીન થઇ, આ લંકાના રાજ્યમાં રહે. ઈંદ્ર આદિ દેવતાઓ પણ તારો તિરસ્કાર કરી શકશે નહિ. હવે હું મારી પિતાની રાજધાની જે અયોધ્યા નગરી છે તેમાં જવાની ઈચ્છા રાખું છું. તે સાંભળીને મહા બળવાન્ વાનરાઓ અને વિભીષણ બે હાથ જોડી બોલ્યા, મહારાજ રામચંદ્ર, અમે સાથે અયોધ્યામાં આવવાની આપની ઇચ્છા રાખીએ છીએ. આપનો પ્રથમ રાજ્યગાદી ઉપર અભિષેક થશે, તે જોઇ, પછી માતા કૌશલ્યાને પ્રણામ કરી, અમારા રાજ્યમાં જવું અને ત્યાં રાજ્ય કરવું ઇચ્છીએ છીએ. મહારાજ, અમને તેમ આજ્ઞા કરો.

શ્રીરામ કહે છે–હે સુગ્રીવ, વાનરો સહિત વિભીષણને અને હનુમાનને લઇ, આ પુષ્પક વિમાનમાં ચડી બેસો, તે સાંભળી પો-

તાની સેના સહિત સુગ્રીવ પોતાના મંત્રિઓ સહિત વિભીષણ અને હનુમાન્ પુષ્પક વિમાનમાં ચડી બેઠા. પછી રામચંદ્રે પુષ્પક વિમાનને ચલાવવાની આજ્ઞા કરી એટલે તે આકાશ માર્ગે ચાલ્યું. આ વિમાનમાં હંસ જોડયા હતા તેથી તેજસ્વી વિમાનમાં બેઠેલા રામચંદ્ર બીજા બ્રહ્મા જેવા દેખાતા હતા. તપવડે મળેલું તે પુષ્પક વિમાન આકાશમાં સૂર્યના બિંબ જેવું શોભતું હતું, તેમાં બેઠેલા રામ, સીતા અને લક્ષ્મણના સંબંધથી વિશેષ શોભવા માંડયું.

ततो बभौ भास्करबिंबतुल्यं कुबेरयानं तपसानुलब्धम् ।
रामेण शोभां नितरां प्रपेदे सीता[illegible]तेन सहानुजेन ॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો તેરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૪ મો.

### શ્રીરુદ્ર ઉવાચ.

पातयित्वाततश्चक्षुः सर्वतोरघुनंदनः ।
अब्रवीन्मैथिलींसीतां रामः शशिनिभाननां॥

શ્રી રુદ્ર કહે છે—રઘુકુલમાં જન્મેલા શ્રી રામચંદ્ર ચો તરફ જોઈ ચંદ્રમા જેવું છે મુખ જેનું એવાં સીતાજીને કહેવા લાગ્યા.

શ્રી રામ કહે છે—અરે સીતા, જો આ ત્રિકૂટ પર્વતના શિખર ઉપર આવેલી ઘણી પ્રકાશમાન લંકાપુરી છે. આ રણસંગ્રામની ભૂમિને જો. તેમાં માંસનો કાદવ ભર્યો છે. આ જગોમાં અસુર અને વાનરાઓ વચ્ચે મહા યુદ્ધ ચાલ્યું હતું. તેમાં હજારો કપાઈ મુવા છે. મેં અહીં રાક્ષસના રાજા રાવણને મારી નાંખ્યો હતો, તે અહીં પડયો હતો. કુંભકર્ણ, ઇંદ્રજીત વિગેરે સઘળાને અહીં મારી નાંખ્યા છે. સમુદ્રમાં આ સેતુ મેં બાંધી છે. જે આ દેખાય છે તે મહાસાગરનું તીર્થ છે અને તેનું નામ સેતુબંધ છે. તેને ત્રણ લોક

ઘણું માન આપે છે. અને તે ઘણું પવિત્ર છે તેના દર્શન કરવાથી પાતક નાશ પામે છે. આ જગોમાં વિભીષણ પોતાના મંત્રીઓને સાથે લઇને મારે શરણે આવ્યો હતો. આ મનોહર વૃક્ષવાળી કિષ્કિંધા નગરી દેખાય છે. તેનો રાજા સુગ્રીવ છે. એવામાં સુગ્રીવે રામચંદ્રની આજ્ઞા લઇ નિચે ઉતરી સીતાજીનું પ્રિય કરવા માટે તારા વિગેરે વાનર સ્ત્રીઓને બોલાવી લાવી તેઓને વિમાનમાં બેસારી, તે વિમાનને એકદમ ઉડાડયું એટલે રામચંદ્ર બોલ્યા.

રામ કહે છે—અરે સીતા, જુઓ, આ ઋષ્યમૂક પર્વત છે. અહીં મેં વાલીને માર્યો હતો. આ વનનું નામ પંચવટી છે. અહીં મેં રાક્ષસોનો વધ કર્યો છે, હે વરવર્ણિનિ*, અગસ્ત્ય અને સુતીક્ષ્ણ નામના આ આશ્રમમાં આ સર્વ તપસ્વીઓ દેખાય છે. હે દેવિ, આ જે પર્વત દેખાય છે તેનું નામ ચિત્રકૂટ છે. કૈકેયીના પુત્ર અહીં મને સમજાવવા માટે આવ્યા હતા. આ આશ્રમ યમુનાના કિનારા ઉપર દેખાય છે, તેનું નામ ભારદ્વાજ છે. આ લોકોને પાવન કરનારાં ભાગીરથી ગંગા દેખાય છે. હે સિતા, આ યજ્ઞના સ્થંભની હાર દેખાય છે, તે સરયૂ નદી છે. હે માનિનિ, આ જે નગરી દેખાય છે, તેનું નામ અયોધ્યા છે તેને પ્રણામ કરો. આવી રીતે રામચંદ્ર ભારદ્વાજ ઋષિને આશ્રમે આવી પહોંચ્યા. ભગવાન્ રામે ચૌદ વર્ષ વીત્યા પછી, પાંચમને દિવસે ભારદ્વાજ મુનિની પાસે આવી તેનાં દર્શન કરી તેને પ્રણામ કર્યાં. પછી વિનયથી બેઠેલા મુનિઓને પૂછવા લાગ્યા.

રામ પૂછે છે—મહારાજ, ભરત રાજા અને તેના ભાઇ કુશળ છે? અયોધ્યામાં સુકાળ છે કે કેમ? મારી માતાઓ તો કુશળ છે? આવી રીતે રામચંદ્રે પોતાના ઘરના સમાચાર પૂછ્યા. તે સાંભળીને ભરદ્વાજ ઋષિ મનમાં આનંદ પામ્યા અને બોલ્યા. સર્વ કુશળ છે. પરંતુ ભરત રાજા ફળ અને ફૂલનો આહાર કરી, માથે જટા રાખી, વલ્કલ વસ્ત્રને ધારણ કરી, સઘળું રાજ્ય આપની પાદુકા (પગમાં પહેરવાની ચાંખડી) ને સોંપી, આપની

* સારા રંગની.

આવવાની વાટ જુવે છે અને તપસ્વી પેઠે વ્રત કરે છે. સીતાનું હરણુ થવાથી તમે જે દંડકારણ્યમાં રાક્ષસના વધ વિગેરે કાર્ય કર્યું, તે તપઃ પ્રભાવથી અને આપના પ્રસાદથી મારા જાણુવામાં આવ્યું છે. આપ બ્રહ્મ મૂર્તિ છો. આપને આદિ, મધ્ય અને અંત નથી. આપે સૃષ્ટિ કરવા માટે પ્રથમ જલ સર્જ્યું અને પ્રાણિને સર્જવા માટે તેમાં શયન કર્યું હતું તેથી આપનું નામ નારાયણુ પડયું છે. આપ મનુષ્ય માત્રના અંતરાત્મા છો. તમારા નાભિકમળથી લોકના પિતામહ બ્રહ્માની ઉત્પત્તિ થઇ છે. એટલા માટે આપ જગતૂના સ્વામી છો, આપને ત્રણુ જગત્ પ્રણામ કરે છે. આપ વિષ્ણુનો અવતાર છો અને સીતાજી લક્ષ્મીજીનો અવતાર છે, આપ પોતાની માયા વડે જગત્‌ને સર્જો છો,, પરંતુ તેમાં બંધાતા નથી. આકાશ જેમ રજથી લેપાતું નથી, તેમ પરમ જ્ઞાન શક્તિથી આપ સર્વના સાક્ષી છો. હે રઘુવંશમાં જન્મેલા રામચંદ્ર, આપ પ્રાણિની અંદર અને બહાર રહેલા છો. આપ પૂર્ણું છો, તો પણુ જે મૂર્ખ છે, તે આપને અપૂર્ણુ માને છે. તમે જગત્‌નો અવતાર છો, જગત્‌ના આધાર છો, જગત્‌નું પાલન કરનારા છો, સર્વ જગત્‌ના ભોક્તા (ભોગવનાર) અને ભોગ (વિષય) રૂપ છો. હે રઘૂત્તમ, જે કંઇ દેખાય છે, સ્મરણુમાં આવે છે, સંભળાય છે, તે સર્વ આપ છો. આપ વિના બીજું કંઇ પણુ નથી. હે રામચંદ્ર, તમારી શક્તિની પ્રેરણાથી માયા અહંકાર આદિ ગુણો વડે, લોકોને સર્જે છે, માયાનો વ્યવહાર તમારામાં તમારી શક્તિ વડે છે. જેમ લોહ ચુંબકને જોઇ લોહ આદિ ચલાયમાન થાય છે, તેમજ માયા જો કે જડ છે, તો પણુ જગત્‌ને સર્જે છે. જગત્‌નું રક્ષણુ કરનારા આપનું સ્થૂળ અને સૂક્ષ્મ એવા બે દેહ છે, તેમાં વિરાટ્‌રૂપ સ્થૂળ કહેવાય છે અને બ્રહ્મ મૂર્તિ સૂક્ષ્મ છે. હે રામ, આપના સ્થૂળ વિરાટ્ રૂપમાંથી હજારો અવતારો કાર્ય કરવા માટે ઉત્પન્ન થાય છે. આપની પવિત્ર કથા કોઇ ગાય અથવા શિખે છે તેને અવશ્ય મુક્તિ મળે છે. હે રામ, બ્રહ્માએ ભૂમિનો ભાર ઉતારવા માટે પ્રથમ આપની પ્રાર્થના કરી, તે ઉપરથી આપ રઘુકુળમાં જન્મીને આપે દેવતાનું સમગ્ર કાર્ય

કર્યું. આપે મનુષ્યના દેહમાં ઘણા વર્ષ રહી આ લોક અને પરલોક-ના હિતને માટે ઘણાં દુર્ઘટ કાર્ય કર્યાં છે. આપ મનુષ્યનાં પાતકને હરનારા છો. કર્તા એટલે જગતને ઉત્પન્ન કરનારા છો. આપ યશ વડે પૃથ્વીને પૂરી દેશો. હે જગન્નાથ, હું આપની પ્રાર્થના કરૂં છુ. મારા સ્થાનને આપ પવિત્ર કરો. આપ સેના સહિત આજ અહીં રહો અને ભોજન કરી કાલે તમારે શેહેર જજો, રામચંદ્રે ઋષિનું વચન સ્વીકારીને લક્ષ્મણ, સીતા અને વાનર સૈન્ય સહિત તે આશ્રમમાં પડાવ કર્યો. ઋષિએ તેને માન આપ્યું. પછી રામચંદ્ર બે ઘડી મનમાં વિચાર કરી હનુમાનને કહેવા લાગ્યા.

રામ કહે છે—હે હનુમાન્, તું અહીંથી અયોધ્યામાં ઝટ જઇ રાજગૃહમાં સઘળાં કુશળ છે કે કેમ તેના સમાચાર લઇ આવ. શૃંગવેર પુરમાં જઇ મારા મિત્ર ગુહને એવા સમાચાર કહેવા કે રામ જાનકી સહિત આવે છે. નંદિ ગ્રામમાં જઇ મારા ભરતને મારા સકુટુંબના કુશળ સમાચાર કહેવા, સીતાનું હરણ કરનારા રાવણનો વધ કર્યો વગેરે ત્યાં જે બન્યું હતું, તે સઘળું કહી બતાવજે અને કહેજે કે, રામચંદ્ર શત્રુનો વધ કરી સીતા અને લક્ષ્મણની સાથે પોતાનું કાર્ય પૂર્ણ કરી, રીંછરાજ જાંબુવાન્ અને કપીશ્વર સુગ્રીવની સાથે આવે છે. આ વૃત્તાંત જણાવી, ભરતનું વૃત્તાંત સર્વ જાણી, ઝટ મારી પાસે આવ. પછી હનુમાન્ મનુષ્યનું રૂપ લઇ પ્રથમ વેગથી નંદિગ્રામ તરફ "જેમ ગરૂડ સર્પ તરફ દોડે તેમ" ચાલ્યો. રસ્તામાં શૃંગવેર પુરમાં જઇ ગુહને મળી, અંતઃકર-ણમાં અત્યંત રાજી થઇને બોલ્યો—ધર્માત્મા તમારા મિત્ર દશરથના પુત્ર શ્રી રામચંદ્ર સીતાજીની સાથે અને લક્ષ્મણની સાથે ક્ષેમ કુશળ આવે છે અને તમારા ક્ષેમકુશળ સમાચાર પૂછાવ્યા છે. તે ભરદ્વાજની રજા લઇ આજે અહીં આવશે અને તુંને તેનાં દર્શન અવશ્ય થાશે. તે સાંભળીને ગુહ ઘણો રાજી થયો. હનુમાન્ વાયુ જેવા વેગથી ત્યાંથી ચાલ્યા રસ્તામાં રામતીર્થ અને સરયૂ નદીનાં દર્શન કરી તેનું ઓલંઘન કરી નંદિગ્રામમાં ગયા. ત્યાં અયોધ્યાથી બે માઇલ છેટે એક આશ્રમમાં ભરત બેઠા હતા. તેણે કાળા મૃગનું ચર્મ પેહેરવાથી ઘણા દુર્બલ દેખાતા હતા, આકારે દીન જેવા

જણાતા હતા, આખા શરીરમાં મેલ ચડી ગયો હતો, માથે જટા રાખી, હતી ઝાડની છાલનાં વસ્ત્રો પેહેર્યાં હતાં, ફળનો આહાર કરી રામના ધ્યાનમાં પરાયણ રહેતા હતા, રામચંદ્રે ચીત્રકૂટ પર્વત ઉપર આપેલી પાદુકા લઇ તેને પોતાની સન્મુખ રાખી ભૂમિનું રાજ્ય કરતા, તેની આસપાસ મંત્રી વર્ગ અને શેહેરના મુખ્ય પુરૂષો કાષાય વસ્ત્રને ધારીને બેઠા હતા, તેથી તે સાક્ષાત્ ધર્મની મૂર્તિ જેવા દેખાતા હતા. તેને જોઈ હનુમાન્ બે હાથ જોડીને બોલ્યા.

હનુમાન કહે છે—હે ભરત, જે રામચંદ્ર દંડકારણ્યમાં રહેલા હતા તે રામનું તમે ધ્યાન કરો છો અને તેના વિરહથી શોચ કરો છો, તે કુકુત્સ્થ કુલમાં જન્મેલા રામચંદ્રે તમારા કુશલ સમાચાર પૂછ્યા છે. હે રાજન્, દારૂણ શોક છોડી દ્યો અને કુશળ સમાચાર કહો. આ ઘડીએ રામ અને તમે બન્ને જણા પરસ્પર મળશો. રામ યુદ્ધમાં રાવણને મારી, સીતાને પાછાં લઈ, પોતાનું કાર્ય પૂર્ણ કરી લક્ષ્મણની સાથે હમણાં આવે છે. આ સઘળું સાંભળીને ભરત રાજા હર્ષવડે મૂર્છિત થઇ ગયા. મૂર્છા વળ્યા પછી પ્રિય વચન કહેનારા હનુમાન્‌ને આલિંગન આપી, આનંદના અશ્રુથી હનુમાન્‌ને નવરાવ્યા. અને પછી બોલ્યા-તું દેવતા છો કે મનુષ્ય છો ? તું મારા ઉપર દયા કરીને અહીં આવ્યો છો. હે સૌમ્ય, તેં મને પ્રિય સમાચાર આપ્યા, તે ઉપરથી હું તને ઇચ્છિત દાનની અંદર એક લાખ ગાય અને સો ગામ આપું છું. આભૂષણ માત્રથી શણગારેલી સો કન્યા તને આપું છું. આવી રીતે દાન આપ્યા પછી ભરત રાજાએ ફરીને હનુમાનને કહ્યું કે, રામચંદ્રને મહા વનમાં ગયે ઘણાં વર્ષો થયાં તેથી મારા સ્વામી પ્રીતિકારક શ્રી રામચંદ્રનું પવિત્ર કીર્તન સાંભળવામાં આવે છે. વળી કલ્યાણ કરનારી રામચંદ્રની ગાથા લૌકિકિ છે એમ જણાય છે. પરંતુ તે તો અલૌકિક છે. અર્થાત્ લોકથી જણાય તેવી નથી. જે મનુષ્ય જીવે છે, તેને શો વર્ષે પણ સુખ આવી મળે છે. હે ભાઇ, રામને અને વાનરાઓને કેમ સમાગમ થયો તે કહી બતાવ. મને તારા વચન ઉપર વિશ્વાસ છે. ભરતનું વચન સાંભળી હનુમાને રામનું ચરિત્ર ક્રમ પ્રમાણે સમગ્ર કહ્યું. તે સાંભળી ભરત પરમ આનંદને પામ્યા અને રામચંદ્રના પધાર-

વાના સમાચાર સાંભળીને આનંદ પામેલા શત્રુઘ્નને આજ્ઞા કરી કે આપણા શેહેરમાં જેટલા દેવતાઓ છે તેને ગંધ, ધૂપ, નૈવેદ્ય વિગેરે અર્પણ કરીને તેની પૂજા કરો. સૂત, વૈતાલિક, બંદિજન, સ્તુતિ પાઠક, હજારો વેશ્યાઓ, રાણીઓ, કાર્યભારીઓ, સેના, હાથી ઘોડા, પાયદળ, બ્રાહ્મણો, શેહેરનાં માણસો અને પરગામથી જે રાજા આવ્યા હોય તેમને ચંદ્રમા જેવું છે મુખ જેનું એવા રામચંદ્રનાં દર્શન કરવા માટે અને તેના સામીઆમાં આવવા માટે કહો. ભરતનું વચન સાંભળી શત્રુઘ્ને રાજાના માણસોને હુકમ કર્યો કે, મોતી અને રત્નથી ઝળઝળાટ તોરણો અને વિચિત્ર પતાકાઓ શેહેરમાં બંધાવીને શેહેરને શણગારવું; તે ઉપરથી માણસોએ શેહેરમાં પતાકા અને તોરણો બાંધી પોતાનાં ઘરને શણગાર્યાં, જુદાં જુદાં બલીદાન મૂકયાં અને રામના દર્શનની ઇચ્છાથી મનુષ્યોનાં ટોળેટોળાં શેહેરની બહાર નિકળ્યાં. એક લાખ ઘોડા, દશ હજાર હાથી, સોનાની સાંકળવાળા દશ હજાર રથ વિગેરે બહાર નિકળ્યા. ઇશ્વર એવા રામચંદ્રને ઉચિત નાની મોટી વસ્તુઓ લઇને મનુષ્યો નિકળ્યાં, રાણીઓ પાલખીમાં બેસી બહાર નિકળી, ભરતરાજા રામની પાદુકા પોતાના મસ્તક ઉપાડી, બે હાથ જોડી, શત્રુઘ્ન સહિત પગથી ચાલતા રામની સામા આવ્યા. થોડીવારમાં છેટે ચંદ્રના બિંબ જેવું વિમાન દેખાણું એટલે હનુમાન્ બોલ્યા. અરે મનુષ્યો, જુઓ ! આ વિમાન બ્રહ્માએ બનાવેલું છે, તેમાં રામ અને લક્ષ્મણ બેઠા છે, સાથે સીતા બેઠાં છે, તેમાં કપિવર સુગ્રીવ અને બિભીષણ પણ દેખાય છે, તે જોઇને સ્ત્રી બાળક અને વૃધ્ધ પુરૂષો કોલાહલ કરવા માંડયાં કે, રામચંદ્ર આવ્યા ! રામચંદ્ર આવ્યા ! આ હર્ષનો કોલાહલ આકાશમાં ફેલાઈ ગયો. માણસો રથ ઉપરથી, હાથી ઉપરથી અને ઘોડા ઉપરથી, હેઠે ઉતર્યાં પછી વિમાનમાં બેઠેલા રામચંદ્ર આકાશમાં રહેલા ચંદ્રમાની માફક શોભવા લાગ્યા. તેને જોઇ ભરત મનમાં અત્યંત રાજી થયા અને રામચંદ્રને પ્રણામ કરી, બે હાથ જોડી, મેરૂ પર્વત ઉપર જેમ સૂર્ય રહ્યો હોય તેમ વિમાનમાં બેઠેલા રામચંદ્રને પ્રણામ કર્યાં. રામચંદ્રની આજ્ઞાથી વિમાન નિચે ભૂમિ ઉપર ઉતર્યું એટલે રામે ભરતને અને તેના ભાઇને અંદર લીધા.

ભરતે રામને મળીને તેના ચરણમાં પ્રણામ કર્યા. રામચંદ્રે ઘણે દિવસે મળેલા ભરતને ઉઠાડી, પોતાના ખોળામાં બેસારીને તેને મળ્યા. પછી ભરત લક્ષ્મણ પાસે જઇ લક્ષ્મણને મળ્યા, ત્યાર પછી સીતા પાસે જઇ હું આવ્યો છું, એમ કહી સીતા પ્રણામ કર્યા. પછી સુગ્રીવ, જાંબુવાનૂ, યુવરાજ અંગદ, મૈંદ, દ્વિવિદ, નીળ, રૂષભ, સુષેણ, નળ, ગવાક્ષ, ગંધમાદન, શરભ અને પનસને વિગેરે વાનરાઓને મળ્યા, અને સઘળા વાનરાઓ મનુષ્યનું શરીર કરી આદરથી ભરતને મળ્યા. ત્યાર પછી મનમાં અત્યંત પ્રસન્ન થઇ કુશળ પ્રશ્ન પૂછવા લાગ્યા.

પછી ભરત સુગ્રીવને પ્રીતિથી ભેટી કહેવા લાગ્યા. તમારી સહાયથી રામચંદ્રજીએ રાવણનો વધ કર્યો અને પોતે જય પામ્યા. તમે અમારા ચાર ભાઇમાં એક પાચમાં ભાઇ છો.શત્રુઘ્ને રામચંદ્ર અને લક્ષ્મણના ચરણ-માં પ્રણામ કરી સીતાના ચરણમાં વિનયથી પ્રણામ કર્યા. પછી રામચંદ્રે પુત્રના વિરહને લીધે વિહ્વલ બની ગયેલાં અને મ્લાન થઇ ગયેલાં પોતાની માતાના ચરણમાં પ્રણામ કરી, પ્રસન્ન કરી કૈકેયી અને સુમિત્રાને પ્રણામ કરી, પછી બીજી માતાઓને પ્રણામ કર્યા. રામચંદ્રે ભરતને જે પાદુકા આપી હતી તે પાદુકા ભરતે ભક્તિ વડે રામના ચરણમાં પેહેરાવીને કહ્યું કે, આપે મને જે રાજ્ય સોપ્યું હતું, તે આજ આપને પાછું સ્વાધીન કરૂં છું. મારો આજ જન્મ સફળ થયો. મારો મનોરથ આજ સફળ થયો. કારણ કે આજ આપ અયોધ્યામાં પધાર્યા છો. મહારાજ, આપના પરાક્રમથી મેં ભંડાર, સેના વિગેરે દશગણાં વધાર્યા છે. હવે આપ આ નગરનું પાલન કરો. સઘળા વાનરના સેનાપતિઓ ભરતનાં ઉપર પ્રમાણે વચનો સાંભળી, ઘણા રાજી થઇ, ભરતનાં વખાણ કરવા માંડયા અને તેઓના નેત્રમાં હર્ષના અશ્રુ આવી ગયાં. પછી અત્યંત આનંદ પામેલા રામચંદ્ર ભરતને પોતાના ખોળામાં બેસારી તેના આશ્રમ પ્રત્યે ગયા. આશ્રમાં જઈ વિમા-નમાંથી ભૂમિ ઉપર નિચે ઉતરી પુષ્પક વિમાનને કહ્યું કે, હવે તુંને જવાની આજ્ઞા કરૂં છું. જા, તું ધન સ્વામી કુબેરની સેવા કર અને તેને ધારણ કર, આમ કહી વિમાનને રજા આપી. પછી

ઇંદ્ર જેમ બૃહસ્પતિના ચરણમાં પ્રણામ કરે તેમ રામચંદ્રે પોતાના ગુરૂ વસિષ્ઠ ઋષિના ચરણ કમળમાં પ્રણામ કરી ગુરૂને ઉત્તમ અને ઉચિત આસન ઉપર બેસારી પોતે ગુરૂની સમીપમાં બેઠા.

रामो वसिष्ठस्य गुरोः पदांबुजं नत्वा यथा देवगुरोः शतक्रतुः ।
दत्वा महार्हासनमुत्तमं गुरोरुपाविवेशाथ गुरोः समीपतः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો ચાૈદમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૫ મો.

### શ્રીરુદ્ર ઉવાચ.

ततस्तु कैकयीपुत्रो भरतो भक्तिसंयुतः ।
शिरस्यंजलिमाधाय ज्येष्ठं भ्रातरमब्रवीत् ॥

શ્રી રૂદ્ર કહે છે–હે પાર્વતિ, પછી કૈકેયીના પુત્ર ભરતે ભક્તિથી પોતાના મસ્તક ઉપર બે હાથ જોડેલા મૂકી મોટા ભાઇ એવા રામચંદ્રને કહ્યું. હે રામચંદ્ર, આપે મારી માતાનો સત્કાર કર્યો અને મને રાજ્ય આપ્યું. પરંતુ તે રાજ્ય ફરીને હવે હું આપને અર્પું છું. આમ કહી તેના ચરણમાં પોતે અને તેની માતાએ સાષ્ટાંગ પ્રણામ કર્યા અને પોતાની માતુશ્રી સહિત બહુજ પ્રાર્થના કરી, એટલે માયાનો આશ્રય કરી અનેક ચેષ્ટા કરતા શ્રીરામચંદ્રે બહુ સારૂં એમ કહી રાજ્યને સ્વીકારી લીધું, પરંતુ સુખ અને જ્ઞાન મૂર્તિ, અનુપમ આનંદ મૂર્તિ એવા પરમાત્માને આત્માના સુખનો અનુભવ છે. તે જગદીશ્વરને મનુષ્યના રાજ્યનું શું પ્રયોજન હોય? જેની ભ્રૂકુટિ વાંકી થવાથી ત્રણ લોક ક્ષણમાં નાશ પામે છે, જેની કૃપાથી ઇંદ્રને લક્ષ્મી મળે છે, એવા લક્ષ્મીપતિને આ પોતાની લીલાવડે સ્રજેલા અનેક કોટિ બ્રહ્માંડરૂપ મહા સૃષ્ટિમાં આ અયોધ્યાનું રાજ્ય કંઇ ગણતરીમાં હતું અર્થાત કંઇ પણ નહિ; તોપણ પોતાની ભક્તિ કરનારાની નિત્ય કામના પૂરવાની ઇચ્છાથી રામ

લીલાવડે મનુષ્યના દેહનુ આચરણ કરે છે. પછી શત્રુઘ્ને પોતાના માણસોને આજ્ઞા કરી કે જાઓ અભિષેકની વસ્તુઓ તૈયાર કરો એટલે ભરતના માણસોએ એક વાળંદ અને બીજી રામચંદ્રના અભિષેકની વસ્તુઓ આણી. પ્રથમ ભરત, મહાત્મા લક્ષ્મણ, વાનરના રાજા સુગ્રીવ અને રાક્ષસના રાજા વિભીષણ નહાયા. ત્યારપછી રામચંદ્રે પોતાની જટાને ઉતરાવી, સ્નાન કરી, વિચિત્ર પુષ્પની માળા પેહેરી, શરીરમાં ચંદન લગાવી, ઉંચી કીંમતનાં વસ્ત્ર પેહેરી, મનોહર દેખાતા ત્યાં ઉભા. મહામતિ લક્ષ્મણ અને ભરતે શ્રી રામચંદને મર્દન વિગેરે કર્મ કરાવ્યું અને રાણીઓએ સીતાને મર્દન આદિ કરાવ્યું. સીતાજીને મર્દન આદિ કરાવી, નવરાવી, મહા મૂલ્યનાં વસ્ત્ર અને આભરણો પહેરાવી શણગાર્યાં. પુત્ર જેને વહાલો છ એવાં કૌસલ્યા અત્યંત પ્રસન્ન થઇ પોતાને ત્યાં આવેલી સઘળી વાનરાની સ્ત્રીઓને પણ અભિષેક કરાવી, વસ્ત્ર ઘરેણાં પહેરાવી શણગારી. પછી શત્રુઘ્નની આજ્ઞાથી બુદ્ધિમાન્ સુમંત્ર સારથી સૂર્ય જેવો તેજસ્વી રથ ઘોડાને આગળ આવી ઉભો એટલે સત્ય અને ધર્મમાં પરાયણ એવા શ્રીરામચંદ્ર તે રથમાં બેઠા અને સુગ્રીવ, અંગદ, હનુમાન અને વિભીષણ સ્નાન કરી, દિવ્ય વસ્ત્ર અને ઘરેણાં પેહેરી, રામની પાછળ ચાલવા માંડયા. તેની આગળ રથમાં બેસનારા, ઘોડા ઉપર બેસનારા અને હાથી ઉપર બેસનારા ચાલવા લાગ્યા. સુગ્રીવની સ્ત્રીઓ અને સીતાજી પાલખીમાં બેસી પાછળ ગઇ. રામ "જેમ લીલા ઘોડાવાળા રથમાં બેઠેલા ઇંદ્ર દેવતાની સાથે સ્વર્ગમાં જાય, તેમ" રથમાં બેસી, અયોધ્યા પુરમાં ગયા. તેનો રથ ભરત હાંકતા હતા, શત્રુઘ્ને રત્નના દાંડાનું શ્વેત છત્ર ધારણ કર્યું હતું, લક્ષ્મણ પંખો કરતા હતા, શત્રુને દંડદેનારા પાસે રહેલા સુગ્રીવ એક ચમર કરતા હતા, અને ચંદ્રમા જેવું પ્રકાશિત બીજું ચમર અસુરના નાયક વિભીષણે લીધું હતું. દેવતાઓ, સિદ્ધ સમુદાય અને મનોહર છે દર્શન જેનું એવા ઋષિઓ, મધુર શબ્દથી રામચંદ્રની સ્તુતિ કરતા હતા, તેનો મધુર ધ્વનિ સંભળાતો હતો. વાનરાઓ મનુષ્યનું રૂપ લઈ હાથી ઉપર ચડીને ભેરી તથા શંખનો નાદ કરવા લાગ્યા, તથા મૃદંગ, પણવ અને નગારાં વગાડવા લાગ્યા. અને રામચંદ્ર એવી રીતે શણગારેલી

અયોધ્યાપુરીમાં પધાર્યા. દૂર્વાના પત્ર જેવો શ્યામ છે શરીરનો રંગ જેનો, મહા મૂલ્યના રત્નના મુકુટ અને રત્નનાં ઘરેણાં જેણે શરીરમાં ધારણ કર્યાં હતાં, જેના નેત્રના છેડા જરા રાતા કમળ જેવા વિસ્તારવાળા હતા એવા રામચંદ્રને જોઇ, અત્યંત પુણ્ય શાળી શેહેરનાં માણસો ઘણાં પ્રસન્ન થયાં. રામચંદ્રે વિચિત્ર રત્નથી જડેલા સુવર્ણના કંદોરાથી પીતાંબર બાંધ્યું હતું, તેની ભુજાનો મધ્ય ભાગ માંસથી ભરેલો હતો, અમૂલ્ય મોતીના મનોહર હાર પહેર્યા હતા, શાન્ત ગુણવાળા સુગ્રીવ વિગેરે વાનરાઓ તેની સેવા કરતા હતા, તેની સૂર્ય જેવી કાંતિ હતી, શરીરમાં કસ્તૂરીનું ચંદન લગાવ્યું હતું, કલ્પ દ્રુમની માળા વડે કંઠ અને કાખ વિંટાએલી હતી.

સ્ત્રીઓને ખબર થયા કે શ્રી રામચંદ્ર આવ્યા છે, એટલે હર્ષથી તેનાં મુખ મળકવા માંડયાં અને ઘરનાં અત્યાવશ્યક સઘળા કામ છોડી, શણગારીને સ્ત્રીઓ રામચંદ્રનાં દર્શન કરવા માટે હવેલી ઉપર ચડી. સર્વને આનંદ આપનારા શ્રી રામચંદ્રને જોઇ સ્ત્રીઓનાં મુખ મંદ હાસ્યથી શોભવા લાગ્યાં. તે સ્ત્રીઓએ રામ ઉપર પુષ્પની વૃષ્ટિ કરવા માંડી અને નેત્ર તથા મનવડે રામનું આલિંગન કર્યું. રઘુ વંશમાં કેતુ રૂપ શ્રી રામચંદ્ર બીજા બ્રહ્માની પેઠે સ્નેહ દૃષ્ટિથી પ્રજાને જોતા જોતા, હળવે હળવે, શણગારેલી ઇંદ્રની હવેલી જેવી પોતાના પિતાની હવેલીમાં ગયા. અંદર જઇ પોતાની માતુશ્રીના ચરણમાં પ્રણામ કરી, પોતાની ઓરમાન સર્વ માતાના ચરણમાં ભક્તિથી પ્રણામ કર્યા. પછી સત્ય પરાક્રમ રામચંદ્રે ભરતને કહ્યું કે મારૂં સર્વ સંપત્તિવાળું ઘર છે, તેમાં મારા મિત્ર, વાનરમાં શ્રેષ્ઠ સુગ્રીવને ઉતારો આપો અને બીજાં ઘર છે તેમાં વિભીષણ વિગેરે વાનરાઓને ઉતારો આપો. ભરતે રામચંદ્રની આજ્ઞા પ્રમાણે કરી, સુગ્રીવને કહ્યું કે રામચંદ્રને અભિષેક કરવો છે, માટે ચાર સમુદ્રનું જલ જોશે, તે લેવા માટે ઉતાવળા જનારા વાનરોને મોકલો. તે સાંભળી સુગ્રીવ, જાંબુવાન્, હનુમાન્, અંગદ અને સુષેણ એટલાને મોકલ્યા. તે વાયુ જેવા વેગથી ગયા અને સુવર્ણના કળશમાં જલ ભરીને લઇ આવ્યા. તીર્થનું જલ આણ્યું હતું તેનો રામ ઉપર

અભિષેક કરવા માટે શત્રુઘ્ન અને તેના મંત્રિઓએ વસિષ્ઠને કહ્યું એટલે વૃદ્ધ વસિષ્ઠ તૈયાર થયા અને રામચંદ્ર તથા સીતાને રત્નના પીઠ ઉપર બેસારી, પોતે વામદેવ, જાબાલિ, ગૌતમ અને વાલ્મિક વિગેરે બીજા સર્વે બ્રાહ્મણોએ "હર્ષથી વસ્તુઓ જેમ ઇંદ્ર ઉપર અભિષેક કરે તેમ" રામ ઉપર તુલશી અને દર્ભ મિશ્રિત જલનો અભિષેક કરવા માંડયા. રૂત્વિજો, શ્રેષ્ઠ બ્રાહ્મણો, કન્યાઓ અને મંત્રિગણ પણ અભિષેક કરવામાં સાથે હતાં. તે સર્વે ઓષધીના રસથી અભિષેક કરતા હતા. આકાશમાં રહેલા દેવતા, ચાર લોકપાળ તથા તેના ગણ સ્તુતિ કરવા માંડયા, અને અભિષેકમાં સહાય કરવા માંડયા. શત્રુઘ્ને શ્વેત છત્ર ધારણ કર્યું હતું. સુગ્રીવ અને વિભીષણે શ્વેત ચામર ધારણ કર્યાં હતાં. વાયુએ ઇંદ્રના કહેવાથી રામને સુવર્ણની માળા આપી. ઇંદ્રે પોતે ભક્તિથી સર્વ જાતના રત્ન જડેલો મણિ અને સુવર્ણથી શણગારેલો હાર રામને આપ્યો. દેવતાઓ સ્તુતિ કરવા લાગ્યા. અપ્સરાગણ નાચ કરવા માંડયા. દેવતાનાં નગારાં વાગવા માંડયાં. આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ પડવા લાગી.

નવા દુર્વાના પત્ર જેવા શ્યામ, કમળના પત્ર જેવાં પહોળાં છે નેત્ર જેનાં એવા, કોટિ સૂર્ય જેવા કાંતિવાળા, મુકુટથી શોભાયમાન, ક્રોડ કામદેવ જેવા રૂપાળા, પીતાંબર પહેર્યું છે જેણે એવા, મનોહર આભરણ પહેર્યું છે જેણે એવા, શરીરમાં દિવ્ય ચંદનનું લેપન જેણે કર્યું છે એવા, દશ હજાર સૂર્ય જેવા કાંતિવાળા, બે ભુજા જેને છે, જેના ડાબા ખોળામાં સુવર્ણ જેવાં કાંતિવાળાં સર્વે આભરણ જેણે પહેરેલાં છે એવાં સીતા બેઠાં છે, તેનું ડાબી ભુજાથી આલિંગન કરીને બેઠેલા, સર્વેથી ઉત્તમ શોભાયમાન એવા શ્રી રામચંદ્રને જોઈ પાર્વતી સહિત શંકર તેની સ્તુતિ કરવા લાગ્યા.

શ્રી મહાદેવ સ્તુતિ કરે છે—કાળા કમળ જેવા શ્યામ, કોમળ, મુકુટ, હાર અને બાજુબંધ વિગેરે ભૂષણને ધારણ કરનારા, સિંહાસન ઉપર બેઠેલા, મહા કાંતિવાળા, સીતારૂપ શક્તિ સાથે રહેલા શ્રી રામને નમસ્કાર હો. આપ આદિ, મધ્ય અને અંત રહિત છો, એક છો તોપણ પોતાની માયાવડે જગતને ઉત્પન્ન કરો છો,

પાલન કરો છો અને તેનો સંહાર કરો છો તેમાં બંધાતા નથી. અર્થાત્ તે જગતના વધ કરવાથી આપને વધ આદિનો દોષ લાગતો નથી. કારણ કે દોષ રહિત આપ નિરંતર આત્મ સુખમાં મગ્ન રહો છો. માયાના ગુણમાં વિંટાઇને આપ શરણે આવેલા ભક્તોનો ઉદ્ધાર કરવા માટે નાના પ્રકારના દેવતા મનુષ્ય વિગેરેનો અવતાર ધારણ કરી, અનેક લીલા કરો છો. આપની અવતારની લીલા શ્રવણ કરવાથી પાતકનો ક્ષય થાય છે, અને તે દ્વારા મોક્ષ મળે છે. આપ અવતાર ગ્રહણ કરો છો, તે વખતે જ્ઞાની પુરૂષો પણ આ મનુષ્ય છે, એમ આપને સ્વીકારે છે. પણ આપ પોતાના અંશમાંથી સમગ્ર જગત્‌ને બનાવી નિચે શેષ રૂપ ધારણ કરી પૃથ્વીને ધારણ કરો છો અને ઉપર સૂર્ય, વાયુ, ચંદ્ર, નક્ષત્ર અને વર્ષાદ વિગેરે અનેક રૂપ ધરી જગત્‌નું પાલન કરો છો. આપ અગ્નિરૂપ* થઈ જગત્‌માં પ્રાણીએ ખાધેલું અન્ન નિરંતર પચાવો છો અને પંચ પ્રાણમય આપ આ વિશ્વને જીવાડો છો. હે મહારાજ, ચંદ્રમાં, સૂર્યમાં અને અગ્નિમાં રહેલું તેજ, સમગ્ર પ્રાણિમાં રહેલું ચૈતન્ય, પ્રાણિઓનું ધૈર્ય, શૌર્ય તથા આયુષ્ય એ સઘળું તમારૂં પરાક્રમ છે, હે ઇશ, બ્રહ્મા, શિવ અને વિષ્ણુ આવા ભેદવાદિને તમે તે રૂપે ભાસો છો. કાલ, કર્મ, ચંદ્ર અને સૂર્ય વાદિને તમે તે રૂપે ભાસો છો. પરંતુ આપ એક નિશ્ચય બ્રહ્મ છો. મત્સ્ય આદિ રૂપ ગ્રહણ કરવાથી આપ શ્રુતિમાં અને પુરાણમાં પ્રસિદ્ધ છો. જડ તથા ચૈતન્ય વિગેરે જે વિભાગ છે તે આપ છો. આપ વગર બીજું કંઇ પણ નથી. અપાર સૃષ્ટિમાં જે કંઇ ઉત્પન્ન થયું હતું, ઉત્પન્ન થાય છે અને ઉત્પન્ન થશે. એ સઘળું આપ છો. આપ વગર સ્થાવર (સ્થિર રહેનાર) અને જંગમ (ચાલનારા) રૂપ આ જગત્‌માં બીજું કંઇ પણ નજરે પડતું નથી. એટલા માટે આપ સર્વમાં ઉત્તમ એવા બ્રહ્માથી પણ

---

* ભગવાને ગીતામાં કહ્યું છે કે अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः । प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधं ॥ હું વૈશ્વાનર અગ્નિ થઈ પ્રાણિના દેહમાં રહું છું અને પ્રાણ, અપાન વિગેરે પાંચ પ્રાણમય થઇ પ્રાણિએ ખાધેલું ચાર જાતનું અન્ન પચાવી દઉં છું.

મોટા છો. સર્વે મનુષ્યો આપ પરમાત્માની માયાને લીધે આપના મહિમાને જાણી શકતા નથી, પરંતુ તમારા ભક્તની સેવાથી નિર્મલ મનવાળા મનુષ્યો એક ઇશ્વરી તત્વને જાણે છે. બ્રહ્મા આદિ દેવતાઓ પણ તમારા ચૈતન્ય રૂપ આત્મ તત્વને જાણતા નથી. કારણ તેનું મન બાહેરના વિષયમાં લીન છે. એટલા માટે અજ્ઞાની મનુષ્ય કેતાં જે તમારા જ્ઞાન સ્વરૂપને જાણવા અસમર્થ હોય તે આ તમારા પ્રસિદ્ધ રૂપનું ધ્યાન કરી સમગ્ર દુઃખમાંથી મુકાઇ મુક્તિને પામે છે. હું પાર્વતીની સાથે આપનું નામ ગાવાથી કૃતાર્થ થઈ કાશીમાં રહું છું, અને જે મરવાને તૈયાર થયો હોય તેને મોક્ષ માટે આપનું રામ એવું નામ આપું છું. જે મનુષ્ય આ સ્તોત્ર એકાંત મનથી ગાય છે, લખે છે, તે સર્વ પરમ સુખને પામી આપની કરૂણાથી આપના ચરણને પામે છે.

ઇંદ્ર સ્તુત કરે છે—મહારાજ, બ્રહ્માના વરદાનથી અમારૂં સર્વ સુખ રાવણે હરી લીધું, તે સુખ ફરીને આપની કૃપાથી અમને મળ્યું અને તે દુષ્ટ રાક્ષસનો નાશ થયો.

દેવતાઓ સ્તુતિ કરે છે—હે મુરારિ, હે વિષ્ણુ, બ્રાહ્મણો યજ્ઞમાં અમને જે બલિ આપતા હતા, તે રાવણ લઈ જતો તેનો આપે નાશ કર્યો, માટે પ્રથમની માફક હવે અમને બળિ મળશે.

પિતૃઓ સ્તુતિ કરે છે—હે મહાત્મન્, ગયા આદિ પવિત્ર ક્ષેત્રમાં મનુષ્યો અમને પિંડ આપતા, તે સઘળા રાવણ પોતે લઈને ખાઇ જાતો, તેનો આપે નાશ કર્યો માટે હવે અમને તે પિંડ મળે છે અને તે ખાવાથી અમે બલવાન્ થયા છીએ.

યક્ષો સ્તુતિ કરે છે—હંમેશાં અમને બલાત્કારથી વેઠમાં પકડીને રાવણ પાલખી વિગેરે ઉપડાવતો, તેથી અમે મહા દુઃખમાં હતા. હે રઘુકુળના સ્વામિ, આપે તે દુરાત્મા રાવણનો આજ નાશ કર્યો માટે અમે તે દુઃખમાંથી છુટયા.

ગંધર્વો સ્તુતિ કરે છે—અમે સંગીત વિદ્યામાં નિપુણ છીએ. અમે તમારી કથારૂપ અમૃતનું હંમેશાં પાન કરતા અને આનંદરૂપ અમૃતમાં મગ્ન થઇને રહેતા. હે રામ, પછી દુષ્ટ રાવણે અમને બલાત્કારથી પોતાને આધીન કર્યા, તેથી અમે તેનુંજ ધ્યાન કરતા

અને તેનીજ કીર્તિ ગાતા. મહારાજ, આપે તે દુષ્ટ રાક્ષસને મારીને અમારી રક્ષા કરી. આવી રીતે મહા સર્પો, સિદ્ધો, કિન્નરો, વાયુઓ, મુનિઓ, કામદુઘા ગાયો, ગુહ્યકો, પક્ષિઓ, પ્રજાપતિઓ, અને અપ્સરાના ગણો રામની પાસે જઇ નેત્રના ઉત્સવરૂપ રામનાં દર્શન કરી વારંવાર સ્તુતિ કરવા લાગ્યાં. પછી રામચંદ્રે તે આવેલા બ્રહ્મા, રૂદ્ર આદિ દેવગણને માન આપ્યું, એટલે તે દેવતાઓ રામચંદ્રનું ચરિત્ર હર્ષથી ગાતા ગાતા, અને તેનાં વખાણ કરતા, અભિષેકથી ભીનાં થયેલાં, સીતા અને લક્ષ્મણની સાથે સિંહાસન ઉપર બેઠેલા, મનમાં બિરાજમાન એવા રાજેંદ્ર રામચંન્દ્રનું ધ્યાન કરતા સર્વે પોતપોતાને સ્થાનકે ગયા.

આકાશમાં નગારાં વાગવા માંડ્યાં તે સાંભળીને અંતઃકરણમાં પ્રસન્ન થયેલા સ્તુતિ કરતા દેવસમૂહે અને ચોમેરથી આકાશમાં પુષ્પની વૃષ્ટિ કરનારા મુનિગણોએ સેવા કરવા લાયક, સીતા, લક્ષ્મણ, હનુમાન્, મુનિ અને વાનરાઓ વડે સેવાતા કોટિ સૂર્ય જેવા તેજસ્વી શ્રીરામચંદ્ર શોભે છે.

> खे वाद्येषु ध्वनत्सु प्रमुदितहृदयैर्देववृंदैः स्तुवद्भि-
> र्वर्षद्भिः पुष्पवृष्टिं दिवि मुनिनिकरैरीड्यमानं समंतात् ।
> रामः श्यामः प्रसन्नस्मितरुचिरमुखः सुर्यकोटिप्रकाशः
> सीतासौमित्रिवातात्मजमुनिहरिभिः सेव्यमानो विभाति ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો પંદરમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૧૬ મો.

### શ્રીમહાદેવ उवाच.

> रामेभिषिक्ते राजेंद्रे सर्वलोकसुखावहे ।
> वसुधा सस्यसंपन्ना फलवंतो महीरुहाः ॥

શ્રીમહાદેવ કહે છે—હે પાર્વતિ, સર્વ મનુષ્યને સુખ આપનારા રામચંદ્રને રાજ્ય ગાદી ઉપર અભિષેક કર્યો પછી પૃથ્વી ઉપર પુષ્કળ ધાન્ય થયું. પૃથ્વી ફળવાળી થઇ. જે પુષ્પો સુગંધ વગરનાં

હતાં તેમાં સુગંધી થઇ. રામચંદ્રે રાજ્યગાદી ઉપર બેસતી વખતે એક લાખ ઘોડા, ગાય અને પેહેલા વેતરની ગાયો દાનમાં આપી. શો બળદ, ત્રીસ ક્રોડ સોના મહોર, વસ્ત્ર અને આભરણ બ્રાહ્મણોને અર્પણ કર્યાં. ભકત વત્સલ શ્રી રામચંદ્રે સૂર્યના જેવી ચકચકિત એક રત્નની માળા સુગ્રીવને આપી, અંગદને દિવ્ય બાજુબંધ આપ્યા, સીતાને કોટિ ચંદ્રમા જેવો પ્રકાશિત મણિ અને રત્નથી જડેલો એક હાર આપ્યો, જનકની પુત્રી સીતાએ પોતાના કંઠમાંથી એક હાર કાઢી સઘળા વાનરાઓ તરફ જોઇ, વારંવાર પોતાના પ્રાણનાથ રામચંદ્ર તરફ જોવા લાગ્યાં; તે જોઇ રામચંદ્ર સીતાના મનનો અભિપ્રાય જાણી જવાને લીધે પોતાની આસપાસ જોઇ બોલ્યા. હે સીતા, તમારી જેની ઉપર પ્રીતિ હોય તેને હાર આપો. સીતાએ રામની સંમતિ લઇ તે હાર હનુમાન્‌ને આપ્યો. હનુમાન્ તે હાર પેહેરી અત્યંત શોભવા લાગ્યા. પછી મારૂતી બે હાથ જોડીને રામચંદ્ર પાસે ઉભા. રામચંદ્ર તેની એકાંત ભક્તિ જોઇ, પોતાના મનમાં અત્યંત રાજી થઇને સઘળા સાંભળતાં બોલ્યા.

રામ બોલ્યા—હે હનુમન્, તારા ઉપર હું પ્રસન્ન થયો છું. આ વખતે જે ઈચ્છા હોય તે માગી લે, ત્રણ જગત્‌માં દેવને જે વસ્તુ દુર્લભ હશે તે તુંને આપીશ. તે સાંભળી હનુમાન્‌નું મન રાજી થયું અને પ્રણામ કરી બોલ્યા. હે રામચંદ્ર, આપના નામનું સ્મરણ કરતાં મારૂં મન તૃપ્તિ પામતું નથી માટે આપના નામનું સ્મરણ કરૂં અને જ્યાં સુધી આપનું નામ ભૂમિ ઉપર રહે ત્યાં સુધી મારૂં કલેવર પણ રહે એવી મને ઇચ્છા છે. રામચંદ્ર હનુમાન્‌નું વાક્ય સ્વીકારી બોલ્યા કે તું મુક્ત છે. તારી ઇચ્છા જેમ હશે તેમ થશે. જ્યારે કલ્પ પૂરો થઇ રહેશે, ત્યારે તુંને મારી સાયુજ્ય ગતિ મળશે. આવી રીતે સીતા અને રામનું વચન સાંભળી, હનુમાન્ મનમાં રાજી થયા અને તેની આંખમાં આનંદના અશ્રુ આવી ગયાં. પછી સીતા અને રામને વારંવાર પ્રણામ કરી, હનુમાન્ હિમાચળ ઉપર તપ કરવા માટે ગયા. પછી ગુહ બે હાથ જોડીને ઉભો હતો, તેની પાસે રામચંદ્રે જઇને કહ્યું. અરે મિત્ર, હવે તું ઉત્તમ શૃંગવેર પુરમાં જઇને રહે અને મારૂં ધ્યાન કરજે તથા દૈવેચ્છાથી મળેલા ભોગો

ભોગવજે. તુંને અંતે મારી સાયુજ્ય ગતિ મળશે તેમાં જરાય સંદેહ નથી. આમ કહી મનોહર દેવતાઈ આભરણુ, મોટું રાજ્ય અને આત્મતત્વનું જ્ઞાન આપી છેવટે ગુહને મળી તેને પણ રજા આપી, એટલે તે પોતાને ઘેર ગયો. જે વાનરાઓ અયોધ્યામાં આવ્યા હતા, તેને રામચંદ્રે અમૂલ્ય ઘરેણાં અને વસ્ત્ર વિગેરે આપી તેનો સત્કાર કર્યો. પછી સુગ્રીવ આદિ વાનરાઓ તથા વિભીષણુ, રામચંદ્રે યથોચિત કરેલા સત્કારથી મનમાં અત્યંત સંતોષ પામ્યા; પછી સુગ્રીવ પોતાની કિષ્કિંધા પુરીમાં ગયો અને વિભીષણુ નિષ્કંટક લંકાનું રાજ્ય મેળવી, રામ પાસે રજા લઇ લંકામાં જઈ ત્યાં સમગ્ર પ્રજામાં પ્રિય થઇને તેનું રાજ્ય કરવા માંડયો. રામચંદ્રે લક્ષ્મણુની જો કે ઇચ્છા ન હતી તોપણુ તેનો યુવરાજની જગોએ અભિષેક કર્યો અને લક્ષ્મણુ રામની સેવા કરવા લાગ્યા. પરમાત્મા છતાં, કર્મના અધ્યક્ષ, નિર્મળ, કર્તા, આદિ ગુણ-તથી રહિત, સર્વદા વિકાર રહિત, પોતાના આત્માના આ-નંદમાં હમેશાં સતુષ્ટ છતાં પણુ મનુષ્યનું રૂપ લઇ ઉપદેશ કરતા એવા રામચંદ્રે બહુ દક્ષિણાવાળા અશ્વમેધ આદિ યજ્ઞો કર્યા. રામચંદ્ર જે વખતે રાજ્ય ચલાવતા હતા, તે વખતે વિધવા સ્ત્રી દુઃખી ન હતી. મનુષ્યને સર્પ તથા રોગનો ભય ન હતો તેમ દેશમાં ચો-રનો ભય હતો નહિ. એ રીતે કોઈ પ્રાણિને કોઇનું દુઃખ ન હતું. ઘરડાં બેઠાં છોકરાંને રોગનો કે મરણુનો ભય ન હતો. સર્વ રામચં-દ્રની પૂજામાં પરાયણુ રહેતા અને રામનું ધ્યાન કરતા, વર્ષાદ જો-ઇએ તેમ પોતાના સમય પ્રમાણે વર્ષતો, પ્રજા, વર્ણ અને આશ્રમમાં બરાબર રહીને પોતાનો આચાર પાળી ધર્મમાં રહેતી. સર્વ લક્ષણુ યુક્ત તથા સર્વ ધર્મ પરાયણુ રામચંદ્ર પોતાની પ્રજાનું "જેમ ઔરસ પ્રજાનું પાલન કરે તેમ" પાલન કરવા લાગ્યા. આવી રીતે રામચંદ્રે દશ હજાર વર્ષ રાજ્ય કર્યું. પૂર્વે આ અધ્યાત્મ રામાયણુ શંકરે પાર્વતીને કહી, તે ઘણી ગુપ્ત છે, ધન, ધાન્ય, સમૃદ્ધિ તથા આયુષ્યને વધારનારી છે તેમ આરોગ્ય-તા કરનારી, પુણ્ય આપનારી અને પવિત્ર છે. જે મનુષ્ય સાવ-ધાન થઇ ભક્તિથી રામ ચરિત્રને સાંભળે, અથવા ભક્તિથી રાજી

થઇ ભણે, તે મન કામનાને પામે છે અને ક્ષણ એકમાં કોટિ પાતકમાંથી મૂકાય છે. જે પૂન્યની ઇચ્છા કરી નિયમથી રામના અભિષેકની કથા સાંભળે, તે બહુ ધન મેળવે છે, પુત્રની ઇચ્છાવાળા રામાયણનો આદિથી અંત સુધી જો પાઠ કરે તો તેને સુપુત્ર મળે છે અને તેને સત્પુરૂષો માન આપે છે. જે રાજા અધ્યાત્મ રામાયણને સાંભળે, તેને સંપત્તિ અને સમૃધ્ધિવાળું રાજ્ય મળે છે, તે શત્રુને જીતે છે અને શત્રુ તેનો તિરસ્કાર કરી શકતો નથી. શ્રવણ કર્ત્તા મનુષ્ય વિજયી થાય છે. જે સ્ત્રીને પુત્ર જીવતો ન હોય તે અથવા જે વાંઝણી સ્ત્રી હોય તે જો અધ્યાત્મ રામાયણ સાંભળે, તો જેને પુત્ર ન જીવતો હોય તેનો પુત્ર જીવે અને વાંઝણીને સુલક્ષણ તથા સુંદર પુત્ર મળે. જે મનુષ્ય ક્રોધ તથા મત્સરને જીતી શ્રદ્ધાવડે રામચંદ્રનું ચરિત્ર ભણે, તે નિર્ભય રીતે સર્વ દુઃખને તરી સુખી થાય છે અને રામચંદ્રની ભક્તિમાં તેનું મન લાગે છે. જે મનુષ્ય અધ્યાત્મરામાયણ આદિથી અંત્ય સુધી સાંભળે તેની ઉપર સમસ્ત દેવતાઓ પ્રસન્ન થાય છે, તેનું સમગ્ર વિઘ્ન દૂર થાય છે અને તેને ઉત્તમ સંપત્તિ મળે છે. જો રજસ્વલા (અટકાવવાળી) સ્ત્રી આદિથી અંત્ય પર્યંત અધ્યાત્મરામાયણ સાંભળે, તો તે લાંબી ઉમ્મરના તેજસ્વી પુત્રને અવતરે છે, તે પતિવ્રતા થાય છે તથા લોકમાં પૂજાય છે. જે નિરંતર ભક્તિ વડે રામને નમસ્કાર કરે છે તેનાં સઘળાં પાતક દૂર થાય છે, અને તે વિષ્ણુના પરમ પદને પામે છે. અધ્યાત્મ એટલે જેમાં આત્મજ્ઞાન રહેલું છે એવું રામચરિત્ર આખું ભક્તિથી જેઓ સાંભળે છે અથવા તો વક્તા પોતાની મેળે તેનો પાઠ કરે છે તો તેની ઉપર રામ પ્રસન્ન થાય છે. રામ એ પરબ્રહ્મ છે. માટે પૂર્ણ આત્મા એવા તે રામ પ્રસન્ન થયાથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષમાંથી જે જે વસ્તુની ઇચ્છા કરિયે તે તે મળે. આ રામાયણ આખી નિયમથી સાંભળવી, કારણ કે આવરદા અને આરોગ્ય કરનારી છે, તથા ક્રોડો કલ્પમાં કરેલાં પાતકને નાશ કરનારી છે. રામાયણના શ્રવણથી સર્વ દેવતાઓ, સર્વ મહર્ષિ અને પિતૃઓ પ્રસન્ન થાય છે. આ અદ્ભુત વૈરાગ્યને અને વ્યવહાર જ્ઞાનને આપનાર પુરાતન અધ્યાત્મરામાયણ જે

મનુષ્યો ભણે અથવા તો સાંભળે, તે મનુષ્ય આ સંસારમાં ફરીને જન્મતો નથી. પ્રાણિમાત્રના ઇશ્વર શ્રીશંકરે સમગ્ર વેદ સમૂહને વારંવાર તપાસ્યો તો ઓંકારરૂપ પણ પરબ્રહ્મ રામજ છે અને રહસ્ય મૂર્તિમાં આદિ દેવ વિષ્ણુ પણ રામજ છે. આમ જાણી ટુંકમાં શ્રીરામચંદ્રના ચરિત્રના સારનો સંગ્રહ કરી સઘળું છાનું તત્વ પાર્વતીને કહી બતાવ્યું.

आलोड्याखिलवेदराशिमसकृद्यत्तारकं ब्रह्म त-
द्रामो विष्णुरहस्यमुर्तिरिति यो विज्ञाय भूतेश्वरः ।
उध्धृत्याखिलसारसंग्रहमिदं संक्षेपतः प्रस्फुटं
श्रीरामस्य निगूढतत्त्वमखिलं प्राह प्रियायै भवः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના યુદ્ધકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો સોલમો સર્ગ સંપૂર્ણ.**



श्री

# અધ્યાત્મરામાયણ.

## उत्तरकांडः प्रारंभः

### સર્ગ ૧ લો.

जयति रघुवंशतिलकः कौसल्यानंदनोरामः ।
दशवदननिधनकारी दाशरथिः पुंडरीकाक्षः ॥

**पार्वत्युवाच.**

अथ रामः किमकरोत्कौसल्यानंदवर्द्धनः ।
हत्वा मृधे रावणादीन् राक्षसान् भीमविक्रमः ॥

રઘુવંશને વિષે તિલકરૂપ, કૌસલ્યાના હૃદયને આનંદ આપનાર, દશાનનનો નાશ કરનાર, કમળ સરખા નેત્રવાળા દશરથના પુત્ર રામ, સદા જય યુકત છે.

પાર્વતી કહે છે—કૌસલ્યાના આનંદને વધારનાર, ભયંકર પરાક્રમવાળા રામે રણસંગ્રામને વિષે રાવણને હણ્યા પછી શાં શાં ચરિત્રો કર્યાં ! સીતા સહિત રામનો અયોધ્યાને વિષે અભિષેક કર્યા પછી રઘુકુળમાં ઉત્તમ એવા સનાતન પરમાત્મા રામે માયાએ કરી, મનુષ્યપણાનો આશ્રય કરી, પૃથ્વીને વિષે કેટલા વર્ષ લીલા કરી ? તથા અંતે તેણે મનુષ્ય લોકનો શી રીતે ત્યાગ કર્યો ? હે ભગવન, શ્રદ્ધાથી શ્રી રામચંદ્રની કથારૂપ અમૃતનો સ્વાદ કરતાં મારી તૃષ્ણા અત્યંત વધે છે, માટે તે કથા વિસ્તારથી કહો.

શ્રી મહાદેવ કહે છે-રાક્ષસોનો વધ કરીને શ્રી રામ રાજ્ય કરવા લાગ્યા, ત્યારે શ્રી રામને વંદન કરવાને માટે વિશ્વામિત્ર, અસિત, કણ્વ, દુર્વાસા, ભૃગુ, અંગિરા, કશ્યપ, વામદેવ, અત્રિ, સપ્ત ઋષિઓ અને શિષ્ય સહિત અગસ્ત્ય મુનિ વિગેરે આવીને દ્વાર પાસે ઉભા રહેલા દ્વારપાળને કહેવા લાગ્યા કે હે દ્વારપાળ, રામને જઇ નિવેદન કરો કે અગસ્ત્ય વિગેરે મુનિઓ તમને આશિર્વાદ દેવા માટે આવ્યા છે, તે બહાર ઉભા છે. તે સાંભળી દ્વારપાલ એકદમ અગસ્ત્યના વચનથી ત્યાં જઈ, નમસ્કાર કરી, હાથ જોડી કહેવા લાગ્યો. હે દેવ, તમારાં દર્શન કરવાને સારૂ મુનિઓ સહિત અગસ્ત્ય ઋષિ આવ્યા છે, તે બહાર ઉભા છે. તે સાંભળી રામે દ્વારપાળને કહ્યું કે તેને સુખથી આવવા દે, ત્યારે દ્વારપાળે માર્ગ દેખાડવા વિગેરેથી આદર પામેલા તે મુનિઓ નાના પ્રકારનાં રત્નોથી શોભાયમાન એવા મંદિર પ્રત્યે ગયા. તે મુનિઓને આવતા જોઇને રામે સામા ઉઠી, હાથ જોડી, પાદ્ય, અર્ઘ વિગેરેથી તેની પૂજા કરી, મધુપર્કમાં યથાવિધિ ગાય અર્પણ કરી, યથાયોગ્ય રીતે તેઓને નમસ્કાર કરી, દિવ્ય આસનો ઉપર સત્કાર કરી બેસાર્યા. તે પછી રામે જેમને કુશળ પ્રશ્ન પૂછ્યું છે એવા સુખાસન ઉપર બેઠેલા સર્વે મુનિઓ રામને કુશળ પ્રશ્ન પૂછવા લાગ્યા. હે મહા બાહુ રઘુનંદન, તમારા રાજ્યના સર્વ અંગને વિષે કુશળ છે? હે શત્રુને દમનાર, શત્રુના હણનાર, તમને અમે આજ કુશળ જોયા તે બહુ સારૂં થયું? હે રામ, તમારે રાક્ષસોના અધિપતિ રાવણને મારવો કંઇ મુશ્કીલ હતો નહિ, કેમ કે ધનુષધારી એવા તમે ત્રૈલોકયને જીતવાને સમર્થ છો. હે રામ! રાવણ વિગેરે રાક્ષસોને હણ્યા તે બહુ સારૂં થયું. હે મહા બાહુ, રાવણને માર્યો તે તમને સુલભ પડયું, પરંતુ રાવણના પુત્ર ઇંદ્રજીતનો નાશ કરવો જરા કઠિન પડયો હતો. હે રઘુત્તમ, કાળ સરખા કુંભકર્ણ વિગેરે સર્વે રાક્ષસોને સંગ્રામને વિષે અંતક સરખાં બાણોએ કરીને હણ્યા, તે અભય દક્ષિણા તમે અમને પેહેલાંથી આપેલી છે, જેથી કરી સંગ્રામને વિષે રાક્ષસોના ગણોને હણી કૃતાર્થ થઇ કુશળ રહ્યા છો. શુદ્ધ અંતઃકરણવાળા તે મુનિઓનાં વચન સાંભળી પરમ વિસ્મય પામેલા રામ હાથ જોડીને

કહેવા લાગ્યા કે હે મુનિઓ, ત્રૈલોક્યને જીતનારા રાવણ કુંભકર્ણ વિગેરે રાક્ષસોને છોડી રાવણના પુત્ર મેઘનાદની શું પ્રશંસા કરો છો? મહાત્મા એવા રામનાં વચન સાંભળીને મહા તેજસ્વી અગસ્ત્ય મુનિયે પ્રીતિથી રામને આવું વચન કહ્યું–હે રામ! રાવણ અને રાવણના પુત્ર મેઘનાદનું વૃત્તાંત કહું તથા તેનાં જન્મ ચરિત્ર અને વરદાન મળવા વિગેરે સંક્ષેપથી કહું તે સાંભળો. પૂર્વે સત્યયુગને વિષે બ્રહ્માના પુત્ર પુલસ્ત્ય મુનિ કે જે મહામતિ અતિ વિદ્વાન હતા, તે પોતે તપ કરવા સારૂ મેરૂની તળાટીને વિષે ગયા, ત્યાં જઈને તે શ્રેષ્ઠ મુનિયે તૃણબિંદુના આશ્રમને વિષે નિવાસ કર્યો; ત્યારપછી તે અતિ સુંદર આશ્રમને વિષે મહા તેજસ્વી અને સ્વાધ્યાયમાં પ્રીતિવાળા પુલસ્ત્ય મુનિ તપ કરવા લાગ્યા ત્યારે દેવ અને ગંધર્વની કન્યાઓ આશ્રમમાં આવી નૃત્ય, ગાન તથા હાસ્ય વિગેરે વિનોદને કરી પુલસ્ત્ય મુનિના તપને વિષે વિઘ્ન કરવા લાગી, તેથી ક્રોધાયમાન થએલા પુલસ્ત્ય મુનિએ આવું વચન કહ્યું કે, જેઓ મારી નજરે પડશે તેઓ તત્કાળ ગર્ભને ધારણ કરશે. તે સાંભળી શાપથી ભય પામેલી સર્વ કન્યાઓ તે સ્થાનને છોડી બીજે સ્થાનકે ગઇ, પરંતુ તૃણબિંદુ રાજર્ષિની કન્યાએ તે વચન સાંભળ્યું નહોતું, તેથી નિર્ભય થઇ મુનિને જોતી તેની આગળ ફરવા લાગી, ત્યારે થોડા વખતમાં પોતાના ઉદરને વિષે ગર્ભ રહ્યો, તેથી એ પોતાના પીળા વર્ણવાળા થએલા શરીરને તથા શરીરની પ્રીકાશને જોઇ, ભય પામી, પોતાના પિતાની પાસે ગઇ, ત્યારે અપ્રમિત કાન્તિવાળા રાજર્ષિ તૃણબિંદુએ તે પુત્રીને જોઇને જ્ઞાન દૃષ્ટિથી વિચાર કર્યો, ત્યારે તે મુનિના શાપથી આ સર્વ થએલું છે એમ જાણ્યું, ત્યારે તે રાજાએ પોતાની કન્યા પુલસ્ત્ય મુનિને આપી; તે મુનિયે તેને ગ્રહણ કરી. તે પછી સેવામાં તત્પર એવી તે રાજકન્યાને જોઇ પ્રસન્ન થએલા મુનિ આવાં વચન કહેવા લાગ્યા.

પુલસ્ત્ય કહે છે–હે કલ્યાણી, માતા પિતા બંનેના વંશને વધારનાર એક પુત્ર હું તમને આપું છું, તે પછી તે રાજકન્યાએ પુલસ્ત્ય મુનિના પ્રતાપથી લોકમાં વિખ્યાત એવો એક પુત્ર જણ્યો, તે પુલસ્ત્યના

પુત્ર વિશ્રવા એવા નામથી વિખ્યાત બ્રહ્મ વેત્તા મુનિ થયા, તે વિશ્રવાના ઉત્તમ સ્વભાવ વિગેરે ગુણોને જોઇને મહા મુનિ ભરદ્વાજે હર્ષથી પોતાની દીકરી તેને દીધી, તેને વિષે તે પુલસ્ત્યના પુત્ર વિશ્રવાથી લોકને માનવા લાયક વૈશ્રવણ અર્થાત્ કુબેર, પિતા સરખા ઉત્પન્ન થયા. તે કુબેરના તપથી પ્રસન્ન થએલા બ્રહ્માયે તેને મનો વાંચ્છિત એવું અખંડિત ધનેશપણાનું વરદાન દીધું. એ રીતે જેને વરદાન મળ્યું છે એવા તે કુબેર કે જે ધનના અધ્યક્ષ થયા છે તે પોતે બ્રહ્માએ આપેલા પ્રકાશિત પુષ્પક વિમાનથી પોતાના પિતા વિશ્રવાને જોવા આવ્યા. ત્યાર પછી તે કુબેરે પિતાને નમસ્કાર કરીને તપના ફળનું નિવેદન કર્યું, હે તાત, ભગવાન બ્રહ્માએ મને ઉત્તમ વરદાન આપ્યું, પરંતુ તે પરમેશ્વરે મને રહેવાને સ્થાન આપ્યું નહીં, માટે જ્યાં કોઇની પણ પીડા થાય તેમ હોય નહિ અર્થાત્ જ્યાં કોઇનું પણ સ્વામિપણું ન હોય તેવું નિયત સ્થાન મને બતાવો. તે સાંભળીને વિશ્રવાએ તેને કહ્યું કે, હે તાત, રાક્ષસોને રહેવાને માટે પૂર્વે વિશ્વકર્માએ રચેલી લંકા નામની નગરી છે, કે જે નગરીને છોડીને વિષ્ણુના ભયથી દૈત્યો રસાતળમાં ગયા છે, તે પુરી સાગરની મધ્યે છે, માટે બીજા શત્રુઓથી દબાવી શકાય તેવી નથી. વળી દૈત્યો રસાતળ ગયા પછી તે નગરીને વિષે બીજા કોઇ રહ્યા નથી, માટે ત્યાં તમે નિવાસ કરવાને માટે જાઓ. એ રીતે પિતાની આજ્ઞાથી કુબેર લંકાપુરીને વિષે ગયા. એ રીતે પિતાને પ્રિય એવા તે કુબેર લંકા નગરીને વિષે ઘણા કાળ સુધી રહ્યા. ત્યાર પછી કેટલોક કાળ ગયા કેડે સુમાલી નામનો રાક્ષસ રસાતળમાંથી સાક્ષાત્ દેવી લક્ષ્મી સરખી રૂપાળી પોતાની કન્યાને સાથે લઇ ભૂલોક ઉપર આવ્યો, ત્યારે તે સુમાલીએ પુષ્પક વિમાનથી ફરતા એવા કુબેર ભંડારીને દીઠા, ત્યારે મોટા મનવાળો તે સુમાલી રાક્ષસોના હિતને માટે વિચાર કરી, પોતાની કૈકસી નામની પુત્રીને કહેવા લાગ્યો. હે વત્સે, તને વિવાહનો વખત પ્રાપ્ત થયો છે અને તારૂં યૌવન છે છતાં મારી ના કહેવાના ભયથી વરનારા પુરૂષો તારી માંગણી કરતા નથી; માટે હે કલ્યાણિ, બ્રહ્મ કુળમાં ઉત્પન્ન થએલા મુનિ વિશ્રવાને

જઇને તું વર, તેથી પોતાની મેળે આ કુબેર સરખા સર્વ શોભા યુક્ત મહા બળવાન પુત્રો તુંને થાશે. તે સાંભળીને કૈકસી આશ્રમમાં જઇ, મુનિની આગળ ઉભી રહી, અને લાજથી નિચું મોઢું કરીને પગના અંગુઠાથી પૃથ્વીને ખોતરવા લાગી.

મુનિ બોલ્યા–હે સુંદરવર્ણવાળિ, તું કોણ છો? અને કેની કન્યા છો? તે સાંભળી હાથ જોડીને કૈકસીએ કહ્યું. કે હે બ્રહ્મન, તે સર્વ આપ ધ્યાનથી જાણી શકો છો, ત્યારે તે મુનિએ ધ્યાનથી તે સર્વ જાણીને તેને કહ્યું કે હે સુંદરિ, તારા મનનો સર્વ અભિલાષ મેં યથાર્થ જાણ્યો છે, તું મારાથી પુત્રોની ઇચ્છા રાખે છે. હે સુંદર મધ્યભાગવાળિ, આ ભયંકર વેળામાં તું આવી છો, માટે તને મહા દારૂણ એવા બે રાક્ષસ પુત્ર થશે, તેં સાંભળીને તેણે કહ્યું કે હે મુનિ શ્રેષ્ઠ, તમારાથી મને એવા પુત્ર થવા કેમ સંભવે?

મુનિ બોલ્યા–હે કલ્યાણિ, પાછળથી જે પુત્ર થશે તે મહામતિ ભક્ત થાશે, કે જે શ્રીમાન માત્ર એક રામની ભક્તિને વિષે તત્પર મહા ભગવદભક્ત થશે. એ રીતે મુનિએ તેને કહ્યું, ત્યાર પછી કેટલોક કાળ ગયા બાદ તેણે વિશ ભુજાવાળા અને દશ મસ્તકવાળા મહા દારૂણ રાવણને જન્મ આપ્યો, કે જે રાક્ષસને જન્મતાં માત્રમાં સર્વ પૃથ્વી કંપવા લાગી અને મહા ઉત્પાતના કારણ રૂપી અવળા ઉપદ્રવો જણાવવા લાગ્યા. ત્યાર પછી મોટા પર્વત્ સરખો કુંભકર્ણ જન્મ્યો. તે પછી રાવણની બેન શૂર્પનખા નામની રાક્ષસી ઉત્પન્ન થઇ, તે પછી કેટલાએક કાળે શાંન્ત અંતઃકરણવાળો, સ્વાધ્યાયમાં પ્રીતિવાળો, નિયત આહાર કરનાર, નિત્ય કર્મમાં પરાયણ, અને સૌમ્ય સ્વભાવવાળો વિભીષણ ઉત્પન્ન થયો. વળી દુષ્ટ અંતઃકરણવાળો કુંભકર્ણ સંતોષ યુક્ત મનવાળા બ્રાહ્મણો અને ઋષિ ગણોનું ભક્ષણ કરતો વિચરવા લાગ્યો અને મહા બળવાન લોકોને ભય આપનાર રાવણ પણ જેમ લોકનો નાશ કરવા સારૂ પ્રાણીઓનો રોગ વધે તેમ વધવા લાગ્યો. હે રામ, વિજ્ઞાન દૃષ્ટિવાળા, સર્વના હૃદયને વિષે રહેલા, પરમ સાક્ષી, નિત્યોદિત, નિર્મળ એવા તમે સઘળાના અંતઃકરણને જાણો છો, કેમકે લીલાએ કરી મનુષ્ય દેહના આકારને ધરનારા, અને સ્વમહિમા રૂપ અર્થાત્ સ્વસ્વરૂપ-

થીજ જેનો મહિમા જણાય છે, પરંતુ બીજાઓથી જેનો મહિમા જાણી શકાય તેવો નથી. વળી નિર્ગુણ એવા તમે માયાના ગુણે કરી લેપાતા નથી. એ રીતે સર્વજ્ઞ એવા તમે તેની પાસે હું કાંઈ કહેવાને સમર્થ નથી, તોપણ તમે તમારી લીલા ગાવાને માટે મને પ્રેરણા કરી છે, તેથી આજ તમારી આગળ રાક્ષસોની ઉત્પત્તિ કહું છું. કદિ તમે મને એમ કહો કે તું મારા એવા સ્વરૂપને સાથી જાણવા લાગ્યો, તો હું કે જે મૂઢ છું તે માત્ર તમારા અનુગ્રહથી અચિંત્ય શક્તિવાળા, ચૈતન્ય માત્ર, અક્ષર, અજન્મા અને જેણે આત્મ તત્વને જાણ્યું છે એવા, અનંત, અદ્વિતીય અર્થાત્ કેવલ રૂપ તથા જેનું રૂપ સાંસારિક લોકોને અતિ ગૂઢ છે એવા તમારા સ્વરૂપને જાણીને તેને અનુસરતો એવો હું આ પ્રવૃત્તિ માર્ગરૂપ સંસારને વિષે તમારા અનુગ્રહથી વિચરૂં છું. એ રીતે જ્યારે અગસ્ત્ય મુનિ કહેવા લાગ્યા, ત્યારે સૂર્ય વંશને વિષે જેની પવિત્ર કીર્ત્તિ છે એવા, રઘુકુળના પતિ રામ હસીને ઋષિને કહેવા લાગ્યા. હે મુનિ, આ સર્વ જગત્ માયાશ્રિત છે, કારણ કે તે સર્વ મારા સ્વરૂપ સરખું છે, માટે મારૂં કીર્ત્તનજ જગતને વિષે પાપને હરનાર છે, એ તમારે નિશ્ચયથી જાણવું.

एवं वदंतमिनवंशपवित्रकीर्तिः कुंभोद्भवंरघुपतिः प्रहसन् बभाषे ।
मायाश्रितं सकलमेतदनन्यकत्वान्मत्कीर्त्तनंजगति पापहरं निबोध॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો પેહેલો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૨ જો.

### श्रीमहादेव उवाच.

श्रीरामवचनं श्रुत्वा परमानंदनिर्भरः ।
मुनिः प्रोवाच सदसि सर्वेषां तत्र शृण्वतां ॥

**શ્રીમહાદેવ કહે છે**—એવાં શ્રીરામનાં વચન સાંભળીને પરમ આનંદમાં મગ્ન થએલા અગસ્ત્ય મુનિ સર્વ લોકો સાંભળતાં નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

અગસ્ત્ય કહે છે—એ પછી કેટલાએક કાળ ગયા બાદ પુષ્પક વિમાનમાં બેસીને કુબેર પોતાના પિતાનાં દર્શન કરવા આવ્યા, ત્યારે મોટા પરાક્રમી અને પ્રકાશિત એવા તે કુબેરને જોઇ, કૈકસી રાક્ષસી પોતાના પુત્રની પાસે જઇને રાવણને કહેવા લાગી—હે પુત્ર, તેજથી પ્રદીપ્ત એવા કુબેરને તું જો. તું પણ તેના જેવો થવાને પ્રયત્ન કર. એવાં માતાનાં વચન સાંભળીને રોષથી તત્કાળ રાવણે પ્રતિજ્ઞા કરી કે હે અંબે, હે સુંદરવ્રતવાળી, થોડા વખતમાં હું કુબેર સરખો અથવા તેના કરતાં શ્રેષ્ઠ થઈશ, એમ કહીને અતિ દુષ્કર એવા તપ કરવાને માટે પોતાના નહાના ભાઇ સહિત ગોકર્ણને વિષે ગયો. તેના ભાઈ કુંભકર્ણ અને વિભીષણ પણ પોતપોતાનો નિયમ લઇ તપ કરવા લાગ્યા. એ રીતે અતિ દુષ્કર તપ કરતાં કુંભકર્ણને દશ હજાર વર્ષો વીતી ગયાં. ધર્માત્મા અને સત્ય ધર્મને વિષે પરાયણ એવા વિભીષણે એક પગથી ઉભા રહીને પાંચ હજાર વર્ષ સુધી તપ કર્યું અને આહારનો જેણે ત્યાગ કર્યો છે એવા રાવણે દેવતાનાં હજાર વર્ષ થયાં ત્યારે પોતાનું એક માથું અગ્નિને વિષે હોમ્યું. એ રીતે નવ હજાર વર્ષ ગયાં ત્યાં સુધીમાં નવ માથાં અગ્નિને વિષે હોમ્યાં. તે પછી દશ હજાર વર્ષની અંતે દશમું માથું કાપવાને તૈયાર થયો તેટલામાં ધર્માત્મા એવા બ્રહ્મા આવીને કહેવા લાગ્યા—હે વત્સ, હે વત્સ દશાનન, તને હું પ્રસન્ન થયો છું, માટે જે તારાં મનને વિષે ઇચ્છા હોય તે વરદાન માગ. તને હું વર આપીશ. તે સાંભળીને હર્ષયુકત મનથી રાવણ કહેવા લાગ્યો કે, હે ઇશ, તમે જો મને વરદાન દેવાને આવ્યા હો તો હું તમારી પાસે અમરપણાનું વરદાન માગું છું, કે જેથી ગરૂડ, નાગ, યક્ષ, દેવતા અને અસુરોમાંથી પણ મારો વધ થઇ શકે નહીં. એ રીતે અવધ્યપણાને હું માગું છું. વળી મનુષ્ય તો મને તૃણ સરખાં જણાય છે. તે સાંભળીને બ્રહ્માએ રાવણને તથાસ્તુ એમ કહીને આજ્ઞા કરી કે હે અસુરોમાં શ્રેષ્ઠ, જેટલાં માથાં તેં અગ્નિને વિષે હોમ્યાં છે, તે સર્વે પેહેલાંની પેઠે અક્ષય થાશે અર્થાત્ ગરૂડ, નાગદેવ વિગેરેથી કપાશે નહીં. એ રીતે ભક્ત વત્સલ બ્રહ્માએ રાવણને કહ્યું, પછી પ્રણામ કરી

આગળ ઉભા રહેલા વિભીષણને કહ્યું કે, હે વત્સ વિભીષણ, ધર્મને વિષે બુદ્ધિને પ્રાપ્ત થવાની ઈચ્છાથી તમે ઉત્તમ તપ કર્યું. માટે હે પુત્ર, જે ગમે તે વરદાન માગ. તે સાંભળી હાથ જોડી વિભીષણ બ્રહ્માને નમસ્કાર કરીને આવાં વાક્ય કહેવા લાગ્યા. હે દેવ, સદા સર્વદા મારી અખંડિત બુદ્ધિ ધર્મને વિષે રહો તથા કોઇ દિવસ પણ મારી બુદ્ધિ અધર્મને વિષે પ્રવર્ત્તો નહીં. તે સાંભળીને પ્રસન્ન થએલા બ્રહ્માએ વિભીષણને કહ્યું કે, હે વત્સ, તું સદા ધર્મ શિલ છો. માટે તેવોજ રહીશ. વળી હે વિભીષણ, તારા માગ્યા વિના પણ હું તને અમરપણું આપું છું. તે પછી કુંભકર્ણની પાસે જઇને કહ્યું કે હે સુવ્રત, વરદાન માગ, તે સમયે સરસ્વતી જેના મુખપર બેઠાં છે એવો તે કુંભકર્ણ બ્રહ્માને કહેવા લાગ્યો–હે દેવ, એક દિવસ ભોજન કરીને છ મહીના સુધી હું સુતો રહું. તે સાંભળીને બ્રહ્માએ એમ થાઓ, એ રીતે કહી, પોતે બ્રહ્મ લોકમાં ગયા તથા સરસ્વતી પણ તેના મુખમાંથી નિકળીને સ્વર્ગે ગયાં. ત્યાર પછી દુઃખ પામેલો દુષ્ટ કુંભકર્ણ વિચાર કરવા લાગ્યો કે, મારા મુખમાંથી વિચાર કર્યા શિવાય શું નિકળી ગયું! અહો! દૈવનું ઉલ્લંઘન કોઈથી પણ થઇ શકતું નથી. ત્યાર પછી પોતાની દીકરીના દીકરાને વરદાન મળ્યું એવું જાણી, નિર્ભય થઈ પ્રહસ્ત વિગેરેને સાથે લઈ. પાતાલમાંથી બહાર નિકળી પૃથ્વી ઉપર આવી, રાવણને મળી આવું વચન કહેવા લાગ્યો.

સુમાલિ કહે છે–હે પુત્ર, તારે માટે મારો જે મનોરથ હતો તે, તેં સિદ્ધ કર્યો તે બહુ સારૂં થયું. કેમકે જેના ભયથી અમે લંકાને છોડી રસાતળમાં ગયા હતા, તે આપણને વિષ્ણુનો કરેલો સર્વ ભય મટી ગયો. હે મહા બાહુ, આ લંકાપુરીને વિષે પહેલાં આપણે રહેતા હતા, તેને તમારા ભાઇ કુબેરે દબાવી છે, તેથી તેને તું તત્કાળ પાછી લેવા યોગ્ય છો, માટે સામ ઉપાયથી અથવા બળથી પણ તે લંકા અવશ્ય લેવી જોઇયે, કેમકે રાજાઓને બંધુ, શેના અને સ્નેહી પણ શેનાં?

પછી રાવણ હસીને કહેવા લાગ્યો કે કુબેર તો અમારા મોટા ભાઈ છે. એવાં રાવણનાં વચન સાંભળીને પ્રહસ્ત વિનયથી

રાવણુને કહેવા લાગ્યો-હે રાવણુ, હું કહું તે લક્ષથી તું સાંભળ, કારણુ કે તું એમ કહેવાને માટે યોગ્ય નથી. હે ભાઈ, તું રાજ-ધર્મ કે નીતિ શાસ્ત્રને ભણ્યો નથી. હે સ્વામિન્, શૂરવીરોને ભાઈ વિગેરેની સાથે પ્રીતિ કેવી હોય છે, તે વિષે તને હું કહું તે સાંભળ. કશ્યપના પુત્ર, દેવ અને મહા બળવાન રાક્ષસો પોતાનો સ્નેહ સંબંધ છોડીને અન્યોન્ય હથિયારોથી લડયા. હે રાજન્, દેવતાઓએ લંકાને લઇ લીધી એ વિગેરે વૈર કાંઇ હમણાંનું નવીન નથી, પણુ, તે પ્રાચીન છે, માટે તેઓ જેમ આપણી સાથે દ્વેષ કરે છે, તેમ આપણે પણુ તેની સાથે દ્વેષ કરવો ત્યાં કાંઇ પણુ દોષ નથી. એવાં દુરાત્મા પ્રહસ્તનાં વચન સાંભળી, રાવણુ ક્રોધથી ત્રાંબા શરખાં રકત નેત્ર કરી, ત્રિકુટાચળ તરફ પ્રહસ્તને દૂત તરીકે મોકલી, લંકામાંથી કુબેરને બહાર કાઢી, પોતે મંત્રિઓ તથા રાક્ષસો સહિત લંકાને દબાવી, સુખથી બેઠો, અને કુબેર પોતાના પિતાના વચનથી લંકાને છોડી કૈલાસમાં જઇ, તપથી શંકરને પ્રસન્ન કરી, તેની સાથે મિત્રતા કરી, તેની આજ્ઞામાં રહ્યા. એ રીતે શિવે જેનું પરિપાલન કર્યું છે એવા કુબેર વિશ્વ-કર્માની પાસે અલકા નામની નગરીને રચાવી, તેમાં રહી, દિગ્પાળ-પણું કરવા લાગ્યા. લંકાપુરીને વિષે જેનો અભિષેક થયેલો છે એવો ખલ રાવણુ પોતાના નાનાભાઇ સહિત રાક્ષસોની મધ્યે રાજ્ય કરવા લાગ્યો તથા ત્રૈલોકયને પીડા કરવા લાગ્યો. મહા માયાવી રાક્ષસ રાવણે ભયંકર રૂપવાળી પોતાની બેન શૂર્પનખા કાળખંજ વંશમાં ઉત્પન્ન થએલા વિદ્યુજ્જિહ્વ નામના રાક્ષસને પરણાવી. ત્યાર પછી રાક્ષસના શિલ્પિ દિતિના પુત્ર મયદાનવે સર્વ લોકમાં સુંદર એવી પોતાની પુત્રી મંદોદરી રાવણુને પરણાવી તથા પોતાની બનાવેલી અમોઘ સાંગ પ્રસન્ન થઇને રાવણુને આપી. વૈરોચનની દીકરીની દીકરી વૃત્રજ્વાળાને તેના પિતાએ કુંભકર્ણુને આપી હતી, તેને રાવણુ હઠથી પોતે પરણ્યો. ગંધર્વના રાજા મહાત્મા શૈલૂષની સર્વ લક્ષણુ યુકત ધર્મને જાણુનારી અતિ સુંદર રૂપવાળી સરમા નામની કન્યાને વિભીષણુ પરણ્યા. રાવણુથી મંદોદરીએ મેઘનાદ નામના પુત્રને ઉત્પન્ન કર્યો, તેણે જન્મતી વખતે મેઘના સરખા નાદથી

રૂદન કર્યું તેથી તેને સર્વે લોકો મેઘનાદ કહેવા લાગ્યા. ત્યાર પછી એક દિવસે કુંભકર્ણે કહ્યું કે હે ભાઈ, મને નિદ્રા અત્યંત પીડા કરે છે, તે સાંભળીને રાવણે તેને સારૂ મોટા વિસ્તારવાળી ગુફા કરાવી, તેમાં દુષ્ટ અંતઃકરણવાળો દુર્મદ કુંભકર્ણ સુતો. પછી લોકને ત્રાસ આપનાર રાવણ બ્રાહ્મણોને, ઋષિઓને, દેવને, દાનવોને, કિંનરોને, નાગને અને મનુષ્યોને હણવા લાગ્યો તથા દેવની સંપત્તિઓને અને સ્ત્રીઓને હરી લાવવા લાગ્યો. એ રીતના તે રાવણના અન્યાયને જોઈને કુબેરે દૂતનાં વાકયોથી કહેવરાવ્યું કે હે ભાઇ, અધર્મ કર મા. એ રીતે વાર્યો ત્યારે ક્રોધાયમાન થયેલો રાવણ કુબેરને સ્થાનકે જઇ, તેને જીતી, તેનું ઉત્તમ પુષ્પક વિમાન હરી લાવ્યો. તે પછી યમ અને વરૂણને રણસંગ્રામને વિષે જીતી પછી દેવના રાજા ઇંદ્રને હણવા સારૂ સ્વર્ગમાં ગયો, ત્યારે દેવ સહિત ઇંદ્રની સાથે મોટું યુધ્ધ થયું. તે પછી ઇંદ્રે આવીને રાવણને બાંધ્યો. તે સાંભળીને પ્રતાપિ મેઘનાદ તત્કાળ ત્યાં આવીને મહા ભયંકર યુધ્ધ કરવા લાગ્યો. તથા સર્વ દેવને જીતી મહા બળવાન મેઘનાદે ઇંદ્રને બાંધી, પોતાના પિતાને છોડાવીને ઇંદ્રને લંકા તરફ લઇ ચાલ્યો. ત્યારે બ્રહ્માએ આવી મેઘનાદની પાસથી ઇંદ્રને છોડાવી તેને ઘણાં વરદાન દઈ બ્રહ્મા પોતાના ધામમાં ગયા. એ રીતે વિજયયુકત રાવણ ક્રમથી સર્વ લોકોને જીતી પરિઘ સરખા પોતાના ભુજદંડે કરી કૈલાશને તોળવા લાગ્યો. ત્યારે નંદિકેશ્વરે કોપાયમાન થઇ રાક્ષસના અધિપતિ રાવણને શાપ આપ્યો કે, હે દુષ્ટ, થોડા વખતમાં વાંદરાઓથી અને મનુષ્યથી તું નાશ પામીશ. એ રીતે. શાપ દીધા છતાં પણ તે નંદિકેશ્વરનાં વાકયને ન ગણતો એવો રાવણ સહસ્રાર્જુનના નગર તરફ ગયો, ત્યારે તે સહસ્રાર્જુને રાવણને બાંધ્યો હતો, તેને પુલસ્ત્યે આવીને છોડાવ્યો. તે પછી તે સહસ્રાર્જુનને હણવવાની ઇચ્છાથી રાવણ, વાંદરાઓમાં શ્રેષ્ઠ એવા વાળીની પાસે ગયો હતો ત્યારે તે વાળીએ રાવણને કાખમાં રાખ્યો. તે પછી ચાર સમુદ્રો તરફ ભમાવીને વાળીએ રાવણને છોડયો, ત્યારથી તે પ્રસંન થયેલો રાવણ વાળીની સાથે મિત્રતા રાખતો હતો. હે રામ, એ રીતે મહા બળવાન રાવણ સર્વ લોકને પોતાને વશ

કરી તેને ભોગવતો હતો. હે રાજેંદ્ર, એવા મહિમાવાળા તથા લોકને રોવરાવનાર ઈંદ્રજીત સહિત રાવણને રણસંગ્રામમાં તમે હણ્યો તથા પર્વત સરખા કુંભકર્ણને પણ તમે હણ્યો, તેમ મહાત્મા લક્ષ્મણે મેઘનાદને હણ્યો. હે પ્રભુ, સર્વ જગતના આદિ કર્ત્તા અર્થાત્ ઉત્પત્તિ કરનાર સમર્થ એવા તમે સાક્ષાત નારાયણ છો. વળી આ સ્થાવર જંગમ રૂપ સર્વ જગત તમારૂં સ્વરૂપ છે. હે દેવ, લોકના પિતામહ, બ્રહ્મા તમારા નાભિકમળથી ઉત્પન્ન થયેલા છે. હે રઘુત્તમ, વાણી સહિત અગ્નિ તમારા મુખથી ઉત્પન્ન થયેલો છે. તમારા બાહુથી સર્વે લોકપાળ થયા છે. તમારા નેત્રથી ચંદ્ર સૂર્ય થયા છે. દિશાઓ અને ખુણાઓ તમારા કાનથી થયા છે. તમારા નાકથી પ્રાણ વાયુ અને દેવતાઓમાં શ્રેષ્ઠ એવા અશ્વિનીકુમાર ઉત્પન્ન થયા છે. હે દેવ, તમારી પીંડી, ગોઠણ, સાથળ અને ઝઘનમાંથી ભુવર્લોક વિગેરે લોકો થયા છે. હે હરિ, તમારા ઉરના ભાગથી ચાર સમુદ્ર ઉત્પન્ન થયા છે, તમારા સ્તનમાંથી ઈંદ્ર અને વરૂણ થયા છે. તમારા વીર્યથી બાલખિલ્ય મુનિઓ ઉત્પન્ન થયા છે. તમારા શિશ્નથી યમ થયા છે. ગુદાથી મૃત્યુ થયો છે. તમારા ક્રોધથી ત્રિલોચન રૂદ્ર થયા છે. તમારા હાડકાંથી સર્વે પર્વતો થયા છે. તમારા કેશથી સર્વ મેઘ સમુદાય થયો છે. તમારા રૂવાડાંથી ઓષધિઓ ઉત્પન્ન થયેલી છે અને તમારા નખમાંથી ખર વિગેરે પશુ ઉત્પન્ન થયાં છે. એ રીતે માયા શક્તિ યુક્ત એવા તમે વિશ્વરૂપ છો. અર્થાત્ વિ-રાટરૂપ છો. સત્વ વિગેરે ગુણના ક્ષોભને વિષે એટલે એક બીજો ગુણ ન્યૂનાધિક થતાં પરસ્પર મળવાથી તમે નાના પ્રકારના રૂપવાળા ભાસો છો અર્થાત્ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રરૂપ થાઓ છો. હે પ્રભુ, અગ્નિરૂપ એવા તમે તેનો આશ્રય કરવાથી દેવતાઓ યજ્ઞને વિષે અમૃતરૂપ હવીનું પાન કરે છે. હે પ્રભુ, આ સ્થાવર જંગમ સર્વ જગત તમે સ્રજ્યું છે અને ચરાચર સર્વે પ્રાણીઓ તમારા આશ્રયથી જીવે છે. હે રાઘવ, વ્યવહારને વિષે પણ સર્વ વસ્તુ તમારાથી યુક્ત છે. જે રીતે દૂધને વિષે રહેલું ઘી સર્વ દૂધને વ્યાપીને રહેલું છે, તેમ તમે સર્વ જગતને વિષે વ્યાપી રહ્યા છો. સૂર્ય ચંદ્રાદિ સર્વે તમારા પ્રકાશે કરી ભાસે છે. પરંતુ

તેઓથી તમે ભાસતા નથી. સર્વ વ્યાપક નિત્ય એવા તમારા અદ્વિતીય સ્વરૂપને જ્ઞાન દૃષ્ટિવાળો પુરૂષ અંતઃકરણને વિષે જુવે છે. વળી જે રીતે દૃષ્ટિથી અંધ પુરૂષ સૂર્યને જોઇ શકતો નથી તેમ અજ્ઞાન યુક્ત દૃષ્ટિવાળો પુરૂષ તમારા સ્વરૂપને જોઈ શકતો નથી. જે યોગી પુરૂષો તમારા ચરણની ભકિતના લેશથી પણ અનુગ્રહ યુકત થાય છે, તેઓ ઉપનિષદ વાકયથી અસત્ પદાર્થનો ત્યાગ કરી પોતાના, દેહને વિષે રહેલા પરમેશ્વર રૂપ તમે તેને નિરંતર જુવે છે. વળી જેઓ ઉપનિષદ ભાગને વિષે વિચાર કરનારાઓ છે, તેઓ તમારા ચૈતન્ય સ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકે છે, પરંતુ બીજા કોઇ ઉપાયોથી પણ તમને જોઇ શકતા નથી. હે દેવેશ, સર્વજ્ઞ એવા તમે તેની આગળ હું જે કાંઇ મારી યથામતિ બોલ્યો છું, તે આપનો હું અનુગ્રહ માત્ર છું. માટે મારી ક્ષમા કરવાને તમે યોગ્ય છો. દિશા, દેશ, કાળના પરિચ્છેદથી રહિત એવા, ચૈતન્ય માત્ર, અક્ષર, અજન્મા, ચલનાદિ ક્રિયાથી રહિત, સર્વજ્ઞ અને અનંત ગુણવાળા, માયાનો જેણે પરિત્યાગ કર્યો છે એવા, ભકતોને સ્વસ્વરૂપના અભિન્ન પણાથી બુદ્ધિ વિષય એવા ઇશ્વર શ્રી રઘુપતિનું હું ભજન કરૂં છુ.

दिग्देशकालपरिहीनमनन्यमेकं चिन्मात्रमक्षरमजंचलनादिहीनं ।
सर्वज्ञमीश्वरमनंतगुणं व्युदस्तमायं भजे रघुपतिं भजतामभिन्नं ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો બીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૩ જો.

### श्री राम उवाच.

वालिसुग्रीवयोर्जन्म श्रोतुमिच्छामितत्वतः ।
रवींदूवानराकाराँजज्ञात इति नः श्रुतं ॥

શ્રી રામ કહે છે-હે મુનિ, વાળિ અને સુગ્રીવના જન્મને યથાર્થ રીતે હું સાંભળવાની ઇચ્છા રાખું છું. કારણ કે સૂર્ય અને ચંદ્ર

બંને વાંદરાને આકારે થયા છે, એવું મારા સાંભળવામાં આવ્યું છે.

અગસ્ત્ય કહે છે—હે સુવર્ણ મય મેરૂ પર્વતના મણિ સરખી પ્રભાવાળા, મધ્ય શિખરને વિષે સો યોજન વિસ્તારવાળી બ્રહ્માની સભા છે, તે સભાને વિષે કોઇ એક દિવસ બ્રહ્મા ધ્યાન યોગમાં હતા, ત્યારે પોતાના નેત્રમાંથી આનંદનાં આંસુ પડયાં, તેને હાથમાં લઇ બ્રહ્માએ થોડીકવાર ધ્યાન કરી, પૃથ્વી ઉપર નાંખ્યાં. તે આંસુ પડવા માત્રમાં તેમાંથી મોટો વાંદરો ઉત્પન્ન થયો, તેને બ્રહ્મા કહેવા લાગ્યા કે હે વત્સ, થોડાક વખત સુધી અહીં મારી સમીપમાં રહે, કેમકે આ શોભાયમાન સ્થળમાં રહેવાથી તારૂં શ્રેય થશે. એ રીતે જ્યારે બ્રહ્માએ કહ્યું, ત્યારે સુંદર બુદ્ધિવાળો તે ઉત્તમ વાંદરો ત્યાં રહ્યો. ત્યાં રહેતાં તેને ઘણા દિવસ ગયા. તે પછી કોઈ એક દિવસે તે વાંદરો ફળ મૂળને માટે પર્વતને વિષે ફરતો હતો, ત્યાં મણિમય શિલાવાળી તથા જેની અંદર દિવ્ય જલ ભર્યું છે એવી વાવને જોઇ તેમાં પાણી પીવાને ગયો, ત્યાં જલમાં પોતાના પડછાયાને જોઇ સામો બીજો વાંદરો છે એમ માની પોતે પાણીમાં પડયો તેટલામાં પોતાનું વાંદરાનું શરીર ન જોયું ત્યારે તે વાંદરો પાછો નિકળવા લાગ્યો, તેટલામાં તે પોતાનું શરીર સુંદર સ્ત્રી રૂપ જોઇને વિસ્મય પામવા લાગ્યો. તે સમયે ઇંદ્ર બ્રહ્માનું પૂજન કરીને જતો હતો, તેટલામાં મધ્યાન્હ વખંતે તે મનોહર સ્ત્રીને જોઈને પોતે કામના બાણથી વિંધાવાને લીધે પોતાના ઉત્તમ વિર્યનું સ્ખલન થયું. તે વિર્ય તે સ્ત્રીને મળ્યા વિના પણ તેના વાળ ઉપર થઇને પૃથ્વી ઉપર પડયું તેથી ઇંદ્ર સરખો પરાક્રમી વાળી થયો. તે વાળીને સોનાની માળા આપીને ઇંદ્ર સ્વર્ગમાં ગયો. તે પછી તે સુંદરીને જોઇ કામને વશ થઇ સૂર્ય પણ ત્યાં આવ્યા, તેનું વિર્ય તેની ગ્રીવા ઉપર પડયું તેથી મોટી કાયાવાળા સુગ્રીવ ઉત્પન્ન થયા, તેને સહાય કરવા સારૂ હનુમાનને આપી, સૂર્ય આકાશ માર્ગે ગયા. તે પછી તે બે પુત્રને લઇને તે સ્ત્રી કોઇ સ્થાનકપર જઇને સુતી. ત્યાં પ્રભાતને વિષે પોતાના શરીરને વાંદરાના આકારવાળું જોયું. પછી તે વાંદર પોતાના બે પુત્રને સાથે લઇ, બ્રહ્માની આગળ જઇ, તેને નમસ્કાર કરી ઉભો રહ્યો ત્યારે તે વાંદરાને બ્રહ્માએ ઘણી ધારણા આપી,

એટલે તે વાંદરે બ્રહ્માને પૂછ્યું કે હે દેવ, મારૂં આના સરખું રૂપ કેમ થઇ ગયું હતું? તે સાંભળી બ્રહ્માએ તેને ધીરજ આપીને કહ્યું કે હે વાંદર, ભાવી મટતું નથી, માટે તું ખેદ કરીશ નહીં. એ રીતે બ્રહ્માએ તેને ઘણો સમજાવી તેને સારૂ દેવ સરખા એક દૂતને બોલાવી કહ્યું હે દૂત, મારી આજ્ઞાથી તું આ વાંદરાને સાથે લઈ વિશ્વકર્માએ રચેલી સર્વે સંપત્તિવાળી તથા દેવતાઓને પણ ન મળે એવી કિષ્કિંધા નામની દિવ્ય નગરીને વિષે જા, ત્યાં જઇ તે નગરીને વિષે આ વાંનર વીરને રાજા કરી, સિંહાસનને વિષે અભિષેક કરી આવ. કોઇથી ન જીતી શકાય એવા જે વાંદરાઓ સાત દ્વીપને વિષે રહ્યા છે, તે સર્વે આ વાનરને વશ થઇ ચાકરની પેઠે વર્ત્તશે. જ્યારે સાક્ષાત સનાંતન નારાયણ શ્રી રામ રૂપે થઇને પૃથ્વીના ભારરૂપ અસુરોનો નાશ કરવા સારૂ પૃથ્વી ઉપર પધારશે, ત્યારે સર્વે વાંદરાઓ તે વાનરને સહાય કરવા સારૂ જાશે. એ રીતે બ્રહ્માએ તે દેવ દૂતને કહ્યું ત્યારે તે દેવ દૂતે જે રીતે પોતાને બ્રહ્માએ આજ્ઞા કરી હતી તે પ્રમાણે તે વાનરને રાજ્ય વિગેરે આપીને તે સર્વે વૃત્તાંત બ્રહ્માને નિવેદન કર્યું. હે રામ, તે દિવસથી આરંભિને કિષ્કિંધા નગરીને વિષે વાંદરાઓનો નિવાસ થયો. હે ભગવન, બ્રહ્માની પ્રાર્થનાથી તમે લીલાએ કરી મનુષ્ય દેહ ધારણ કરીને પૃથ્વીનો સઘળો ભાર ઉતાર્યો, માટે સર્વ પ્રાણીના અંતર્યામિ એવા, નિત્ય મુકત, ચિદાત્મા અને અખંડ આનંદ રૂપ એવા તમે તેના પરાક્રમનું હું શું વર્ણન કરૂં! તોપણ લીલાએ કરી મનુષ્ય રૂપને ધારણ કરનાર એવા તમે તેનાં ચરિત્રોનું સત્પુરૂષો વર્ણન કરે છે, કારણ કે તમારો યશ સર્વ લોકના પાપને હણનાર તથા પરમ સુખને કરનાર છે તથા તમને ઉપકાર કરનાર છે, માટે તમારા ભકત એવા આ વાળી અને સુગ્રીવના જન્મ ચરિત્રનું જે કોઇ મનુષ્ય કીર્ત્તન કરે છે, તે સર્વ પાપથી મૂકાય છે. હે રામ, તમારા વિષેની બીજી કથા કહું છું. દુરાત્મા રાવણે સીતાનું જે માટે હરણ કર્યું હતું, તે વિષે પ્રાચીન વૃત્તાંત કહું તે સાંભળો. હે રામ, પૂર્વે સત્યયુગને વિષે બ્રહ્માના પુત્ર સમર્થ સનત્કુમારને રાવણે વિનયથી નમ્ર થઇ

એકાંતમાં આવું પૂછ્યું હતું હે મુનિ, સર્વ દેવતાઓમાં બળવાન એવો આ લોકને વિષે કોણ શ્રેષ્ઠ છે? કે જેના આશ્રયથી દેવતાઓ યુદ્ધને વિષે શત્રુઓને જીતે છે. હે પ્રશ્ન જાણનારાઓમાં શ્રેષ્ઠ, સર્વે બ્રાહ્મણો કેનું યજન કરે છે? તથા યોગીઓ નિત્ય કેનું ધ્યાન કરે છે? તે મારા પ્રશ્નનો ઉત્તર તમે યથાર્થ કહો. પછી રાવણના હૃદયમાં રહેલા સર્વ વિચારને જાણી, યોગના દૃષ્ટા સનત્કુમાર આવું વચન કહેવા લાગ્યા કે, હે પુત્ર, તને કહું તે સાંભળ. સર્વ જગતના જે સ્વામી છે તેને જન્મ મરણ વિગેરે નથી. વળી જે અવિનાશિ નારાયણની દેવ દૈત્યો નિત્ય સ્તુતિ કરે છે, તે હરિનારાયણ એ રીતે કહેવાય છે. વળી જગતને સ્રજનારા, દક્ષ, મરીચિ વિગેરે પ્રજાપતિઓના પતિ, જેના નાભિ કમળથી બ્રહ્મા ઉત્પન્ન થયા છે, જેણે સ્થાવર જંગમ સઘળું જગત સ્રજ્યું છે, તેના આશ્રયથી દેવતાઓ સંગ્રામને વિષે શત્રુઓને જીતે છે અને યોગીયો પણ ધ્યાન યોગથી તેનું રટણ કરે છે.

રાવણ બોલ્યો—હે મુનિ, વિષ્ણુએ હણેલા એવા દૈત્ય, દાનવ અને રાક્ષસો મુવા પછી કઇ ગતીને પામે છે? તે સાંભળીને મુનિ તે રાક્ષસના પતિ રાવણને કહેવા લાગ્યા. હે દશાનન, દેવતાએ હણેલા રાક્ષસો ઉત્તમ સ્વર્ગમાં જઇને જ્યારે પુણ્યથી ક્ષીણ થાય છે ત્યારે પૃથ્વીને વિષે પડી, પોતાનાં પૂર્વે ઉપાર્જન કરેલાં પુણ્ય પાપે કરી જન્મ મરણને પામે છે. જેઓને વિષ્ણુએ હણ્યા હોય તેઓ હરિની ગતિને પામે છે. એવું મુનિના મુખથી સર્વ વૃત્તાંત સાંભળી, મનમાં હર્ષ પામેલો રાવણ વિચાર કરવા લાગ્યો કે, હું તો વિષ્ણુની સાથે યુદ્ધ કરીશ. એ પ્રમાણે રાવણના મનમાં રહેલા અભિપ્રાયને જાણી, મહા મુનિ સનત્કુમારે કહ્યું કે હે વત્સ, તારૂં જે ઇચ્છિત છે તે સર્વ થાશે, એમાં સંશય નથી, પરંતુ હે દશાનન, કાંઇક કાળ સુધી વાટ જો. તું સુખી થઇશ. એ રીતે કહીને વળી તે સનત્કુમાર ફરીથી આજ્ઞા કરવા લાગ્યા—હે પુત્ર, અરૂપ અને માયા યુકત એવા તે વિષ્ણુનું સ્વરૂપ કહું છું કે જે સ્વરૂપ નદ અને નદી વિગેરે સર્વ સ્થાવરને વિષે વ્યાપી રહ્યું છે. વળી તે વિષ્ણુ ઓંકાર રૂપ, સત્ય રૂપ, સાવિત્રી

રૂપ અર્થાત્ ગાયત્રી રૂપ અને પૃથ્વી રૂપ છે. વળી સમસ્ત જગતના આધાર રૂપ તે વિષ્ણુ શેષના રૂપને ધરનાર છે તથા સર્વે દેવ સમુહ, કાળ, સૂર્ય, ચંદ્રમા અને દૈત્ય વિગેરેનાં રૂપ છે. દિવસ, રાત્રિ, યમ, વાયુ, અગ્નિ, ઇંદ્ર, મૃત્યુ, મેઘ, વસુ, બ્રહ્મા તથા રૂદ્ર વિગેરે બીજા જે દેવ દાનવો છે તે સર્વે વિષ્ણુ રૂપ છે. સૂર્યાદિ ગ્રહ જેની સત્તાથી પ્રકાશ કરે છે તથા જેના પ્રકાશથી અગ્નિ બળે છે એવા તે ઇશ્વર જગતને ઉત્પન્ન કરે છે, પાળે છે અને સંહાર કરે છે. એ રીતે અખંડ સ્વરૂપ સનાતન તે વિષ્ણુ ક્રિડા કરે છે. ચરાચર આ સર્વ ત્રૈલોકય તેનાથી વ્યાપી રહ્યું છે, વિજળી સરખા વસ્ત્રવાળા અને નીલ કમળના પત્ર સરખા શ્યામ તે વિષ્ણુ પોતાના વામ અંગને વિષે રહેલાં નાશ રહિત દેવી લક્ષ્મીનું સદા આલિંગન કરતા એવા દેવને, દેવ, દાનવ અને નાગ વિગેરે કોઇ પણ જોઇ શકતા નથી, માત્ર જેને તે કૃપા કરે તેજ તેને જોઈ શકે છે, પરંતુ તે ભગવાન યજ્ઞ, તપ, દાન અને અધ્યયન વિગેરે બીજા ઉપાયોથી પણ જોઈ શકાતા નથી, પરંતુ વેદાંત વિચારે કરી જેની દૃષ્ટિયો નિર્મળ થઇ છે તથા જેનાં ચિત્ત અને પ્રાણ તેને વિષે લીન થયાં છે એવા પાપ રહિત ભકતો તે વિષ્ણુ ભગવાનને જોઇ શકે છે. હે રાજા, તે ઇશ્વરને જોવામાં તેની ભકિત કરવી એજ સાધારણ ઉપાય છે, માટે પહેલા કહેલા ઉપાયો વિના પણ જો તારે તે પરમેશ્વરને જોવાની ઇચ્છા હોય તો હું કહું તે સાંભળ. તે દેવેશ ત્રેતાયુગને વિષે દેવ અને મનુષ્યોના કલ્યાણ સારૂ ઇક્ષ્વાકુના કુળને વિષે મોટા બળ અને પરાક્રમવાળા દશરથના પુત્ર રામનું શરીર ધારણ કરશે, તે પોતાના પિતાની આજ્ઞાથી સીતા અને લક્ષ્મણ સહિત દંડકવનને વિષે આવશે અને તે ધરમાત્મા રામ જગતની માતારૂપ પોતાની માયા સીતા સહિત ત્યાં રહેશે. હે રાવણ, એ રીતે સર્વે આખ્યાન મેં તને વિસ્તારથી કહ્યું, માટે ભક્તિ ભાવથી તે લક્ષ્મી યુકત રામનું તું સદા સેવન કર. અસુરનો અધિપતિ રાવણ એવું સાંભળી, કાંઇક મનમાં ધ્યાન કરી, બીજો વિચાર કરવા લાગ્યો. હે રામ, ત્યારથી 'આરંભીને તમારી સાથે વિરોધ કરવાની ઇચ્છા

રાખનારો તે રાવણ અતિ હર્ષ પામવા લાગ્યો અને યુદ્ધને અર્થે સર્વ લોકને વિષે ફરવા લાગ્યો. હે રામ, તમારાથી પોતાનો વધ થવા સારૂ અતિ બુદ્ધિમાન એવા રાવણે દેવી જાનકીનુ હરણ કર્યું હતું. જે કોઇ મનુષ્ય સદા આ કથાનું શ્રવણ કરે, તેનો પાઠ કરે અથવા શ્રવણના અર્થી લોકોને સદા શ્રવણ કરાવે, તે આયુષ્ય, આરોગ્ય, અનંત સુખ, લાભ અને અક્ષય ધનને પામે છે.

इमां कथां यः शृणुयात्पठेद्वा संश्रावयेद्वा श्रवणार्थिनां सदा ।
आयुष्यमारोग्यमनंतसौख्यं प्राप्नोति लाभं धनमक्षयं च ॥

**ઈતિશ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો ત્રીજો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૪ થો.

### श्रीमहादेव उवाच.

एकदा ब्रह्मणो लोकादायांतं नारदं मुनिं ।
पर्यटन् रावणो लोकान् दृष्ट्वा नत्वाब्रवीद्वचः ॥

શ્રી મહાદેવ કહે છે—એક દિવસે બ્રહ્મ લોકમાંથી આવતા નારદ મુનિને જોઇને લોકોમાં ફરતો એવો રાવણ તેને નમસ્કાર કરી આવાં વચન કહેવા લાગ્યો.

રાવણ કહે છે—હે ભગવન્, મારે બળવાનની સાથે યુધ્ધ કરવાની ઈચ્છા છે, માટે એવો બળિયો કયાં છે? તમે ત્રૈલોકયના જાણીતા છો માટે મને કહો? તે સાંભળીને ઘણીવાર વિચાર કરી નારદે કહ્યું કે હે મહામતિ, શ્વેતદ્વીપને વિષે રહેનારા મોટી કાયાવાળા લોકો મહા બળવાન છે, ત્યાં જા. કેમકે જેઓ વિષ્ણુની પૂજાને વિષે પ્રીતિવાળાને વિષ્ણુએ હણ્યા છે તેઓ દેવ અને દૈત્યોથી જીતી શકાય નહિ તેવા, તે શ્વેતદ્વીપને વિષે ઉત્પન્ન થયેલા છે. તે સાંભળીને રાવણ એકદમ પોતાના મંત્રિઓની સાથે પુષ્પક વિમાનમાં બેસીને યુધ્ધ કરવા સારૂ શ્વેતદ્વીપની તરફ ચાલવા લાગ્યો. તે શ્વેતદ્વીપની પાસે આવ્યો ત્યારે તે દ્વીપની પ્રભાથી જેનું તેજ પરાભવ

પામેલું છે એવું તે પુષ્પકવિમાન ચાલી શકયું નહિ એટલે તે વિમાનને છોડીને રાવણ અને મંત્રિઓ પગે પાળા ચાલવા લાગ્યા. જ્યારે તે રાવણ શ્વેતદ્વીપને વિષે પેસવા લાગ્યો તેટલામાં દાસીએ તેને હાથે ઝાલી પૂછ્યું કે તું કોણ છો? કયાંથી આવ્યો છો? તથા તને કેણે મોકલેલો છે? તે કહે. હસતી એવી સ્ત્રિયોએ એ રીતે વારંવાર પૂછ્યું ત્યારે તે દુર્મતિ રાવણ તે સ્ત્રિયોના હાથમાંથી માંડ મોટા કષ્ટથી છુટો થઇ વિચાર કરવા લાગ્યો કે જો હું વિષ્ણુના હાથથી હણાઇશ તો વૈકુંઠમાં જઇશ માટે જે રીતે વિષ્ણુ મારા ઉપર કોપાયમાન થાય તે રીતે મારે કાર્ય કરવું છે. એવી રીતે નક્કી કરીને તે અસુરે વનમાંથી વૈદેહીનું હરણ કર્યું હતું, હે રામ, તમને પરમાત્મા રૂપ જાણીનેજ તેણે પૃથ્વીની પુત્રી સીતાનું હરણ કરીને તમારા હાથથી પોતાના વધની ઇચ્છા રાખી સીતાનું માતાની પેઠે પાલન કરતો હતો. હે રામ, હે ઇશ, વિજ્ઞાન યુકત દૃષ્ટિવાળા તમે ત્રણ કાળને વિષે તે તે કાળની વિશિષ્ટતાને સાક્ષાત્ જોનારા છો, માટે તમે પરમેશ્વર છો. વળી નિર્વિકલ્પ અને સર્વ લોકોએ પૂજાએલા એવા તમે ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાલાત્મક આ સર્વ જગતને જાણો છો. વસ્તુતાએ સર્વજ્ઞ અને સર્વ દૃષ્ટા એવા તમે ભકતોને શિક્ષણ કરવા સારૂં સકળ ક્રિયાને કરતા તથા અમારા જેવા મુનિઓનાં વચનને સાંભળતા એવા તમે મનુષ્યના આકારવાળા ભાસો છો, પરંતુ વાસ્તવિક રીતે તમે મનુષ્ય નથી, પણ ઇંદ્રાદિ દેવ વર્ગને સેવ્ય છો. એ રીતે રામે જેની પૂજા કરેલી છે એવા અગસ્ત્ય મુનિ રામની સ્તુતિ કરી, મુનિઓ સહિત હર્ષ પામી, પોતાના આશ્રમ તરફ ગયા. તે પછી પોતાના મંત્રિઓ, ભાઇઓ અને સીતા સહિત લક્ષ્મીપતિ શ્રીરામ સંસારી અર્થાત્ સાધારણ લૌકિક જીવની પેઠે ઘરને વિષે રમણ કરતા થકા વસવા લાગ્યા. એ રીતે આસકત નહિ છતાં પણ આસકતની પેઠે પોતાની પ્રિયા સીતાની સાથે પોતાના પ્રિય ભકતો હનુમાન વિગેરેથી વિંટાયેલા શ્રીરામ, વૈભવોને ભોગવવા લાગ્યા. ત્યાર પછી એક દિવસે કુબેરે મોકલેલું પુષ્પક વિમાન

પેહેલાની પેઠે શ્રીરામની પાસે આવીને કહેવા લાગ્યું-હે રામ, મને દેવ કુબેરે મોકલ્યું છે અને કહ્યું છે કે, પેહેલાં રાવણે જીતીને તને સ્વાધીન કર્યું હતું, તે પછી રામે જીતીને તને સ્વાધીન કર્યું છે, માટે તે રામ જ્યાં સુધી પૃથ્વીને વિષે રહે ત્યાં સુધી નિત્ય શ્રીરામને ધારણ કર. જ્યારે રઘુકુળમાં શ્રેષ્ઠ એવા રામ વૈકુંઠમાં પધારે ત્યારે તું મારી પાસે આવજે. એવાં પુષ્પકનાં વચન સાંભળીને રામ, સૂર્ય સરખા પ્રકાશિત તે પુષ્પક વિમાનને કહેવા લાગ્યા કે, જ્યારે તને હું યાદ કરૂં, ત્યારે તું મારી પાસે આવજે. હમણાં તું અંતર્ધાન થઇને મારી આજ્ઞાથી સર્વ ઠેકાણે ફર. એ રીતે તેને કહીને રામચન્દ્ર પોતાના ભાઇ અને મંત્રિઓ સહિત નગરનાં સર્વ કાર્ય યથાન્યાય કરવા લાગ્યા. એ રીતે લોકના નાથ લક્ષ્મીપતિ રામ પૃથ્વીનું પાલન કરવા લાગ્યા. ત્યારથી પૃથ્વી સર્વ ધાન્યથી પૂર્ણ થવા લાગી અને વૃક્ષો અતિ ફળવા લાગ્યાં. વળી સર્વ લોકો ધર્મને વિષે પરાયણ થઇ વર્તવા લાગ્યા, સ્ત્રિયો પતિભક્તિને વિષે તત્પર થઈ વર્તવા લાગી, તેમ શ્રીરામના રાજ્યને વિષે કોઇના પુત્રનું મરણ થતું પણ જોવામાં આવતું નહીં. તે પછી કોઇ દિવસે સીતા સહિત શ્રી રામ પોતાના ભાઇને અને વાનરોને સાથે લઈ પુષ્પક વિમાનને વિષે બેસી સઘળી પૃથ્વીમાં ફરવા લાગ્યા તથા પૃથ્વીને વિષે મનુષ્યોથી થાય નહિ એવાં ઘણાં અદ્દ્ભુત કાર્યોને કરવા લાગ્યા. એક દિવસે અકાલ મરણ પામેલા એક બ્રાહ્મણના બાળકને જોઇ, તે બાળકનો પિતા બ્રાહ્મણ અતિ શોક કરતો હતો, તેને જોઇને મહામતિ રામે તેનું કારણ જાણીને વનમાં એક શૂદ્ર તપ કરતો હતો, તેને હણીને સ્વર્ગે મોકલ્યો અને બ્રાહ્મણના બાળકને જીવાડી લોકોને ઉપદેશ કરવા સારૂ પરમાત્મા રામે સર્વ સ્થળે કરોડો શિવલિંગોની સ્થાપના કરી, સર્વ પ્રકારના અમાનુષિ વૈભવોથી અર્થાત્ દિવ્ય ભોગોથી સીતાને રમણ કરાવવા લાગ્યા. એ રીતે પરમ ધર્મને જાણનાર રામ ધર્મથી રાજ્ય કરવા લાગ્યા. રામે સર્વ લોકના પાપને નાશ કરનારી પોતાની કીર્તિ કથા સારી રીતે કરી છે. એ રીતે માયાએ કરી મનુષ્યના શરીરને ધારણ કરનારા તથા જેના ચરણને લોકો વંદન કરે છે એવા એક પત્ની વ્રતવાળા પવિત્ર

રાજર્ષિ રામે લોકોને શિખવવા સારૂ ગૃહસ્થાશ્રમ ધર્મનું આચરણ કરતાં ન્યાયથી દશ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યું. પ્રેમથી, અનુવૃત્તિથી, વિનયથી, ઈંદ્રિય નિગ્રહથી, ભયથી અને લજ્જાથી અભિપ્રાયને જાણનારાં સીતા પોતાના પતિ શ્રી રામના મનને હરવા લાગ્યાં. એક દિવસે સર્વ પ્રકારનાં ભોગ સાધનો જેની અંદર રહ્યાં છે એવી ક્રીડા કરવાની ફૂલવાડીની અંદર દિવ્ય મંદિરને વિષે એકાંતમાં સુખાસનપર બેઠેલા, નીલ મણિ સરખી જેની કાંતિ છે એવા, દિવ્ય આભૂષણોથી શોભાયમાન, પ્રસન્ન મુખવાળા તથા વિજળી જેવાં પીળાં જેનાં વસ્ત્ર છે એવા શાંત શ્રી રામને, સર્વ ભૂષણોથી શોભાયમાન એવાં, કમળ પત્ર સરખાં જેનાં નેત્ર છે એવાં સીતા તેના ચરણકમળને ચાંપતાં ચાંપતાં નિચે પ્રમાણે કહેવા લાગ્યાં.

સીતા કહે છે–હે ચિદાનંદ, આદિ, મધ્ય અને અંત રહિત આ શેષ જગતના કારણ રૂપ, જગતના નાથ, સનાતન દેવ, પરમાત્મન્, સર્વે દેવતાઓ એકાંતને વિષે તમારા વૈકુંઠમાં આવવા સારૂ એકાંતને વિષે મારી પાસે આવી પ્રાર્થના કરતા હતા કે હે દેવિ, જગતના માતા તથા ચિત્શકિત રૂપ એવાં તમે તથા કમળ લોચન શ્રી રામ પોતાના સનાતન ધામ વૈકુંઠને અને અમને છોડીને અહીં પૃથ્વીને વિષે રહ્યા છે. માટે તમે આગળથી વૈકુંઠમાં આવો એટલે તે શ્રી રામ પોતે વૈકુંઠમાં આવશે અને અમને સનાથ કરશે. એ રીતે તે દેવતાઓએ મારી વિજ્ઞપ્તિ કરી હતી, તેથી હું તમને વિજ્ઞપ્તિ કરૂં છું માટે હે નાથ, જે તમને યોગ્ય ભાસે તે કરો. હે પ્રભુ, હું આપને આજ્ઞા કરતી નથી. એવાં સીતાનાં વચન સાંભળીને શ્રી રામ ક્ષણ એક વિચાર કરી નિચે પ્રમાણે કહેવા લાગ્યા. હે દેવિ, તે સઘળો ઉપાય મારા જાણવામાં છે. તે કહું છું તે સાંભળો. હે દેવિ, તમારે વિષે લોકાપવાદ રૂપ મિષ કરીને બીજા સાધારણ મનુષ્યની પેઠે તમારો ત્યાગ કરી તમને વનમાં મોકલાવીશ. તે પછી ત્યાં વાલ્મીકિના આશ્રમને વિષે, આ જે ગર્ભ હમણાં જણાય છે,.તે બે પુત્ર ત્યાં ઉત્પન્ન થાશે; ત્યાર બાદ તમે પાછાં મારી પાસે આવશો. લોકોને વિશ્વાસ થવા સારૂ અર્થાત્ નિર્દોષ છું એવી પ્રતીતિ કરવા સારૂ આદરથી શપથ લઇને અર્થાત્ સમ

ખાઈને તરત પૃથ્વીના છિદ્રથી તમે વૈકુંઠમાં જાશો, એટલે હું પણ પાછળથી સ્વર્ગમાં આવીશ, એવો મારો નિશ્ચય છે, એમ કહીને એક જ્ઞાન સ્વરૂપ જેનું લક્ષણ છે એવા રામે સીતાને રાજમંદિરમાં મોકલાવ્યાં. ત્યાર પછી સલાહ તત્વને જાણનારા મંત્રિઓ અને સેનાપતિઓ વિગેરેથી વીટાએલા રામને હાસ્યની વાર્તાઓમાં પ્રૌઢ અને કથાઓમાં કુશલ એવા લોકો હસવા લાગ્યા. તે પછી કથાનો પ્રસંગ નિકળતાં રામે વિજય નામના ચારને પૂછયું કે, હે વિજય, શેહેરનાં માણસો કે દેશનાં મનુષ્યો કોઇ પણ સીતાને વિષે, મારી માતાને વિષે, મારા ભાઇઓને વિષે અથવા કૈકેયીને માટે સારૂ વા નરતું કહે છે? તું સાચું કહે. નહિ તો તને મારા સમ છે. એ રીતે જ્યારે રામે પૂછયું ત્યારે તે વિજયે કહ્યું કે, હે દેવ, વિદિત તત્વ એવા શ્રીરામે રાવણને હણ્યો એ મોટું દુષ્કર કાર્ય કર્યું, પરંતુ મનુષ્ય વગરના વનને વિષે દુરાત્મા રાવણ જેને હરી ગયો હતો એવી સીતાને પાછી ઘરમાં ઘાલી એ બહુ બુરૂં કર્યું, એમ સર્વે લોકો કહે છે. હે નાથ, લોકાપવાદ એવો સંભળાય છે કે રામે રાવણને હણ્યો, પરંતુ સીતા વિષેના ક્રોધને દબાવી તે સીતાને પાછી ઘરમાં લાવ્યા, ત્યારે આપણી સ્ત્રિયોનું દુષ્ટ કર્મ પણ આપણે સહન કરવું જોઇએ. કેમકે જેવો રાજા હોય તેવી પ્રજા જરૂર થવી જોઇએ. એવાં વિજયનાં વચન સાંભળીને રામે પોતાના સંબંધિઓને પૂછયું ત્યારે તેઓએ પણ રામને નમસ્કાર કરીને તેમજ કહ્યું કે હે રામ, એમ કહે છે એમાં સંશય નથી. ત્યાર પછી રામે વિજયને, પોતાના મંત્રિઓને અને સ્નેહિઓને વિદાય આપી લક્ષ્મણને બોલાવી આવું વચન કહ્યું. હે લક્ષ્મણ, સીતાને લાવવાથી મારો મોટો લોકાપવાદ થાય છે, માટે કાલ સવારે સીતાને રથમાં બેસારીને વાલ્મીકિના આશ્રમની સમીપે મૂકી તમે તત્કાળ પાછા અહીં આવો. આ મારી આજ્ઞાને વિષે જો તમે કાંઇ વિપરીત ઉત્તર આપો તો તમને મને હણવાનું પાપ છે એ રીતે કહ્યું. ત્યારે બીકથી લક્ષ્મણ સવારમાં ઉઠી, સુમંત્રની પાસે રથ જોડાવી, તેમાં જાનકીને બેસાડીને એકદમ વનમાં ગયા. ત્યાં જઇ વાલ્મીકિના આશ્રમ પાસે સીતાને મૂકીને લક્ષ્મણે સીતાને

કહ્યું કે હે દેવિ, લોકાપવાદની બીકથી રામે તમને વનને વિષે મોકલાવ્યાં છે. હે માત, આમાં મારો કાંઈ પણ દોષ નથી, માટે મુનિના આશ્રમને વિષે જાઓ. એમ કહી લક્ષ્મણ તરત શ્રીરામની સમીપ ગયા. સીતા અતિ દુઃખથી તાપ પામી, અતિ અજ્ઞની પેઠે વિલાપ કરવા લાગ્યાં. તે વાત શિષ્યોની પાસેથી સાંભળીને દિવ્ય ચક્ષુ વાલ્મીકિએ તેને સીતા જાણ્યાં ત્યારે તે જાનકીના અર્ઘ વિગેરેથી પૂજા કરી. તેને આશ્વાસના આપી. તેના એ રીતનાં સર્વ ભવિષ્યને જાણીને તે સીતા મુનિપત્નિઓને સોંપી કહ્યું કે, આની તમારે રક્ષા કરવી, એમ કહી ઋષિ પત્નિઓને ભળામણ કરી. પછી તે સ્ત્રીઓ તે સીતાને પરમાત્માની રૂડી લક્ષ્મી છે એમ જાણી, પ્રતિ દિવસ ભક્તિથી સીતાનો સત્કાર કરવા લાગી, અને મુનિના કહેવાથી આદર પૂર્વક તેનરો કરી તે સીતાની સદા સેવા કરવા લાગી, સીતા રહિત વિજ્ઞાન યુક્ત દૃષ્ટિવાળાં, કેવળ અર્થાત અદ્વિતીય સ્વરૂપ, આદિ દેવ પરમાત્મા કે જેનાં ચરણનું મુનિઓ સેવન કરે છે તથા જે મુનિના ચરણનું સેવન કરે છે એવા રામ પોતે મુનિનાં સરખાં વ્રતને ધારણ કરીને વિરક્ત રહ્યા.

रामोपि सीतारहितः परात्मा विज्ञानदृक्केवल आदिदेवः ।
संत्यज्य भोगानखिलान्विरक्तो मुनिव्रतोऽभुन्मुनिसेवितांघ्रिः ॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો ચોથો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૫ મો.

### श्रीमहादेव उवाच.

ततो जगन्मंगलमंगलात्मना विधाय रामायणकीर्त्तिमुत्तमां ।
चचारपूर्वाचरितंरघूत्तमो राजार्षिवर्यैरभिसेवितं यथा ॥

શ્રી મહાદેવ કહે છે–રઘુકુળને વિષે ઉત્તમ એવા રામ, જગતના સર્વ આનંદના પરમ આનંદરૂપ અર્થાત્ પોતાના બ્રહ્માનંદ

સ્વરૂપે કરી સર્વ જગતનાં પરમ કલ્યાણ જેનાથી થાય છે એવી પોતાની મૂર્ત્તિએ કરી, રામાયણને પ્રવર્ત્તાવનારી અર્થાત્ વાલ્મીકિ આદિએ કરેલી નાના પ્રકારની રામાયણરૂપ રાવણના વધ વિગેરેથી થયેલી કીર્ત્તિનો વિસ્તાર કરીને રહેલા એટલે સીતાના પરિત્યાગ કર્યા પછી, પોતે, પોતાના પૂર્વજોએ અને બીજા રાજર્ષિઓએ આચરણ કરેલું એવા પ્રજાનું પાલન અને સત્કથાનું શ્રવણ વિગેરે કર્મોને કરવા લાગ્યા. ત્યારપછી ઉદાર બુધ્ધિવાળા લક્ષ્મણે રામને પૂછ્યું ત્યારે ધર્મ, અધર્મનો નિશ્ચય કરનારી પુરાતન કથાઓ કહી તથા પોતાના ગાયના ટોળામાં મળેલી અયાચિ બ્રાહ્મણની ગાયને પ્રમાદથી બીજા બ્રાહ્મણને આપી તેથી બ્રાહ્મણના શાપે કરી નૃગ રાજાને કાકીડાનો જન્મ થયો, તે વિગેરે કથાઓ રામે લક્ષ્મણને કહી. વળી તેવાં આખ્યાનથી એવું સૂચવ્યું કે અજાણ્યાં પણ જો બ્રાહ્મણનું દ્રવ્ય લેવાય તો આ પરમ ધાર્મિક એવા નૃગ રાજાના જેવી દશા થાય છે, માટે બ્રહ્મસ્વથી દૂર રહેવું, એ રાજાઓનો ધર્મ છે. એક દિવસે એકાંતને વિષે બેઠેલા અને લક્ષ્મીએ જેના ચરણકમળનું સેવન કર્યું છે એવા સમર્થ શ્રી રામની પાસે આવીને, આ શ્રી રામ મારા ગુરૂ છે એવી ભકિતએ કરી શુધ્ધ અંતઃકરણવાળા વિનયયુકત લક્ષ્મણ, રામને પ્રણામ કરી આવું કહેવા લાગ્યા—હે મહામતિ, તમે શુધ્ધ બોધ રૂપ છો અર્થાત્ અવચ્છિન્ન ચૈતન્ય રૂપ છો, સર્વ જીવોના આત્મા છો અને અંતર્યામીપણાથી નિયંતા છો, તમે શરીર અને આકારથી રહિત છો, માટે તમારાં ચરણ કમળને વિષે ભમરાની પેઠે જેનાં ચિત્ત લાગી રહ્યા છે એવા જ્ઞાન યુક્ત દૃષ્ટિવાળાઓને તમે પોતે જણાઓ છો. હે પ્રભુ, યોગિઓએ સંસારથી મુકત થવાને ભાવના કરેલાં એવાં તમારાં ચરણ કમળને હું પ્રાપ્ત થયો છું, માટે જે રીતે અપાર એવા સંસાર સાગરને વગર પ્રયત્ને હું સુખે તરી જાઉં, તેવી રીતે મને ઉપદેશ કરો.

એવાં લક્ષ્મણનાં સઘળા વચન સાંભળીને શરણે આવેલાની સંસાર પીડાને હરનાર, તથા જેની બુદ્ધિ ભકતોના અનુગ્રહને વિષે

તત્પર છે એવા રાજાઓને વિષે ભૂષણ રૂપ શ્રીરામ, અજ્ઞાન રૂપ તમની શાંતિને માટે શ્રુતિઓએ જણાવેલા આત્મ તત્વજ્ઞાનને કહેવા લાગ્યા–હે લક્ષ્મણ, પેહેલાં પોતાના વર્ણાશ્રમને વિષે શાસ્ત્રે કહેલી નિત્ય નૈમિત્તિક યજ્ઞ, દાન વિગેરે ક્રિયાને કરતાં અંતઃકરણની શુદ્ધિ પૂર્વક શમ, દમ વિગેરે સાધન સંપત્તિ સિદ્ધ થયા પછી, તે કર્મ કરવાની સમાપ્તિ કરવી. આથી કર્મનું બહિરંગપણું અને શમ દમાદિકનું અંતરંગપણું સ્પષ્ટ જણાવ્યું. વળી એમ સૂચવ્યું કે શમ, દમ અને વૈરાગ્ય દૃઢ થાય ત્યાં સુધી કર્માદિક કરવાં, પરંતુ તે થયા પછી કર્માદિકને સમાપ્ત કરવાં, તે પછી આત્મજ્ઞાનની પ્રાપ્તિને અર્થે સદ્ગુરૂ અર્થાત્ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવા શ્રેષ્ઠ ગુરૂનો આશ્રય કરવો. સારાંશ ગુરૂ સમીપે જઈ તેનું સેવન કરવું. "આથી એવું સૂચવ્યું કે પોતાની મેળે વ્યુત્પત્તિના બળથી કદિ પોતે વાક્યાર્થનો વિચાર કરે તો તે ફળદાયક થતો નથી, વળી સંસાર ફરતા પઇડાની પેઠે પરિવર્ત્તન કરનાર છે, તેવા સંસારની નિવૃત્તિ કરવાને માટે તે સંસારના આદિ કારણ રૂપ અજ્ઞાનની નિવૃત્તિ માત્ર એક તત્વજ્ઞાનથી થઈ શકે છે, તેમજ ફકત વેદાંત વિચારથી થાય છે, માટે તે તત્વજ્ઞાન થવાને ગુરૂનો આશ્રય કરવો, એમ દર્શાવીને હવે સંસાર પઇડાની પેઠે ફરે છે તે ઉત્પાદન કરે છે. પૂર્વ જન્મને વિષે ઉપાર્જન કરેલી ક્રિયા અર્થાત્ કર્મ આ શરીરની ઉત્પત્તિના કારણ રૂપ છે. વળી તે જન્મને વિષે રાગવાળાને એટલે અતિ વિષના અભિલાષવાળાને ધર્મ અને અધર્મ પ્રિય અપ્રિય થાય છે. અર્થાત્ સુખ દુઃખને ઉત્પન્ન કરનારાં થાય છે. કોઇને અધર્મને વિષેજ મુખત્વ બુદ્ધિથી પ્રવૃત્તિ થાય છે અને કોઈની ધર્મને વિષે પ્રવૃત્તિ થાય છે. એ રીતે તે તે શરીરને વિષે ઉત્પન્ન કરેલાં કર્મથી શરીર અને શરીર પછી પાછી ક્રીયા અર્થાત્ કર્મ થાય છે, એમ ચક્રની પેઠે વારંવાર સંસાર ફર્યા કરે છે. વળી જેમ પઇડું ફરતું હોય ત્યારે તેની નીચેનો ભાગ ઉપર દેખાય અને ઉપરનો ભાગ નીચે દેખાય છે, તેમ જન્મ અને કર્મ એ બે જન્ય જનક ભાવે કરી પરિવર્ત્તન થયા કરે છે. આ સંસારનું અજ્ઞાનજ મૂળ

કારણ છે, માટે તે સંસારની નિવૃત્તિ કરવામાં અજ્ઞાનનો નાશ મુખ્ય કરવો જોઇએ, ત્યાં કોઇ એમ આશંકા કરે કે કર્મજ તેનો નાશ કરનારૂં છે, ત્યાં આ સમાધાન છે કે તે અજ્ઞાનનો નાશ કરવાને વિષે માત્ર જ્ઞાનજ સમર્થ છે, પરંતુ કર્મ સમર્થ નથી. કેમકે તે કર્મ આત્મસ્વરૂપના અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા દેહાદિના અભિમાનથી ઉત્પન્ન થયેલું છે, માટે તે અજ્ઞાનનો નાશ કરી શકતું નથી. એ કારણ માટે કર્મ અવિરોધિ છે, તેથી તે કર્મે કરી અજ્ઞાનનો અને રાગનો નાશ થતો નથી. કેમકે કર્મના અનુષ્ઠાનથી પાછું નાશાત્મક ફળવાળું સદોષ કર્મ ઉત્પન્ન થાય છે, તે કર્મથી પાછો સંસાર એટલે જન્મ મરણ થયા કરે છે. ત્યાં કોઇ આશંકા કરે કે જ્યારે જન્મ મરણ વારંવાર થયા કરે ત્યારે મુક્તિની આશા અતિ દુર્લભ ગણાય, તેનું આજ સમાધાન કે સંસૃતિ વારંવાર ન થવાને માટેજ વિવેકી પુરૂષે વેદાંત વાક્યોનો વિચાર કરવો. વળી જે રીતે વેદ વિદ્યાને પુરૂષાર્થના સાધાન રૂપ કહેલી છે, તેમ ક્રિયા પણ મનુષ્યોને અવશ્ય કર્તવ્ય પણાથી વેદે પ્રેરણા કરેલી છે, માટે નિત્ય નૈમિત્તિક રૂપ તે ક્રિયાને ન કરવાથી પ્રત્યવાય થાય છે પણ જ્ઞાનની ઉત્પત્તિ થાતી નથી, માટે તે ક્રિયા વિદ્યાને સહાય કરે છે. વળી જેવી રીતે ઘટને ઉત્પન્ન કરવાને વિષે દંડ ચક્ર વિગેરેનો પરસ્પર સહાય છે, તેમ ક્રિયાને જ્ઞાનનો સહાય છે. વળી કર્મ ન કરવાથી શ્રુતિ દોષ દર્શાવે છે તેથી મુમુક્ષુ પુરૂષે સદા કર્મ કરવું. ત્યાં સિદ્ધાંતી શંકા કરે છે કે મોક્ષને સંપાદન કરનારી વિદ્યા સ્વતંત્ર છે, માટે સહાય વિના પોતાનું કાર્ય કરવામાં પોતે સમર્થ છે. જેમ તેજ અંધારાને નિવૃત્ત કરવાને વિષે સમર્થ છે, તેમાં કોઇ બીજી વસ્તુની જેમ અપેક્ષા રહેતી નથી, તેમ વિદ્યાને અર્થાત્ જ્ઞાન તથા મોક્ષફળને આપવામાં બીજા સહાયનું જરૂર નથી. ત્યાં સમુચ્ચયવાદી એવો પરિહાર કરે છે કે તમારા કહેવા પ્રમાણે નથી, કેમકે સત્ય કાર્ય એટલે ચાતુર્માસ્યના યાગ કરનારને અક્ષય સુખ મળે છે, ઇત્યાદિ વેદે બોધિત એવો યજ્ઞ પણ જેમ બીજાં ઉપકારક એવાં પ્રયાજ આદિ અંગની અને દેશકાળ વિગેરેની અપેક્ષા રાખે છે, તેમ વિદ્યા અર્થાત્ જ્ઞાનથી પણ યાવજ્જીવિત અ-

ગ્નિ હોત્રનો હોમ કરવો ઇત્યાદિ વિધિવાક્યથી અને તેના સમૂહે કરી પ્રકાશિત એવા કર્મની સાથેજ મુક્તિને માટે વિશેષ ગણાય છે. આ સર્વેનો અનુવાદ કરીને સિદ્ધાંતી દૂષણ દર્શાવે છે. કેટલાએક વિતર્કવાદિઓ જ્ઞાન અને કર્મને સમુચ્ચયથી મુક્તિનાં સાધનરૂપ કહે છે, તે પણ અસત્ છે. વળી કેવળ કર્મ તથા જ્ઞાન મિશ્રિત કર્મ પણ મોક્ષનાં સાધનરૂપ છે, એ અસત્ય છે, કેમકે સર્વ લોકોને પ્રત્યક્ષ જ્ઞાન કર્મનું વિરોધિ દેખાય છે, કારણ કે તે કર્મનો વિરોધ આજ કર્મદેહના અભિમાનથી થાય છે એટલે અનાત્મ એવા દેહાદિને વિષે આત્મત્વના અભિમાનથી કર્મની વૃદ્ધિ થાય છે અને વિદ્યા અર્થાત્ જ્ઞાન અહંકાર વગરના પુરૂષને થાય છે. એ રીતે અહંકાર મૂલક કર્મ અને સત્તા મૂલક જ્ઞાન, એ બંનેનો સમુચ્ચય અતિ વિરૂધ્ધ છે. હવે પૂર્વ પક્ષિએ કહેલા અનુમાનને દૂષણ આપી વિદ્યાના સ્વરૂપને નિશ્ચે કહું છું. વિશુધ્ધ વિજ્ઞાનરૂપ એવાં વેદાંત વાક્યોના વિચારયુક્ત એવી જે છેવટની આત્મવૃત્તિ અર્થાત્ બ્રહ્માકાર એવી અંતઃકરણની વૃત્તિ તેને વિદ્વાન્ લોકો વિદ્યા એમ કહે છે. વળી સમુચ્ચયના વારણને માટે વિદ્યા ક્રિયાને અર્થાત્ જ્ઞાન કર્મના વૈષમ્યને દર્શાવું છું. યજ્ઞાદિ સમગ્ર કર્તવ્ય કર્મ વિગેરે અંગોની સાથે ઉદય પામે છે, અર્થાત્ ફળોન્મુખ થાય છે અને જ્ઞાન તો સર્વ કારકાદિકને હણે છે. કર્માદિને વિષે રહેલી અહંકારયુક્ત અર્થાત્ હું કર્ત્તા છું એવી બુદ્ધિને મટાડે છે માટે સર્વ વ્યાપારનો પરિત્યાગ કરી બ્રહ્મને વિષે સમાપ્તિ તેજ વિદ્યા કહેવાય છે. હવે ઉપસંહાર કરતી વખતે મુમુક્ષુની વૃત્તિના પ્રકારને દર્શાવું છું. વિદ્યાને કર્મની સાથે વિરોધ છે, તેણે કરી સમુચ્ચય થવો સંભવિત નથી, માટે મુમુક્ષુ પુરૂષે સમગ્ર કામ્ય કર્મનો ત્યાગ કરવો, માત્ર નિત્ય નૈમિત્તિક કર્મ જ્યાં સુધી ચિત્તની શુદ્ધિ થાય ત્યાં સુધી કરવાં અર્થાત્ બ્રહ્મને વિષે ચિત્ત સ્થિર થયાં પર્યંત કરવાં; તે પછી સર્વ ઈંદ્રિયોના વિષયોથી નિવૃત્ત થએલા તે, સચ્ચિદાનંદ સ્વરૂપ આત્માનું અનુસંધાન એજ જેને પરમ પ્રાપ્ય છે એવો થઇને રહે. વળી જ્યાં સુધી માયાએ કરી અનાત્મ એવાં શરીરાદિને વિષે આત્મ બુદ્ધિ અર્થાત્ હું કર્તા છું એવી બુદ્ધિ

રહે છે, ત્યાં સુધી વિધિવાદ કર્મને વશ થઇને કર્મના કર્ત્તા થાય છે, પરંતુ તે બુદ્ધિનો ત્યાગ થયા પછી આ સર્વ જગતનો "ન ઇતિ" એવાં વાક્યોએ કરી નિષેધ કરી અર્થાત્ મિથ્યા જાણી, તે સઘળા જગતથી વિલક્ષણ એવા સત્ય પરમાત્મ સ્વરૂપને જાણ્યા પછી સર્વ ક્રિયાનો ત્યાગ થાય છે. વળી જ્યારે આત્મવિજ્ઞાન થાય છે ત્યારે અવિદ્યા અવશ્ય નિવૃત્ત થાય છે, તે નિચે પ્રમાણે કહું છું. જ્યારે જીવાત્મા પરમાત્માના ભેદને મટાડનારૂં પ્રકાશશીલ એવું વિજ્ઞાન, એટલે બીજી વૃત્તિઓના ઉપમર્દન પૂર્વક બ્રહ્માકાર અખંડ વૃત્તિ ભાસે છે, ત્યારે બીજા જન્મને કરાવનારાં કર્મો સહિત માયા અર્થાત્ તે તે જીવોની ઉપાધિ ભૂત અવિદ્યા કે જે આત્મસંસૃતિના કારણ રૂપ છે, તે એકદમ્ અનાયાસે નષ્ટ થાય છે. એવી રીતે જ્યારે કારણનો લય થયો ત્યારે કાર્ય રૂપ જન્મ મરણાદિકનો પણ લય થાય છે. એ કહેલા અર્થને દૃઢ કરવા સારૂ તેનેજ નિરૂપણ કરે છે. શ્રુતિઓનાં પ્રમાણ રૂપ તત્વમસિ આદિ મહા વાક્યોએ કરી નાશ પામેલી તે અવિદ્યા શું કોઇ પ્રકારથી પણ સંસારાદિક કાર્યને ઉત્પન્ન કરનારી થશે? સર્વથા નહિજ થાય. કેમકે અસત્‌ને કાર્ય કરવાપણાનો અસંભવ છે, માટે પાછી તેની ઉત્પત્તિ થાતી નથી. વળી નિર્મળ અદ્વિતીય. એવા આત્મ વિષયક વિજ્ઞાનથી નાશ પામેલી તે અવિદ્યા પાછી ઉત્પન્ન થતી નથી. જેમ રજ્જુના અજ્ઞાન મૂલક એવા સર્પની રજ્જુના જ્ઞાનની નિવૃત્તિ થયા પછી પાછી તે થાતી નથી, તેમ અવિદ્યાની નિવૃત્તિ થયા પછી જન્માદિક થાતાં નથી. વળી જ્યારે તે અવિદ્યા તત્વ જ્ઞાનથી નષ્ટ થયા પછી પાછી ફરીથી તે ઉત્પન્ન થાતી નથી, ત્યારે કારણના અભાવથી અહંમતિ પણ ક્યાંથી થાય? અર્થાત્ કોઇ પણ પ્રકારે થાય નહિ, તેમજ તે અહંબુધ્ધના અભાવથી તે સમયે કર્મનો પણ અભાવ થાય, તે કારણ માટે કેવળ વિદ્યા મોક્ષનેમાટે બીજા કોઇની અપેક્ષા રાખતી નથી, માટે માત્ર જ્ઞાનજ મુક્તિને વાસ્તે સ્વતંત્ર પ્રકાશિત છે. વળી તે જ્ઞાનની મુખ્યતા દર્શાવવાને માટે તૈત્તિરીય શ્રુતિએ પ્રશસ્ત એવાં સમગ્ર કર્મોનો આદરપૂર્વક સ્પષ્ટ ત્યાગ કહ્યો છે. પરંતુ જ્ઞાન કર્મસમુચ્ચયને સાથેજ સ્વીકારેલો નથી.

એ રીતનાં વાકયોથી જ્ઞાનને મોક્ષના મુખ્ય સાધનરૂપ માનેલું છે, પરંતુ કર્મને કહ્યું નથી. હવે અહંકારના ત્યાગરૂપ કારણના વિષમપણાથી કર્મના અને જ્ઞાનના વિષમપણાને કહી તેના ફળનું વિષયપણું બતાવું છું.

સિદ્ધાંતી કહે છે–હે સમુચ્ચયવાદિ, અગ્નિષ્ટોમાદિ ક્રતુને તેં જ્ઞાનસમ પ્રદર્શિત કર્યાં, પરંતુ તે તારૂં દૃષ્ટાંત યોગ્ય નથી, કદિ તું કહીશ કે વિદ્યા અર્થાત્ જ્ઞાન અને કર્મ એ બંને તુલ્ય છે, કેમકે પરિણામમાં એક ફળ છે. "જેમ ઘટને માટે ચક્ર દંડાદિક છે તેમ" એ અનુમાન પ્રમાણે મોક્ષરૂપ એક ફળને માટે જ્ઞાન અને કર્મ સરખાં છે, પણ તેમ નથી, કારણ અહંમમતાના અભિમાનરૂપ એવા આંતર અને બાહ્ય દેશકાળાદિ નિયમોએ કરી ક્રતુના ફળોનું નોખાપણું છે, અને જ્ઞાન તો એથી ભિન્નજ છે, માટે તે બંનેનું સમાનપણું નથી. વળી કર્મ ન કરવાથી પાપ લાગે છે એવી બીકથી કર્મ કરવું, પરંતુ કર્મના ત્યાગથી હું પ્રત્યવાયવાળો થઇશ એવી અનાત્મ ધર્મની બુદ્ધિ અજ્ઞાનિને થાય છે, પણ તેવી બુદ્ધિ તત્વવેત્તાને થતી નથી. કેમકે તેને અહંકાર યુક્ત બુદ્ધિ હોતી નથી, તે કારણ માટે ક્રિયાફળને વિષે જેનાં ચિત્ત આસક્ત થયાં છે એવાઓને અવશ્ય કર્ત્તવ્યના વિધિએ જણાવેલાં કર્મ પણ તત્વવેત્તાઓએ ત્યાગ કરવા યોગ્ય છે. જ્ઞાની પોતે કર્મનો ત્યાગ કરતો નથી પરંતુ અહંકારના ત્યાગથી કર્મો પોતાની મેળે ત્યાગ કરે છે, આ નિચેનાં વાકય પ્રમાણે થાય છેઃ–"कर्मभिस्त्यज्यते योगी" જેમ જ્ઞાનીને કર્મ પોતે તજી આપે છે. હવે વિરકતના કાર્યને દર્શાવું છું શ્રધ્ધાયુક્ત, જીજ્ઞાસુ તથા નિષ્કામ કર્મ કરવાથી જેનું અંતઃકરણ શુધ્ધ થયું છે, તેવો પુરૂષ, ગુરૂના પ્રસાદથી મળેલા તત્વમસિ ઇત્યાદિ વાકયોએ કરી સાંભળેલા જીવાત્મા પરમાત્માના એક પણાને જાણી તથા મનને નિદિધ્યાસના પરિપાકથી તેનો સાક્ષાત્કાર કરી, વિષયના અભિલાષથી જેનું અંતઃકરણ ક્ષોભ પામ્યું નથી એવો મેરૂ સરખો કંપ રહિત પોતે પરમ સુખી થાય છે અર્થાત્ સકળ દુઃખોથી રહિત થાય છે. હવે પદાર્થના બોધ પૂર્વક મહા વાકયનું વિવરણ કરૂં છું. ભ્રમ

અને પ્રમાદ રહિત વાકયના અર્થનું જ્ઞાન થવાને વિષે પેહેલાં પદના અર્થનું જ્ઞાન થવું એ મુખ્ય કારણ છે, માટે તે મહા વાકયનાં 'તત્,' 'ત્વં'' અને 'અસિ' એવાં ત્રણ પદ છે, તેમાં તત્પદાર્થ સર્વજ્ઞપણાં વિગરે ગુણયુકત પરમાત્મા છે અને ત્વં પદાર્થ જીવ છે, અને અસિ પદ આ બંનેનું ઐકય બોધક છે. આ ઠેકાણે કોઈ એવી આશંકા કરે કે સર્વજ્ઞત્વાદિ ગુણ યુકત પરમાત્માનું અલ્પજ્ઞ ધર્મવાળા જીવની સાથે એક સ્વરૂપ પણું અત્યંત વિરૂધ્ધ છે, તે વિષે કહું છુ. અહં બુધ્ધિએ કરી વેદ્ય પણું પ્રત્યક્‌ત્વ એ જીવ ધર્મ છે અને પરોક્ષપણું એ ઇશધર્મ છે. ઈત્યાદિ ધર્મો કરેલા જીવાત્મા પરમાત્માના વિરોધનો ત્યાગ કરી, યુકિતઓએ કરી સારે પ્રકારે શોધન કરેલી અને લક્ષણાએ કરી જણાવેલી એવી બંનેની ચિદાત્મતાનો સંગ્રહ કરીને અર્થાત્ ત્વં પદને વિષે ઉપસ્થિત વિષય કરીને અર્થાત્ પોતાના આત્મસ્વરૂપને જાણી પોતે ચિત્સ્વરૂપને પ્રાપ્ત પેહેલાંથી છે, તો પણ 'વિસ્મૃત કંઠમણિ' ન્યાયથી તે નિત્ય પ્રાપ્તને પાછો પ્રાપ્ત થાય. તેમજ તત્ અને ત્વં પદાર્થના વાચ્ય અને લક્ષ્ય એવા બે પ્રકારના અર્થ છે, તેમાં તત્પદનો માયોપાધિ સર્વજ્ઞત્વાદિ વિશિષ્ટ એવો વાચ્ય અર્થ છે, અને ત્વં પદનો અલ્પજ્ઞત્વાદિ વિશિષ્ટ અને માયાના કાર્યરૂપ અવિદ્યાવાળી અંતઃકરણોપાધિ વાચ્ય જીવ અર્થ છે. એ રીતે બંને વિશેષણના અંશના ત્યાગથી શુધ્ધ એવો ચિદાત્મા લક્ષ્ય છે અને વાચ્યના વિરૂધ્ધ ધર્મ છે, તેથી એકત્વના અસભવને વિષે પણ લક્ષ્યની ઐકયતા નિર્બાધ છે. પૃથ્વી આદિ પંચીકરણ કરેલા ભૂતોથી ઉત્પન્ન થયેલું, કર્મથી થયેલાં સુખ દુઃખને ભોગવવાના સ્થાનરૂપ એવું, આદિ, અંતવાળું અર્થાત્ ઉત્પત્તિ નાશવાળું, પૂર્વ ભવના કર્મથી થયેલું, આ માયાવિકારાત્મક શરીર આત્માની સ્થૂળ ઉપાધિરૂપ છે. એ સ્થૂળ શરીરથી ભિન્ન એવા સૂક્ષ્મ અર્થાત્ ચક્ષુ આદિ ઇંદ્રિયોને પ્રત્યક્ષ એવા તથા સંકલ્પ વિકલ્પાત્મક મન, નિશ્ચયાત્મક બુદ્ધિ, અને નાક, જીભ, ચક્ષુ, ત્વચા, શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, વાણી, હાથ, પગ, વાયુ અને ઉપસ્થ એ પાંચ કર્મેંદ્રિયો, પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન આદિ પંચ વાયુએ કરી યુકત,

પંચીકૃત નહિ કરેલાં એવા ભૂતોથી ઉત્પન્ન થયેલાં તથા સુખ દુઃખાદિના અનુભવના સાધન રૂપ એવા સત્તર તત્ત્વના સમુદાય રૂપ આ લિંગ શરીરને તત્વવેત્તા લોકો આત્માની સૂક્ષ્મ ઉપાધિરૂપ કહે છે. વળી સ્થૂળ શરીર, અને સૂક્ષ્મ શરીર યુક્ત હોય ત્યાં સુધી ભોગનું સાધન ગણાય છે અને એથી જુદું પડે ત્યારે મરણ થયું એમ કહેવાય છે. એ રીતે જીવની સ્થૂળ સૂક્ષ્મ બંને ઉપાધિને કહીને ઇશ્વર ઉપાધિને કહું છું. અનાદિ અર્થાત્ ઉત્પત્તિ રહિત તથા નાના પ્રકારના પરિણામે કરી નાશ યુક્ત, અનિર્વાચ્ય એટલે સત્વ અસત્વે કરી ન કહી શકાય તેવી, સકલ જગતની કારણ રૂપ એવી માયા તે બ્રહ્મનું ઉત્કૃષ્ટ પ્રધાન શરીર છે. એવી રીતે ઉપાધિના ભેદથી એક ચૈતન્ય, જીવ અને ઇશ્વર એવી ભેદ બુદ્ધિનો વિષયરૂપ છે અને એક છતાં નોખે નોખે સ્થલે રહ્યું છે, તેને લક્ષણાથી એટલે ઉપાધિના પરિત્યાગથી પોતાના આત્મ સ્વરૂપને પોતાને વિષે શ્રવણ, મનન અને નિદિધ્યાસ આદિ ક્રમે કરી એક અભેદે કરી જાણવું. હવે વાક્યાર્થ વિચારના ફળને કહીશું છું. આ આત્મા અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય આદિ કોશને વિષે જેમ સ્ફાટિક મણિ જાસુસના ફૂલના સંગથી આરક્ત ભાસે છે તેમ તે તે કોશના સંગથી તે તે કોશ સરખા આકારવાળો જણાય છે, પરંતુ આ મહા વાક્યનો સારી રીતે વિચાર કરતાં આ આત્મા સંગ અને રૂપે કરી રહિત, અજન્મા અને અદ્વિતીય જણાય છે, માટે હું સ્થૂલ કૃશ ઇત્યાદિ પ્રતીતિ સ્ફાટિકની પેઠે તે તે કોશના સંગથી અજ્ઞાનિને થાય છે, પરંતુ તેવી પ્રતીતિ તત્વજ્ઞાનીને થતી નથી, માટે ઉપાધિથી થયેલી તે તે આકારવાળી પ્રતીતિ મટાડવી એજ વાક્યાર્થના વિચારનું ફળ છે. હવે જાગ્રત આદિ અવસ્થા પણ બુદ્ધિના ધર્મ છે, આત્માના ધર્મ નથી તે દર્શાવું છું. આ આત્માને વિષે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એવા ભેદથી ત્રણ વૃત્તિ જે દેખાય છે તે પણ સત્વ, રજ અને તમ આદિ ત્રિગુણાત્મક બુદ્ધિના ધર્મ છે, કેમકે તે ત્રણે અવસ્થાનું મૂલ બુદ્ધિ છે, માટે એ ત્રણ અવસ્થાનો આ આત્માને વિષે અધ્યાસ નિબંધન

વાસ્તવિક નથી. વળી તે ત્રણ અવસ્થાનું અન્યોન્યના વ્યભિચારથી માન પણ મિથ્યા છે, કેમકે સ્વપ્નાવસ્થા સમયે જાગ્રત સુષુપ્તિનો અભાવ હોય છે, જાગ્રત અવસ્થાને વિષે સ્વપ્ન સુષુપ્તિનો અભાવ છે તથા સુષુપ્તિને વિષે જાગ્રત સ્વપ્નનો અભાવ છે, માટે તે અવસ્થાઓનો અન્યોન્ય વ્યભિચાર જાણવો. વળી નિત્ય અર્થાત્ ઉત્પત્તિ, નાશ, અને શૂન્ય એવા ત્રણ ગુણથી અળગા, વ્યાપક, અસંગ, આનંદરૂપ એવા અર્થાત્ સદા એક રસરૂપ બ્રહ્મને વિષે પરસ્પર વ્યભિચાર ધર્મોનું રહેવું અતિ અસંભવિત છે. દેહ, ઈંદ્રિય, પ્રાણ, મન અને ચિદાત્મા, એમના એક બીજાના અધ્યાસથી અજ્ઞપણાંને જણાવનારી રજ અને તમઃપ્રધાન એવી બુદ્ધિની વૃત્તિ જ્યાં સુધી કર્યા કરે છે, ત્યાં સુધી નિરંતર આ સંસાર (જન્મ મરણ) થયા કરે છે, માટે સર્વ પ્રકારે રજ અને તમઃ પ્રધાન એવી બુદ્ધિનો ત્યાગ કરવો. હવે મહા વાક્ય વિચારના કર્તવ્યને દર્શાવું છું. જેણે 'ન ઇતિ' એ પ્રમાણે કરીને એટલે મિથ્યાત્વે કરીને દેહ ઇંદ્રિયાદિ દૃશ્યસમૂહરૂપ સર્વ જગતને જાણ્યું છે, તથા જેણે સત્વ પ્રધાન મનથી ચૈતન્યરૂપ ધાટા અમૃતનો એટલે સર્વ દુઃખ રહિત એવા પરમ સુખરૂપ ચૈતન્ય ઘનનો સારી રીતે સ્વાદ કરેલો છે એવો પુરૂષ સર્વ દૃશ્ય શ્રાવ્ય જગતનો ત્યાગ કરે એટલે તેને વિષે, હેય ઉપાદેય બુદ્ધિ કરે નહિ, પરંતુ માત્ર ઉદાસીન બુદ્ધિ થઇને રહે, જેમ તરસ્યો મનુષ્ય નાળિયેર અથવા નારંગી વિગેરે ફળનો રસ પી લીધા પછી તે રસના મૂળ સ્થાનરૂપ ફળનો ત્યાગ કરે છે તેમ સર્વ દૃશ્ય જગતના ભારરૂપ બ્રહ્મને પ્રાપ્ત થયા પછી નિઃસાર એવા સર્વ દૃશ્ય જગતને વિષે ત્યાજ્ય અને ગ્રાહ્ય બુદ્ધિ રાખે નહિ એટલે તેને વિષે ઉદાસીન થઈને રહે. હવે સર્વના અનિત્યપણાંને દર્શાવીને માત્ર આત્માના નિત્યપણાનું નિરૂપણ કરૂં છું. કોઇ દિવસે આત્મા મરતો નથી, જન્મતો નથી, ક્ષીણ થાતો નથી, વધતો નથી એટલે જાયતે, અસ્તિ, વિપરિણમતે, વર્ધતે અને અપક્ષીયતે, એ છ વિકારથી રહિત છે. જેના સુખથી કે લાભથી સુખ કે લાભ કાંઇ પણ અધિક નથી એવો સુખાત્મક અર્થાત્ આનંદ સ્વરૂપ, સ્વપ્રકાશ, વ્યાપક અને અદ્વિતીય અર્થાત

એક સ્વરૂપ છે, એથી બીજું સર્વ અનિત્ય છે, માટે સંસારમાં વૈરાગ્ય રાખવો. ત્યાં કોઇ આશંકા કરે કે વિકાર રહિત, સુખ સ્વરૂપ, જ્ઞાનમય આત્માને વિષે દુઃખાત્મક એવો ભવ કેમ પ્રતીત થાય છે? અને જન્મ મરણાદિ પ્રવાહરૂપ સંસારનું ભાન કેમ થાય છે? તેનો ઉત્તર કહું છું તે સાંભળો. તે ભાન, દેહ અને અંતઃકરણ આદિને વિષે "આ હું અને આ મારૂં" એવા અધ્યાસના ગોગથી તે ભ્રાંતિ રૂપ પ્રતીતિ થાય છે, પરંતુ તે સર્વ, જ્ઞાન થાતાં ક્ષણ માત્રમાં લય પામે છે. એક વસ્તુને વિષે બીજી વસ્તુ ભ્રમથી ભાસે છે, તેને તત્વદર્શી લોકો અધ્યાસ એમ કહે છે; સર્પ નહિ એવી દોરીને વિષે જેમ સર્પનો આરોપ તે રજ્જુના અજ્ઞાન મૂલક છે, તેમ ઇશ્વરને વિષે દેહાદિ સંસારાત્મક સર્વ જગત આત્મ જ્ઞાનના અભાવથી ભાસે છે. હવે આત્માને વિષે જગતનું ભાન થવામાં કેવો અધ્યાસ છે, તે કારણ કહું છું. સર્વ વિકલ્પના કારણરૂપ માયાથી રહિત એટલે વસ્તુતાએ કરી તે માયાના સંગથી રહિત, ચિત્સ્વરૂપ, સર્વના કારણરૂપ, નિરામય, સર્વ દુઃખોથી અસંભિન્ન એવા આનંદમય, કેવળ, સર્વ વિકાર રહિત, બ્રહ્મ અર્થાત્ વ્યાપક, સર્વ દૃશ્યથી વિલક્ષણ એવા આત્માને વિષે પ્રથમ અહંકાર અર્થાત્ અહંબુધ્ધાત્મક અધ્યાસ એજ સર્વ જન્મ મરણાદિકના કારણરૂપ કહેલા છે. હવે સંસાર બુદ્ધિનિષ્ઠ છે, પરંતુ આત્મ નિષ્ઠ નથી, તે ઠેકાણે અન્વય વ્યતિરેક પ્રમાણથી સિધ્ધ કરૂં છું. સુખ સ્વરૂપ અને સર્વ સાક્ષિ એવા આત્માને વિષે ઇચ્છા, ઉપેક્ષા, રાગ, દ્વેષ, સુખ અને દુઃખ ઇત્યાદિ દ્વંદ્વ ધર્મવાળી બુધ્ધિની વૃત્તિયોજ સંસારના કારણ રૂપ છે એટલે બુદ્ધિની વૃત્તિઓ વિદ્યમાન છતાં સંસાર છે. અન્વય પ્રમાણને કહીને વ્યતિરેક પ્રમાણને કહું છું. સુષુપ્તિને વિષે તે બુદ્ધિવૃત્તિઓનો અભાવ હોવાને લીધે તે પરમાત્મા આપણને સુખ સ્વરૂપે કરી જણાય છે, પરંતુ કંઈ સંસારિપણાંથી જણાતો નથી. વળી સુઇને ઉઠેલા પુરૂષને પણ હું સુખે સુતો હતો એવી પ્રત્યભિજ્ઞાનો અનુભવ થાય છે. તે આત્મસ્વરૂપનો નિશ્ચય છે, એ તાત્પર્ય જાણવું. હવે તત્ અને ત્વં પદાર્થના સ્વરૂપને દર્શાવું છું. અનાદિ અવિદ્યાથી

જેની ઉત્પત્તિ થએલી છે, એવી બુધ્ધિ અર્થાત્ અંતઃકરણને વિષે પ્રતિબિંબિત થયેલો ચૈતન્યનો પ્રકાશ તેને જીવ એમ કહે છે અને પરમાત્મા તો બુધ્ધિના સાક્ષિપણાથી એટલે બુદ્ધિના સંગથી રહિત એવો નોખો અર્થાત્ અંતર્યામિ પણે રહેલો છે, તે હું સુખી એવા પ્રકારના અંતઃકરણના અધ્યાસવાળો છે અને પરમાત્મા તો સર્વ ઠેકાણે સાક્ષિ પણે રહેતાં છતાં પણ તેવા અંતઃકરણના અધ્યાસવાળો થતો નથી, એટલા માટેજ તેને બુદ્ધિના પરિચ્છેદથી રહિત કહેલો છે. એ રીતે જ્ઞાને કરી પ્રતિબિંબની ઉપાધિરૂપ અંતઃકરણના અધ્યાસનો અને પ્રતિબિંબનો લય કરવાથી તે જીવ પોતે સાક્ષાત્ પરમાત્મ સ્વરૂપ છે. વળી બુધ્ધિ અને આત્માને અન્યોન્યના અધ્યાસ યોગથી અન્યોન્યના ધર્મનું ભાન થાય છે. ચિદાભાસ ઇંદ્રિયો સહિત મન અને અંતઃકરણ એમના સંનિકર્ષથી અને અગ્નિથી તપેલા લોઢાની પેઠે એટલે અગ્નિનો જે દાહક ધર્મ છે તે અને લોઢાનો ગોળ આકાર વિગેરે ધર્મ અગ્નિને વિષે ભાસે છે. કારણ કે તે સર્વનો એકત્ર વાસ છે, અર્થાત્ અન્યોન્ય અવિભાગથી રહ્યા છે, માટે તેમ અન્યોન્યના અધ્યાસ યોગે કરીને ચિદાત્માનું અને ચિત્તનું જડપણું તથા ચૈતન્યપણું જણાય છે. પેહેલાં કહેલા અર્થને દૃઢ કરવા સારૂ વળી પાછું ગુરૂપાસે શ્રવણાદિક કરવાં તે સિદ્ધ કરૂં છું. ગુરૂની સમીપે જઈ તેને પ્રણામ આદિ કરીને તેણે કહેલાં એવાં વેદ વાક્યથી જેને આત્મા સ્વરૂપના જ્ઞાનનો અનુભવ થયો છે એવો પોતે શ્રવણ, મનન અને નિદિધ્યાસે કરી હૃદયને વિષે રહેલા એવા ઉપાધિ રહિત ચિદાનંદ સ્વરૂપ એવા પોતાના આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરીને દેખાતા એવા સમગ્ર જડ જગતનો ત્યાગ કરે છે. સારાંશ જે સર્વને વિષે ઉદાસીન થઇને રહેવું એટલે નિચે પ્રમાણે નિરૂપાધિક એવા સ્વરૂપને જાણવું. સ્વપ્રકાશરૂપ, અજન્મા, સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદથી રહિત, તથા જેને બીજો કોઇ પ્રકાશક નથી એવો અતિ નિર્મલ અર્થાત્ માયાકૃત આવરણ વિક્ષેપથી રહિત, વિશુદ્ધ, વિજ્ઞાન, ઘન અર્થાત્ વિશુધ્ધ એવો એક ચૈતન્ય સ્વરૂપ, નિરામય, કર્ત્તાપણા વિગેરે અભિમાનથી રહિત, સંપૂર્ણ અર્થાત્

દેશ કાળના પરિચ્છેદથી રહિત એવા આનંદ રૂપ અને અપરિણામી હું છું. સદા મુકત, અચિંત્ય શકિતમાનૂ તથા ઇંદ્રિયાતિરિકત જ્ઞાનરૂપ, અવિક્રિય તથા દેશ કાળના પરિચ્છેદથી રહિત એવો હું પરમાત્મા છું. જેનું વેદને જાણનારા પુરૂષો હૃદયને વિષે ચિંતવન કરે છે. એવી રીતે સદા અખંડિત અંતઃકરણે કરીને અર્થાત્ જેનું ચિત્ત વિષયને વિષે ખેંચાયેલું નથી એવા અંતઃકરણથી આત્મ સ્વરૂપનો વિચાર કરનારને વિશુધ્ધ ભાવના એટલે બ્રહ્માકાર અંતઃકરણની વૃત્તિ ઉદય પામે છે. જ્યારે તે ઉદય પામી, ત્યારે સેવન કરેલું રસાયન જેમ રોગનો નાશ કરે છે, તેમ તે બ્રહ્માકાર વૃત્તિ દેહાંતરને પમાડનાર એવાં કર્મ સહિત અવિદ્યાનો તત્કાળ નાશ કરે છે. હવી તે ધ્યાન કરવાની રીતિને દર્શાવું છું. એકાંતને વિષે યથોચિત એવાં સૂક્ષ્મ સ્વસ્તિક આદિ આસનને વિષે બેઠેલો શમ, દમ આદિ સાધનોએ કરી સંપન્ન હોવાથી જેની ઈંદ્રિયો ઉપરામ પામેલી છે તથા પ્રાણાયામે કરી અંતઃકરણને જીત્યું છે તથી જેના મનમાંથી કષાય નાશ પામ્યા છે એવો વિશુદ્ધ ચિત્તવાળો, અને જેની ભાવના માત્ર એક વિજ્ઞાન સ્વરૂપને વિષે રહેલી છે અર્થાત્ દૃષ્ટા તથા દૃશ્યના ભાનથી રહિત છે. આથી નિર્વિકલ્પ સમાધિવાળો સમજવો. અનન્ય સાધન થઈને એટલે તત્વજ્ઞાન શિવાય બીજું કંઇ મુકિતનું સાધન નથી એવા નિશ્ચયવાળો કેવલ અસંગ અને આત્માને વિષેજ જેની સ્થિતિ થએલી છે એટલે જેના ચિત્તને વિષે કોઇ દિવસ બીજા વિષયોનો સંચાર થયો નથી એવો થઇને પોતે આત્મ સ્વરૂપનું ધ્યાન કરે, તેજ પરમાત્મા જેના પ્રકાશક છે એવા આ ભૂત, ભવિષ્ય અને વર્તમાન સર્વ જગતનો સર્વના કારણરૂપ આત્માને વિષે લય કરે. ઉપાદાન કારણની સત્તાના વ્યતિરેકથી કાર્ય સત્તાને જુવે નહિ એટલે તેનું નિચે પ્રમાણે લક્ષણ થાય છે. આત્માને વિષે સર્વ જગતનો લય કરવાથી પોતે ચિદાનંદમય, પૂર્ણ અર્થાત્ જેને બીજી કોઇ કામનાની ઇચ્છા નથી એવો થઇને રહે છે, ત્યારે તેને બાહ્ય કે આંતર બીજું કંઇ દૃશ્ય રહેતું નથી, કેમકે સર્વ ઠેકાણે બ્રહ્માકાર વૃત્તિથી તેને બ્રહ્મજ ભાસે છે. હવે સમાધિની સિદ્ધિ થયા પેહેલાં એટલે

સર્વ વિષયોની આસક્તિની નિવૃત્તિ પૂર્વક જે બ્રહ્માકાર વૃત્તિ થાય છે તેજ સમાધિ. તે થયા પેહેલાં આ ચરાચર સર્વ જગત ઓંકાર માત્ર છે, એવું ચિંતવન કરે અર્થાત્ ઓંકાર જેનો બોધક એવા આ સર્વ જગતને જોણે એટલે જગત છે તે વાચ્ય છે અને પ્રણુવ તેનો વાચક છે, એવી ભાવના કરે. તે ભાવના જ્ઞાન યોગ સુધી રહે છે, પરંતુ નિર્વિશેષ એવા બ્રહ્મ સાક્ષાત્કાર થયા પછી થાવી સંભવતી નથી. કેમકે તેમાં સર્વ વૃત્તિઓનું ઉપમર્દન થઇ જાય છે. હવે ઉપર કહેલા ઓંકારના અર્થને સ્પષ્ટ કહું તે સાંભળો. અકારને 'વિશ્વ' એમ કહેલો છે, એટલે તે વિશ્વ મૂર્તિ જાગૃત અવસ્થાનો સાક્ષી વિરાટ્ કહેવાય છે, ઉકાર તે સ્વપ્નાવસ્થાનો સાક્ષી તૈજસ પુરૂષ છે કે જે લિંગદેહનો અભિમાની હિરણ્ય ગર્ભ એમ કહેવાય છે. એ રીતે ક્રમથી મકારને સુષુપ્તિ અવસ્થાનો સાક્ષી પ્રાજ્ઞપદ વાચ્ય માયોપાધિક છે, એમ સર્વ વેદોએ કહેલુ છે. વળી આ ભાવના સમાધિની પેહેલાંજ થાય છે, પરંતુ તત્વ સાક્ષાત્કાર થયા પછી સર્વનો બ્રહ્મને વિષે લય છે. હવે તેના લય કરવાના પ્રકારને કહું તે શ્રવણ કરો. સ્થૂલ દેહના અભિમાને કરી રહેલા એવા વિશ્વ પુરૂષવાચક અકારનો ઉકારરૂપ તૈજસમાં એટલે લિંગ દેહાભિમાની એવા હિરણ્ય ગર્ભને વિષે લય કરવો. ત્યાર પછી તે બીજા વર્ણ ઉકાર રૂપ હિરણ્યગર્ભનો પ્રણુવના છેલા અક્ષર મકારને વિષે લય કરવો. વળી સુષુપ્તિ અવસ્થાના સાક્ષિરૂપ એવા તે પ્રાજ્ઞપદ વાચ્ય કારણુાભિમાની પુરૂષનો આ ચૈતન્ય ઘન એવા આત્માને વિષે લય કરીને આવું ચિંતન કરે કે સર્વને લય કરવાના અધિષ્ઠાન રૂપ, નિત્ય મુક્ત, ઉપાધિથી રહિત, નિર્મળ, વિજ્ઞાનદૃક્ નિદિધ્યાસે કરી બીજા વિચ્છેદથી રહિત એટલે માત્ર બ્રહ્માકાર જેની દૃષ્ટિ છે એવો "સોહંબ્રહ્મ" એટલે તે હું પરબ્રહ્મ છું એવી રીતે એક પરમાત્માને વિષે ભાવના થાય ત્યારે તે સ્વસ્વરૂપના આનંદને વિષે સંતુષ્ટ થઇને રહે છે, તથા બીજાં સ્રી પુત્રાદિક તેને વિસ્મરણુ થઇ જાય છે. સાક્ષાત્ ઔપાધિક એવા નામરૂપના ભેદથી રહિત એવા નિત્ય અખંડિત આત્મ સુખ, પ્રકાશરૂપ તથા જીવન્મુક્ત એવો પોતે સાક્ષાત્ અચલ જળવાળા સમુદ્રની પેઠે

સ્થિર થાય છે. એવી રીતે સદા સમાધિ યોગના અભ્યાસ કરનાર અને સર્વ ઇંદ્રિયોના શબ્દાદિ વિષયો જેના નિવૃત્ત થયા છે, તેમજ કામ, ક્રોધ વિગેરે શત્રુઓને જેણે જીત્યા છે, તેમ નિત્યત્વ, નિત્યતૃપ્તત્વ, બોધરૂપત્વ, સ્વતંત્રત્વ, નિત્ય અલોપીત્વ અને અનંત રૂપ આદિ છ ગુણ યુક્ત એવો અંતર્યામી હું તેને જેઓએ વશ કરેલો છે એવા મારા ભક્તને હું પ્રત્યક્ષ થાઉં છું. વળી જેનાં સમસ્ત બંધનો છુટી ગયાં છે એવો નિરભિમાની જે મુનિ શેષ રહેલાં પ્રારબ્ધને ભોગવતો થકો હમેશાં મારા આત્મ સ્વરૂપનું ધ્યાન કરે છે, તે થોડા વખતમાં સાક્ષાત્ મારા સ્વરૂપમાં લીન થાય છે. આદિ, મધ્ય અને અંતને વિષે સર્વ પ્રકારે કરી શોક અને ભયના કારણરૂપ આ સંસાર છે, એમ જાણીને વિધિ વાદે પ્રેરણા કરેલાં એવાં કામ્ય કર્મનો ત્યાગ કરીને સર્વ પ્રાણીઓના અંતર્યામિ એવા મારા સ્વરૂપનું ભજન કરવું. સર્વના અધિષ્ઠાન રૂપ એવો હું તેને વિષે જ્યારે પોતાના સ્વરૂપનું એક અભેદથી ચિંતવન કરે ત્યારે જેમ નદી આદિનું જળ સમુદ્રને વિષે જેમ દૂધ, દૂધને વિષે તથા જેમ ઘટાકાશ આદિ ઘટ ભંગ થતાં મહાકાશને વિષે તથા ધમણ વિગેરેને વિષે રહેલો વાયુ મહાવાયુને વિષે નામ રૂપનો વિભાગ ન રહેતાં જેમ એક થાય છે તેમ મારો ભક્ત મારે વિષે એકતાને પામે છે. એ રીતે જીવન મુક્તિ દશામાં પ્રારબ્ધના યોગથી લોક વ્યવહારને કરતાં છતાં જગત મિથ્યા છે એવું ચિંતવન કરતો એવો મુનિ જ્યારે પોતાના એક સ્વરૂપને જાણે છે ત્યારે જગતના સત્યપણાનો ભ્રમ મટી જાય છે. કેમકે अतोन्यदार्त्तं ઇત્યાદિ શ્રુતિઓથી जगन्मिथ्या दृश्यत्वात् शुक्तिरजतत्वादिवत् એવા અનુમાનથી એટલે જેમ છીપને વિષે રૂપું ભાસે છે તેમ જગત દૃશ્ય છે, માટે મિથ્યા છે. જેમ એક ચંદ્રને વિષે બે ચંદ્રનો ભ્રમ તે એક ચંદ્રને જાણ્યાથી નિવૃત્ત થાય છે. જેમ પૂર્વ આદિ દિશાનો ભ્રમ તે દિશાને યથાર્થ જાણ્યાથી નિવૃત્ત થાય છે. વળી ફરતા પુરૂષને દિશાઓ ફરવાનો ભ્રમ તથા પાસે રહેલા વૃક્ષોને ફરવાનો ભ્રમ થાય છે, તે તેના સ્થિરપણાના જ્ઞાનથી જેમ નિવૃત્ત થાય છે, તેમ આત્મ સ્વરૂપની એકતા જાણવાથી જગતના સત્યપણાનો ભ્રમ મટી જાય છે.

એવા જ્ઞાન થવાને વિષે મારૂં આરાધન કરવું એજ મુખ્ય ઉપાય છે. માટે જ્યાં સુધી આ સઘળા જગતને મારા સ્વરૂપ સરખું જોયું નથી ત્યાં સુધી મારી પ્રાપ્તિને માટે શ્રધ્ધાવાન એટલે મારૂં આરાધન એજ જ્ઞાનને આપનારૂં છે, એવા દઢ વિશ્વાસવાળો તથા જેની ભકિત એટલે પૂજ્યતા બુદ્ધિ મારે વિષે અતિશય વધેલી છે તેઓ મારા આરાધનને વિષે તત્પર થઇ રહે. વળી એવા ભક્તના હૃદયને વિષે હું હમેશાં પ્રત્યક્ષ થાઉં છું. હે પ્રિયબંધુ લક્ષ્મણુ, શ્રુતિના સાર સંગ્રહ રૂપ આ રહસ્ય જ્ઞાન નિશ્ચય પૂર્વક મેં તમને કહ્યું. વળી બુદ્ધિમાન જે પુરૂષ આ જ્ઞાનનો વિચાર કરે છે, તે ક્ષણુમાત્રમાં પાપના સમૂહથી મુક્ત થાય છે. હે ભાઇ, જે આ જગત દેખાય છે, તે સર્વ માયા માત્ર છે, એવું જાણીને શુધ્ધ અંતઃકરણથી તેનો પરિત્યાગ કરીને અર્થાત્ તે સર્વને વિષે ઉદાસીનતા રાખીને માત્ર મારી ભાવનાએ કરીને જેનું મન શુદ્ધ છે, એવા તમે સર્વ દુઃખની નિવૃત્તિ કરીને પરમ સુખી અને આનંદ રૂપ થાઓ. જો કે પહેલાંથી તમે આનંદ રૂપ છો પણુ કંઠમાં રહેલા મણિની વિસ્મૃતિથી તે મણિ જેમ નિત્ય પ્રાપ્ત છતાં ગુરૂના ઉપદેશથી ભ્રાંતિ મટતાં પાછો પ્રાપ્ત થાય છે, તેમ તમે ભ્રાંતિને દૂર કરી આનંદરૂપ થાઓ. સત્વ, રજ અને તમ એવા ગુણથી રહિત, સચ્ચિદાનંદરૂપ, માયાથીપર તેમજ સર્વજ્ઞતા આદિ અને અલૌકિક લાવણ્ય આદિ ગુણુવાળી જેની મૂર્ત્તિ છે એવો હું તેનું જે કોઈ પુરૂષ શુધ્ધ અંતઃકરણથી સેવન કરે છે તે તે સગુણુ અને નિર્ગુણુ એવા મારા રૂપની ઉપાસના કરનાર બંને સેવક મારા સ્વરૂપ સરખા છે અર્થાત્ તે હું રૂપજ છે. વળી તે ભક્ત પોતાના ચરણુની રજે કરીને ત્રૈલોકયને પાવન કરે છે તથા જેમ સૂર્ય જગતના અંધારાનો નાશ કરીને પ્રકાશ કરે છે, તેમ મારો પ્રિય ભક્ત, લોકોના અજ્ઞાનરૂપ અંધારાનો નાશ કરી સર્વને પવિત્ર કરે છે. વેદાંતથી અર્થાત્ ઉપનિષદ વાકયોએ કરીને મરણુ એટલે જગત, જન્માદિ લક્ષણુ તથાં કર્મ જેનાં જાણુવા યોગ્ય છે એવો હું, તેણે કહેલા શ્રુતિઓના સાર રૂપ એવા આ સઘળા વિજ્ઞાન જનક વાક્યનો મારા વચનને વિષે ભકિત

રાખનાર એવો ગુરૂ, ભકિતવાળો જે પુરૂષ, શ્રદ્ધાથી પાઠ કરે છે તે મારા રૂપને પામે છે.

विज्ञानमेतदखिलं श्रुतिसारमेकं वेदांतवेद्यचरणेन मयैव गीतं ।
यःश्रद्धया परिपठेद्गुरुभक्तियुक्तो मद्रूपमेति यदि मद्वचनेषु भक्तिः॥

**ઈતિ શ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો પાંચમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૬ ઠ્ઠો.

### श्री महादेव उवाच.

एकदा मुनयः सर्वे यमुनातीरवासिनः ।
आजग्मू राघवं द्रष्टुं भयाल्लवणराक्षसः ॥

શ્રી મહાદેવ કહે છે–યમુનાના તીરને વિષે રહેનારા સર્વે મુનિઓ તથા અસંખ્ય બ્રાહ્મણો ભૃગુકુળમાં થએલા ચ્યવન મુનિને આગળ કરીને અભય માગવાની ઈચ્છાથી શ્રી રામનાં દર્શન કરવાને તથા લવણ રાક્ષસનો નાશ કરાવવા સારૂ અયોધ્યામાં આવ્યા. તે મુનિઓની પરમ ભકિતથી પૂજા કરીને હર્ષ પામેલા શ્રી રામ મધુર વાકય કહેવા લાગ્યા.

રામ કહે છે–હે શ્રેષ્ઠ મુનિઓ, તમારૂં શા કારણથી આવવું થયું ? વળી તમે બ્રાહ્મણો પ્રીતિથી મને જોવાને માટે અહીં આવ્યા તેથી મારાં ધન્ય ભાગ્ય છે. વળી તમે બ્રાહ્મણો મારા પરમ દૈવત રૂપ છો માટે તમારો હું સેવક છું તેથી તમે મને આજ્ઞા કરો. કદિ તમારૂં કામ કંઇ તેવું મુસ્કેલ હશે તે પણ હું કરી આપીશ. એવાં રામનાં વચન સાંભળીને હર્ષ પામેલા ચ્યવન મુનિ આવું વાકય કહેવા લાગ્યા–હે પ્રભુ, દેવ અને બ્રાહ્મણોની પૂજા કરનાર, ધર્માત્મા એવો મધુ નામનો મહાન દૈત્ય પૂર્વે સત્ય યુગને વિષે હતો, તેને મહાદેવે પ્રસન્ન થઇને એક ઉત્તમ ત્રિશૂળ આપીને કહ્યું હતું કે, આ ત્રિશૂળથી જેને હણીશ

તે બળીને ભસ્મ થાશે. રાવણની નાની બેન કુંભીનસી એવા નામની તે મધુ દૈત્યની સ્ત્રી હતી તેને વિષે મહા ભયંકર પરાક્રમવાળો, દેવ અને બ્રાહ્મણોને હણનાર, કોઇથી જીતી ન શકાય એવો દુરાત્મા લવણ નામનો રાક્ષસ ઉત્પન્ન થયો છે, તે અમને અત્યંત પીડા કરે છે, માટે હે રાજેંદ્ર રામ, અમે તમારે શરણે આવ્યા છીએ. તે સાંભળીને રામે તેને કહ્યું કે હે મુનિવરો, તમે ભય પામશો નહીં. હું લવણનો નાશ કરીશ, તમે તાપ રહિત થઇ ઘેર જાઓ. એ રીતે મુનિઓને કહીને રામ પોતાના ભાઇને પૂછવા લાગ્યા કે, લવણ રાક્ષસને હણીને બ્રાહ્મણને મોટું અભય દાન કોણ આપે છે? તે સાંભળી હાથ જોડીને ભરત રામને કહેવા લાગ્યા—હે દેવ, હે પ્રભુ, મને આપ આજ્ઞા કરો, તો હમણાં તે દૈત્યને હણવાને જાઉં. ત્યાર પછી રામને નમસ્કાર કરીને શત્રુઘ્ને આવું વાકય કહ્યું—હે રામ, સંગ્રામને વિષે લક્ષ્મણે મોટું કામ કર્યું છે તથા મહા બુદ્ધિ ભરતે નંદિ ગામને વિષે દુઃખનો અનુભવ કર્યો છે માટે લવણનો વધ કરવા સારુ હુંજ જાઇશ અને તમારી કૃપાથી તે રાક્ષસને યુદ્ધને વિષે અવશ્ય હણીશ. તે સાંભળીને શત્રુઓના નાશ કરનાર રામે શત્રુઘ્નને ખોળામાં બેસારીને કહ્યું કે હે ભાઇ, મથુરાંના રાજ્યને માટે હું હમણાંજ તમને અભિષેક કરૂં છું, એમ કહીને રામે લક્ષ્મણની પાસે અભિષેકની સામગ્રીઓને મંગાવીને શત્રુઘ્ન મથુરાંના રાજ્યની ઇચ્છા કરતા ન હતા તોપણ સ્નેહથી તેને અભિષેક કરાવી, તેને દિવ્ય બાણ આપીને કહ્યું કે, હે શત્રુઘ્ન, લોકના કંટક રૂપ તે લવણને આ બાણે કરી હણ. વળી તે લવણ રાક્ષસ ત્રિશૂળની પૂજા કરીને તેને ઘેર રાખી, પોતે જંતુઓનું ભક્ષણ કરવાને અને નાના પ્રકારનાં પ્રાણીઓનો વધ કરવા સારૂ વનમાં જાય છે, માટે વનમાં ગયેલો તે લવણ રાક્ષસ ઘેર ન આવે ત્યાં સુધી હાથમાં ધનુષ બાણ ધારણ કરીને તમે નગરના દ્વારને વિષે ઉભા રહેજો, ત્યારે વનમાંથી આવેલો, ત્રિશૂળ વગરનો, ક્રોધ પામેલો તે રાક્ષસ તમારી સાથે યુદ્ધ કરશે ત્યારે તે હણાશે. એ રીતે અતિ ક્રૂર એવા તે લવણ રાક્ષસને હણીને તેના મધુ નામના વનને વિષે નગર વસાવીને મારી આજ્ઞાથી તમે ત્યાં રહો. હે વત્સ, તમે આગળથી જઇને તે

રાક્ષસને હણો. તમારી પાછળ પાંચ હજાર ઘોડા, અઢી હજાર રથ, છસો હાથી અને ત્રીશ હજાર પાળા વિગેરેની સેના હું મોકલું છું, એમ કહી રામે શત્રુઘ્નનું માથું સુંઘીને મુનિઓની પાસે તેમને આશિર્વાદ અપાવ્યો, ત્યારે શત્રુઘ્ને પણ જેમ રામની આજ્ઞા હતી તેમ કર્યું. મધુ દૈત્યના પુત્ર લવણ રાક્ષસને હણીને શત્રુઘ્ને મથુરાં નગરી વસાવી. તે સમૃદ્ધિવાળી મથુરાં નગરી સર્વ લોકોને નિવાસ કરવાના સ્થાન રૂપ થઇ. વળી તે ઠેકાણે પેહેલાં વન હતું તેથી નગરી કરી પછી શત્રુઘ્ને દાન માન વિગેરે સત્કારથી લોકોને ત્યાં વસાવ્યાં.

અહીં વાલ્મીકિના આશ્રમને વિષે સીતાને બે પુત્ર પ્રકટ થયા, તે બેયનું એટલે મોટાનું કુશ અને નાનાનું લવ એ રીતે વાલ્મીકિ મુનિએ નામ પાડયાં. એ રીતે ક્રમે કરી મોટા થયા ત્યારે તે સીતાના પુત્ર કુશ લવને મુનિએ વિદ્યા શિખવી. એ રીતે વાલ્મીકિ મુનિએ તે બન્ને ભાઇને જનોઇ દઇને વેદના તાત્પર્યવાળા અર્થનું જ્ઞાન કરાવવા સારૂ પૂર્વે શંકરે પાર્વતીને જે રામાયણ કહ્યું હતું તે કાવ્ય ભણાવ્યું, ત્યારે સ્વરમાં કુશળ એવા અને અશ્વિની–કુમાર સરખા સુંદર તે બન્ને કુમાર શોભવા લાગ્યા. વળી તાલ અને સ્વરમાં કુશળ એવા તે બંને ભાઇ રામાયણનું ગાયન કરતા કરતા વનમાં મુનિઓના સમાજને વિષે વિચરવા લાગ્યા. દેવ-તાના સરખા રૂપાળા એવા, ગાયન કરતા બંને ભાઇને જોઇને સર્વે મુનિઓ વિસ્મય પામી કહેવા લાગ્યા કે ઘણી લાંબી આયુષ્યવાળા એવા અમોએ ઘણી વાર ગંધર્વને વિષે કિંનરોને વિષે, આ પૃથ્વીને વિષે; દેવતાઓમાં, દેવાલયોમાં, પાતાળમાં અને બ્રહ્માના લોક વિગેરે સર્વે લોકોમાં સંગીત સાંભળ્યું છે. અમે સર્વ દિશાઓ જોઇ છે, પરંતુ કોઇ ઠેકાણે આવો વાજીત્ર યુક્ત સુંદર સંગીતનો ગાનાર કોઇ દીઠો કે સાંભળ્યો નથી. એ રીતે હમેશાં વખાણ કરતા એવા મુનિઓની સાથે બંને ભાઈ વાલ્મીકિના આશ્રમને વિષે સુખથી રહેવા લાગ્યા.

હવે અહીં અયોધ્યાને વિષે અતિ કાન્તિવાળા રામ સુવર્ણમય સીતા કરીને ઘણી દક્ષિણાવાળા અશ્વમેધ વિગેરે યજ્ઞોને કરવા

લાગ્યા, તે યજ્ઞને વિષે સર્વે ઋષિઓ, રાજર્ષિઓ તેમજ બ્રાહ્મણો, ક્ષત્રિઓ અને વૈશ્યો યજ્ઞને જોવા સારૂ આવ્યા, ત્યારે વાલ્મીકિ મુનિ પણ તે ગાયન કરતા એવા કુશ લવને સાથે લઈ, ઋષિના સ્થાનની પાસે આવી, એકાંતમાં સમાધિ કરવા બેઠા. તે સમાધિથી નિવૃત્ત થયેલા એવા તે શાન્ત વાલ્મીકિ મુનિને કુશ જ્ઞાનશાસ્ત્રની કથા પૂછવા લાગ્યા. અર્થાત્ પોતાને થોડા સમયમાં મુનિથી જુદું પડવું છે માટે ગુપ્ત એવું તત્વજ્ઞાનનું કારણ પૂછવા લાગ્યા. હે ભગવન્, જીવને દૃઢ એવો સંસૃતિ બંધ કેમ ઉત્પન્ન થાય છે? તે સઘળું સંક્ષેપથી સાંભળવાને હું ઇચ્છા રાખું છું. હે સર્વજ્ઞ મુનિ, જીવ દૃઢ એવા સંસારરૂપ બંધથી શી રીતે મુક્ત થાય, તે મને કૃપા કરીને કહો.

વાલ્મીકિ કહે છે–હે વત્સ, બંધ અને મોક્ષનું સઘળું સ્વરૂપ તથા સાધન સંક્ષેપથી કહું તે યથાર્થ લક્ષ આપી મારી પાસેથી સાંભળો. તે સાંભળીને જો તમે તે રીતે આચરણ કરશો તો તમે જીવન મુક્ત થાશો. દેહ રહિત એવા ચિદાત્માનું આ શરીર રૂપી મોટું ઘર છે. અર્થાત્ દેહના સંબંધથી રહિત એવો આત્મા, જેમ રહેનાર પુરૂષ ઘરથી જુદો છે તેમ પોતે દેહથી જુદો છે. વળી તે ચિદાત્માનો મંત્રી અહંકાર આ દેહને વિષે રહ્યો છે તેને તે આત્માએ કરેલો છે, તે પોતાના દેહગેહાત્મક એવા અભિમાનનો ચિદાત્માને વિષે આરોપ કરે છે, કેમકે તે અહંકાર આત્માની સાથે અભેદને અર્થાત્ તાદાત્મ્યને પામેલો છે; માટે તે પોતાના ચરિત્રને ચિદાનંદને વિષે આરોપે છે; ત્યાં કોઇ આ શંકા કરે કે જડ એવો અહંકાર પોતાનું શું ચરિત્ર કરી શકે? તેનું આજ સમાધાન કે તે અહંકાર પોતે આત્માના સાંનિધ્યથી તેવા સામર્થ્યવાળો થયો છે. માટે તે અહંકારે એવી રીતના સંકલ્પવાળો કરેલો જીવ, સંકલ્પ રૂપ બેડીથી બંધાએલો છે. તેથી પુત્ર, સ્ત્રી, અને ઘર વિગેરેની નિરંતર ઇચ્છા કરે છે. તથા નિરંતર જીવ પોતે સંકલ્પ અને શોક વિગેરે કરે છે. વળી. જગતની સ્થિતિના કારણ રૂપ અહંકારના ઉત્તમ, મધ્યમ અને અધમ એવા ત્રણ ભેદ છે, કે જેનાં સત્વ, રજ અને તમ એવાં ત્રણ નામ છે, તમો ગુણ રૂપ સંકલ્પથી તથા નિત્ય તામસી પદાર્થની સેવાથી તેમ તામસી ચેષ્ટાએ કરી પોતે અતિ તામસી થઇને કૃમિ અને કીટપણાને

પામે છે તથા સત્વ ગુણ યુકત સંકલ્પથી મોક્ષ રૂપ સામ્રાજ્ય સુખ જેને સમીપે પ્રાપ્ત થયું છે એવો, તથા ધર્મ અને જ્ઞાનને વિષે પરાયણ એવો પુરૂષ સુખ રૂપ થઇને રહે છે. વળી જેને રાજસી સંકલ્પ થયો છે તે પુરૂષ, પુત્ર અને સ્ત્રી વિગેરેમાં આસકત થઈને આ લોકને વિષે વ્યવહારમાં લીન થાય છે, હે મહામતિ શત્રુઘ્ન, જે પુરૂષનો સંકલ્પ એ રાજસી આદિ ત્રણ પ્રકારનાં રૂપનો ત્યાગ કરીને શાંત થાય છે, તે પરમ પદને પામે છે. તે કારણ માટે તમે સર્વેંદ્રિયોના જ્ઞાનનો પરિત્યાગ કરી મને કરી મનને નિ-યમમાં રાખીને અર્થાત્ વિષયોથી મનને નિવૃત્ત કરીને, બાહ્ય ઇંદ્રિયોના વિષય સહિત આંતર ઇંદ્રિયના વિષય રૂપ સંકલ્પનો નાશ કરો, તે સંકલ્પનો ઉપશમ થયા વિના જો તમે કદિ હજારો વર્ષો સુધી પાતાળને વિષે, સ્વર્ગને વિષે કે ભૂમિને વિષે રહી તપ કરો તોપણ સંકલ્પનો ક્ષય થયા વિના બીજો કોઇપણ ઉપાય સુખને આપનાર નથી. માટે દુઃખથી રહિત અને નિર્વિકાર સ્વાત્મ સુખરૂપ પરમ પવિત્ર એવા સંકલ્પના ઉપશમને માટે પુરૂષાર્થેથી યત્ન કરો. હે અનઘ, મુખ્ય સંકલ્પના તંતુને વિષે સંસારકારક સર્વે પરાભવો થાય છે, એમ કહેલું છે. માટે તે સંકલ્પના બીજને નાશ પામતાં તે સર્વે સંસારને કરનારા પરાભવો કયાં જાય છે? તે જાણવામાં આવતું નથી. તે કારણ માટે સંકલ્પનો ત્યાગ કરીને અર્થાત્ ઇચ્છા રહિત થઇને જે રીતે દૈવ ઇચ્છાથી વ્યવહાર પ્રાપ્ત થાય તે પ્રમાણે આસકિત રહિત થઇને વર્તો. એ રીતે જ્યારે સંકલ્પ જાગ ક્ષીણ થાય છે, ત્યારે જીવ સાક્ષાત્ બ્રહ્મપદને પામે છે. હે કુશ! તે કારણ માટે દ્દઢથી સંકલ્પ અને વિકલ્પના સમૂહનો ત્યાગ કરીને તથા પરમાર્થે ભાવને પામીને અર્થાત્ બ્રહ્મતત્વને જાણી અખંડ સુખને અર્થે સકલ વિષય રહિત એક બ્રહ્માકાર ચિત્તવૃત્તિ જેની થયેલી છે એવા તમે તે અદ્વિતીય એક બ્રહ્મપદને પ્રાપ્ત થાઓ.

अधिगतपरमार्थतामुपेत्य प्रसभमपास्य विकल्पजालमुच्चैः।
अधिगमयैपदं तदद्वितीयं विततसुखाय सुषुप्तचित्तवृत्तिः॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો છઠ્ઠો સર્ગ સંપૂર્ણ.**

# સર્ગ ૭ મો.

## श्रीमहादेव उवाच.

वाल्मीकिनाबोधितोऽसौ कुशः सद्योगतभ्रमः।
अंतर्युक्तोबहिः सर्वमनुकुर्वंश्चचारसः॥

શ્રી મહાદેવ કહે છે—એ રીતે વાલ્મીકિએ જેને બોધ કર્યો છે એવા કુશનો તત્કાળ સર્વ ભ્રમ મટી ગયો અને પોતે અંતઃકરણને વિષે જ્ઞાનવાન થઈને માત્ર આસક્તિ વિના કર્મને બાહેર કરતાં વિચરવા લાગ્યો.

ત્યાર પછી નગરને વિષે બજારોમાં તથા સર્વ ઠેકાણે ગાતા આવતા એવા તે મહા બુદ્ધિવાળા સીતાના પુત્રને વાલ્મીકિએ કહ્યું કે હે વત્સ, જો રામને સાંભળવાની ઇચ્છા હોય તો તમે રામની આગળ ગાન કરજો અને કદિ જો તે કાંઈ આપે તે લેશો નહિ. એ રીતે વાલ્મીકિ મુનિએ જેને પ્રેરણા કરી છે એવા તે બંને ભાઈઓ જે રીતે પોતાને પૂર્વે મુનિએ શિખવેલું છે, તે પ્રમાણે ગાવા લાગ્યા. ત્યારે ગાયન યુક્ત એવી તે અપૂર્વ પાઠની રીતિને રામે સાંભળી તેથી પોતે અતિ વિસ્મય પામ્યા. તે પછી બીજા કર્મને વિષે રામે મહાત્મા એવા મુનિઓને, વેદ શાસ્ત્રમાં કુશળ એવા પંડિતોને, પૈરાણિકોને, વ્યાકરણ શાસ્ત્રમાં કુશળ એવા વિદ્વાનોને, અને વૃદ્ધ બ્રાહ્મણોને બોલાવ્યા, ત્યારે ગાન કરનારા એવા તે બાળકો પણ ત્યાં આવ્યા; તેને જોઇને રાજાઓ અને બ્રાહ્મણો વિગેરે સર્વે લોકો મનમાં હર્ષ પામ્યા. ત્યાં આવેલા સર્વે લોકો રામને અને બે કુમારને જોઈ વિસ્મય પામીને મટકાં માર્યાં વિના એક દૃષ્ટિથી જોઇ રહ્યા, તેમ એ સર્વે પરસ્પર આવું કહેવા લાગ્યા કે આ બે કુમાર જેમ બિંબમાંથી પ્રતિબિંબ થયો હોય તેમ તે રામ સરખા જણાય છે. વળી જો એ બે જટાધારી ન હોય અને તેણે વલ્કલ પહેર્યાં ન હોય તો આપણે રામને અને આ બે કુમારને ઓળખી શકીયે નહીં. એ રીતે વિસ્મય પામીને લોકો પરસ્પર વાત કરે છે તેટલામાં તે બે મુનિ કુમારો મનુષ્ય

લોકથી નગાઈ શકાય એવા અતિ મધુર ગાનને ગાવાને માટે આરંભ કરવા લાગ્યા. એ રીતે અત્યંત મધુર એવું સંગીત રામે દિવસના ત્રિજા પહોરને વિષે સાંભળીને ભરતને કહ્યું કે, આ બે કુમારને તમે દશ સહસ્ત્ર સોના મોહોર આપો. તે સાંભળી ભરત તેને સોના મોહોર આપવા લાગ્યા. ત્યારે તે સોના મોહોરને અંગીકાર ન કરતાં કહ્યું કે હે રાજન્ વનને વિષે થયેલાં ફળ કંદ મૂળનું ભોજન કરનારા અમે, તેને એ સોના મોહોરથી શું પ્રયોજન ? એ રીતે રામે આપેલા દ્રવ્યનો ત્યાગ કરીને તે કુમારો મુનિની પાસે ગયા. તે પછી રામે એ વૃત્તાંત સાંભળી અતિ વિસ્મય યુકત થઈ, જાણ્યું કે એ બે કુમાર મારાથી સીતાને વિષે ઉપજ્ન થયા છે, એવો પોતાનામનમાં નિશ્ચય કરીને રામે શત્રુઘ્ન, હનુમાન, સુષેણ, વિભીષણ અને અંગદને બોલાવીને કહ્યું કે દેવ તુલ્ય એવા, મુનિઓમાં શ્રેષ્ઠ અને મહાત્મા એવા વાલ્મીકિ મુનિને સીતા સહિત અહીં તેડી લાવો, કેમકે આ સભાની મધ્યે જાનકી સર્વ લોકોને વિશ્વાસ કરાવવા સારૂ પ્રતિજ્ઞા કરશે, તેથી સર્વે લોકો તેને નિષ્પાપ જાણશે. એવાં રામનાં વચન સાંભળીને અતિ વિસ્મય પામેલા તે સર્વે ઋષિ વાટને વિષે જઈ સીતાને અને વાલ્મીકિ મુનિને જે રીતે રામે કહ્યું છે તે પ્રમાણે કહેવા લાગ્યા. એ રીતે તેનાં વચન સાંભળી રામનો સર્વ અભિપ્રાય જાણી, વાલ્મીકિ મુનિ તેઓને આ પ્રમાણે કહેવા લાગ્યા. કાલે લોકોના સમાજને વિષે સીતા શપથને સ્વીકારશે કેમકે સ્ત્રિઓનું પરમ દૈવત પતિ છે એમાં સંશય નથી. એવાં મુનિનાં વચન સાંભળીને તે સર્વે રામની પાસે આવી તે પ્રમાણે કહેવા લાગ્યા. ત્યારે રામ તે પોતાનાં મનુષ્યો પાસેથી વાલ્મીકિએ કહેલાં વચનને સાંભળી પોતે કહ્યું કે હે રાજાઓ, તથા સર્વે મુનિઓ! તમે સાંભળો તેમજ સીતા જે શપથને સ્વીકારે તે જોઈને તમારે તેના ધર્મ અધર્મનો નિર્ણય કરવો. એ રીતે રામે સર્વ લોકોને કહ્યું. ત્યારે તે જોવાને સારૂ બ્રાહ્મણો, ક્ષત્રિઓ, વૈશ્યો, શૂદ્રો, મહર્ષિઓ અને વાંદરાઓ વિગેરે સર્વે લોકો આશ્ચર્ય પામી ત્યાં આવવા લાગ્યા, ત્યારે વાલ્મીકિ મુનિ પણ સીતા સહિત ત્યાં આવ્યા. એ રીતે વાલ્મીકિ મુનિને આગળ કરીને આંખને વિષે જેને આંસુ આવ્યાં છે તેવાં, લજ્જાથી જેણે

નિચું મુખ કર્યું છે એવાં સીતા હાથ જોડીને તે યજ્ઞને વિષે આવ્યાં, ત્યારે બ્રહ્માની પાછળ સાક્ષાત્ લક્ષ્મી જાતાં હોય તેવાં તે વાલ્મીકિ મુનિને પછવાડે જાતાં સીતાને જોઇ સર્વે લોકો બહુ સારૂં થયું એવો ધન્યવાદ કહેવા લાગ્યા, ત્યારે તે જન સમાજને વિષે આવી વાલ્મીકિ મુનિ કહેવા લાગ્યા, હે રામ દાશરથે સુંદર વ્રતવાળી આ સીતા તમારી પાપ રહિત ધર્મ પત્ની છે, તેને નિષ્પાપ છતાં તમે લોકાપવાદના ભયથી મહા વનને વિષે મારા આશ્રમ સમીપે મોકલાવી હતી, તે સીતા આજે લોકોને વિશ્વાસ કરાવવા સારૂ પ્રતિજ્ઞા કરે છે. હે રઘુકુળમાં ઉત્તમ રામ, તમારાથી ઉત્પન્ન થયેલા આ અસહ્ય પરાક્રમવાળા યુગલ પુત્ર સીતાને થયેલા છે, તે હું સત્ય કહું છું. હે રામ, જેમ પ્રચેતાનો દશમો પુત્ર હું છું, તેમ આ બે તમારા પુત્ર છે, તે હું અસત્ય કહેતો નથી. હે રાઘવ, જો આ તમારી સ્ત્રી જાનકી કોઇ પ્રકારના દોષથી દૂષિત થઇ હોય તો ઘણા વર્ષો સુધી મેં જે સારી રીતે તપશ્ચર્યા કરી છે તેનું ફળ મને પ્રાપ્ત થાઓ નહીં!!

રામ કહે છે—હે મહા પ્રાજ્ઞ, સુંદર વ્રતવાળા, તમે જે કહો છો, તે તેમજ છે. વળી તમારાં નિષ્કપટ એવાં પવિત્ર વચનોથી મને વિશ્વાસ ઉત્પન્ન થયો છે. વળી પૂર્વે લંકામાં પણ જાનકીએ વિશ્વાસને ઉત્પન્ન કરનાર અગ્નિને વિષે પ્રવેશ કર્યો હતો, તેથી દેવની સમક્ષ સીતાને હું મંદિરને વિષે લાવ્યો હતો. હે બ્રહ્મન્, એ રીતે પહેલાંથી પાપ રહિત એવાં સતી સીતાને મેં પવિત્ર જાણ્યા છતાં લોકના ભયથી તેનો ત્યાગ કર્યો હતો. તે આપ ક્ષમા કરવાને યોગ્ય છો. વળી કુશ અને લવ બન્ને પુત્રો મારાથી ઉત્પન્ન થયા છે, તે હું જાણું છું, માટે આ લોકને વિષે જેનું શુદ્ધ પણું સર્વોએ જાણ્યું છે, એથી આ સીતાને વિષે મારી પ્રીતિ છે. એ રીતે સર્વે દેવતાઓ રામના અભિપ્રાયને જાણી ઉત્સાહ યુક્ત થઇ, બ્રહ્માને આગળ કરી ત્યાં રામની પાસે આવ્યા તથા હર્ષ પામેલી સઘળી પ્રજા ત્યાં આવી. તે સમયે રેશમી વસ્ત્રને ધારણ કરનારાં સીતા ઉત્તર દિશા તરફ મુખ રાખી, હાથ જોડી, નિચું જોઇ, આવાં વાક્ય કહેવા લાગ્યાં કે જો રામ વિના બીજા પુરૂષનું ચિંતવન મેં મનથી

પણ ન કર્યું હોય તો પૃથ્વી દેવી મને માર્ગ આપજો. એ રીતે સીતાયે જ્યારે સમ ખાધા તેટલામાં પૃથ્વીની માંહેથી અતિ ઉત્તમ એવું, દિવ્ય, મહા અદ્ભુત અને જેની સૂર્યના સરખી પ્રભા છે એવું, દિવ્ય દેહવાળા નાગેંદ્રોએ ધારણ કરેલું સિંહાસન પ્રાપ્ત થયું. તે સિંહાસનને બે હાથથી ગ્રહણ કરી, સ્નેહ યુક્ત સીતાયે નાગેંદ્રોને સત્કાર આપ્યો, ત્યાર પછી તેઓએ સીતાને તે સિંહાસન ઉપર બેસાર્યાં. સિંહાસન ઉપર બેઠેલાં સીતા જ્યારે રસાતળને વિષે જાવા લાગ્યાં ત્યારે આકાશમાંથી દેવતાઓએ જય શબ્દનો ઉચ્ચાર કરીને ફુલની વૃષ્ટિ કરી. આકાશમાં રહેલા કેટલા એક દેવતાઓ ધન્ય વાદ કહેવા લાગ્યા અને પૃથ્વીને વિષે રહેલાં સ્થાવર જંગમો તે સીતાના પર્યાણથી ઉદાસી થવા લાગ્યાં તથા મોટી કાયાવાળા વાંદરાઓ પણ ચિંતાતુર થવા લાગ્યા, વળી કેટલા એક તો એવો વિચાર કરવા લાગ્યા કે, તે સીતા કયાં જાશે, એવુ ધારી પૃથ્વીને વિષે પેસતાં એવાં સીતાનું ધ્યાન કરવા લાગ્યા, વળી કેટલાં એક રામને જોવા લાગ્યાં કે તે રામ શું કરશે! એ રીતે સીતાનો પૃથ્વીને વિષે પ્રવેશ થયો જોઇ મોહ પામેલું સર્વ જગત બે ઘડી સુધી અચેતન થઇ મૌન થઇ રહ્યું. તે ભાવિકાર્યના સર્વ નિશ્ચયને જાંણતાં છતાં શ્રી રામ અજાણ્યાની પેઠે તે જાનકીનો શોક કરવા લાગ્યા ત્યારે મુનિઓ સહિત બ્રહ્માયે આવીને રામને બોધ કર્યો. એટલે જેમ સુઇને ઉઠેલો પુરૂષ સાવધાન થાય તેવા થઇને પોતે સર્વ ક્રિયા કરવા લાગ્યા. તે પછી સર્વે વરૂણીના બ્રાહ્મણોને અને મુનિઓને ધન અને રત્ન વિગેરેથી પ્રસન્ન કરી, વિદાય કરવા લાગ્યા. તે પછી બે કુમારને સાથે લઇ. અયોધ્યાને વિષે આવ્યા. તે દિવસથી આરંભીને એકાંતને વિષે રહેનાર, આત્મ ધ્યાનમાં તત્પર એવા રામ સર્વ ભોગને વિષે નિઃસ્પૃહ થઇ વર્તવા લાગ્યા. એક દિવસે એકાંતમાં ધ્યાનવિષે પ્રીતિવાળા એવા રામને સાક્ષાત. નારાયણ રૂપ જાણીને પ્રિય બોલનારાં કૌસલ્યા હર્ષથી પાસે આવી ભકિત પૂર્વક નમ્રતાથી કહેવા લાગ્યાં–હે રામ, તમે જગતના આદિકારણ રૂપ છો અને આદિ, મધ્ય અને અંતથી રહિત છો. વળી પરમાત્મા, પરમ આનંદરૂપ, પૂર્ણ પુરૂષ અને

ઇશ્વર રૂપ તમે મારા માટા પુણ્ય યોગથી મારા ઉદરથી જન્મ્યા હોય નહીં તેમ જણાઓ છે. હે રામ, હવે મારો અવસાન સમય આવતાં છતાં પણ હજી સુધી અજ્ઞાનથી થયેલો સઘળો ભવનો બંધ નિવૃત્ત થયો નથી તથા હજી સુધી પણ ભવ બંધનથી નિવૃત્તિ કરનારૂં જ્ઞાન મને થયું નથી; માટે તે જ્ઞાન જેવી રીતે મને થાય તેવો બોધ કરો. એ રીતે વૈરાગ્ય યુક્ત વચનને કહેતાં એવાં માતા કૌશલ્યાને માતૃવત્સલ ધર્માત્મા એવા દયાળુ રામ જરાથી જીર્ણ થયેલાં કૌશલ્યાને નિચે પ્રમાણે કહેવા લાગ્યા.

રામ કહે છે:—હે માત, મોક્ષની પ્રાપ્તિ કરનારા ત્રણ માર્ગો પૂર્વે વેદાદિને વિષે મેં કર્મ યોગ, જ્ઞાન યોગ અને સનાતન એવો ભક્તિ યોગ એવા નામવી કહેલા છે. હે માત, ભક્તિં પણ ગુણના ભેદે કરીને ત્રણ પ્રકારની છે. તે ભકિત જેવો જેનો સ્વભાવ હોય તેવા ભેદને પામે છે અર્થાત્ તે ભક્તિ સાત્વિક, રાજસ અને તામસ પ્રમાણે જેવા ભક્તોના સ્વભાવ હોય તેવી થાય છે, એટલે સત્વ, રજ અને તમ એવાં ત્રણ ગુણના ભેદે કરીને સાત્વિકી, રાજસી અને તામસી એવી ત્રણ પ્રકારની થાય છે. હવે તે ભક્તિના ત્રણ પ્રકારથી ભક્તો પણ ત્રણ પ્રકારના છે. તે કહું છું તે સાંભળો. જે પુરૂષ હિંસા, દંભ અને મત્સરપણાંને ઉદ્દેશીને ભેદ દૃષ્ટિથી શત્રુ, મિત્ર, ઉદાસી વિગેરે ભેદ દૃષ્ટિવાળો થઇને તે વિષયવિષે આગ્રહથી વર્તે તેને તામસી ભક્ત કહેલો છે. વળી જે સ્વર્ગાદિ ફળની ઇચ્છા રાખીને તથા આ લોકના ભોગને ઈચ્છીને તેમજ ધન અને યશની કામના રાખીને પ્રતિમાને વિષે ભેદ બુદ્ધિથી એટલે આ ઉપાસ્ય છે અને હું તેનો ઉપાસક છું એવી ભેદ બુદ્ધિથી મારૂં પૂજન કરે છે તેને રાજસી જાણવો. વળી જે મારા પરમાત્મા સ્વરૂપને વિષે પાપનો નાશ કરવા સારૂ કર્મને અર્પણ કરે તથા આ મારૂં અવશ્ય કર્ત્તવ્ય છે, કેમકે તે વેદ બોધિત છે, માટે મારે કરવું જોઇએ, એવી બુદ્ધિથી મારાં પૂજનાદિક કરે છે તેને સાત્વિક જાણવો. માટે મારા ગુણના આશ્રયથી જ્યારે અનંત ગુણના સ્થાનરૂપ એવા મારા સ્વરૂપને વિષે મનની વૃત્તિ અવિચ્છિન્ન થાય અર્થાત્ સ્થિર થાય છે, વળી જેમ ગંગાનું જળ સમુદ્રને મળતાં

એક રૂપ થાય છે, તેમ મારા ભકતનું મન મારે વિષે લીન થતાં તે મારી સાથે એક રૂપતાને પામે છે. માટે જે મેં વૃત્તિનું અભેદ પણું કહ્યું તે મારા સગુણ અને નિર્ગુણ એવા ભકિત યોગને પ્રાપ્ત કરનારૂં છે, એ કારણ માટે તે ફળના ઉદ્દેશથી જે વ્યવધાન રહિત ભકિત મારે વિષે થાય છે તે મારી સાલોકય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્ય નામની મુકિતને આપે છે, તો પણ ભકતો મારા સેવન વિના તે મુકિતઓનું ગ્રહણ કરતા નથી. કેમકે તેને વિષે મારી સેવા મળતી નથી. માટે હે માત, સાલોકય વિગેરે મુકિતને તિરસ્કાર કરનાર મારી ભકિતનો ઉત્તમ યોગ છે અને તેજ મારો પૂર્ણ ભકત છે કે જે મારી સેવા વિનાના મોક્ષને હું આપું, તો પણ તેને ઈચ્છતો નથી. વળી તે ભક્તિ યોગે કરીને ત્રિગુણાત્મક માયાનું અતિ ક્રમણ કરી મારી સાથે. ઐકયતાને પામી કામથી રહિત અર્થાત્ ફળની ઇચ્છાથી રહિત એવા અને હિંસાવિનાનાં વખાણવા લાયક તથા નિત્ય નૈમિત્તિક સ્વધર્માચરણરૂપ એવા મોટા કર્મ યોગે કરીને મારા સ્વરૂપને પામે છે, હવે પેહેલાં કહેલા ભક્તિ યોગની પ્રાપ્તિના ઉપાય કહું તે સાંભળો. મારી પ્રતિમાનાં દર્શન, સ્મરણ, સ્તુતિ પૂજા તથા પ્રણામ વિગેરેથી, તેમજ પ્રાણિઓને વિષે, તથા મારે વિષે જેવી ભાવના રાખે તેવી ઈશ્વર ભાવના રાખવાથી; દુષ્ટના સંગનો પરિત્યાગ કરવાથી અને અસત્યનો ત્યાગ કરવાથી, મહાત્મા પુરૂષોને ઘણું માન આપવાથી, અને દુઃખિ લોકોને વિષે દયા રાખવાથી; પોતાના સખા પુરૂષો વિષે મૈત્રીથી અને યમ, નિયમ તથા પ્રાણાયામ વિગેરેના નિરંતર સેવન કરવાથી, વેદાંત વાકયોના શ્રવણથી, મારા નામના કિર્તનથી, સત્ સંગથી, નમ્રતાથી, હું કર્તા છું એવી બુધ્ધીનો ત્યાગ કરવાથી, મારા ધર્મ અર્થાત્ પુજા વીગેરેની ઈચ્છાથી અને મારા ગુણના શ્રવણથી જેનું અંતઃકરણ શુધ્ધ થયું છે એવો પુરૂષ થોડા વખતમાં મને પામે. છે. જેવી રીતે વાયુ યોગથી ગંધ પોતાના આશ્રયે કરી નાસિકાને વિષે પ્રવેશ કરે છે, તેમ યોગાભ્યાસને વિષે પ્રીતિવાળું ચિત્ત આત્માને વિષે લીન થાય છે. વળી સર્વ પ્રાણિઓને વિષે રહ્યો એવો હું તેને જાણ્યા વિના મૂઢ અંતઃકરણવાળો જીવનાં ક્રિયાથી

ઉત્પન્ન થયેલાં એવાં અનેક પ્રકારનાં દ્રવ્યોએ કરી આયતૂ ગંધ, પુષ્પ અને ધૂપ વિગેરે મને સંતોષકારક થાતાં નથી અર્થાત્ સર્વના ચૈતન્ય એવા સર્વ પ્રાણિઓને વિષે રહેલા મારાં સ્વરૂપને જાણ્યા વિના એટલે આંતર આત્મ તત્વનો વિચાર કર્યા વિના બાહ્ય કરેલી પૂજા વિગેરેથી હું પ્રસન્ન થતો નથી. પ્રાણિઓનું અપમાન કરનાર પુરૂષે મારૂં પૂજન કરતાં છતાં પણ મારૂં કાંઈ સેવન વિગેરે કર્યું નથી અર્થાત્ તેનું કરેલું સર્વ વ્યર્થ થાય છે. જ્યાં સુધી સર્વ પ્રાણિઓને વિષે રહેલા મારા આત્મસ્વરૂપનું અંતઃકરણને વિષે સ્મરણ કરે નહિ એટલે હું તે રૂપ છું એમ જાણે નહિ, ત્યાં સુધી પોતાના કર્મે કરીને પ્રતિમા વિગેરેને વિષે મારૂં પૂજન કરે. સારાંશ એ કે પૂજ્ય પૂજક ભાવ, સ્વરૂપને જાણ્યા પછી રહેતો નથી, માટે તે થયા પહેલાં પૂજા વિગેરેને વિષે અધિકાર છે, પરંતુ તે થયા બાદ તે ભેદ રહેતો નથી. માટે આંતરીય ભાવના મુખ્ય છે એમ દર્શાવીને ભેદને નિંદિત છે એમ સૂચવ્યું છે. જે પુરૂષ જીવાત્મા પરમાતમાના ભેદને સ્વીકારે છે તે ભેદયુકત દ્રષ્ટિવાળા પુરૂષને મૃત્યુ, ભય ઉત્પન્ન કરે છે એમાં સંશય નથી; એ કારણ માટે પરિચ્છિન્ન એવો સર્વ પ્રાણિઓને વિષે જીવ રૂપે કરીને રહેલો એવો એક શુદ્ધ સ્વરૂપ હું તેને જાણીને જ્ઞાનથી, માનંથી અને મૈત્રીથી અભિન્ન બુદ્ધિએ કરી મારૂં પૂજન કરે તે તેની મુખ્ય પૂજા છે. વળી કોઇને વિષે શત્રુ બુદ્ધિ ન કરતાં માત્ર એક ચેતન સ્વરૂપ ભગવાન્ સર્વને વિષે સામાન્ય રહ્યો છે, એવી બુદ્ધિ કરવી તથા સર્વ પ્રાણિઓને નિરંતર ચિત્તથી પ્રણામ કરવો, કેમ કે સર્વને વિષે શુધ્ધ ચૈતન્ય રૂપ પરમાત્મા વ્યાપી રહ્યો છે, માટે ઇશ્વર અને જીવને વિષે ભેદ બુદ્ધિ કરવી નહિ. એ રીતે હે માત, ભકિત યોગ સહિત જ્ઞાન યોગ મેં તમને કહી સંભળાવ્યો. એ બંને યોગમાંથી એક ભકિત યોગનો પણ જે પુરૂષ આશ્રય કરે છે, તે શાંતિને પ્રાપ્ત થાય છે, તે કારણ માટે હે માત, સર્વના હૃદયને વિષે રહેલો એવો હું તેનુ નિરંતર ભકિત યોગથી અથવા પુત્ર ભાવે કરી સ્મરણ કરતાં એવાં તમે પરમ શાંતિને પામશો. એવાં રામનાં વચન સાંભળીને કૌશ-

હ્યા અતિ આનંદયુક્ત થયાં. પછી રામનું સદા હૃદયને વિષે ધ્યાન કરી સંસાર બંધનને કાપીને તેમજ સાત્વિકી, રાજસી અને તામસી એવી ત્રણ ગતિને એટલે સાત્વિકી અર્ચિરાદિ ગતિને તથા રાજસી ધૂમાદિ ગતિને અને તામસી જાયસ્વ અર્થાત્ ઉત્પન્ન થવું અને મ્રીયસ્વ એટલે મરણ પામવું ઇત્યાદિ ગતિઓનું અતિક્રમણ કરી તેમાં આદિ ગતિ દહ્ર વિગેરેની ઉપાસના કરનારાઓની, બીજી ગતિ કર્મ કાંડવાળાઓની અને ત્રીજી ગતિ "नास्य प्राणा ह्युत्क्रामंति" આ પુરૂષના પ્રાણો ઉત્ક્રમણ કરતા નથી અર્થાત્ આ બ્રહ્મને વિષેજ લીન થાય છે એમ માનનારા જ્ઞાનકાંડવાદિ વિગેરેની પરમ ગતિ, તે ત્રણ ગતિઓનું ઉલ્લંઘન કરી, સર્વોત્કૃષ્ટ પરમ ગતિને પ્રાપ્ત થયાં, તથા અતિ નિર્મળ મતિવાળાં કૈકેયી ને શ્રી લક્ષ્મણનાં માતા સુમિત્રા પણ રઘુકુળના પતિ એવા શ્રી રામે કહેલા યોગને પહેલાં સાંભળીને શ્રદ્ધા અને ભક્તિએ કરી અતિ શાંતિને પામી હૃદયને વિષે રઘુકુળને વિષે શ્રેષ્ઠ એવા રામનું ચિંતન કરતાં મરણ પામ્યાં, ત્યારે શોભાયમાન થઇને બંને સ્ત્રીઓ દશરથની સાથે હર્ષ યુક્ત થાતાં સ્વર્ગને વિષે પોતાના સ્વામિની સમીપે રહ્યાં.

कैकेयी चापि योगं रघुपतिगदितं पूर्वमेवाधिगम्य
श्रद्धाभक्तिप्रशांता हृदि रघुतिलकं भावयंती गतासुः।
गत्वा स्वर्गं स्फुरंती दशरथसहिता मोदमानावतस्थे
माता श्रीलक्ष्मणस्याप्यतिविमलमतिः प्राप भर्त्तुः समीपं॥

**ઇતિ શ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમામાહેશ્વરના સંવાદનો સાતમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૮ મો.

### श्रीमहादेव उवाच.

अथ काले गते कस्मिन् भरतो भीमविक्रमः।
युधाजिता मातुलेन ह्याहुतोऽगात्ससैनिकः॥

શ્રીમહાદેવ કહે છે—એ પછી કેટલોએક વખત ગયા બાદ ભરતના મામા યુધાજીતે પોતાના દેશની પાસેના દેશમાં રહેલા ગંધર્વોનો વધ કરવા સારૂ ભયંકર પરાક્રમવાળા ભરતને બોલાવ્યા, ત્યારે સૈન્ય સહિત ભરતે ત્યાં રામની આજ્ઞાથી જઇને ત્રણ કરોડ ગંધર્વોને હણી પુષ્કરાવતી અને તક્ષશિલા નામની બે નગરીઓ રચી તેને વિષે પોતાના પુષ્કર અને તક્ષ નામના બે દીકરાઓનો રાજ્યાભિષેક કર્યો. ધન, ધાન્ય યુક્ત એવા સ્નેહિ સંબંધિઓ સહિત બંને ભાઇઓ ત્યાં રહ્યા. ત્યાંથી પાછા અયોધ્યાને વિષે આવીને ભરત રામની સેવામાં તત્પર થયા. તે પછી પ્રસન્ન થયેલા રામ આદરપુર્વક લક્ષ્મણને કહેવા લાગ્યા. હે લક્ષ્મણ, મહા બળવાન અને પરાક્રમી એવા અંગદ અને ચિત્રકેતુ નામના બે પુત્રને સાથે લઈ પશ્ચિમ દિશા તરફ જાઓ અને ત્યાં રહેલા સર્વને દુઃખ દેનાર ભિલ્લોને જીતીને ત્યાં આ બે પુત્રોને સારૂ બે નગર વસાવી, હાથી, ઘોડા, ધન, અને રત્ન વિગેરે સંપાદન કરી, આ બે પુત્રનો રાજ્ય ઉપર અભિષેક કરીને પાછા મારી પાસે તત્કાળ આવો. એવી રામની આજ્ઞાને સ્વીકારી ને હાથી, ઘોડા, સેના અને વાહન વિગેરેને સાથે લઇને લક્ષ્મણે ત્યાં જઇ સર્વ શત્રુઓને હણી બે પુત્રોની ત્યાં રાજ્ય ઉપર સ્થાપના કરી. પાછા તરત આવીને રામની સેવામાં તત્પર થયા. ત્યાર પછી કેટલોએક કાળ ગયા પછી સદા ધર્મના માર્ગને વિષે રહેલા શ્રીરામનાં દર્શન કરવા માટે કાળ પોતે ઋષિનો વેષ ધારણ કરી લક્ષ્મણને કહેવા લાગ્યો કે હે મહા બુદ્ધિ, મહર્ષિઓમાં મુખ્ય એવા અતિબળ નામના ઋષિનો હું દૂત છું, હું પુરૂષોમાં ઉત્તમ એવા રામના દર્શન કરવાને માટે આવ્યો છું, કેમકે જેનો હું દૂત છું, તે મહા મુનિનું વાક્ય રામને ઘણા દિવસ થયા જણાવવાનું છે, તે જઇને તમે નિવેદન કરો. એવાં તે દૂતનાં વચન સાંભળીને લક્ષ્મણ ઉતાવળા રામની પાસે જઈને તે તપોધનના ખબર કહ્યા. તે સાંભળીને રામે લક્ષ્મણને કહ્યું કે હે તાત, તે મુનિને સત્કાર પુર્વક જલદી અહીં મોકલાવો. તે સાંભળીને લક્ષ્મણે તત્કાળ ઘીથી પ્રદીપ્ત થએલા અગ્નિની પેઠે પોતાના તેજથી પ્રકાશિત એવા તે તપસ્વિને મોકલ્યા તેને રામ સ્નેહ-

થી મળ્યા ત્યારે તે મુનિયે રામને પૃથ્વીના રાજ્યથી અધિક એવાં સ્વર્ગ રાજ્યના લાભે કરીને તમે જય પામો એવો આશિર્વાદ આપ્યો. ત્યારે એવાં મધુર વચન કહેતા એવા મુનિની રામે કુશલ પ્રશ્ન પૂર્વક યથાવિધિ પૂજા કરી. પછી તે મુનિએ રામને કુશળ પ્રશ્ન પૂછ્યું. તે પછી દિવ્ય આસનને વિષે બેઠેલા રામે તપસ્વિને કહ્યું કે જે કામ જણાવવાને અર્થે તમે આવ્યા છો તે મને અહીં કહી સંભળાવો. એ રીતે રામે પૂછ્યું ત્યારે તે મુનિ કહેવા લાગ્યા કે, હે રામ, તે વચન આપણે બે જણની સમક્ષ કહેવાય તેવું છે અને ત્રિજાને જણાવાય તેવું નથી, તેથી તે કોઈ બીજાએ સાંભળવું નહિ, તેમ તમારે કોઇને કહેવું નહિ. વળી હે પ્રભુ, આપણે બે વાત કરતા હઇએ તેમાં જે આવીને સાંભળે અથવા જુવે તેને તમારે હણવો, તે સાંભળીને રામે તેવી પ્રતિજ્ઞા કરી, લક્ષ્મણને કહ્યું કે. હે સૌમિત્રિ, તમારે અહીં દ્વાર પાસે ઉભું રહેવું અને અમારી રહસ્યને વિષે કોઇ મનુષ્યને આવવા દેશો નહિ. કદિ જો કોઈ આવશે તો તેને હું હણીશ એમાં સંશય નથી. એવી રીતે લક્ષ્મણને કહીને રામ તે મુનિને કહેવા લાગ્યા કે હે મુનિ! જેણે તમને મોકલ્યા હોય અને જે તમે મનને વિષે કહેવાને માટે ધારેલું હોય તે મારી આગળ કહો. તે સાંભળીને મુનિ રામને આવાં વાકય કહેવા લાગ્યા કે હે રામ, હું યથાર્થ કહું તે સાંભળો, હે ઇશ, હે પ્રભુ, મને બ્રહ્માએ કામ કરવાને સારૂં તમારી પાસે મોકલ્યો છે, હે દેવ, હે પરંતપ, હું સર્વ સૃષ્ટિ કર્યા પેહેલાનો તમારો પુત્ર છું "અર્થાત્ મહત્તત્વનો અંશ વિશેષ તથા આ કાળને શૈવ લોકો મહત્તત્વથી જુદું તત્વ માને છે" હે વીર, માયાના સંગમથી થયેલો અર્થાત્ તેના ઇક્ષણ માત્રથી થયેલો સર્વનો સંહાર કરનાર હું કાળ છું. હે ભગવન, સર્વ દેવર્ષિઓથી પૂજાયેલા બ્રહ્માએ તમને કહ્યું છે કે હે મહામતિ, પૂર્વે અવતાર સમયે જે નિશ્ચય કર્યો હતો તે સમય હવે આવ્યો છે, કારણ કે તમે કહ્યું હતું કે ભૂલોકને વિષે આટલા સમય સુધી રહિને પાછો હું સ્વર્ગને વિષે આવીશ. "કદિ તમે એમ કહેશો કે મારે સ્વર્ગની સાથે શું સંબંધ છે એ આશંકાને દૂર કરવાને પૂર્વની કથા કહું

છું." પૂર્વે જ્યારે માયાએ કરીને તમે સર્વ લોકનો સંહાર કર્યો હતો, ત્યારે તમે એક હતા, તે સમયે તમારી આ રૂપ માયાએ કરીને પેહેલાં જળને વિષે સુતેલા શેષ નાગને તથા પુત્ર એવો હું તેને ઉત્પન્ન કર્યો. તે પછી અતિ પરાક્રમી એવા મહા બળવાન મધુ અને કૈટભ નામના દૈત્યોને હણી તપે કરીને તેના મેદ અને હાડકાંના સમૂહથી પર્વતો સહિત આ પૃથ્વીને રચી. હે પુરૂષોમાં શ્રેષ્ઠ, તે શેષની શય્યાને વિષે સુતેલા એવા તમે તેના સૂર્ય સરખા પ્રકાશિત નાભિ કમળને વિષે મને ઉત્પન્ન કરીને પ્રજાનો અધ્યક્ષ કરી તમે મારે વિષે પ્રજાની ઉત્પત્તિ અને પાલન વિગેરે ભારનું સ્થાપન કર્યું છે. હે જગતના પતિ, એ રીતે તમારી આજ્ઞાથી પ્રજાની ઉત્પતિ વિગેરે વ્યવહારનો અંગીકાર કરીને મેં તમને કહ્યું હતું કે હે, નાથ, જે ભૂતો મારી પ્રજાને દુઃખ દેનાર છે તેઓથી મારી તથા મારી પ્રજાની રક્ષા કરો, તે પછી તમે વામનના રૂપને ધારણ કરીને કશ્યપને ઘેર અવતાર લઇ, રાક્ષસોનો વધ કરી, પૃથ્વીનો ભાર ઉતાર્યો. તે પછી સર્વ પ્રજાને જ્યારે રાવણ પીડા કરવા લાગ્યો ત્યારે તેનો વધ કરવા સારૂ તમે મનુષ્ય લોકને વિષે પ્રાપ્ત થયા છો. વળી પૂર્વે દેવતાઓની સમક્ષ મનુષ્ય લોકને વિષે રહેવાની જે પ્રતિજ્ઞા કરી હતી તે પ્રતિજ્ઞાનો સમય પૂર્ણ થવા આવ્યો છે, કેમકે અહીં આવ્યે તમને અગ્યાર હજાર વર્ષ થઇ ગયાં, હે ઇશ્વર, તમારી પાસે હું કાળ પોતે તપસ્વિના રૂપથી આવ્યો છું, તેમ આપને વળી પાછી રાજ્ય કરવાની ઇચ્છા હોય તો તમે સુખે રાજ્ય કરો. એ રીતે બ્રહ્માએ તમને કહ્યું છે, માટે ઇંદ્રિયોને જીતનાર હે રામ, જો તમારે દેવલોકને વિષે જવાની ઇચ્છા હોય તો આપ વિષ્ણુના આશ્રયથી સર્વે દેવતાઓ તાપ રહિત થઇ સનાથ થાઓ. એવાં બ્રહ્માનાં વાકયો કાળે કહ્યાં તે સાંભળીને રામ હાસ્ય કરતા થકા સમગ્રનો નાશકરનાર એવા કાળ ને કહેવા લાગ્યા કે તમારાં જે વચન હમણાં મેં સાંભળ્યાં. તે મને અતિ પ્રિય લાગે છે. તમારા આવવાથી મને પરમ સંતોષ ઉપજ્યો છે, કેમકે ત્રણે લોકોનાં કાર્ય કરવા સારૂ મારે ઉત્પન્ન થવું પડયું છે, તેથી તે કાર્યો સિધ્ધ થઇ રહ્યાં છે, માટે મારે અહીં રહેવાનું પ્રયોજન નથી. જ્યાંથી હું આવ્યો છું

ત્યાં પાછો સુખે જાઇશ, કેમકે જે પ્રતિજ્ઞા હતી તે સિદ્ધ થઇ છે, માટે અહીંથી જાવું તે મનોરથ પ્રાપ્ત થયો છે એમાં સંદેહ નથી. હે પુત્ર, જે રીતે બ્રહ્માએ કહ્યું હતું તે પ્રમાણે મારા સેવકોનાં અને દેવતાઓનાં સર્વ કાર્યને વિષે મારી માયાએ કરી રહેલું હતું. એ રીતે રામ અને કાળ બેઉ કહે છે તેટલામાં રામનાં દર્શન કરવાની ઈચ્છાથી દુર્વાસા મુનિ તરત રાજદ્વારને વિષે આવ્યા અને લક્ષ્મણની પાસે આવીને કહેવા લાગ્યા કે, હે સૌમિત્રે, મારે અત્યંત કામ છે તેથી રામ ક્યાં છે તે કહો. તે સાંભળીને અગ્નિ સરખા તેજસ્વી એવા દુર્વાસાને લક્ષ્મણ કહેવા લાગ્યા કે, હે મુનિ, તમારે રામની પાસે શું કામ કરવાનું છે? તે તમારૂં ઇચ્છિત કાર્ય હું કરી આપું. કેમકે હમણાં રામ કોઇ બીજા કાર્યમાં ગુંચવાયા છે, માટે બે ઘડી રોકાઓ. એવાં લક્ષ્મણનાં વચન સાંભળીને મુનિ ક્રોધથી તપાયમાન થઇ કહેવા લાગ્યા કે, હે લક્ષ્મણ, આ વખતેજ જો રામનાં દર્શન કરાવશો નહિ તો તમારા સર્વ વંશ ને દેશ સુદ્ધાં ભસ્મ કરીશ, એમાં સંશય નથી. એવાં મુનિનાં ભયંકર વચન સાંભળીને તે વાકયના સ્વરૂપનો અર્થાત્ વ્યંગ અર્થનો લક્ષ્મણ વિચાર કરવા લાગ્યા કે સર્વના નાશ કરતાં મારા એકલાનો નાશ થાય તે વધારે સારૂં છે એવો નિશ્ચય કરી, રામની પાસે જઇ લક્ષ્મણે દુર્વાસાના આવવાના સમાચાર રામને કહ્યા. ત્યારે લક્ષ્મણનાં વચન સાંભળી રામે કાળને વિદાય કરી, તરત બાહેર નિકળી, અત્રિના પુત્ર દુર્વાસાનાં દર્શન કરી, તેને અભિવાદન કર્યું અને પ્રીતિપૂર્વક આદરથી મુનિને પૂછ્યું કે હે મુનિ, તમારે શું કાર્ય છે? તે આજ્ઞા કરો, એટલે તે હું કરી આપું. એવાં રામનાં વચન સાંભળીને દુર્વાસાએ કહ્યું કે હે રામ, આજ મારે હજાર વર્ષના ઉપવાસની સમાપ્તિ છે, માટે તમારે ત્યાં જે ભોજન સિદ્ધ હોય તેની ઇચ્છા રાખું છું, એવાં મુનિનાં વચન સાંભળીને અતિ પ્રસન્ન થએલા રામે મુનિને ભોજન કરાવ્યું ત્યારે, તે મુનિ અમૃત સરખા અન્નને જમીને પ્રસન્ન થઇ પોતાને આશ્રમે ગયા તે પછી કાળનું વચન સ્મરણમાં આવતાં શોક અને દુઃખથી મનમાં ઉદ્વેગ પામી, નિચું મુખ કરી, દીલગીરીથી બોલી શક્યા નહીં અને મનથી લક્ષ્મણને હણ્યા સરખો

જાણીને નિચું મુખ કરી અખિલ બ્રહ્માંડના ઇશ્વર રામ મૌન થઇ રહ્યા. ત્યારે દુઃખમાં બુડેલાં અને સ્નેહના બંધનને ધિક્કારતા મૌન થઇ વિચાર કરતા એવા રામને જોઈ લક્ષ્મણે કહ્યું. હે રઘુનંદન, મારે માટે સંતાપ કરવો છોડી દ્યો અને મને હણો. કેમકે હે પ્રભુ, આવી રીતે અવશ્ય થાશે, એવી કાળની ગતિ મેં પેહેલાથીજ જાણી હતી. વળી મારે માટે તમારી પ્રતિજ્ઞાનો ભંગ થાય તેથી મારે પણ જરૂર નરકમાં રહેવું પડે, માટે જો તમારી મારા ઉપર પ્રીતિ હોય અને જો મારો અનુગ્રહ કરવો હોય તો શંકાનો પરિત્યાગ કરીને મને હણો, પરંતુ પ્રતિજ્ઞા ભંગથી ધર્મનો ત્યાગ કરશો નહીં. એવાં લક્ષ્મણનાં વચન સાંભળી મનને વિષે કંપાયમાન થયેલા રામે સર્વ મંત્રિઓને બોલાવીને વસિષ્ઠને દુર્વાસાના આવવાના ખબર, કાળનું કહેવું અને પોતાની પ્રતિજ્ઞા વિગેરે સર્વ વૃત્તાંતનું નિવેદન કર્યું, ત્યારે વસિષ્ઠ વિગેરે સર્વ મંત્રિઓ રામનાં વચન સાંભળી હાથ જોડી કહેવા લાગ્યા. હે રામ, પૃથ્વીના ભાર ઉતારનાર એવા તમે તેને લક્ષ્મણની સાથે વિયોગ થાશે. એવું દૈવજ્ઞે જન્મપત્રિકામાં પેહેલાંથી જણાવેલું છે, માટે હે રામ, લક્ષ્મણનો ત્યાગ કરો, પરંતુ પ્રતિજ્ઞાનો પરિત્યાગ કરશો નહી, કેમકે પ્રતિજ્ઞાનો પરિત્યાગ થતાં સઘળો ધર્મ નિષ્ફળ થાય છે, માટે રાજાના સઘળા ધર્મનો નાશ થતાં. ખરેખર ત્રૈલોકયનો પણ નાશ થાય છે, તેથી હે રઘુપતિ, તમે સર્વ લોકના પાળનાર છો માટે એક લક્ષ્મણનો ત્યાગ કરીને ત્રૈલોકયનું રક્ષણ કરો. એ રીતે સભાની મધ્ય ધર્મ અને અર્થે સહિત તે મંત્રિઓના અનિંદિત વાકય સાંભળીને લક્ષ્મણને કહેવા લાગ્યા, કે હે સૌમિત્રે, તમારી ઇચ્છા હોય ત્યાં સુખે જાઓ પરંતુ મારા ધર્મનો નાશ થાઓ નહીં, પરિત્યાગ અથવા વધ એ બંને પણ સત્પુરૂષોને સરખાં છે. એ રીતે જ્યારે રામે કહ્યું, ત્યારે દુઃખથી જેનાં નેત્ર વિહ્વળ થયાં છે એવા લક્ષ્મણ રામને પ્રણામ કરી તરત પોતાને ઘેર ગયા. ત્યાર પછી સરયૂને તીરે આવી, આચમન કરી, હાથ જોડી, નવ દ્વારને રોકી, પ્રાણને બ્રહ્મારંધ્રને વિષે પ્રાપ્ત કરતા થકા વાસુદેવ એવા નામનું નાશ રહિત અક્ષર પરબ્રહ્મનું ચિત્તથી ચિંતવન કરવા

લાગ્યા. એ રીતે વાયુના રોધે કરી પરમ પદરૂપ અખંડધામને વિષે જોડાતા એવા લક્ષ્મણને જોઇ ઋષિ અને અગ્નિ સહિત સર્વે દેવતાઓ તેને પુષ્પથી વધાવવા લાગ્યા, અને તેની સ્તુતિ કરવા લાગ્યા. એ રીતે કેટલાક દેવતાઓથી પણ અદૃશ્ય એવા લક્ષ્મણને તેજ શરીર અને વસ્ત્ર સહિત ઇંદ્ર સ્વર્ગ લોકને વિષે લઇ ગયા ત્યારે વિષ્ણુના વ્યૂહના ચોથા અંશ રૂપ એવા લક્ષ્મણનાં દર્શન કરીને સર્વે દેવર્ષિઓ અને શ્રેષ્ટ દેવતાઓ તેની પૂજા કરવા લાગ્યા. એ રીતે વિષ્ણુના અંશ રૂપ લક્ષ્મણ જ્યારે સ્વર્ગને વિષે આવ્યા ત્યારે સિદ્ધ લોકને વિષે રહેલા યોગીઓ બ્રહ્માને સાથે લઇ હર્ષથી પાસે આવેલા મહાશેષ રૂપ લક્ષ્મણનાં દર્શન કરવા સારૂ આવ્યા.

लक्ष्मणे हि दिवमागते हरौ सिद्धलोकगतयोगिनस्तदा।
ब्रह्मणा सह समागमन्मुदा द्रष्टुमाहितमहाहिरूपकं ॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો આઠમો સર્ગ સંપૂર્ણ.**

---

## સર્ગ ૯ મો.

### श्री महादेव उवाच.

लक्ष्मणं तु परित्यज्य रामो दुःखसमन्वितः।
मंत्रिणो नैगमांश्चैव वसिष्ठं चेदमब्रवीत् ॥

શ્રી મહાદેવ કહે છે– લક્ષ્મણનો પરિત્યાગ કર્યા પછી અતિ દુઃખથી ઉદાસી થયેલા રામે મંત્રિઓને અને વૈશ્યોને બોલાવી વસિષ્ઠને આવી રીતે કહ્યું. હે મુનિ, મહા બુદ્ધિવાળા ભરતનો રાજ્ય ઉપર અભિષેક કરી હું પણ લક્ષ્મણની પાછળ જાઇશ. એ રીતે જ્યારે રામે કહ્યું ત્યારે તે સાંભળતાં નગરનાં અને દેશનાં મનુષ્યો દુઃખથી પીડિત થઇ જેમ મૂળ કપાતાં વૃક્ષો પડે તેમ પૃથ્વીને વિષે પડી ગયાં. વળી રામનાં વચન સાંભળીને ભરત પણ મૂર્છા પામ્યા. તે પછી સંજ્ઞા આવતાં રાજ્યના ધિક્કાર સહિત આવાં

વાક્ય રામની પાસે કહેવા લાગ્યા—હે રઘુશ્રેષ્ઠ, તમારા વિના સ્વર્ગને વિષે કે પૃથ્વીને વિષે રાજ્યની ઇચ્છા કરતો નથી. હે પ્રભુ, તે તમારા ચરણના સમથી હું સત્ય કહું છું. હે રામ! આ કુશ અને લવનો અભિષેક કરો એટલે કોસલ દેશને વિષે કુશનો અભિષેક કરો અને ઉતર દેશને વિષે લવને અભિષેક કરો. વળી એકદમ શત્રુઘ્નને બોલાવવા સારૂ દૂતો જાઓ અને અમારા સ્વર્ગે જવાના ખબર તેને સંભળાવો. એ રીતે ભરતનું કહેવું સાંભલીને જે પ્રજા પેહેલાં પૃથ્વી ઉપર પડી ગઇ હતી તે રામના વિયોગની બીકથી વિહ્વળ થએલી પ્રજાને ઉભી કરીને વસિષ્ઠ મુનિ રામને આવાં કૃપામય વચન કહેવા લાગ્યા—હે તાત રામ, પૃથ્વી ઉપર પડેલી આ સર્વ પ્રજાને તમે આદરથી જુઓ અને તેનો જેવો અભિપ્રાય હોય તેમ તેના મનને પ્રસન્ન કરો. એવાં વસિષ્ઠનાં વચન સાંભળી તે પ્રજાને બેઠી કરી તેનો સત્કાર કરી, સ્નેહ સહિત રામ તેને એમ કહેવા લાગ્યા કે હે પ્રજા, તમારૂં શું કાર્ય કરી આપું તે કહો. તે સાંભળીને પ્રજા હાથ જોડી ભક્તિથી રામને આવી રીતે કહેવા લાગી—હે રામ, જ્યાં તમારે જવાની ઇચ્છા હોય ત્યાં અમે પણ તમારી સાથે આવીએ. હે રામ, આજ અમારી મોટી ભક્તિ અને આજ અમારો અક્ષય ધર્મ કે તમારી પાછળ આવવાને વિષે અમારા હૃદયમાં દૃઢ બુદ્ધિ થઈ. હે પ્રભુ, તે કારણ માટે સર્વ પ્રકારે પણ અમે સ્ત્રી, પુત્ર વિગેરેને સાથે લઇ તમારી પાછળ આવીએ, તે કારણ માટે હે રામ, તપોવન, સ્વર્ગ અથવા બીજા કોઇ નગર વિગેરે જે સ્થળમાં તમે જાઓ ત્યાં અમે તમારી પાછળ આવીશું. એ રીતે તેઓના મનનો દૃઢ નિશ્ચય જાણી તથા કાળનાં વચનને યાદ કરી રામે તે ભક્ત એવા સઘળા મનુષ્યોને બહુ સારૂં, તમે, જે કહો છો તેમજ કરશું એમ કહ્યું. ત્યાર પછી તેજ દિવસને વિષે જવાનો નિશ્ચય કરી રામે કુશ લવને બોલાવી, એક એક જણને આઠ હજાર રથ, એક હજાર હાથી અને સાઠ હજાર ઘોડા એ રીતે સેના આપી રત્ન અને બહુ ધન આપ્યું, ત્યારે તે કુશ અને લવ બંને ભાઈ રામના વિયોગથી ન સહન કરાય એવું દુઃખ મનને વિષે પામવા લાગ્યા. ત્યાર પછી

તે બંને ભાઇ રામને વંદન કરીને ચાલતા થયા. શત્રુઘ્નને બોલાવવા સારૂ રામે દૂતો મોકલ્યા તે દૂતોએ એકદમ ત્યાં જઇને શત્રુઘ્નને કાળનું આવવું તથા દુર્વાસાનું કહેવું, લક્ષ્મણનું પધારવું અને સ્વર્ગને વિષે પ્રજાને સાથે લઇ જવી એવી રામની પ્રતિજ્ઞા, અને પુત્રોનો અભિષેક તથા પોતાના ભાઇ વિગેરે સર્વ કુળનો નાશ કરવાનું રામનાં કર્તવ્ય એ વિગેરે સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. ત્યારે દૂતોનાં વચનોને સાંભળી શત્રુઘ્ન અતિ પીડા પામવા લાગ્યા. તે પછી ધૈર્યથી પુત્રને બોલાવીને તેનો અભિષેક કર્યો. મહા બળવાન એવા શત્રુઘ્ને સુબાહુનો મથુરાંને વિષે અને વિદિશાને વિષે યુપકેતુનો અભિષેક કર્યો તે પછી પોતે એકદમ શ્રીરામનાં દર્શન કરવા સારૂ અયોધ્યાને વિષે આવી ચિરંજીવી, મુનિઓથી વીંટાયેલા, અગ્નિ સરખા તેજસ્વી અને જેણે બે વસ્ત્રો પેહેર્યા છે એવા મહાત્મા રામનાં શત્રુઘ્ને દર્શન કર્યા, તથા જેણે હાથ જોડયા છે એવા મહામતિ શત્રુઘ્ન રામને અભિવાદન કરીને આવું ધર્મ સહિત વાકય કહેવા લાગ્યા.

શત્રુઘ્ન કહે છે—હે કમળ લોચન રામ, હે વીર, બંને પુત્રોનો ત્યાં રાજ્યને વિષે અભિષેક કરીને તમારી સાથે આવવાનો મેં નિશ્ચય કર્યો છે, માટે તમારો ભક્ત એવો હું તેનો તમે ત્યાગ કરવાને યોગ્ય નથી. એવી શત્રુઘ્નની દૃઢ બુદ્ધિ જાણીને રામે તેને કહ્યું કે—હે સૌમ્ય, તમે પણ આજ મધ્યાન્હને વિષે તૈયાર થાઓ. તે પછી ઇચ્છા પ્રમાણે રૂપ લેનારા હજારો વાંદરાઓ, રીંછ, રાક્ષસો, ઋષિઓ અને દેવતાના પુત્રો રામના પ્રયાણના ખબર સાંભળી, ત્યાં આવી, રામને આ પ્રમાણે કહેવા લાગ્યા. હે પ્રભુ, અમે પણ તમારી પાછળ આવવાનો નિશ્ચય કર્યો છે. એ રીતે સર્વે રાક્ષસો અને વાંદરાઓ રામને કહે છે તેટલામાં મહા બળવાન સુગ્રીવ આવી ભક્ત વત્સલ એવા રામને વંદન કરી કહેવા લાગ્યા—હે રામ, હું પણ રાજ્યને વિષે અંગદને બેસારી તમારી પાછળ આવવાનો નિશ્ચય કરી આવ્યો છું. એ રીતે રીંછ, વાંદરાઓ અને રાક્ષસોનાં વચન સાંભળી શ્રીરામ આદરપૂર્વક વિભીષણને આવું મૃદુ વચન કહેવા લાગ્યા—હે વિભીષણ, જ્યાં સુધી આ પૃથ્વી

પ્રજાને ધારણ કરશે ત્યાં સુધી મારા વચનથી તું રાક્ષસોનું રાજ્ય કર. આમાં જો તું કાંઈ બીજો ઉત્તર કહે તો તને મારા સમ છે, માટે મારા સમના કારણથી તારે બીજું કાંઇપણ પ્રતિઉત્તર વાક્ય કહેવાય તેમ નથી. એ રીતે વિભીષણને કહી હનુમાનને કહેવા લાગ્યા—હે મારૂતિ, તમે ચિરંજીવી રહો. આ મારી આજ્ઞાને તમારે મિથ્યા કરવી નહીં. તે પછી જાંબવાનને કહ્યું કે, હે ઋક્ષરાજ, તમે દ્વાપરયુગ સુધી રહો, કેમકે બીજા કોઇ કારણસર મારી સાથે તમારે યુદ્ધ થશે, તે પછી તમે સ્વર્ગમાં જાશો. એ રીતે દયાળુ રામે હનુમાન, જાંબવાન શિવાયના સર્વ વાંદરાઓને અને રાક્ષસોને આવવા વિષે કહ્યું. પ્રભાતને વિષે વિશાળ વક્ષઃસ્થળવાળા તથા શ્વેત કમળ સરખા નેત્રવાળા, રઘુવંશના સ્વામી શ્રીરામ પોતાના પુરોહિત એવા આર્ય વસિષ્ઠને કહેવા લાગ્યા—હે ગુરૂ, શુભ પ્રસ્થાન કરવાને માટે મારા પ્રયાણ પેહેલાં તમારાં અગ્નિ હોત્રનાં પાત્રોને મોકલાવો. તે સાંભળીને વસિષ્ઠ કે જેણે મહા પ્રયાણને માટે ઉત્તમ બુદ્ધિનો સ્વીકાર કરેલો છે એવા પોતે હીરાગળ વસ્ત્રો અને દર્ભ વિગેરેના પવિત્ર પદાર્થો હાથમાં લઇ, મોટા વિધિથી પ્રસ્થાન સંબંધિ સર્વ કર્મ કરવા લાગ્યા, ત્યારે કરોડો ચંદ્ર સરખી કાન્તિવાળા રામ જેમ ધોળા વાદળાંઓમાંથી ચંદ્ર નિકળે તેમ પોતે નગરમાંથી નિકળ્યા, તે વખતે તે રામની ડાબી બાજુએ જેણે હાથમાં ધોળું કમળ લીધું છે એવાં કમળ સરખાં લક્ષ્મી પ્રાપ્ત થયાં અને જમણા પડખાંને વિષે જેના હાથમાં રક્ત કમળ છે એવી પૃથ્વી સ્ત્રીનું રૂપ લઇ અત્યંત પ્રદીપ્ત દેખાવા લાગી. શાસ્ત્રો, શસ્ત્રો, ધનુષ અને બાણ વિગેરે મૂર્ત્તિધારી થઇ રામની આગળ ચાલવા લાગ્યાં, સર્વે વેદ અને વ્યાહૃતિઓ સહિત શ્રુતિઓની માતા ગાયત્રી ઓંકારને સાથે લઇ મૂર્ત્તિમાન્ થઇને શ્રીરામની પાસે પ્રાપ્ત થયાં, સનક આદિમુનિઓ પણ રામની સમીપે આવ્યા. એ રીતે રામને જાતા જોઇને તેની પાછળ સ્ત્રી, પુત્ર અને બંધુ વર્ગ સહિત સર્વે લોકો જાવા લાગ્યાં તથા જેમ ઉઘાડાં બારણાં વાળું મોક્ષનું બાર હોય તેમ જેની કામના પૂર્ણ થઈ છે એવા મહાત્માઓ તે રામની પાછળ જાવા

લાગ્યા, વળી અંતઃપુર અને અનુચર વર્ગ સહિત સ્ત્રીને સાથે લઇને શત્રુઘ્ન યુક્ત ભરત, લક્ષ્મી સહિત શ્રીરામને જાતા જોઇને તેની પાછળ ગયા. સમસ્ત શેહેરનાં મનુષ્યો, બાળક, યુવાન અને વૃધ્ધો શ્રીરામની પાછળ ગયાં તથા શ્રેષ્ઠ બ્રાહ્મણો, અમાત્ય વર્ગ સહિત મંત્રિઓ, જેમાં ક્ષત્રિયો મુખ્ય છે એવા વૈશ્યો, અને શૂદ્રો તથા બીજાં સર્વે મનુષ્યો હર્ષ પામીને રામની પાછળ જાવા લાગ્યાં. તે પછી સુગ્રીવ વિગેરે સર્વે વાંદરાઓ સ્નાન કરી શુદ્ધ થઇ, શુભ શબ્દોને કહેતા થકા રામની પાછળ ગયા, તેમાં કોઇને બાહેર દેખાતાં એવાં સુખોને વિષે આસક્તિ રહી નહિ, તથા કોઇને કાંઈ ભવ સંબંધી દુઃખ રહ્યું નહિ, કોઇને કશી દીનતા રહી નહિ. કારણ કે આનંદરૂપ રામને પ્રાપ્ત થયા, તેથી સર્વેને પશુ અને ભૃત્ય વિગેરેને વિષે વૈરાગ્ય થયો તથા તે અયોધ્યા નગરીને વિષે જે પ્રાણિઓ અદશ્ય હતાં તથા સ્થાવર જંગમ વિગેરે જે હતાં તે સર્વે શ્રીરામને પામ્યાં. વળી જેઓ વિરક્ત હતા તેઓ અનંત શકિતવાળા સાક્ષાત્ પરમાત્મારૂપ એક ઇશ્વર શ્રી રામને પામ્યા. તેમજ અયોધ્યા નગરીને વિષે એવો કોઇ પણ જંતુ ન હતો કે, જેનું મન શ્રી રામને વિષે હતું નહિ કે જે રામને પામ્યો નહિ એ રીતે શ્રીરામચંદ્ર ગયા ત્યારે તે સઘળી અયોધ્યા નગરી શૂન્ય થઇ ગઇ ત્યારપછી શ્રીરામ નગરથી દૂર ગયા ત્યારે સરયૂનાં દર્શન કરીને આનંદ પામેલા રામે પોતાના વૈરાટ રૂપને યાદ કર્યું, તે સમયેજ પોતાના હૃદયને વિષે રેહેલું સર્વ જગત્ દેખાવા લાગ્યું, તેટલામાં પિતામહ બ્રહ્મા, દેવતાઓ, સર્વે ઋષિઓ અને સિધ્દો ત્યાં આવ્યા, તે સમયે દેવતાઓ જેમાં બેઠા છે એવાં સૂર્યસરખાં પ્રકાશિત કરોડો વિમાનોએ કરી ઘેરાયેલું અને ચળકતું એવું આકાશ જેમ નક્ષત્રના ગણોથી વીટાયેલું હોય તેમ તેજોમય દેખાવા લાગ્યું. પોતે પ્રકાશાત્મક મહા પુણ્યવાન પુરૂષો કે જેઓ સ્વર્ગને વિષે સર્વોત્કૃષ્ટ પદને પામ્યા છે, તેઓથી પણ આકાશ અતિ પ્રકાશવાળું દેખાવા લાગ્યું વળી તે સમયે સુગંધિ પવન વાવા લાગ્યો. આકાશમાંથી ફૂલોની વૃષ્ટિ થવા લાગી, તથા દેવતાઓ મૃદંગ વિગેરે વાજીંત્રોના નાદ કરવા લાગ્યા, વિદ્યાધરો અને કિંનરો ગાવા લાગ્યા, ત્યારે

અનંતશક્તિ શ્રીરામે ચરણે કરી એકવાર સરયૂનાં જળનો સ્પર્શ કરીને જળ ઉપરથી ચાલ્યા તે સમયે બ્રહ્મા હાથ જોડીને રામને કહેવા લાગ્યા. હે પરમાત્મન્, પરમેશ્વર એવા તમે સર્વત્ર આનંદમય, પૂર્ણ અને વિષ્ણુ સ્વરૂપ છો. માટે તમારા એક ઇશ્વર સ્વરૂપને જાણો છો, તોપણ અખિલ બ્રહ્માંડના ઇશ્વર હે શ્રીરામ, તમે ભક્ત પરાયણ છો, માટે મારાં વચનને સત્ય કરવા સારૂં તમે માયાએ કરીને આ સર્વ, શરીર પરિગ્રહ વિગેરે કર્યું હતું, પરંતુ હવે તમે ભાઇઓ સહિત તમારા આદિ એવા વિષ્ણુસ્વરૂપને વિષે પ્રવેશ કરી દેવાતાઓની રક્ષા કરો, અથવા બીજો જે શ્રેષ્ટ દેહ તમને પ્રસન્ન હોય તેમાં પ્રવેશ કરી દેવના અધિપતિ એવા વિષ્ણુસ્વરૂપ તમે અમારી રક્ષા કરો. હે દેવ, તમારા સ્વરૂપને મારાં વિના બીજા પુરૂષો કોઇ જાણતા નથી. હે દેવેશ, તમને હજારો વાર હું નમસ્કાર કરૂં છું. હે વિષ્ણુ, તમે મને પ્રસન્ન થાઓ. એ રીતે બ્રહ્માની પ્રાર્થનાથી તે મહા પ્રકાશ શ્રીરામ સર્વ દેવતાઓ જુએ છે તેટલામાં તે સર્વે દેવતાઓનાં નેત્રને પોતાની પ્રભાથી નીસ્તેજ કરતા એવા શ્રીરામ ચક્ર વિગેરે કરી યુકત એવા ચતુર્ભુજ સ્વરૂપ થયા અને લક્ષ્મણ અતિઅદ્ભુત એવા શેષના શરીરને ધારણ કરી ઇશ્વરની શય્યારૂપ થયા, ભરત શત્રુઘ્ન ચક્ર તથા શંખ રૂપ થયા, સીતા પોતે લક્ષ્મીરૂપ થયાં તથા શ્રીરામ પુરાણપુરૂષ શ્રીવિષ્ણુ સ્વરૂપ થયા. એ રીતે પોતના નહાના ભાઈઓ સહિત પૂર્વના વિષ્ણુ દેહ કરીને પોતે તેજોમય દિવ્યમૂર્તિ થયા ત્યારે તે વિષ્ણુની પાસે ઇંદ્ર અને બ્રહ્મા વિગેરે સર્વે દેવતાઓ, સિદ્ધો, મુનીઓ, યક્ષો આવીને ચોતરફથી પૂજા અને સ્તુતિ કરવા લાગ્યા. તેણે કરી જેનાં ચિત્ત સંપૂર્ણ આનંદમાં મગ્ન છે એવા તથા જેના સર્વે મનોરથો સિધ્દ થયા છે એવા તે સર્વે દેવગણો વિષ્ણુની પાસે રહ્યા છે, તે સમયે મહાત્મા વિષ્ણુ બ્રહ્માને કહેવા લાગ્યા. મારે વિષે આસકત એવા આ મારા ભક્તો સ્વર્ગને વિષે હું જાઉ છું તેની પાછળ પ્રાપ્ત થયા છે, માટે તે તિર્યક્ અર્થાત્ પશુઓની વિગેરે યોનીને વિષે થઇ તેવા શરીરવાળા છતાં પણ અતિ પુણ્યયુકત થઇ મને પામ્યા છે. માટે હે બ્રહ્મન્, મારા વૈકુંઠ સરખા લોકને વિષે તમે તેઓને મારી

આજ્ઞાથી પ્રાપ્ત કરો. એવાં વિષ્ણુનાં વચન સાંભળીને બ્રહ્માએ કહ્યું કે, હે ભગવન્, તમારે વિષે ભાવવાળા એવા તેઓ અતિ પુણ્યવાન લોકો વિચિત્ર પ્રકારના વૈભવોવાળા મારી ઉપર આવેલા પ્રદીપ્ત લોકોને વિષે પ્રાપ્ત થાઓ. હે રામ, વળી જેઓ મરણ સમયને વિષે પણ તમારા પવિત્ર નામોને ગાય છે અને જે લોકો અજાણમાં પણ તમારૂં ભજન કરે છે. અર્થાત્ રામ એવાં પવિત્ર નામનું રટન કરે છે, તેઓને જે લોકો યોગિઓને પ્રાપ્ત થાય તેવા છે, તેવા લોક મળે છે. તે પછી વાંદરાઓ અને રાક્ષસો સર્વેએ અતિ હર્ષ યુક્ત થઇને સરયૂના જલનો સ્પર્શ કર્યો તેટલામાં શરીર છોડીને પૂર્વના જે જે અંશથી ઉત્પન્ન થયા હતા તે શરીરોને પામવા લાગ્યા. સુગ્રીવ સૂર્યના વીર્યથી થયા હતા માટે તે સૂર્યના રૂપને પ્રાપ્ત થયા. પછી સર્વે પુરૂષો સરયૂના જળને વિષે નહાયા ત્યારે તેઓ મનુષ્ય દેહનો ત્યાગ કરી દિવ્ય આભૂષણોને ધારણ કરી, વિમાનમાં બેસી, દેવલોકને પામ્યા તથા તિર્યક્ યોનિને વિષે થયેલા જીવો પણ રામની દૃષ્ટીમાત્રે પડતાં સર્વે પાપથી મુક્ત થઇ જળનો સ્પર્શ કરી, સ્વર્ગમાં ગયા, તથા દેશના જે લોકો રામને જોવાને સારૂં આવ્યા હતા તેઓ પણ રામનાં દર્શનથી મુક્ત સંગ થઇને લોકના સ્વામી શ્રીરામના સ્મરણથી અને સરયૂના જળના સ્પર્શથી અનાયાસે સ્વર્ગને વિષે પ્રાપ્ત થયા. એ રીતે શ્રીરામચંદ્રની કથા શંકરે પાર્વતીને કહી સંભળાવી. "હવે શ્રી અધ્યાત્મરામાયણા પઠન શ્રવણના ફલનું નિરૂપણ કરૂ છુ."

જે મનુષ્ય આ અધ્યાત્મ રામાયણના શ્લોકના એક ચરણનું અર્થાત્ ચતુર્થાંશનું પઠન કરે છે. તે મનુષ્ય હજારો જન્મનાં પાપથી મૂકાય છે. જે મનુષ્યે નિરંતર ઘણાં પાપ કર્યાં હોય તે પણ જો આ રામાયણના એક શ્લોકને ભક્તિથી ભણે તો તે સર્વ પાપના સમુદાયથી મુક્ત થઇ અનન્ય ભક્તને મળે એવી રામની સાલોક્ય નામની મુક્તિને પામે છે. પૂર્વે, અંતર્યામી એવા રામે જેને પ્રેરણા કરી છે એવા શંકરે જેની અંદર ભવિષ્ય અર્થો સમાયેલા છે એવું આ રઘુકુલના નાથ એવા શ્રીરામની કથાનું આખ્યાન રચેલું છે, કે જેના શ્રવણથી રામ પરિતોષ પામે છે. અર્થાત્ શ્રીરામની પ્રશંસાથી

સર્વે અર્થની સિધ્ધ થાય છે, વળી શ્રીશંકરે પાર્વતીને કહેલું એવું આ રામાયણ કાવ્ય વક્તા, શ્રોતાને અનંત પુણ્ય આપનારૂં છે, માટે જે મનુષ્ય આ અધ્યાત્મ રામાયણનાં પુરાણનું ભક્તિથી પઠન શ્રવણ કરે તે શેંકડો જન્મનાં પાપથી મુક્ત થાય છે, તેમજ આ અધ્યાત્મ રામાયણ નિત્ય ભણનારને ભક્તિથી શ્રવણ કરનારને અને લખનારને અતિ પ્રસંન થએલા શ્રીરામ સીતા સહિત સદા સમીપે રહી સંપત્તિ આપે છે. મનુષ્યોનાં મનને હરનાર અને બ્રહ્માદિ દેવતાએ વખાણેલા એવા આ આદિકાવ્ય રામાયણનો શ્રદ્ધા યુક્ત જે મનુષ્ય પાઠ કરે તથા જે મનુષ્ય નિત્ય તેનું શ્રવણ કરે તે વિશુદ્ધ દેહ થઈ વિષ્ણુના ધામને વિષે જાય છે.

रामायणं जनमनोहरमादिकाव्यं ब्रह्मादिभिः सुरवरैरपि संस्तुतं च।
श्रद्धान्वितःपठति यः शृणुयात्तु नित्यं विष्णोःप्रयाति सदनं सविशुद्धदेहः॥

**ઇતિશ્રી અધ્યાત્મરામાયણના ઉત્તરકાંડનો ઉમા-માહેશ્વરના સંવાદનો નવમો સર્ગ સંપૂર્ણ.**



# પ્રથમથી થનારા ગ્રાહકોનાં નામ.

## મુંબઈ.

નકલ. નામ.

૫ બ્રહ્મનિષ્ઠાચાર્ય જયકૃષ્ણ જીવનરામ.
૪ શેઠ ખીમજી જેરામ શિવજી.
૩ શેઠ ગોરધનદાસ ગોકળદાસ તેજપાળ.
૩ સુતાર જીવા વીરજી.
૩ ઠ. કેશવજી દામોદર જેરામ.
૩ રા. મનઃસુખરામ સૂર્યરામ.
૩ શેઠ ઠાકરસી મુલજી.
૨ શેઠ લક્ષ્મીદાસ ખીમજી.
૨ ખત્રી અંબારામ કરશન.
૨ શેઠ પરષોત્તમ મોરારજી.
૨ [illegible]. હીરજી ગોવિંદજી.
૨ ઠ. ગોકળદાસ [illegible].
૧ મહારાજ લધુજી [illegible]નરાજજી.
૧ રા. મનમોહનદાશ દયાલદાસ.
૧ રા. હરકીશનદાશ જમનાદાશ બરીવાળા.
૧ શેઠ શીવજી પ્રાગજી હરડાવાળા.
૧ ઠા. મેઘજી જેરામ.
૧ ઠા. શવજી મોરારજી.
૧ ઠા. ભીમજી રવજી.
૧ ઠા. દયાલ કચરા.
૧ ખત્રી માધવજી રામજી.
૧ ખત્રી કેશવજી મુરારજી.
૧ ખત્રી દામોદર મોરારજી.
૧ શા. રૂઘનાથજી તારાચંદ.
૧ ભુલેશ્વર પુસ્તકાલયના કારકુન લક્ષ્મીદાશ પરમાણંદદાસ.
૧ ભટ પ્રેમજી વીરજી.
૧ શેઠ વલ્લભદાશ સુંદરજી.
૧ શા. રણછોડદાશ પરષોત્તમ.
૧ ઠા. વાઘજી કોરજી.
૧ ઠ. પરષોત્તમ લક્ષ્મીદાસ.
૧ શા. અમરચંદ લાલજી.
૧ ઠા. હરજીવન જીવરાજ.

નકલ. નામ.

૧ ઠા. અબજી શીવજી.
૧ ઠા. જેઠાભાઈ જેરામ.
૧ કડીઆ લધા મુળજી મીસ્તરી.
૧ „ લવજી જેઠા મીસ્તરી.
૧ „ કાળા જેઠાભાઈ મીસ્તરી.
૧ ભટ પુરૂષોત્તમ વિ. હરિહર.
૧ ઠ. ભવાન જીવરાજ.
૧ જોશી જેશંકર જેઠા.
૧ શા. મનજી [illegible]ગુજી.
૧ જોશી હંસરાજ નારણદાસ.
૧ શેઠ પ્રેમાણંદ કોરજી.
૧ સોની દેવદાન ભગત.
૧ શેઠ નરશી કાનજી પુજારા.
૧ રા. ગુલાબદાસ ગોરધનદાસ.
૧ રાવળ નરોત્તમ પરષોત્તમ.
૧ ડા. કેશવજી લધા બગીવાળા.
૧ બ્રહ્મચારી માધવાનંદ સદાનંદ.
૧ રા. હીરાશંકર ગીરજાશંકર.
૧ વ્યાસ શિવશંકર ગોપાળ.
૧ ભટ [illegible]ગનલાલ હરગોવિંદ.
૧ શાહ દેવીદાસ ઝીણાભાઇ.
૧ શેઠ મગનલાલ કરશનદાશ.
૧ રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક.
૧ રા. રા. વિજયશંકર ગૌરીશંકર.
૧ ઠ. નાનજી ભગવાન.
૧ શા. જગમોહનદાશ હરીભાઈ ભગત.
૧ રા. હરિપ્રસાદ રામપ્રસાદ.
૧ શા. બાપુભાઇ કકલ.
૧ શુકલ જેશંકર પ્રાણશંકર.
૧ મેતા કાશીલાલ મીઠાલાલ.
૧ લુવાર દેવરાજ પુંજા.
૧ ઠ. દામોદર પ્રેમજી તુલશીદાશ.
૧ ભણશાળી સુંદરજી હીરજી.
૧ ઠા. મૂળજી ધરમસી.
૧ ઠ. માધવજી આણંદજી.
૧ ઠ. રામજી લક્ષ્મીદાસ.
૧ ઠા. સુંદરજી વાલજી.

નકલ. નામ.

૧ ઠા. જુઠા કાનજી.
૧ નંદવાણા ભવાન વેલજી.
૧ પારેખ મૂળજી આણંદજી.
૧ ઠ. ત્રીકમદાશ દયાળ.
૧ ઠ. જેરામ નારણજી.
૧ ઠ. કાલીદાશ ધરમસી.
૧ ઠ. જેઠાલાલ વાલજી.
૧ જાની કાલીદાસ ઈજતરામ.
૧ ઠ. હંસરાજ નરસી.
૧ સ્વામીજી રાધવાનંદજી.
૧ મીસ્તરી ધનજી જીવા.
૧ શેઠ જસરાજ મૂળજી.
૧ શેઠ ગોવિંદજી મૂળજી.
૧ શેઠ કલ્યાણજી ઘેલાભાઇ ખંભાત્રી.
૧ સોની રામજી ભગવાન.
૧ સોની કાળા ડોસા.
૧ ખતરી ગોકુળ સુંદરજી.
૧ રા. કેશવલાલ નાનાભાઈ.
૧ મી. કાળા જીવા.
૧ ભટ વલ્લભજી કુંવરજી.
૧ ઠા. હેમરાજ કાનજી.
૧ મોતીલાલ ત્રીભોવનદાસ સટ્ટાવાળા.
૧ ઠ. માધવજી કાળીદાસ.
૧ મેતા નરભેશંકર વિ. સૂર્યશંકર.
૧ ઠ. મેઘજી હેમરાજ.
૧ ભટ વાલજી જીવરાજ.
૧ ઠ. ડુંગરસી પરષોત્તમ.
૧ ઠ. વંદરાવન પરશોત્તમ.
૧ ઠ. જેઠાભાઇ નારણજી.
૧ ઠ. હરી હેમરાજ.

## જામનગર.

૫ આજમ કરશનભાઈ પુંજાણી.
૪ રા. વજેશંકર અચલજી વૈદ્ય.
૩ રા. શંભુશંકર જગજીવન વૈદ્ય.
૨ રા. સારાભાઈ દેવજી મેતા.
૨ નાધોરી ગીરધર પરષોત્તમ.
૧ રા. પ્રભાશંકર જટાશંકર.
૧ સુતાર જગજીવન ભવાન.
૧ શેઠ માધવજી ભગવાનજી.
૧ શેઠ લક્ષ્મીચંદ ભગવાનજી.
૧ નાધોરી તુલશીદાસ નારણજી.

નકલ. નામ.

૧ કવીશ્વર પ્રતાપરાય શીવલાલ મનોરંજક પુસ્તક શાળાના સેક્રેટરી.
૧ રા. રંગીલદાશ શીવશંકર.
૧ ઠા. સોમચંદ રણછોડ.
૧ ખવાસ નારણભાઈ શવાભાઈ.
૧ ખવાસ મલુ સગરામ.
૧ રા. દયાશંકર કામેશ્વર ઓઝા.
૧ ખત્રી કાનજી જાદવજી પટેલ.
૧ ગુંસાઇ દામોદરગરજી લછમનગરજી.
૧ સ્વામીશ્રી કેવળાનંદજી રાધવાનંદજી,
૧ ભટ ત્રીકમલાલજી વ. ગોપાલ ભટ્ટજી.
૧ રા. હરીશંકર રાજારામ.
૧ રા. મગનલાલ બાપુભાઈ.
૧ ખવાસ કાનજી ગોવિંદ.
૧ જયસિંહજી.
૧ સોની હાથીભાઈ વિ. ગગુભાઈ.
૧ રા. મોહનલાલ વિ. અચળદાસ.
૧ સોની જેઠા કાનજી.
૧ વકીલ સુરજશંકર અંબાશંકર.
૧ રા. કલ્યાણજી હીરજી મેતા.
૧ રા. ભના પરષોત્તમ કોઠારી.
૧ ઠા. નારણજી દયાલજી.
૧ શેઠ મોહનજી મદનજી.
૧ શેઠ ગોવિંદજી મદનજી.
૧ બ્રહ્મનિષ્ઠ ભગવાનજી વિશ્વનાથ.
૧ કુમારશ્રી નારણસિંહજી જેઠીભા.
૧ બાવા કાલીદાસ પરષોત્તમ.
૧ રા. નરભેશંકર વિ. મણીશંકર.
૧ રા. સુરજશંકર વિ. અંબાશંકર.
૧ રા. ઉદયશંકર વિ. દોલતરામ.
૧ મેહેતા રામજી પુરષોત્તમ દ્વારકાંકર.
૧ રા. મણીશંકર માંડણજી.
૧ બાવાશ્રી રામપ્રસાદજી.
૧ ઠાકર જગજીવન ઓધવજી.
૧ લુવાર વેલજી વિ. આણંદજી.
૧ સોની ભના વિ. જીવા.
૧ જોશી કાળીદાસ પ્રમાણંદ.
૧ ગુસાંઇ મૂલપુરીજી.
૧ કંસારા ગોપાલજી મદનજી.
૧ સોની હીરા રૂધનાથ.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | સોની ગોરધનદાસ વિ. ચત્રભુજ. |
| ૧ | મોઢ ગોવિંદજી હરીદાસ. |
| ૧ | મણીઆર મોતીચંદ હીરાચંદ. |
| ૧ | રાજેશ્રી પ્રાણશંકર અંબાશંકર. |
| ૧ | રા. કૃપાશંકર કરશનજી જેલર. |
| ૧ | શેઠ વેલજી વિ. દેવજી. |
| ૧ | શેઠ કાનજી કલ્યાણજી. |
| ૧ | રા. નવલશંકર કૃપાશંકર. |
| ૧ | શેઠ તલકસી દેવજી. |

## ખંભાળિયા.

| નકલ. | નામ. |
|---|---|
| ૨ | શેઠ મૂળજી કલ્યાણજી રાજડા. |
| ૧ | રા. માનશંકર રૂપજી. |
| ૧ | રા. મોતીલાલ સારાભાઈ. |
| ૧ | રા. અનતજી માધવજી. |
| ૧ | રા. રૂઘનાથજી ઘેલા ધ્રુ. |
| ૧ | રા. ગીરજાશંકર નરભેશંકર વકીલ. |
| ૧ | વકીલ દેવચંદ વિરચંદ. |
| ૧ | મેતા નથુ નરભેરામ. |
| ૧ | રા. લાલજી વિ. પીતાંબર. |
| ૧ | રા. નાગરદાશ મથુરાંદાશ આચાર્ય. |
| ૧ | વકીલ ગીરજાશંકર વાસણજી. |
| ૧ | વકીલ રાજારામ વજેરામ. |
| ૧ | રા. પ્રભાશંકર વિ. જેશંકર, વકીલ. |
| ૧ | ઠા. ગોપાલ વિશંરામ. |
| ૧ | ઠા. દામોદર પદમશી. |
| ૧ | રા. જીવરામ મહાદેવ. |
| ૧ | વૈદ્ય હરજીવન મુરારજી. |
| ૧ | ગુંસાઇ નારણગીરજી અભેરણગીરજી. |

## રાજકોટ.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | રા. રૂપશંકર રાજારામ. |
| ૧ | રા. હરીલાલ સવાઇલાલ. |
| ૧ | રા. ત્રીભોવન પુરૂષોત્તમ. |
| ૧ | રા. ગોપાલજી ભવાન. |
| ૧ | રા. ભાણજી પ્રભુદાશ. |
| ૧ | રા. ઇન્દરજી મકનજી. |
| ૧ | રા. શવજી વહાલજી. |
| ૧ | રા. નવલશંકર મોતીરામ. |
| ૧ | રા. કામેશ્વર ગોપાલજી. |
| ૧ | રા. નરભેશંકર વી. જીવણરામ વકીલ. |

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | રા. જેસુખરાય દુલેરાય. |
| ૧ | રા. વજુભાઈ હિંમતભાઈ. |
| ૧ | ગાંધી લક્ષ્મીદાસ કરમચંદ. |
| ૧ | રા. દુર્ગાપ્રસાદ હરીપ્રસાદ. |
| ૧ | રા. જીવણદાસ હરજીવનદાસ. |
| ૧ | રા. વિઠ્ઠલ દયારામ. |
| ૧ | રા. બુલાખીદાસ હરનારાયણ. |
| ૧ | રા. બેચરદાશ કાશીરામ. |
| ૧ | રા. માણેકચંદ આણંદજી. |
| ૧ | રા. લક્ષ્મીશંકર જાદવજી. |

## જોડીયાબંદર.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | દેશાઈ કૃષ્ણલાલ આણંદલાલ મુનસફ. |
| ૧ | રા. પ્રાણશંકર ભવાનીશંકર. |
| ૧ | ડાકટર શીવાજી નરસુ. |
| ૧ | વકીલ ગીરધર ખેતસી કોઠારી |
| ૧ | વકીલ કેવળચંદ ભીમજી ખખર. |
| ૧ | વકીલ વ્યાસ ભગવાનજી વિ. હીરજી. |
| ૧ | વકીલ પીતાંબર જીવરાજ. |
| ૧ | વકીલ ડાહ્યા દામોદર. |
| ૧ | રા. કલ્યાણજી ચત્રભુજ મેતાજી. |
| ૧ | રા. સુંદરજી વાલજી વકીલ. |

## સલાયા.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | રા. લક્ષ્મીશંકર હીરજી. |
| ૧ | વૈદ્ય મોરારજી પ્રેમજી. |
| ૧ | ઓવરશીયર મોરો ધોંડદેવ. |

## આટકોટ.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | રા. દેવચંદ લક્ષ્મીચંદ. |
| ૧ | રા. જગંનાથ રૂઘનાથ. |
| ૧ | સૈયદ જમાલુદીન હુશેનમીયાં. |

## ધ્રાંગધ્રા.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | મેતા વેલજી મૂલશંકર. |
| ૧ | રા. ગોવરધનદાશ પોપટ. |

## નીકાવા.

| નકલ. | નામ. |
|---|---|
| ૧ | રા. રામચંદ્ર મહાદેવ. |
| ૧ | પટેલ તથા તલાટી. |

## શ્રી બેટ શંખોદ્ધાર.

નકલ. નામ.

૫ ભંડારીજી શ્રી જગંનાથજી હરિમંગળજી.
૧ રા. ચુનીલાલ કૃપારામ.

## વાંકાનેર.

૧ રા. નંથુરામ સુંદરજી શુકલ.
૧ રા. ઉમીયાશંકર ધનજી.

## દ્વારકાં.

૧ ઓખા લાઈબ્રેરી.
૧ જોશી નથુ ઓધવજી.

## વિશોત્રી.

૧ સુતાર જીવા દેવજી.

## ભાડથર.

૧ ઠા. ગોવિંદ ખેરાજ.

## આમરણ.

૧ મેહેરબાન દરબાર શ્રીરવાજી સાહેબ.

## ભાટીયા.

૧ રા. કાલીદાસ લાલજી.

## પડધરી.

૧ રા. રામેશ્વર મહાનંદ.

## મસ્કત.

૧ ઠા. વાલજી કાળા.

## માંગરોળ.

૧ રા. હરીલાલ જગજીવનદાશ.

## બગસરા.

૧ રા. જેઠા કાનજી કામદાર.

## જુનાગઢ.

નકલ. નામ.

૧ રા. ગુલાબરાય અંબાશંકર.

## રોહા કચ્છ.

૨ ઠાકોર શ્રી વેરીસાળજી.

## મુદ્રા.

૧ ઠ. હંસરાજ લક્ષ્મીદાસ.

## જોધપુર.

૧ રા. દામોદરદાસ ગંગાદાસ.

## જાંખરડા.

૧ ઠા. મુલજી જેરામ.

## દેવગઢ.

૧ દેવગઢ નેટીવ લાઈબ્રેરી.

## કોઇમટુર.

૧ દામોદરદાસ વિ. માધવદાસ.

## કલકત્તા.

૧ ઠ. નરસી ધનજી.

## ધરમપુર.

૧ પાટવી કુમાર શ્રી મોહનદેવજી.

## વાગરા.

૧ રા. ત્રીભોવનદાસલક્ષ્મીદાસજડેજા.

## કટારગામ.

૧ રા. પ્રાગજી વલ્લભરામ નાયક.

## પાલીતાણા.

૧ રા. દુર્લભજી દેશાઇ.

## ભાવનગર.

૧ દામોદરદાસ જગજીવનદાસ.

**દયારામકૃત કાવ્યસંગ્રહ**–કવિ નર્મદાશંકરે રૂ ૧૦ વાળું જે દયારામકૃત છપાવ્યું હતું તેની આ ત્રીજી આવૃત્તિ છે. ગિલિટના નામ સાથના પાકાં પુઠાં છે. વધારામાં સતસૈયા, જે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને ઘણા ઉપયોગી છે, તેની સંપૂર્ણ ટીકા આપી છે. કિમ્મત ઘણી સસ્તી, રૂ ૨–૮–૦. ટપાલ ૪ આના.

**રાજતેજોમયી મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર** જ્યુબીલી પ્રસંગ માટેજ નહિ, પણ સદાકાળ યાદ રાખવા યોગ્ય એક ઉચ્ચ સદ્ગુણોથી ભરેલું સંસારી જીવનચરિત્ર, લાયબ્રેરીઓમાં રાખવા લાયક, છ સુંદર ચિત્રો સાથે. મુખપૃષ્ઠનું ચિત્ર કોઈપણ ગુજરાતી ગ્રંથમાં આપવામાં આવ્યું હોય તેથી ઘણું સરસ. સઘળા વર્તમાનપત્રોએ ભલામણ કીધી છે કે કન્યાઓને માટે તે ઘણું ઉપયોગી છે. કિમ્મત રૂ ૪) ટપાલ ૪ આના. આ પુસ્તક સરકારે લાયબ્રેરી તથા ઇનામમાં આપવા માટે ખાસ પસંદ કીધું છે. એમ કેહેવામાં આવ્યું છે કે એના જેવું ચરિત્ર બીજું લખાયલું નથી.

**ધીરાવતી**–શેહેનશાહ અકબર, પ્રતાપિ મોગલ મહારાજાની જીંદગીનું, રાજકાજનું અત્યુત્તમ ચરિત્ર. સાથે એક સદ્ગુણ સંપન્ન સ્ત્રીના પતિવ્રતપણાની વાર્ત્તા છે. ગુજરાતી ભાષામાં ઘણી વાર્ત્તાઓ નિકળી છે, પરંતુ આ એક એવી વાર્ત્તા છે કે તેમાંથી ધર્મ, જ્ઞાન, ઇતિહાસ, આનંદ ને સંતોષ એકે સામટા મળે છે. શેહેનશાહ અકબરે કેવા પ્રકારે પોતાનું આયુષ્ય ગાળ્યું છે તેની આના કરતાં કોઈ રીતે વધારે હકીકત મળી શકે તેમ નથી. વાર્ત્તાનો મુખ્ય પાયો ખરી હકીકતપર રચાયો છે. પૃષ્ઠ ૩૦૦, કિમ્મત રૂ ૧–૧૨–૦. ટપાલ ૨ આના.

**નર્મ કવિતા**–કવિ નર્મદાશંકરની રચેલી સઘળી કવિતાનો મોટો સંગ્રહ કવિતાનાં સઘળાં ટિપ્પણો સાથે ને કવિના જીવનચરિત્ર સાથે આ જીવનચરિત્ર મરહુમ સ્વર્ગવાસી મી. નવલરામ લક્ષ્મીરામે લખેલું છે. તેમજ ગ્રંથની પ્રસ્તાવના પણ તેમનીજ છે. અગાઉ તેની કીમત રૂ ૧૫ હતી. હાલ, કવિએ નહિ છપાવેલી એવી પણ સર્વ કવિતાઓ તેમાં ઉમેરી છે છતાં કીમત રૂ ૭. ટપાલ આઠ આના. પૃષ્ઠ ૧૨૦૦.

**ગંગા**–એક ગુર્જર વાર્ત્તા. જે આધુનિક હિંદુ કુટુંબના ચિત્રનો નમુનો છે. એના જેવી સરસ વાર્તા થોડીજ બહાર પડી હશે. એની ઘણી થોડી નકલો બાકી રહી છે. કિમ્મત રૂ ૧–૮–૦. ટપાલ ૨ આના.

**પંડિત ભગવાનલાલ ઈંદ્રજીનું જીવનચરિત્ર**–લખનાર મી. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક. કીંમત છ આના. ટપાલ છ પૈ.